ચિત્રકાર ]

નૂતન વર્ષાભિનંદન





ર્ષ : સાતમું.
ંક : પહેલો

સંપાદક :
મનુભાઈ જોબાણી

કારતક ૨૦૦૨
નવેંબર ૧૯૪૫

[ અજીત પ્રકાશન)



રણજીત સર્જન

**પ્રેમની**
પ્રેમના ભવ્ય સ્મારકની
પ્રેમને જીવી જનારની, બે સદીથી
લોકોને પ્રેરણા આપી રહેલી
**પ્રણય કથા–**

આરસનો સફેદ તાજમહેલ
રૂપેરી જબાને બોલશે
પ્રણયને જીવી જનારાં
યુગની ભવ્ય
**ઐતિહાસિક કથા**

# મુમતાઝ મહાલ

–ભૂમિકા–
ખુરશીદ, ચંદ્રમોહન, કજ્જન

દિગ્દર્શક :
કેદાર શર્મા

રોજ : ૪, ૭, ૧૦ વાગે. મેટીની શનિ–રવિ ૧–૧૫

એડવાન્સ બુકીંગ—૯॥ થી ૧૨॥ ને ૩ થી ૬॥

# રોયલ ઓપેરા હાઉસ



વર્ષ સાતમું : કારતક ૨૦૦૨ : નવેમ્બર ૧૯૪૫ : અંક ૧લો

# સંસ્કારનાં બે સ્વરૂપો

ધૂમકેતુ

*

કોઈ પણ પ્રજાના સંસ્કાર એ એનાં હજારો વર્ષના પ્રયત્નનું પરિણામ હોય છે. એ સંસ્કારને જ્યારે યુગપરિવર્તન સાથે કામ કરવાનું આવે છે, ત્યારે એમાંથી કાં તો એવું ઘર્ષણ ઉત્પન્ન થાય છે કે, જે એના મૂળના સ્વરૂપને તદ્દન હણી નાખે છે અને યુગબળનો જોઈએ તેટલો લાભ આપવા સમર્થ થતું નથી; અથવા તો નિષ્ફળ એવા અનેક વાદોને જન્મ આપીને પ્રજાને એ દ્વારા નિર્બળ અને નિર્માલ્ય બનાવે છે. પ્રજાના સંસ્કારના પણ બે પ્રકાર છે—એક પ્રકારમાં એનો ચિરંતન ને સ્થાયી અંશ આવે છે; બીજા પ્રકારમાં એનો

ગૌણ ને પરિવર્તનશીલ અંશ આવે છે. આ બીજા અંશને યુગપરિવર્તન સાથે તાલ મેળવવા માટે ફેરવવો જરૂરી હોય છે. પહેલો અંશ એને એ ફેરવણીમાં જરૂરી એવું બળ આપવા માટે છે.

પરિવર્તન સાથે પ્રજાકીય સંસ્કારનો મેળ કેવી રીતે મેળવવો, એ કોયડો સ્વાધીન પ્રજા માટે મુશ્કેલ છે, તો પરાધીન પ્રજા માટે તો એ હજારગણો મુશ્કેલ છે. યુગ માગે છે, કે એની જૂની પ્રણાલિકાઓએ બદલવું જોઈએ. સામર્થ્ય માટે એ જરૂરી હોય છે, કે એના સંસ્કારના ચિરંતન અંશે રહેવું જોઈએ. એવે વખતે જે ઉતાવળાં ને આકરાં પગલાં ભરી બેસે છે તે ભલે ક્ષણભર વિજય પ્રાપ્ત કરે, પણ છેવટને સરવાળે એણે વિચાર કરવા વેળાવવું પડે છે. આપણી હાલની સ્થિતિ સાથે આ વાતનો સંબંધ બાંધીએ, તો આપણી અનેક પ્રણાલિકાઓ મૃતપ્રાય છે, છતાં એ કેવળ રૂઢિબળને લીધે જ જીવતી દેખાય છે; જ્યારે અનેક સંસ્કારો મૃતપ્રાય છે, છતાં એમને ફરી સજીવન કરવાની આવશ્યકતા ઊભી થઈ છે. એક સાદું જ ઉદાહરણ લઈએ, આપણા ચાર આશ્રમોએ ને ચાર વર્ણાશ્રમોએ જવું જોઈએ, એ વાત અવ્યવસ્થા જ ઉત્પન્ન કરે તેવી છે; જ્યારે એનું વધારે પડતું જુનવાણી રૂપ પણ એવી જ અવ્યવસ્થા ઉત્પન્ન કરે તેમ છે. હમેશના જીવનમાંથી ઉદાહરણ લઈએ, તો રસોડાને જ લેવાય. સ્ત્રીશક્તિ આજે બહારના જગતમાં આવવા મથી રહી છે. આપણી રસોડાની રચના એવી છે કે, મધ્યમ વર્ગ કે ઊંચા મધ્યમવર્ગ સુધીના વર્ગમાંથી પણ કોઈ એ વસ્તુને આર્થિક કારણે તજી શકે તેમ નથી. એટલે રસોઇની વાનીઓનું નવું રૂપાંતર આપણે માટે આવશ્યક થઈ પડ્યું છે; જેથી ઘર રહે, ઘરનું વાતાવરણ પણ રહે, એ સ્વચ્છતા ને સુંદરતા રહે ને છતાં એમાંથી બહાર આવનાર માટે અવકાશ રહે. આ વસ્તુ ઉપર કોઈએ વિચાર કર્યો નથી. બે અતિના પ્રયોગો જ એમાં સ્થાન પામ્યા છે. કાં આપણને એમ કહેવામાં આવે છે કે, આ રસોડું ને ભઠિયારખાનું સ્ત્રીને રૂંધી નાખે છે. કાં આપણને એમ કહેવામાં આવે છે કે, તૈયાર હાક રોટલી મળે એવી કલબો, ઘરને હિસાબે વધારે ફાયદાકારક છે. આ કોઈ જાતની રચનાત્મક ભાષા જ નથી. એ તો કેવળ જેમને આ દેશનું કોઈ પણ વાતાવરણ રુચતું નથી એમની ભાષા છે. ખરો રસ્તો જુદો જ છે. એ રસ્તો રસોઇ, રસોડું, રસોઇનો સમય, ને વાનગીઓના રૂપાંતરમાં રહ્યો છે. કયા વેષમાં કઇ નેકટાઈ સારી લાગે એનું રજેરજ જ્ઞાન ધરાવનારા માણસો જ્યારે આપણા ઉપનયન-સંસ્કારની ચર્ચા કરવા બેસે ત્યારે એવા અર્થહીન પ્રલાપનો કાંઈ જ અર્થ નથી. એ ઉપનયનસંસ્કારનો અર્થ શોધીને એને જીવનમાં લાવવાનો પ્રયત્ન

[ અનુસંધાન પૃ. આઠમા ઉપર ]

# બાવન બાગની ચુંદડી



લેખક

મનુભાઈ જોધાણી.

'**મને** અહીં તમારા વગર નહિ ગમે, કહી નવવધૂએ સજળ બનેલી આંખ પાનેતરના પાલવ વડે લૂછવા પ્રયત્ન કર્યો અને ગળે ભરાયેલ ડૂમો મહામુશીબતે દબાવ્યો. એનું હૈયું ડસડસી રહ્યું હતું. જાણે કોઈ સો મણ ભારનો પત્થર છાતી ઉપર લદાયો હોય એમ દુઃખથી દબાયેલી બાળા સુખના ઉંબરે પગ મૂકતાં જ પાછી દુઃખના દવ વચ્ચે ધકેલાઈ જતી હોય એમ અનુભવતી. એ ભારે હૈયે ને ભીની આંખે પતિની સામે ઉભી ઉભી કહેતી હતીઃ 'મને અહિં તમારા વગર નહિ ગમે.'

જમના એનું નામ. ગરીબ માવતરની એ એકની એક દિકરી હતી. વૃદ્ધ બાપ કમાઈ શકતો નહિ, એટલે મા ગામનાં દળણાં-પાણી કરી થોડું ઘણું લાવતી; એમાંથી ત્રણ જીવો સુખે દુઃખે દિવસો કાઢતાં.

જમના સમજણી થઈ ત્યારથી એને માવતરનું દુઃખ સમજાતું. બાપ ઘણી વખત બીજે ઠેકાણે આપી દેવા જમનાની મા પાસે વાત કાઢતો, પણ ખાનદાન બાઈ એને વારીવારીને અટકાવતીઃ 'અરે એક વખત જેને પારકી કરી એના ઉપર આપણો હક્ક જ નહિ. ને દીકરીને પૈસે જીવવું એના કરતાં પેટ ફોડી નાખવું સારૂં.'

એની આ હઠ સામે બાપ નિરુત્તર થઈ જતો ને પોતાની ગરીબાઈ અને વૃદ્ધાવસ્થા વચ્ચે સમસમી રહેતો. માણસને ગરીબાઈ પાપ કરવા પ્રેરણા આપે, પણ એ અગ્નિપરીક્ષામાંથી તરી પાર ઉતરનાર કંચન પેઠે અણી શુદ્ધ બચી જાય છે. જમનાની મા એ રીતે શુદ્ધ દાનતે જમનાને વેળાસર પરણાવી દેવા તલપાપડ થઈ રહી હતી, પણ ગરીબ વેવાઈ લગ્નની સગવડ કરી શકે એટલો યે જોગ કરી શકતાં નહોતાં. જમનાનો વર મુંબઈ નોકરી કરવા ગયો હતો. એને કેટલાય કાગળો લખ્યા, પણ 'પૈસા વગર નહિ આવું' એ સિવાય

*

એનો જવાબ જ આવતો નહિ. વેવાણો મળતી ત્યારે એક લગ્ન માટે ઉતાવળ કરતી; બીજી પોતાની મુશ્કેલીઓ બતાવીને ઢીલ કરવા વિનવતી; ને જમના કાકું કાઢ્યે જતી.

જમનાના કોડ ઉગતાં જ ડચાઈ ગયા હતા. ગરીબાઈમાં ઉછરેલી બાળા પોતાની ઉંમરની છોકરીઓને રંગબેરંગી કપડાંમાં મહાલતી જોતી ત્યારે પોતાની ફાટેલ ચુંદડીના છેડાને એ ઘડીઘડી રમાડયા કરતી; ને 'પરણીશ ત્યારે એવાં કપડાં લઈશ' એવી કલ્પનાથી મનને રાજી કરતી.

લગ્ન એ કન્યાને મન આનંદની અવધી. જમના પણ એ પ્રસંગે પ્રફુલ્લ પોયણી પેઠે ખીલી ઉઠી હતી. એના અંતરની અભિલાષાઓ પૂર્ણ થશે એવી ઉંડી ઉંડી આત્મસંતોષની સરવાણીઓ એના હૈયામાં વહેતી-કિલ્લોલતી હતી. લગ્નમાં ગીત ગાવા આવતી પાડોશણો અને પોતાની બહેનપણીઓને સાસરેથી આવેલ બાવન બાગની ચુંદડી ઓઢી આવતી જતી

જોતી ત્યારથી એને એ બાવન બાગની ચુંદડી પહેરવાની રઢ લાગી હતી. લગ્ન માટે ચુંદડી કે ચુંદડી માટે લગ્ન એ એને મન એક જ વાત હતી.

લગ્નની વાત સાંભળતાં એ કલ્પનાતરંગે ચડી: 'સાસુ પાસે પગે લાગતી વખતે આવી જ ચુંદડી માગીશ.' એ કલ્પનાના ઘોડે ચડતી. 'રંભાની અધરણીમાં, ચંપાના લગ્નમાં, મોહનની જાનમાં, દામોદરને ઘેર રાંદલ વખતે ને નાતમાં જમવા જતાં હું એ ચુંદડી ઓઢવાની. મને એ બહુ શોભે.' અને એનું મન ચુંદડીમાં ભમ્યા કરે. તે સાસરું અને લગ્ન–એ બધાંની પાછળ એને ચુંદડી જ મહત્વની લાગ્યા કરતી. એ સિવાય એને બીજી કોઈ કલ્પના, બીજો કોઇ આનંદ કે બીજો કોઈ તરંગ નહોતો. સાવ મોઘી બાળા કપડાંથી રાચી રહી હતી, ને તેમાંય એક બાવન બાગની ચુંદડી જ.

પણ બધા દિવસો એક સરખા જતા નથી. છોકરો મુંબઇથી થોડું બચાવીને, થોડું શેઠ પાસેથી લઇને, થોડું સગાવહાલા પાસેથી ઉછીના પાછીના કરીને આવ્યો: અને વેવાણે લગ્ન માટે કહેવરાવ્યું ત્યારે જમનાની માના હરખનો પાર ન રહ્યો. દીકરી તો સાપનો ભારો. એને જલદી સાસરે વળાવવા તલપાપડ થઇ રહેલ માબાપને માથેથી ભાર ઉતરતાં દુઃખનો સમુદ્ર તરી પાર ઉતરવા જેટલો આનંદ દીકરીને વળાવતી વખતે થાય છે, એમ જમનાની માએ જમનનાં લગ્ન કરી એને સાસરે વળાવી દીધી.

પણ સાસરવાસમાં એને કપડાં કરતાં બીજી વસ્તુ સાંપડી ગઇ. અને બાવન બાગની ચુંદડીની વાત એ સમૂળી વિસરી ગઈ. એનો પતિ ધરમશી એને ફુલદડા પેઠે રમાડતો, ખીલવતો, ને હસાવતો. જમનાના હૃદયમાં નવીન ભાવો જાગ્રત થયા. કપડાં પ્રત્યેનો મોહ સરી ગયો. એને યાદ પણ ન રહ્યું કે એ બાવન બાગની ચુંદડી માટે કેટલું ઝંખતી!

પણ નોકરીઆત માણસને શેઠીઆઓ જંપવા દેતા નથી; એમ પંદર દિવસમાં તો ઉપરા ઉપરી ત્રણ કાગળો આવી ગયા: 'હવે લગ્ન થઈ ગયાં. જલદી આવવા રહેજો. નહિ તો પછી અમે બીજા માણસની સગવડ કરી લઈશું' એવા ઉદ્દેશના કાગળે ધરમશીને ચિંતાતુર બનાવ્યો. પણ માથે ચડેલું ઋણ ઉતારવા માટે નોકરી સિવાય બીજો ઉપાય ન હતો. એણે દુઃખી દીલે–અણગમતે મને મુંબઇ જવાનું નક્કી કરી નાખ્યું. ... 

'જો, મુંબઈ ગયા વિના ચાલે એવું નથી. અહીં રહીને મારે તમને બધાને ખવરાવવું શું!' થોડી ચિંતા ને થોડી ગરીબાઇનું મિશ્રણ રેડતો ધરમશી જમનાની પીઠ પંપાળવા લાગ્યો.

'પણ તમારા વગર મને અહીં નહિ ગમે.' કહી જમના રડી પડી.

'અરે નહિ શું ગમે? આટલા વરસ સુધી ગમ્યું ને આ પંદર દિવસ ભેગાં રહ્યાં એટલામાં નહિ ગમે?' ધરમશીએ પોતાના હૈયામાં થતી ગડભાંજ છુપાવતાં દંભ કર્યો.

'મને શી ખબર! કોણ જાણે પણ તમે જવાનું નામ લીધું ત્યારનું મને ચેન જ પડતું નથી.'

'એ તો ઘડીક લાગે. પછી બધું હતું એમ ગમશે.'

'પણ એકલી......'

'અરે એકલી શેની છું? બા છેને?'

'બા તો.........' કહી જમનાએ ડુસકું મૂક્યું. એને કહેવું હતું કે બા કંઈ તમે છો? પણ એના શબ્દો ગળામાંથી નીકળ્યા જ નહિ.

ને ધરમશીને લાગ્યું કે 'બા એ છે ત્યાં

# રસ-રાસે



લેખક
શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

*

રમણે ચડતો યુગયુગનો રસ રાસ એ,
ચાંદો ને ચંદ્રિકા ખીલે રાસ એ;
પંથીડાને પગલે માનવ પાજ રે.
રસ રાસે રમતી'તી રમણી રંગમાં

અમર રહો ગુજરાતે રસભર રાસ એ,
નિત્ય હસે ગુજરાતણ રમતી રાસ એ;
રાસ રાણીનાં અમર તપો એ તાજ રે–
રસ રાસે રમતી'તી રમણી રંગમાં.

રસ રાસે રમતી'તી રમણી રંગમાં.
રંગે રંગે રાચે રસિયા રાજ, રે–
રસ રાસે રમતી'તી રમણી રંગમાં.

સસરાજી રાચે રણુકારે રાસને;
સાસુદિલ નાચે ઠણુકારે રાસને;
નણદડલી સજતી નિત નવલા સાજ રેઃ
રસ રાસે રમતી'તી રમણી રંગમાં.

જેઠાણીની જોડ જડે નહિ રાસમાં,
દેરાણી હસતી રમતી રસ રાસમાં;
નણદડલી નયનો નાચે પ્રિય કાજ રે–
રસ રાસે રમતી'તી રમણી રંગમાં.

પાડોશણ પહેરે ચુંદલડી રાસની,
તાણેવાણે ભાત ભરી રસ રાસની;
જોઈ રસિયાં હૈયાં ઉછળે આજ રે–
રસ રાસે રમતી'તી રમણી રંગમાં.

ઝાંઝરને ઝણકારે ઝણકે રાસ એ,
ઠેસુંને ઠણકારે ઠમકે રાસ એ;
ઢોલકના ઢમકે જામે જોમ અવાજ રે–
રસ રાસે રમતી'તી રમણી રંગમાં.

સુધી સાચવશે, ને પછી દુઃખ દેશે' એમ જમનાને કહેવું છે. આ વિચારે એનું હૈયું દુઃભાયું. એને થયું કે પારકી દીકરી પણ આપણા ઘરની તો પુત્રવધૂ છે. અને મા તો એટલી ભલી છે કે લીલા ઝાડ નીચે ભૂખે મરે. એટલે એણે કહ્યુંઃ 'તને બાનો અનુભવ નથી. બા તો તને હથેળીમાં રાખશે.'

'બા તો મારું ખોળાડું સાચવશે. હૈયું તો ભરી જવાનું.'

ધરમશીના હૈયા સોંસરવા શબ્દો નીકળી ગયા. પત્નીની વિરહ વેદના એ કળી ગયો, પણ એકે ઉપાય ન હતો. ટુંકા પગારમાં પત્નીને મુંબઈ સાથે લઈ જવી પોસાય તેમ ન હતું. વૃદ્ધ માને એકલી મૂકી પત્નીને સાથે લઈ જાય તો લોકો પીંખી ખાય. ને જમનાને પીયર મૂકવા જવાની વાત કરે તો માના મનને ઓછું આવે. આમ સમાજનો ભય, માતાની લાગણી અને ગભરુ પત્નીની દયા વચ્ચે એ ભીંસાઈ ગયો.

એણે રડતી જમનાના આંસુ લૂછ્યાં. પીઠ થાબડીને હોંશિયાર થવાની શિખામણ આપીઃ 'તને થોડા દિવસ પછી તેડવા આવશે, એટલે તારે પિયર જઈ આવજે. મહિના પછી પાડોશમાં લગ્ન છે એટલે તને સોરવશે. ને બે મહિને આવીને હું તને તેડી જઈશ.'

'બે મહિને આવીને તેડી જઈશ' એટલા શબ્દોએ જમનાના હૈયામાં કંઈક હૂંફ મૂકી.

અને એની નજર સામે બાવન બાગની ચુંદડી પહેરેલી પોતાને નીરખી રહી. એનું દૈયું પ્રફુલ્લીત બન્યું ને આંખમાં ચમક આવી. એના વદન ઉપર હાસ્ય ફરકી ગયું ને એણે મલકાતે મુખે પૂછ્યું: 'મુંબઈમાં બાવન બાગની ચુંદડી મળે !'

'અરે જોઈએ એટલી ! તારે માટે હું આવીશ ત્યારે લેતો આવીશ.'

'જરૂર !'

'અરે એ તો કાંઈ ભૂલું ! સરસ લાલ રંગની ચુંદડી લાવવાનો.'

ને જમનાને લાગ્યું કે એ મુંબઈ જાય તો ચુંદડી આવે. એણે ફરી ફરી યાદ કરીને નક્કી કરાવ્યું. 'જરૂર લાવશોને ?'

'હા. હા. હા. જરૂર લાવીશ.'

'શું ?'

'બાવન બાગની ચુંદડી. બીજું શું ?'

ને જમના ખડખડાટ હસી પડી. ઓશરીમાં સૂતેલી સાસુએ ઉંઘમાંથી જાગી જતાં કહ્યું: 'એલા અડધી રાત ગઈ હવે તો ઉંઘો ! હમણાં ઓલ્યો એકાવાળો બોલાવવા આવશે.'

ને પતિ–પત્ની પથારીમાં પડ્યાં. જમનાના દીલમાં બાવનબાગની ચુંદડી મેળવવાની આશા હતી અને ધરમશીના દીલમાં દેવામાંથી ને ખાવામાંથી પૈસા બચશે કે નહિ, એની ચિંતા હતી.

: ૨ :

મુંબઈ ગયા પછી નોકરીની દોડમારીમાં ધરમશીનું શરીર લથડતું ગયું. દવાની શીશીઓ શરૂ થઈ. લથડતા શરીરને નોકરી કરવા જેટલી શક્તિ આપવા ઇન્જેકશનો લેવા મંડયો. ને પગાર વખતે શેઠે લગ્ન વખતે ધીરેલા નાણાનો હપ્તો કાપી લઈબાકીના આપ્યા ત્યારે દાક્તરનું બીલ ને લોજના કુપનોએ એની આંખે અંધારાં લાવી દીધાં.

'શેઠ ! આ મહિને મને દવા અને ખાવા જેટલા તો પૈસા આપો ! આખો મહિનો હું શું ખાઇશ !' એણે આજીજી કરી.

પણ શેઠનું હૃદય પીગળ્યું નહિ. ધરમશી બેફામ જેવો રાત્રે લોજમાં ગયો. થોડા પૈસા આપી કુપનો લીધી, ને વધેલા પાંચેક રૂપિયા ગજવામાં નાખી એક ઓળખીતાની ઓરડીની ચાલમાં સુઈ રહેવા ઉપડયો.

પણ શેઠનું પાષાણ હૃદય, પોતાની મરિઆઈ ને માંદગી, પત્ની માટે બાવન બાગની ચુંદડી ને માને ખોરાકી માટે મોકલવાની રકમ આ બધા વિચારોથી ઘેરાયેલો ધરમશી મોટરની હડફેટે આવી ગયો.

ગરીબ મરે તેની ચિંતા પૈસાદારો કરતા નથી, એમ મોટરવાળાઓ પગે ચાલનારની દરકાર રાખતા નથી. લોકોએ હો હો કર્યું ને ટોળું વળી ગયું. એનો લાભ લઇ મોટર ચાલી ગઈ.

ને લોકોને વીખેરતા પોલીસે ધરમશીને ધમોલ હોસ્પીટાલમાં પહોંચાડયો.

મગજ ઉપર ધક્કો લાગેલો એટલે બેભાન ધરમશી સુનમૂન પડી રહ્યો. ત્રીજે દિવસે એ કાંઈક ગણગણતો હોય એમ નર્સને લાગ્યું. એ ઘડી ઘડી લવતોઃ 'બાવન બાગની ચુંદડી.' એ શું કહે છે તે નર્સ સમજતી નહતી. એ પાણી પાતી, માથે બરફની થેલી મૂકતી ને ઘડી ઘડી કપાળે હાથ મૂકતી. ધરમશીને લાગતું કે, જમના એની પાસે બાવન બાગની ચુંદડી માગે છે. એ કહેતોઃ 'જરૂર લાવીશ, જરૂર.'

ધીમે ધીમે ધરમશીને દર્દ મટતું ગયું. થોડા દિવસ પછી એને હોસ્પીટલમાંથી ભાગી જવાનું મન થયું, પણ વિસ્મૃત અને અશક્ત શરીર એને રોકી રહેતું. નર્સની ચોકીદારી એને સાલતી. બાવન બાગની ચુંદડી તો એ ભૂલી જ ગયો. એને એક જ વસ્તુ યાદ આવતી હતી–મા. અને ગમે તે ખાટલા પાસેથી

નીકળતું, એને એકાક મારતો-'મા!'.

ઘણી વખત વિસ્મૃત થયેલ મનુષ્યને નાનકડો પ્રસંગ પણ પૂર્વસ્મૃતિ આપે છે. એના પાડોશમાં સૂતેલ દરદીને જોવા માટે એની બહેન બાવન બાગની ચુંદડી ઓઢીને આવી. એમની વાતચીતે ઉંઘતા ધરમશીને જાગૃત કર્યો. એણે પડખું ફેરવી આંખ ઉઘાડીને જોયું. એ સફાળો બેઠો થઇ ગયો. એની પૂર્વ સ્મૃતિઓ જાગ્રત થઇ. એ ગણગણ્યોઃ 'બાવન બાગની ચુંદડી.'

એને ઉભો થયેલો જોઇ નર્સ દોડી આવી. એણે એને સુઈ જવા ધમકાવ્યો. ધરમશી ન માન્યો એટલે વિનવ્યો. પણ રોજનો ધરમશી આજે એને નવો જ લાગ્યો. ધરમશીએ હસીને એને કહ્યું: 'સીસ્ટર! હું ભાનમાં છું. મારે હવે ઘેર જવું છે.'

દાક્તરે એને તપાસ્યો. તે તદ્દન ભાનમાં હોવાની ખાત્રી થતાં ઘેર જવા માટે રજા આપી અને એનાં કપડાં સોંપતી વખતે ગજવામાંથી નીકળેલા પાંચ રૂપિયા પણ સોંપ્યા.

રૂપિયા હાથમાં લેતાં એની આંખમાંથી આંસુ સરી પડયાં. 'પાંચ રૂપિયામાં ટીકીટ ભાડું જ નહિ થાય. પછી ચુંદડીનું...?' એણે ઉંડો નિસાસો મૂક્યો.

આટલા દિવસોની ચાકરી પછી નર્સને એના ઉપર મમતા બંધાઇ હતી. એણે રડતા ધરમશીને હિંમત આપી ને થોડા દિવસમાં બધું મટી જશે એમ આશ્વાસન પણ આપ્યું. પણ ધરમશીના દિલને થતી ગડમથલ ને દુઃખ એ આશ્વાસન કે હિંમત આપી શકે તેવાં નહતાં. એના ચહેરા ઉપર ગમગીનીની શેક છાયા ઢળી ગઈ. એના અશક્ત શરીરમાંથી જોમ સરી ગયું. એણે શરીર લંબાવ્યું ને નર્સે એને સાચવીને પથારીમાં સુવાડી દીધો. બેભાન ધરમશીના દિલમાં થતું હતું-જાણે જમના એને પૂછતી હતી કે 'ચુંદડી લાવ્યા?'

બે કલાકે એને સ્ફુર્તિ આવી. એણે ઉઠીને પાણી પીધું. એટલામાં નર્સ આવી. એણે હેતથી ધરમશીની પીઠ પંપાળી.

ગળગળા થઈ જતાં ધરમશીએ પાંચ રૂપિયા નર્સના હાથમાં મૂક્યા. 'સીસ્ટર! હું નહિ જીવું. આ રૂપિયાની એક બાવન બાગની ચુંદડી લાવીને મારે ઘેર મોકલી દેજે. શીરનામું મારા કપડામાં છે.'

પાડોશી દર્દીને જોવા આવેલા આ સાંભળી ચોંક્યા. એ બધા ઉઠીને ધરમશીના ખાટલા ફરતાં વીંટાળાઇ વળ્યાં, પણ સીસ્ટરે ગરદી ઓછી કરવા કહ્યું. ધરમશીને હૃદય ઉપર સખત આઘાત થયો હતો. ને એ આઘાત એવો હતો કે ફરી ધરમશીએ આંખ ઉઘાડી જ નહિ.

: ૩ :

જમના દિવસો ગણ્યા કરતી હતી. પાડોશમાં લગ્ન હતાં ને જાન આવવાને બે દિવસની વાર હતી. જમનાએ સાસુને કહીને પાડોશીના છોકરા પાસે મુંબઇ કાગળ લખાવ્યો હતો કે 'બાવન બાગની ચુંદડી તરત મોકલે. લગનમાં પહેરાય એટલી વહેલી મોકલે.' પણ કાગળ તો શેઠની પેઢીમાં જેમ અનેક નોકરોનાં જીવન રગદોળાઇ જાય છે એમ ચુંથાઈ ચોળાઇ કચરાની ટોપલીમાં જઇ પડયો હતો. ને ધરમશી પણ એ કાગળ પેઠે સોનાપુરની સ્મશાનભૂમિમાં ઠેકાણે પડયો હતો.

લગ્નનો દિવસ આવ્યો ને જમનાની અધિરાઇ વધી ગઇ. ટપાલી કાંઇ ખબર લાવે એની રાહે એની નજર શેરીના નાકા ઉપર ટાંપી રહી હતી. માણસોના અવરજવરના ખખડાટે એના કાન ચમકતા ને ઉંચી ડોક કરી એ ઓશરીની થાંભલી ઝાલી ખડકી સોંસરવી શેરીમાં જોઈ રહેતી અને ટપાલીને ન જોતાં નીરાશ થઈ જતી. જાન આવી. સામૈયાની તૈયારી થવા લાગી. જમનાની સાસુએ એને લુગડાં પહેરીને જવાનું કહ્યું, પણ એના નિરાશ

દેવામાં ગીત ગાવા જવાની એ સહજ આનંદ-લહરી ઉઠતી નહતી. સુમસામ જેવી એ રઘવાઈ બની ઘરમાંથી બહાર ને બહારથી ઘરમાં આંટા મારતી. લાંબી નજરે જાણે કોઈની રાહ જોતી હોય એમ ટાંપી રહેતી. ચંદ્ર અસ્ત થતાં સમુદ્રનું ગર્જન અને ભરતી શાંત થાય એમ હૃદયની ઊર્મિ ધીમે ધીમે શાંત બની ગઈ.

એટલામાં ખડકી ખખડી. પોસ્ટમેન અંદર આવ્યો. એનું હૈયું ફફડી ઉઠ્યું. બારણાની ઓથે લપાઈ ટપાલીની બગલમાં રહેલું પારસલ જોઈ રહી. ટપાલીએ પારસલ ઓસરીમાં મૂક્યું. ડોશીનો અંગુઠો લીધો ને પડોશીના છોકરાની સાક્ષી કરાવી ચાલતો થયો.

જમનાએ દડી કાઢી ને પારસલ ઉપાડી લીધું. ઝટઝટ તોડ્યું ને એ ઉતાવળમાં ચુંદડીનો છેડો ચીરાઈ ગયો. જમનાનું કાળજું પણ ચીરાઈ ગયું.

ભેગનમાં મૂકેલો કાગળ પાડોશીનો છોકરો વાંચતો હતો: 'આજે ધરમથી ગુજરી ગયો છે.'

*

કંકણ વિહોણી જમનાને બાવન બાગની ચુંદડી ઓઢાડી એની સાસુએ બાર મહિનાની એકાંત જેલ જેવા ખૂણામાં ધકેલી દીધી.

---

[ અનુસંધાન પૃ. બીજાથી ચાલુ ]

કરો અને એના કેવળ રૂઢિયુસ્ત સંસ્કારને તિલાંજલિ આપવી એ એક વસ્તુ છે ને જેવી રીતે માણસને પોતાને રૂઢિ વિષે અંધશ્રદ્ધા હોય છે તેમ-વિદેશી વિષે અંધશ્રદ્ધા રાખીને આપણું મૂલ્યાંકન કરવા બેસવું એ તદ્દન જુદી જ વસ્તુ છે. આપણે જોઈએ છીએ તો આપણી અર્થહીન રૂઢિનો નાશ અને આપણી સંસ્કારપ્રણાલિકાનું પુનર્યોજન. આપણે જો આ બન્ને વસ્તુનો સાથે સાથે ખ્યાલ ન રાખીએ તો આપણું કેટલુંક સામર્થ્ય આપણે ખોઈ બેસીએ.

આપણો ખોરાક એ પણ આપણા માટે એક રાજકીય કોયડા જેટલી જ અટપટી વસ્તુ થઈ પડી છે. જેટલાં વીટામાન કથ્થા ખોરાકમાં કહેવામાં આવે છે, એ ત્યાં છે કે એ પણ એક વ્યાપારનો પ્રચાર છે, એવી એવી ઝીણામાં ઝીણી બાબતો વિષે પ્રજાને માર્ગદર્શન આપવાની જરૂરિયાત ઊભી થતી આવે છે રેતે સમસ્ત કેવળ પોતાનો જ દેશ ઉત્તમ હેતુથી પોતાની અસ્મિતાય એવી હરેક બાબતને લઘુતાથી અંકિત કરવાની જરૂર નથી. અલબત જે વસ્તુ આપણામાં નથી તે આપણામાં વસી રહી છે, એવું મિથ્યાભિમાન જેમ આપણો વિનિપાત કરે તેમ જે વસ્તુ આપણી હોવાની શકયતા છે-તેનો નકારાત્મક વિચાર પણ આપણો વિનિપાત લાવે છે.

જરૂર તો આપણા અર્થકારણની માફક આપણા તમામે તમામ જીવન વ્યવહારની નવરચનાની છે. પણ એ રચના કરવાનો અધિકાર ન હોય એવા તો એમાંથી એવી કુરચના કરશે કે, ગાંધીજીના એક વાકયને ટાંકીએ તો કહેવાનું મન થઈ આવે કે, કુવ્યવસ્થા કરતાં તો અવ્યવસ્થા જ સારી.

## હિંદની મહાન કવયિત્રી, ચિત્રલેખા, સંગીતજ્ઞ અને પત્રકાર તરીકે મશહૂર

# શ્રી. મહાદેવી વર્મા



પરિચય કરાવનાર

**શ્રી. સ્નેહલાલ જોષી.**

આ પણ શહેરના એક સંસ્કારપ્રેમી, વિદ્યારસિક, સતત અભ્યાસી અને શહેરની અનેકવિધ પ્રવૃત્તિઓમાં રસ ધરાવનાર ડૉ. હરિપ્રસાદ દેસાઈના મુખે હિંદી કવયિત્રી શ્રી. મહાદેવી વર્માના માનવપ્રેમ વિષે ભારોભાર વખાણ સાંભળી આપણું મન આનંદથી તૃપ્ત થાય, કે ગુજરાતના સાહિત્ય રસિકો હવે હિંદી સાહિત્ય-સ્રષ્ટાઓ વિષે રસ લેતા થયા છે. પ્રસંગ આ હતો કે, બંગાળના ભૂખમરા વિષે છાપાઓમાં અનેક લખાણો આવતાં, ભૌતિક સહાનુભૂતિ અને અલ્પાંશે આર્થિક સહાય પણ મોકલવામાં આવતી; પરંતુ આપણે ત્યાંથી એક કવિ ત્યાં જઈ પ્રત્યક્ષ દુઃખદ દશ્યો જોઈ આવવા પ્રેરાયા નહિ; પણ હિંદીનાં આ બહેનનું હૈયું ક્ષુધાતુરોના ક્રંદનથી કંપી ઊઠ્યું અને તેને શબ્દોમાં ઉતાર્યું અને બીજા કવિઓના કાવ્યો સાથે 'બંગદર્શન' નામે પુસ્તક પ્રગટ કર્યું. તેની કિંમત પાંચ રૂપીઆથી સો રૂપીયા સુધી ઉપજાવીને બધી રકમ બંગાળ રાહતમાં મોકલાવી આપી. થોડા વખત પર મારા નાનાભાઈ શ્રી. કાન્તીલાલ જોષી (એમ. એ.) રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના કામે પ્રયાગ ગયેલા. મને એમણે કહેલું કે 'શ્રી. મહાદેવી વર્માને મળ્યો એ મારા જીવનની ખાસ વિશેષતા છે. એ દેવીનાં દર્શનથી મારા હૃદયમાં જે ઉમળકો આવ્યો તે એ કે 'એવી માતાને પેટે મને જન્મ મળે' એવી ઇચ્છા થઈ આવી.'

શ્રી. મહાદેવી વર્મા બંગાળાના ભૂખમરાથી મહાન દુઃખી છે. તેમણે અનેકવાર આગળ આવેલા ભોજનથાળનો ત્યાગ કર્યો છે. અનેકવાર બંગાળાના પ્રત્યક્ષ જોયેલાં ભયંકર દશ્યોથી ચોધાર આંસુડે રડ્યાં છે અને પોતાની નિઃસહાય સ્થિતિ માટે આત્મક્લેશ કર્યો છે.

શ્રી. મહાદેવી વર્માનો જન્મ શ્રી. હેમરાણીદેવીની કુંખે સંવત ૧૯૬૪ (ઈ. સ. ૧૯૦૭) માં ફર્રૂખાબાદમાં થયો હતો. તેમના પિતાશ્રી ગોવિંદપ્રસાદ વર્મા એમ. એ; એલ.એલ.બી, થયેલ સુશિક્ષિત અને શિક્ષાપ્રેમી ગૃહસ્થ હતા. શ્રી. મહાદેવીને બે ભાઈઓ અને એક બહેન છે.

શ્રી. મહાદેવીનું પ્રાથમિક શિક્ષણ ઇન્દોરમાં શરૂ થયું અને પછી ૧૧ વર્ષની બાળવયમાં ડૉ. સ્વરૂપનારાયણ વર્મા સાથે તેમનું લગ્ન થયું. સંવત ૧૯૮૧માં મેટ્રીકની પરીક્ષામાં સમગ્ર સંયુક્ત પ્રાંતમાં એ સર્વ પ્રથમ નંબરે પાસ થયાં. ૨૧ વર્ષની વયે ૧૯૮૫માં સંસ્કૃત ફીલોસોફી લઈ બી. એ.માં પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયાં અને ક્રાસ્થવેટ ગર્લ્સ કોલેજમાં સર્વ પ્રથમ આવ્યાં. પછી સંસ્કૃત વિષય લઈ એમ. એ. થયાં.

કવયિત્રી મહાદેવી આજે પ્રયાગ મહિલા વિદ્યાપીઠનાં પ્રિન્સીપાલ છે. અને હિંદી સાહિત્ય-સંસદના પ્રધાન મંત્રી છે. તેમણે 'ચાંદ' માસિકનું વર્ષો સુધી સંપાદન કર્યું છે.

શ્રી. મહાદેવી વર્માને નાનપણથી જ કવિતા રચવાનો શોખ હતો. કવિતા કરતાં તે કાગળ ઉપર લખતાં, વાંચતાં, ને મનમાં ખુશ થઈ કાગળ ફાડી નાખતાં. જ્ઞાન, અનુભૂતિ અને અભ્યાસ વધવાની સાથેસાથ આ કાવ્ય રચવાની વૃત્તિ પણ વધી. પ્રારંભિક રચનાઓ 'ચાંદ' માં છપાઈ; પછી તો 'માધરી,' 'સુધા,' 'મનોરમા' વગેરે માસિકમાં પણ એમનાં કાવ્યો પ્રગટ થવા લાગ્યાં. આજે તેઓ હિંદીમાં પ્રથમ કોટિના કવિઓમાંનાં એક છે. તેમની કવિતા-સમૃદ્ધિ અને તેમનાં પ્રકાશનો માટે 'હિન્દી' ગૌરવ લે છે.

આપણે મહાદેવીને વર્તમાન યુગના 'મીરાં' કહી શકીએ. બન્નેમાં અંતર માત્ર સમય અને સમયનાં ઉપકરણોનું જ છે. કારણકે મીરાં સાકાર ગિરધર વર—પ્રભુનાં પરમ ભક્ત કવયિત્રી હતાં, તો મહાદેવી અણુઅણુમાં વ્યાપી રહેલ નિરાકાર બ્રહ્મનાં પરમ ઉપાસક છે. કવિયિત્રીના અંતરમાં વિરહ માટેની વેદના અને અનુભૂતિ છે. કવયિત્રીનો પોતાનો જ એક અંતર્જગતનો સંસાર છે. તેમના મન તો 'માનવ એક સજીવ કાવ્ય છે.' કવિનું કાવ્ય તો આ સજીવ કાવ્યનું માત્ર શબ્દચિત્ર છે. અને 'આ શબ્દચિત્ર-કાવ્ય દ્વારા કવિ પોતાની સંસારની એકતાને સમજી શકે છે.' દુઃખ અને તેનો કાવ્ય સાથે શો સંબંધ છે, તેને કવયિત્રી બરાબર પીછાને છે અને દુઃખને અપનાવી હસતાં હસતાં નિરાકારની કલ્પનામાં તેને સમાવી દેવામાં મોક્ષ છે એમ માને છે. કવયિત્રીની દૃષ્ટિએ દુઃખ જીવનનું એક એવું કાવ્ય છે કે જે આખા સંસારને એક સૂત્રમાં બાંધી રાખવાની શક્તિ ધરાવે છે.

આ દૃષ્ટિએ જોતાં કવયિત્રીની રચનાઓમાં વેદના, દુઃખવાદ, અંતર્પીડા વિશેષ જોઈ શકાય છે.* પણ ધીમે ધીમે તેમની રચનાઓમાં હર્ષ, વિહ્વલતા, આતુરતા અને પ્રસન્નતા પણ આવતા ગયાં છે. છેવટે કવયિત્રી પોતાના વિશિષ્ટ સ્થાને પહોંચે છે અને અંતરધ્વનિ સૂરે છેઃ

'रजनि ! विश्वका कण कण मुसको, आज कहेगा चिरसुहागिनी !

મહાદેવી વર્મા શરૂઆતમાં 'છાયાવાદી' છે. પછી ક્રમશઃ 'રહસ્યવાદી' બનતાં ગયાં છે. તેઓ એક પ્રૌઢ ગદ્યલેખક અને નિબંધકાર પણ છે. તેમનામાં કવિતાનું હાર્દ અને સાહિત્યનો મર્મ સમજાવવાની અપૂર્વ શક્તિ છે. કવિતામાં મીરાંના પ્રેમની ઉષ્મા, કૃષ્ણની મુરલીનું સંગીત અને ભગવાન બુદ્ધની કરુણાનું સંમિશ્રણ છે.

શ્રી. મહાદેવી કવિ છે તે સાથે સુંદર ચિત્ર-લેખા અને સંગીતકાર પણ છે. 'યામા' અને 'દીપશિખા' માંના ચિત્રો અને સુશોભનો તેમનાં પોતાનાં જ દોરેલાં છે. આટલા સમયમાં તેમણે પંદરેક પુસ્તકો પ્રગટ કર્યાં છે તેમાં નીહાર, નીરજા, રશ્મિ, સાંધ્યગીત, દીપશિખા, યામા, અતીતકે ચલચિત્ર, નારીજીવનની શૃંખલાઓ વગેરે મુખ્ય છે.

શ્રી. મહાદેવીને તેમની કૃતિ 'નીરજા' માટે પાંચસો રૂપિઆનું શેઠ સેકસરિયા પારિતોષિક પૂજ્ય મહાત્મા ગાંધીજીના હાથે મળ્યું છે. તેમનાં સાંધ્યગીત, યામા અને દીપશિખાના પ્રકાશન-સૌન્દર્ય માટે કોઈપણ ભાષા ગૌરવ લઈ શકે તેવાં છે. શ્રી. મહાદેવી વર્મા હિંદનું અમોલું રત્ન છે.

* प्राणोंका दीप जलाकर करती रहती दीवाली

દાંપત્ય જીવનની

# સંતાકૂકડી



શ્રી. વિ. સ. ખાંડેકર

*

**ઓ** મા, આ વાદળાંએ તે શું ધાર્યું છે?' પેટીમાં ભરતાં ભરતાં માલતી બોલી.

'એ તો દેવ તને કંઈક કહે છે.' પાર્વતી બહેને ઉત્તર આપ્યો.

'શું?' સાડીની ગડી સરખી કરતાં માલતીએ પૂછ્યું.

'દેવ ઇચ્છે છે કે તું આજે અહીંથી ન જાય!'

રંગભૂમી પર ક્ષણ માત્રમાં જ અંધકારમાં પલટાઈ જતા પ્રકાશની પેઠે આજે બહાર પણ તડકા–છાયાની રમત રમાઈ રહી હતી. કેવો સરસ તડકો હતો! પણ સહેજમાં વાદળાં ચડી આવ્યાં અને ચાળણીમાંથી ચળાતા લોટની પેઠે વરસાદ વરસવા લાગ્યો.

મા પ્રત્યે પ્રેમભરી દષ્ટિથી જોતાં માલતી બોલી: 'પિયેરમાં રહેતાં કોઈ કંટાળતું હશે ખરું?'

'એ તો બધી કહેવાની વાતો!'

'તો શું મારે વળગીને બેસી રહેવું?'

માલતીએ આ પ્રશ્ન જો કે મસ્કરીમાં જ પૂછ્યો હતો, પણ માંની આંખમાં પાણી આવેલાં જોઈ તેનાં હૃદયમાં કંઈનું કંઈ થઈ આવ્યું. હાથમાંથી કપડાં પડતાં મૂકી તે મા પાસે દોડી ગઈ અને જાણે આંસુનાં પ્રવાહને ખાળવાને પાળ બાંધતી હોય તેમ માતાને ગળે વળગી પડી. પણ માના આંસુ રોકવા જતાં તેની જ આંખમાંથી આંસુ સરી પડયાં.

અને પ્રેમનાં આંસુ એટલે? ગંગાયમુનાનો જ પ્રવાહ!

'બે છોકરાની મા થઈ તોયે હજી નાની જ રહી કે માલતી?'

'કેમ મેં શું કર્યું?'

'આમ આંસુ પડતાં હશે, ગાંડી!'

'સાત છોકરાની દાદી વાતવાતમાં રડી પડે તો બે છોકરાની મા...'

તેને અળગી કરતાં માએ કહ્યું: 'તેણે ઓછું રડવું જોઈએ; જોઈએ તો હિસાબ કરી જો!'

'લે જો, પાછો તડકો થયો!'

વરસાદ બંધ થઈ બહાર સૂર્યનો પ્રકાશ ઝળહળી રહ્યો હતો. સૂર્યનાં તેજ અને વર્ષાની છાયા વચ્ચે જાણે સંતાકૂકડીની રમત જ મંડાઈ હતી!

એટલા પર દાદા ખલબત્તામાં સોપારી ખાંડતા બેઠા હતા. વચ્ચે જ ખાંડવાનો અવાજ બંધ થયો અને દાદાનો અવાજ સંભળાયો: 'માલતી.'

'શું છે દાદા?'

'મોટરનો વખત થવા આવ્યો, હોં કે?'

માલતી રહીસહી વસ્તુઓ એકઠી કરવા લાગી. તેનો પુત્ર ખલબત્તાનો તાલબદ્ધ અવાજ સાંભળવામાં એક ધ્યાન થઈ ગયો હતો, અને પુત્રી પારણામાં સુઈ ગઈ હતી, એટલું સારૂં હતું; નહિતર સામાન બાંધતાં બાંધતાં તે કાયર કાયર થઈ ગઈ હોત.

મોટરનું ભૂંગળું વાગ્યું. માલતીએ બાળકો સહ દેવને પ્રણામ કર્યાં અને દાદાએ દેવને નાળિયેર ધરાવ્યું. બહાર નીકળતાં માબાપને પગે પડી. માએ સર્વના હાથમાં દહીં મૂક્યું.

કવયિત્રી મહાદેવી આજે પ્રયાગ મહિલા વિદ્યાપીઠનાં પ્રિન્સીપાલ છે. અને હિંદી સાહિત્ય-સંસદના પ્રધાન મંત્રી છે. તેમણે 'ચાંદ' માસિકનું વર્ષો સુધી સંપાદન કર્યું છે.

શ્રી. મહાદેવી વર્માને નાનપણથી જ કવિતા રચવાનો શોખ હતો. કવિતા કરતાં તે કાગળ ઉપર લખતાં, વાંચતાં, ને મનમાં ખુશ થઈ કાગળ ફાડી નાખતાં. જ્ઞાન, અનુભૂતિ અને અભ્યાસ વધવાની સાથેસાથ આ કાવ્ય રચવાની વૃત્તિ પણ વધી. પ્રારંભિક રચનાઓ 'ચાંદ' માં છપાઈ; પછી તો 'માધુરી,' 'સુધા,' 'મનોરમા' વગેરે માસિકમાં પણ એમનાં કાવ્યો પ્રગટ થવા લાગ્યાં. આજે તેઓ હિંદીમાં પ્રથમ કોટિના કવિઓમાંનાં એક છે. તેમની કવિતા-સમૃદ્ધિ અને તેમનાં પ્રકાશનો માટે 'હિન્દી' ગૌરવ લે છે.

આપણે મહાદેવીને વર્તમાન યુગના 'મીરાં' કહી શકીએ. બન્નેમાં અંતર માત્ર સમય અને સમયનાં ઉપકરણોનું જ છે. કારણકે મીરાં સાકાર ગિરધર વર—પ્રભુનાં પરમ ભક્ત કવયિત્રી હતાં, તો મહાદેવી અણુઅણુમાં વ્યાપી રહેલ નિરાકાર બ્રહ્મનાં પરમ ઉપાસક છે. કવિયિત્રીના અંતરમાં વિરહ માટેની વેદના અને અનુભૂતિ છે. કવયિત્રીનો પોતાનો જ એક અંતર્જગતનો સંસાર છે. તેમના મત તો 'માનવ એક સજીવ કાવ્ય છે.' કવિનું કાવ્ય તો આ સજીવ કાવ્યનું માત્ર શબ્દચિત્ર છે, અને 'આ શબ્દચિત્ર-કાવ્ય દ્વારા કવિ પોતાની સંસારની એક્તાને સમજી શકે છે.' દુઃખ અને તેનો કાવ્ય સાથે શો સંબંધ છે, તેને કવયિત્રી બરાબર પીછાને છે અને દુઃખને અપનાવી હસતાં હસતાં નિરાકારની કલ્પનામાં તેને સમાવી દેવામાં મોક્ષ છે એમ માને છે. કવયિત્રીની દૃષ્ટિએ દુઃખ જીવનનું એક એવું કાવ્ય છે કે જે આખા સંસારને એક સૂત્રમાં બાંધી રાખવાની શક્તિ ધરાવે છે.

આ દૃષ્ટિએ જોતાં કવયિત્રીની રચનાઓમાં વેદના, દુઃખવાદ, અંતર્પીડા વિશેષ જોઈ શકાય છે.* પણ ધીમે ધીમે તેમની રચનાઓમાં હર્ષ, વિહ્વલતા, આતુરતા અને પ્રસન્નતા પણ આવતા ગયાં છે. છેવટે કવયિત્રી પોતાના વિશિષ્ટ સ્થાને પહોંચે છે અને અંતરધ્વનિ સ્ફુરે છે:

'सजनि ! विश्वका कण कण मुझको , आज कहेगा चिरसुहागिनी !'

મહાદેવી વર્મા શરૂઆતમાં 'છાયાવાદી' છે. પછી ક્રમશઃ 'રહસ્યવાદી' બનતાં ગયાં છે. તેઓ એક પ્રૌઢ ગદ્યલેખક અને નિબંધકાર પણ છે. તેમનામાં કવિતાનું હાર્દ અને સાહિત્યનો મર્મ સમજાવવાની અપૂર્વ શક્તિ છે કવિતામાં મીરાંના પ્રેમની ઉષ્મા, કૃષ્ણની મુરલીનું સંગીત અને ભગવાન બુદ્ધની કરુણાનું સંમિશ્રણ છે.

શ્રી. મહાદેવી કવિ છે તે સાથે સુંદર ચિત્ર-લેખા અને સંગીતકાર પણ છે. 'યામા' અને 'દીપશિખા' માંના ચિત્રો અને સુશોભનો તેમનાં પોતાનાં જ દોરેલાં છે. આટલા સમયમાં તેમણે પંદરેક પુસ્તકો પ્રગટ કર્યાં છે તેમાં નીહાર, નીરજા, રશ્મિ, સાંધ્યગીત, દીપશિખા, યામા, અતીતકે બાલમિત્ર, નારીજીવનની શૃંખલાઓ વગેરે મુખ્ય છે.

શ્રી. મહાદેવીને તેમની કૃતિ 'નીરજા' માટે પાંચસો રૂપિયાનું શેઠ સેકસરિયા પારિતોષિક પૂજ્ય મહાત્મા ગાંધીજીના હાથે મળ્યું છે. તેમનાં સાંધ્યગીત, યામા અને દીપશિખાના પ્રકાશન-સૌન્દર્ય માટે કોઈપણ ભાષા ગૌરવ લઈ શકે તેવાં છે. શ્રી. મહાદેવી વર્મા હિંદનું અમોલું રત્ન છે.

* प्राणोंका दीप जलाकर करती रहती दीवाली

દાંપત્ય જીવનની

# સંતાકૂકડી



શ્રી. વિ. સ. ખાંડેકર

*

**ઓ**મા, આ વાદળાંએ તે શું ધાર્યું છે ! ' પેટીમાં ભરતાં ભરતાં માલતી બોલી.

'એ તો દેવ તને કંઇક કહે છે.' પાર્વતી બહેને ઉત્તર આપ્યો.

'શું ?' સાડીની ગડી સરખી કરતાં માલતીએ પૂછ્યું.

'દેવ ઇચ્છે છે કે તું આજે અહીંથી ન જાય !'

રંગભૂમી પર ક્ષણ માત્રમાં જ અંધકારમાં પલટાઇ જતા પ્રકાશની પેઠે આજે બહાર પણ તડકા–છાયાની રમત રમાઈ રહી હતી. કેવો સરસ તડકો હતો ! પણ સહેજમાં વાદળાં ચડી આવ્યાં અને ચાળણીમાંથી ચળાતા લોટની પેઠે વરસાદ વરસવા લાગ્યો.

મા પ્રત્યે પ્રેમભરી દૃષ્ટિથી જોતાં માલતી બોલીઃ 'પિયેરમાં રહેતાં કોઇ કંટાળવું હશે ખરું ?'

'એ તો બધી કહેવાની વાતો !'

'તો શું મારે વળગીને બેસી રહેવું ?'

માલતીએ આ પ્રશ્ન જો કે મશ્કરીમાં જ પૂછ્યો હતો, પણ માની આંખમાં પાણી આવેલાં જોઇ તેનાં હૃદયમાં કંઇનું કંઈ થઈ આવ્યું. હાથમાંથી કપડાં પડતાં મૂકી તે મા પાસે દોડી ગઇ અને જાણે આંસુનાં પ્રવાહને ખાળવાને પાળ બાંધતી હોય તેમ માતાને ગળે વળગી પડી. પણ માના આંસુ રોકવા જતાં તેની જ આંખમાંથી આંસુ સરી પડયાં.

અને પ્રેમનાં આંસુ એટલે ? ગંગાયમુનાનો જ પ્રવાહ !

'બે છોકરાની મા થઇ તોયે હજી નાની જ રહી કે માલતી ?'

'કેમ મેં શું કર્યું ?'

'આમ આંસુ પડાતાં હશે, ગાંડી !'

'સાત છોકરાની દાદી વાતવાતમાં રડી પડે તો બે છોકરાની માં...'

તેને અળગી કરતાં માએ કહ્યું: 'તેણે એવું રડવું જોઇએ; જોઈએ તો હિસાબ કરી જો !'

'લે જો, પાછો તડકો થયો !'

વરસાદ બંધ થઇ બહાર સૂર્યનો પ્રકાશ ઝળહળી રહ્યો હતો. સૂર્યનાં તેજ અને વર્ષાની છાયા વચ્ચે જાણે સંતાકૂકડીની રમત જ મંડાઈ હતી !

એટલા પર દાદા ખલબત્તામાં સોપારી ખાંડતા બેઠા હતા. વચ્ચે જ ખાંડવાનો અવાજ બંધ થયો અને દાદાનો અવાજ સંભળાયોઃ 'માલતી.'

'શું છે દાદા ?'

'મોટરનો વખત થવા આવ્યો, દીકે ?'

માલતી રહીસહી વસ્તુઓ એકઠી કરવા લાગી. તેનો પુત્ર ખલબત્તાનો તાલબદ્ધ અવાજ સાંભળવામાં એક ધ્યાન થઇ ગયો હતો, અને પુત્રી પારણામાં સુઇ ગઇ હતી, એટલું સારું હતું; નહિતર સામાન બાંધતાં બાંધતાં તે કાયર કાયર થઈ ગઈ હોત.

મોટરનું ભૂંગળું વાગ્યું. માલતીએ બાળકો સહ દેવને પ્રણામ કર્યા અને દાદાએ દેવને નાળિયેર ધરાવ્યું. બહાર નીકળતાં માબાપને પગે પડી. માએ સર્વના હાથમાં દહીં મૂક્યું.

માલતીએ પુત્રને કહ્યું: 'દાદીને આવજો કહે' 'દાદી આવજો,' બાળક બોલ્યું.

પુત્રીએ હજી મૌન જ સેવ્યું હતું, પણ દાદાને જોતાં જ તેણે તેમની પાસે જવા હાથ લંબાવ્યા.

પાર્વતીબહેનનું હૈયું ભરાઈ આવ્યું. અખાડા સુધી જઇ તેમણે માલતીને વિદાય આપી.

દાદા ઠેઠ મોટર સુધી મૂકવા ગયા. પાર્વતીબહેન અખાડા પાસે જ ઊભાં રહ્યાં. ઘર તરફ પાછા ફરવાને તેમનું મન માનતું નહોતું. માના લુગડાની આડેથી ડોકિયું કરી જોતાં નાના બાળક સમું નાનકડું ઘર તેમને બિહામણું લાગ્યું. કેટલું સુંદર ઘર! પણ અત્યારે કેવું સૂનું સૂનું લાગતું હતું! મધ વગરની રોટલી શું સુંદર નથી દેખાતી? પણ તે તો માત્ર શોભાની વસ્તુ! તેવી રોટલી જોતાં મધની મીઠાશ થોડી જ ફળાય?

પાર્વતીબહેનને થયું કે સંસાર પપૈયા સમો છે! એક છેડે મીઠો, બીજે છેડે મોળો. પોતે પપૈયાને મીઠે છેડેથી ખાવાની શરૂઆત કરેલી એટલે આજે નસીબે રહ્યો પેલો મોળો છેડો અને સ્મૃતિનાં સેંકડો નિરુપયોગી બિયાં!

પાર્વતીબહેને ઉદાસ દૃષ્ટિએ ઘર તરફ જોયું. આ જ ઘરમાં તેમણે ચાળીસ ચોમાસાં અને ચાળીસ ઉનાળા જોયા હતા. પણ આજનાં સરખો એકલા-છેક જ એકલા રહેવાનો પ્રસંગ ચાળીસ વર્ષ દરમ્યાન ક્યારેય આવ્યો નહોતો. લગ્ન થયાં ત્યારે સાસુ સસરા અને નણંદો અને દિયરોથી ઘર ભર્યું ભાદર્યું હતું. પણ કૂવામાંથી થોડી થોડી વારે કાઢવામાં આવતા પાણીની પેઠે ધંધા રોજગાર અર્થે અને લગ્ન કે મૃત્યનાં કારણે ઘરમાંથી એક પછી એક માણસો ઓછાં થતાં ગયાં. તે છતાંયે કૂવામાંના ઝરણની માફક આ સંસારમાંયે એક જીવંત ઝરણ હતું. પાર્વતી બહેનને ત્રણ પુત્રો થયા હતા. તે પછી ત્રણ ભાઇ વચ્ચે એક બહેન પણ જોઇએ એમ સમજીને જ હશે કે શું, પણ માલતીયે ઘરમાં આવી હતી. વર્ષો વીતતાં પુત્રો મોટા થઇ અભ્યાસ કરવા ગયા, પણ માલતી તો ઘરમાં જ હતી. ધીમે ધીમે પુત્રવધૂઓ આવી, અને માલતીનાં લગ્ન થતાં તે એને સાસરે ગઇ; એટલે પુત્રો સાથે રહેતી પુત્રવધૂઓમાંની કોઈ ને કોઇ અવારનવાર સાસુસસરા સાથે રહેવા આવી જ રહેતી. પણ આ વખતે તો એવા સંજોગો ઉપસ્થિત થયા હતા કે સર્વ વહુઓ પોતપોતાનાં સંસારની જાળમાં ગુંચવાઇ ગઈ હતી અને પિયેર રહેવા આવેલી માલતીને યે સાસરીનું આકર્ષણ આકર્ષી રહ્યું હતું! પાર્વતીબહેનને જીવનમાં પહેલી જ વાર ઘર, સુકાયેલા કુવા સમું શુષ્ક અને સૂનું લાગ્યું!

ઘર તરફ ન જોઇ શકવાથી તેમણે દૃષ્ટિ વાળી લઇ ઊંચે જોયું. ઝાડપર પંખીનો એક સુંદર માળો હતો; પણ બચ્ચાંનો કલબલાટ જરાય સંભળાતો નહોતો. શું આ પંખીના માળા જેવું જ પોતાનું ઘર ઉજ્જડ થઈ જવાનું? તેમનાં મનમાં વેદના વ્યાપી ગઇ. પતિનો પોતાના પર પ્રેમ નથી એમ તો કેમ જ કહી શકાય? લુગડાંલત્તા,દવાદારૂ, દરદાગીનાં અને એ સિવાયની નાની મોટી વસ્તુઓ વસાવવામાં તેમણે ક્યારે કચાશ રાખી છે? અને ચાળીસ વર્ષમાં શરીરને એકવાર પણ આંગળી અડાડી નથી. નહિતર બીજાના ઘરમાં તો ગરદન પર છરી જ લટકતી હોય છે. કોઈ વસ્તુ માટે ઇચ્છા વ્યક્ત કરી હોય અને તે તેમણે ન આણી આપી હોય એવું ક્યારે ય બન્યું નથી. કંઇ કહેવાનો વખત આવ્યો હશે તોયે તે તેમણે કેટલું શાંતિથી કહ્યું હશે!

પણ દાદાના આવા ચાળીસ વર્ષનાં એકધારા પ્રેમથીયે પાર્વતીબહેનનાં મનનું સમાધાન થયું નહોતું. ખુલ્લી હવા તો ખેતરમાંયે મળે છે અને બગીચામાંયે મળે છે; પરંતુ બગીચાની સુગંધભરી વાયુલહરીઓ ખુલ્લા ખેતરમાં ક્યાંથી હોય?

તેમના હૃદયને કંઇ જુદું જ જોઈતું હતું. તે તેમણે પતિની દૃષ્ટિમાં શોધવાનો ખૂબ જ

પ્રયત્ન કર્યો. લગ્ન વખતે અંતરપટ દૂર થયા પછીની તેમની દ્રષ્ટિ નાના બાળકોને મનગમતું રમકડું મળ્યાનો આનંદ વ્યક્ત કરતી હતી; અને પ્રથમ મિલનની રાત્રિની તેમની તે મોહક દ્રષ્ટિ રમકડાંને બદલે મિઠાઈ મળ્યાનો આનંદ વ્યક્ત કરતી હતી. ત્યારબાદ બાળકો જન્મ્યાં, દાદાને માન અને પૈસો પ્રાપ્ત થયાં. દ્રષ્ટિમાં પહેલાંની ચંચળતાને સ્થાને ગાંભિર્ય આવ્યું. પણ પાર્વતીબહેનને જે જોઈતું હતું તે દાદાની દ્રષ્ટિમાં જોવા ન મળ્યું તે ન જ મળ્યું. તેમને અનેકવાર થતું કે કેટલીક વેલીઓનાં માત્ર પાંદડાં જ સુંદર હોય છે. તેવી વેલનાં ફૂલને સુંઘી નાકને નારાજ કરવાનો શો અર્થ છે? એ સમયનું એક સ્મરણ તેમના મનમાં બળજબરીથી. પ્રવેશી જતું પહેલાં જ બાળકના જન્મ દુખતની વાત. તેમને પાંચમો છઠ્ઠો મહિનો જતો હતો. હાથપગ ગળી ગયા જેવું થતું હતું! સાસુ હતાં જરા રૂક્ષ સ્વભાવનાં, એટલે વહેલાં પિયેર તો શાનાં જ મોકલે! ઊલટું કામમાં જરા સરખી ક્યાશ દેખતાં તો જીભનું સુખ જરાય જતું ન કરતાં. તે વખતે દાદા બોલેલા:

'અત્યારની તારી સ્થિતી જ એવી છે કે ઇચ્છિત વસ્તુને ય અવગણવાનું મન થાય! તો.'

પાર્વતી બહેનને ય મનનો ઉકળાટ અસહ્ય થઇ પડ્યો હતો. એટલે તેમણે ય તરત જ જવાબ વાળ્યો: 'તમારું કહેવું ખરું જ છે, બાળક જોઇએ, પણ—'

'અને કોણ ન જોઇએ?

પ્રશ્નનો ઉત્તર ટાળવાના હેતુથી પાર્વતી બહેને કહ્યું: 'મને તો એક જ વાતની હોંશ છે!'

'શાની હોંશ છે?'

'આપણે બે ક્યાંય એકલાં જઇને રહીએ!'

'એવી હોંશ મારાથી પૂરી નહિ પડાય!'

સાસુના કંકાસમાંથી મુક્ત થવાના આશયથી જ પાર્વતીબહેન આ શબ્દો બોલી ગયેલાં. પણ દાદાએ તો તે વાત કંઇ કેટલાયે દિવસો સુધી યાદ રાખેલી. તે દિવસથી દાદાની દ્રષ્ટિએ પોતાને કોઇપણ પ્રકારનું સ્વતંત્ર અસ્તિતત્વ નથી એ વાતની પાર્વતીબહેનને ખાતરી થઇ.

દાદાએ ચાળીસ વર્ષ સુધી તેમના પર પ્રેમ રાખ્યો, પણ તે પત્ની તરીકે, ગૃહિણી તરીકે, માતા તરીકે—

પાર્વતીબહેને જોયું કે માલતીને વિદાય કરી દાદા પાછા આવતા હતા. શરીર પરનાં ઉપરાણાથી એ આંખો લૂછતા હતા તે પાર્વતીબહેને જોયું. ઘર સૂનું પડ્યાનો શોક તેમને પણ થતો હોવો જોઇએ. પાર્વતીબહેન ઝાડની આડે ઊભાં રહ્યાં. દાદા સીધા ઘર તરફ વળ્યા; પણ ત્યાં જઇ તે ઓટલાના પગથિયાં ચડ્યા નહિ. તેમણે જરા આજુબાજુ જોયું અને નિશાળેથી ઘેર આવી આનંદથી બૂમો પાડી માને બોલાવતાં નાનાં બાળકની માફક તેમણે બૂમ પાડી: 'પાર્વતી'

પાર્વતીબહેને તે બૂમ સાંભળી; પણ આશ્ચર્યને લીધે તેમને કંઇ પણ સૂઝયું નહિ. લગ્ન પછીની મસ્તીભરી મનઃસ્થિતિમાંયે દાદાએ તેમને ક્યારેય પણ નામ દઈ બોલાવ્યાં નહોતાં.

દાદા પગથિયાં ચડી ઘરમાં ગયા. પાર્વતીબહેનને ક્ષણભર થઈ આવ્યું કે ઘરમાં જાઉં, પણ—વર્ષા વરસતાં ચાતક પોતાનું મોં શા માટે બંધ કરે?

તે ત્યાં જ ઊભા રહ્યાં. અંદરથી પાછી બૂમ સંભળાઇ: 'પાર્વતી!' અત્યાર સુધી સૂર્યનો પ્રકાશ અંગારા મારી રહ્યો હતો; પણ પાછો વરસાદ પડવા લાગ્યો. પોતે પલળી રહ્યાં છે એવું પાર્વતીબહેનને ભાન જ ન રહ્યું. માત્ર પતિની બૂમ જ તેમના કાનમાં ઘૂમી રહી હતી. પાછલા બારણા પાસેથી વળી એક બૂમ સંભળાઈ: 'પાર્વતી.'

દાદાનો પરિચિત અવાજ સાંભળતાં વાડામાં બાંધેલી ગાય ભાંભરી.

પોતાને શોધવા દાદા પાછલે બારણે ગયા હોવા જોઇએ એ પાર્વબહેનના ધ્યાનમાં આવી ગયું. તે ત્યાં જ ઊભા રહ્યાં. સંસારની આ સુખદાયક સંતાકૂકડી તે જીવનમાં આજે ચાળીશ

વર્ષ બાદ પહેલી જ વાર રમતાં હતાં.

આકાશમાંયે આવું જ ચાલી રહ્યું હતું. પશ્ચિમ તરફ જઈ રહેલો સૂર્ય પણ કાર્તિકની વર્ષા સાથે ભારે આનંદથી ક્રીડા કરી રહ્યો હતો.

ઝરમર ઝરમર વરસતા વરસાદમાં દાદા આમથી તેમ ફરી રહ્યા હતા. પાર્વતીબહેનને 'ઓ' કહી પ્રગટ થઇ જવાનું મન તો થઇ આવ્યું; પણ મનને અને હોઠને હંમેશાં થોડું જ બનતું હોય છે?

પાર્વતીબહેન ઊભાં હતાં તે તરફ દાદા વળ્યા. ઝાડ પાસે તેમને પલળતાં ઊભાં જોઇ તે હસીને બોલી ઊઠયા: 'તું શું હજી આમ વરસાદમાં ભીંજાતી ઊભી રહેવા જેવડી નાની છે?"

'અને તમે નામ દઇ બોલાવવા જેટલા?'

'નામ દઈ બોલાવવાને કારણ પણ તેવું જ હતું.'

'શું?'

'આજે માલતી ગઇ એ ઠીક થયું, નહિ?'

'કંઇનું કંઈ બોલતાં જ આવડે છે! બળ્યું કોઇ સાંભળે તોયે–'

'ખરું કહું, મને તો ગમ્યું.'

'પુરુષનું મન જ કઠોર!'

'કહેવું હોય તે કહે, પણ મને તો ખૂબ જ આનંદ થયો.

'એટલે જ આંખો લુછતા હતા, નહિ? કહો જોઉં કેમ આનંદ થયો?'

'સૌ કોઇનું દેવું ચૂકવ્યું, પણ એક જણનું દેવું ચૂકવવું ઘણા દિવસથી બાકી રહ્યું છે!'

'શું માલતી એટલી બારરૂપ થઈ પડી હતી? એમ હાથ ચાટે પેટ ન ભરાય! કહો જોઉં કોનું દેવું બાકી છે?'

'તારું.'

'મારું? મને તો યાદ નથી.'

'તું બહુ ઉદાર દિલની લેણદાર લાગે છે; લગભગ ચાળીસ વર્ષ થવા આવ્યાં એ દેવાને.'

'વાહ, ત્યારે તો દેવાની મુદત વીતી ગઇ!'

'બન્નેને વીતી ગઇ. મને યાદ છે ને?'

દાદા એકદમ નજદીક આવ્યા. પાર્વતીબહેન પ્રત્યે પ્રેમભરી દ્રષ્ટિએ જોતાં તે બોલ્યા: 'તારી એક હોંશ હજી સુધી હું પૂરી કરી શકયો નથી!'

'કઇ?'

'બે જણે કયાંક એકલા રહેવાની! માત્ર હું ને તું! આજે ચાળીસ ચાળીસ વર્ષે એવી તક સાંપડે છે! પાર્વતી–'

પાર્વતીબહેને દાદાની દષ્ટિમાં દષ્ટિ પરોવી. લગ્નમંડપમાંની વહુ, શયનમંદિરમાંની સુંદરી, સંસાર વ્યવહારમાં રચીપચી રહેનારી ગૃહિણી અને બાળકોની માતાની દષ્ટિએ દાદાએ આજ સુધી તેને જોઇ હતી, પરંતુ આજની આ દષ્ટિ!–તે સર્વથા નવી જ હતી. ઉપચાર, ઉપભોગ અને ઉપયુકતતાથીયે પર એવાં પાણી તેમાં ચમકતાં હતાં. કૂવામાંના સુકાયલાં ઝરણ ફરી વહેવા લાગ્યાં હોય એવી પાર્વતીબહેનની હૃદયની સ્થિતિ હતી.

'તેં મૃચ્છકટિક નાટક જોયું છે?' દાદાએ પૂછ્યું.

'નાનપણમાં જોયું હતું!'

'તેમાં વસંતસેના આમ જ ભીંજાતી જાય છે, નહિ?"

વૃદ્ધાવસ્થાને બીજું બાળપણ કહે છે તે પાર્વતીબહેનને અત્યારે જ સમજાયું. તેમણે પોતાનો આનંદ છુપાવવા ઊંચે જોયું.

ઝાડ પર પંખીના માળા પાસે કંઇક હિલચાલ દેખાતી હતી. વરસાદમાં ભીંજાયલું પંખીનું જોડું શરીર પરનું પાણી ખંખેરી માળામાં પ્રવેશી રહ્યું હતું. આકાશમાં મેઘધનુષ્ય ખેંચાયું હતું. તેની આકૃતિ અતિશય સ્પષ્ટ હોવાને લીધે, પાર્વતીબહેનને તેના સૌંદર્યમાં ઊણપ દેખાઈ. તેમણે દષ્ટિ વાળી લઇ નીચલી દિશામાં જોયું. ત્યાં પણ એક મેઘધનુષ્ય હતું. જાણે પહેલાનું જ પ્રતિબિંબ–પણ કંઈક અસ્પષ્ટ! અને જેટલું અસ્પષ્ટ તેટલું જ વધુ મોહક!

પંડિત માલવિયાજીના કેટલાક

# જીવન-પ્રસંગો

લેખક :
**પંડિત રામનરેશ ત્રિપાઠી**

પ્રયાગમાં ઘંટાઘર (ટાવર) પાસે એક ભીખારણ કોઈ દરદની પીડાથી બૂમો પાડતી હતી. એટલામાં પંડિત માળવિયાજી ત્યાં થઈને નીકળ્યા. બાઈની બૂમો સાંભળી તે ઉભા રહ્યા ને ભિખારણ પાસે જઈ પૂછ્યું : 'બાઈ, તને શું દરદ થાય છે?' એ બોલી શકી નહિ, એટલે તેની પાસે બેસીને પૂછ્યું: 'તેં કોઈ દિવસ દવા લીધી છે?'

એ ફરીથી ન બોલી અને એમના તરફ તાકી રહી. તેમણે તરત જ ગાડી મંગાવી ને બાઈને ગાડીમાં બેસાડી પોતાની પાછળ હાંકી લાવવા કહ્યું.

પોતે આગળ ચાલ્યા ને ગાડી દવાખાને પહોંચાડયા પછી જ એમને શાન્તિ વળી.

*

પંડિતજી સવારે ફરવા જતા હતા. રસ્તામાં એક ઘરડી સ્ત્રી માથે છાણનો ટોપલો ઊંચકી જતી સાથે થઇ ગઈ. એની વૃદ્ધાવસ્થા જોઈ, માળવિયાજીએ પૂછ્યું: 'તમારૂં ઘર ક્યાં?'

'સુંદરપુર'.

'ઘરમાં શું કામ કરો છો?'

'બે દીકરીઓ છે, બાપ, એ કંઈ મહેનત મજુરી કરી લાવે છે. હું આ છાણબાણ લાવીને છાણા બનાવી વેચું છું. એમ કરીને ગુજરાન ચલાવીએ છીએ. પહેલાં અમારૂં ઘર અહીંઆ હતું, પણ માળવિયાજીએ તે લઈ લીધું.

'ખેતરબેતર નથી કાંઈ?'

'ના, બાપ, ખેતી ને વાડી અમારે કાંઈ જ નથી.'

થોડે સુધી બન્ને વાતો કરતાં ચાલ્યાં. જુદા પડતી વખતે માળવીયાજીએ તેના હાથમાં પાંચ રૂપિયા મૂક્યા.

*

એક વખત રાતના એક વાગ્યે પંડિતજી સ્ટેશને ઉતર્યા. જોયું તો એ ટ્રેનમાંથી ઉતરેલી એક બાઈ પાછળ ગુંડાઓ પડેલા. માળવિયાજી એ બાઇની સાથે થઇ ગયા અને તેને ગાડીમાં બેસાડી તેનું ઠીરનામું લઇ લીધું. ઘેર આવ્યા પછી સ્કૂલમાંથી એમણે ત્રણચાર વિદ્યાર્થીઓ બોલાવી એ બાઇની તપાસ કરવા મોકલ્યા. વિદ્યાર્થીઓએ પત્તો તો મેળવ્યો, પણ બાઇએ બીકના માર્યા બારણું ઉઘાડ્યું નહિ. બાઇને લાગ્યું કે પેલા ગુંડાઓ પાછળ આવ્યા છે. પણ જ્યારે તેને કહ્યું કે, માળવીયાજીએ તે સુખરૂપ ઘરે પહોંચી છે કે નહીં, તેની તપાસ કરવા મોકલ્યા છે, એ સાંભળીને બાઇએ જાણ્યું કે પોતાનું રક્ષણ કરનાર માળવિયાજી પંડે હતા ત્યારે તેના આશ્ચર્ય ને આનંદનો પાર રહ્યો નહિ.

*

એક વખત પ્રયાગના મેળામાં કુંભમેળા વખતે ત્રીવેણી સંગમ ઉપર સેવા સમિતિની છાવણી હતી. માળવિયાજીએ પણ તે કેમ્પમાં મુકામ કર્યો. સ્વયંસેવકો બધા રેતી ઉપર સૂતા હતા; પણ માળવિયાજી માટે ખાટલો આણ્યો. માળવિયાજી કહે કે, સેવકો રેતી ઉપર સૂવે ત્યારે પ્રમુખથી ખાટલે ન સુવાય. તેઓ રેતી ઉપર પાથરણું પાથરીને સૂતા.

*

માળવિયાજીનાં ધર્મપત્ની પશુપતિનાથ મહાદેવનાં દર્શન કરવા નેપાળ ગયાં ત્યારે નેપાળ રાજ્યના મહેમાન થયેલાં. નીકળતી વખતે મહારાણીએ એમને કસ્તુરીની એક સુંદર અને કિંમતી માળા ભેટ આપી. ઘેર આવીને તેમણે એ માળા માળવિયાજીને બતાવી. પંડિતજીએ તે માળા તેમની પાસેથી લઇ તરત જ વિશ્વવિદ્યાલયની તીજોરીમાં જમા કરાવી દીધી.

*

વિશ્વવિદ્યાલયના એક સમારંભમાં કોઇ છાત્રકન્યાનો નૃત્યનો કાર્યક્રમ લઇને એક પ્રોફેસર પંડિતજીને મળવા આવ્યા. તેમણે જણાવ્યું કે, વિશ્વવિદ્યાલયના છાત્રાલયની છાત્રાઓને પણ નિમંત્રણ આપવામાં આવ્યું છે. આ સાંભળી પંડિતજીને ખૂબ ક્ષોભ થયો. તેમણે પ્રો. વાઈસ ચેન્સેલરને લખ્યું કે, તમે છાત્રાઓને એ સમારંભમાં જોડાવાની રજા આપી છે તે પાછી ખેંચી લેશો.

આખો દિવસ આ વાત ઉપર તેઓ ખિન્ન રહ્યા. પણ જ્યારે તેમને ખાત્રી આપવામાં આવી કે વ્યવસ્થા બરાબર રહેશે અને કોઈ પ્રકારની ફરિઆદ કરવાપણું રહેશે નહિ ત્યારે જ તેમને શાન્તી વળી. કેમકે સદાચાર માટે તેમનો ખૂબ જ આગ્રહ હોય છે.

*

પંડિતજીનાં પત્ની ૭૦ વર્ષની ઉંમરે એક પગથીયાની ટક્કર વાગવાથી પડી ગયાં ને બેભાન થઈ ગયાં. એમનો એ પગ હમેશ માટે નિર્બળ બની ગયો. એ વખતે પંડિતજી તો બીહારમાં હતા. તેમને ખબર પડી, પણ પોતે માથે લીધેલ કામ પુરૂં ન થાય ત્યાં સુધી જવાની ના કહી દીધી ને કામકાજ પુરૂં કર્યા પછી જ પ્રયાગ આવ્યા.

*

એકવાર બંગાળામાં શુદ્રોની એક સભામાં એ રાતને વખતે હોડીમાં જતા હતા. હોડીમાંથી ઉતરી પગે ચાલવા માંડયા ત્યાં મસીદમાં કોઇ મુસલમાન ભેગા થયેલા જણાયા. ત્યાંથી થોડું આગળ ચાલ્યા તો રસ્તાની એક બાજુએ મુસલમાનો લાઇન બંધ ઉભેલા જણાયા. સ્વ. સરલાદેવી ચૌધરાણી સાથે હતાં. તેમને શંકા ગઈ કે મુસલમાનો તોફાન કરશે, પણ માળવિયાજી નીડર બનીને તેમની વચ્ચે થઇ સભામાં ગયા ને મોડે સુધી ભાષણ કર્યા પછી પાછા ફર્યા.

*

કલકત્તામાં એક વખત હિંદુ મુસલમાનનું હુલ્લડ થયેલું તે વખતે તેઓ મોટરમાં જતા હતા. રસ્તામાં એક મુસલમાનનો છોકરો મોટરની હડફેટમાં આવી ગયો. પંડિતજીએ ગાડી ઉભી રખાવી. ડ્રાઇવર ગાડી હાંકી જવા ઇચ્છતો હતો કેમકે તોફાન થવાનો પૂરો ભય હતો, પણ પંડિતજીએ ગાડી ઉભી રખાવી અને ટોળા વચ્ચે થઇને તેઓ ભીડમાંથી માર્ગ કરી છોકરા પાસે પહોંચ્યા ને બીજી ગાડીભાડે કરી લઇ છોકરાને દવાખાને પહોંચાડયો, અને એ સાજો થયો ત્યાંસુધી એની પૂછપરછ કરતા રહ્યા. જ્યારે હોસ્પીટાલથી ખબર આવ્યા કે, છોકરાને કાંઇ વાગ્યું નહતું તેથી એને ઘેર મોકલી દીધો છે, ત્યારે પંડિતજીના મુખ ઉપર પ્રસન્નતા ઉભરાણી. પંડિતજી જ્યારે ઉશ્કેરાયેલા ટોળા વચ્ચે ઘુસ્યા ત્યારે અમારા મનમાં તો ખૂબ દહેશત હતી કે કોઇ હુમલો કરી બેસશે, પણ પંડિતજી નીડર હોવાથી એવી કાંઇ ચિંતા કરતા નથી.

*

ચૌરાચોરી હત્યાકાંડ પછી માળવિયાજી ગોરખપુર જીલ્લામાં મુસાફરી કરતા હતા. પડરૌનાથી મોટરમાં ગોરખપુર આવતા હતા. રાતનો વખત હતો. ને બધા થાકેલા હતા. મોટરમાં બધા ઉંઘી ગયા. ડ્રાઇવરને પણ ઝોકું આવવા લાગ્યું. એટલામાં મોટરની આગળ જતી બળદગાડી દેખાઇ. ડ્રાઇવરે મોટરને રોકવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ બળદગાડીને ધક્કો લાગ્યો ને મોટર ઝાડ સાથે અથડાઇને તુટી ગઇ. માળવિયાજીને પણ વાગ્યું, છતાં તેમણે પોતાની ચિંતા પછી કરી. પહેલાં તો બળદગાડીના બળદોની તપાસ કરી કે બળદને કાંઇ વાગ્યું તો નથી ને? તે પછી પોતાને વાગ્યું હતું તે જગ્યાએ પાટો બંધાવી એક ગાડીમાં બેસી પોતે ગયા.

*

પ્રેમભંસીના પરમગાયક; જગવિખ્યાત શૃંગાર કાવ્યના અજોડ નિર્માતા

# મહાકવિ જયદેવ





દૂર દૂર ક્ષિતિજમાં પતંગિયાની પાંખો ચમકી ઊઠી અને પંખેરુઓએ ગાન આરંભ્યાં, ત્યારે પુરુષ જાગી ઊઠ્યો. 'શ્રમિત સ્ત્રીના દેહને આસાયેશ આપવા એનાં અંગોપાંગને એ પંપાળી રહ્યો હતો. પ્રિયજનના સ્પર્શથી જાગેલી સ્ત્રી સુખદ તંદ્રાનો આસ્વાદ લઈ રહી હતી. સૂર્યકિરણો ચોરની જેમ ખંડમાં પ્રવેશતાં હતાં.

સૂતેલી સુંદરીની સુશ્રુષા કરી રહેલ પુરુષની નજર અચાનક પોતાના વક્ષસ્થળ પર ગઈ. એ વક્ષસ્થળ પદ્માવતીના સ્તનમંડળ પર અર્ચેલી ચંદનચિત્રાવલીઓની છાપથી શોભી ઊઠ્યું હતું.

કવિરાજના મુખમાંથી અચાનક કાવ્યપંક્તિ સરી પડીઃ

" पद्मापयोधरतटीपरिरंभलग्न—

" પદ્માના પયોધરના ગાઢ સ્પર્શથી..."

કાવ્યપંક્તિ આગળ વધતી અટકી ગઈ ને તેમની નજર અનેક ક્ષતથી રણાંગણમાં ઘાયલ થયેલ શૂરા સૈનિકની જેમ શોભતા હેમવર્ણી પયોધર પર થંભી ગઈ.

પદ્મા ચોર નજરથી જયદેવને નિરખી રહી હતી. એણે પોતાની ચિત્રાવલિની છાપથી શોભતું જયદેવજીનું વૃક્ષસ્થળ જોઈ ધીરેથી કાવ્યની પંક્તિ પૂરી કરી :

पद्मापयोधरतटीपरिरंभलग्न—

काश्मीरमुद्रितमुरो मधुसूदनस्य ॥

( પદ્માના પયોધરને ગાઢ રીતે આલિંગન કરવાથી, એના પયોધર પર રહેલ કેસરની છાપને પોતાના વક્ષસ્થળમાં મધુસૂદને ધારણ કરી છે.)

" પદ્મા, કરમાં લઈ ઉરમાં પધરાવવાની આ નિશાની છે. એ છાપથી હું રાધાપતિને પામી જઈશ. એ ભક્તિને-એ સૌન્દર્યભક્તિને અજર-અમર બનાવીશ."

પદ્માના દેહ પર હાથ રમી રહ્યો હતો.

"પાગલ થઇ જશો!" પદ્માએ હસતાં-હસતાં કહ્યું.

"દેવી, પાગલ થયા વિના કયી વસ્તુની પ્રાપ્તિ થાય છે? પોતાની મનોકામના પાછળ-પોતાની આદર્શસિદ્ધિ પાછળ પાગલ થનાર જ સિદ્ધિને વરી શકે છે."

પદ્માવતી ધીરે ધીરે સ્વસ્થ થઇ પોતાનો શિથિલ કેશકલાપ સમારી રહી હતી. એનાં કોમળ અંગ હજી છૂપું કળતર અનુભવી રહ્યાં હતાં.

"આચારજજી!"

દિવસ નીકળી આવ્યો હતો. બહાર કોઇ બૂમ મારતું હતું.

"કોણ છે?" પદ્માએ દ્વાર અધુકડાં ઉઘાડી બહાર આવીને પૂછ્યું.

"એ તો હું-રાધામુકુન્દ. માતાજી, ગામ-લોકનો સંદેશો લઇને આવ્યો છું."

"શો સંદેશો છે, રાધામુકુન્દ! આવને, બેસને ભાઇ!" સિંહની કેશવાળી જેવા વિખરાયેલા વાળ સમારતા આચાર્ય જયદેવ બહાર આવ્યા. રાધામુકુન્દની નજર આ જોડા પર ઠરી રહી. એણે પોતાની જાત સાથે સમીક્ષા કરી. પારકાના સુખને નીરખી માનવસહજ વિમર્શ એ અનુભવી રહ્યો. આવાં રૂપ, આવી જુવાની, આવી રસિકતાથી ભરેલાં ધણિયાણી-યાણી જો પોતે હોય તો-અત્યારે શું, અડવા-ડિયે પણ ન જાગે. એને સવારમાં જ ચૌદમા રત્નનો આસ્વાદ આપીને ડાહી બનાવેલી પોતાની ગૃહલક્ષ્મીની દુઃખદ યાદ આવી.

રાધામુકુન્દ સામેની સાદડી પર બેઠો. એણે પોતાનું કથન શરૂ કરતાં કહ્યું: "આચારજજી, હવે રાત નાની થઇ-છે, ને દિવસ મોટો થતો ચાલ્યો છે. સૂરજ પણ ઉત્તર તરફ ઢળતો જાય છે. કાલે કુંભારો કહેતા હતા કે, હવે અમારા ઘડા જલદી પાકવા લાગ્યા છે. તો મહારાજ, મકરસંક્રાન્તિને કેટલા દિવસનો વિલંબ હશે?"

"ચાંદ્રમાસ-પોષ આવી પહોંચ્યો છે. મકરસંક્રાન્તિ આ આવી સમજો!"

"આચારજજી, ગામના ભક્તો ગંગા-સ્નાન માટે કાશી જવા તૈયાર જ છે, પણ પ્રથમ જેમ આપ સાથે પધારતા, સાથે સાથે પ્રવાસ ખેડતા, કીર્તન કરતા, ભજન કરતા, એમ આ વખતે પણ પધારશો, એમ સહુ ઇચ્છે છે."

"વારુ!" હા.ભણી રહેલા આચાર્યના શબ્દોમાં ઉમળકો નહોતો.

"તો મહારાજ, આપને અનુકૂલ શુભ તિથિ પ્રયાણ માટે નક્કી કરી આપો."

રાધામુકુન્દ જમાનાનો ખાપેલ હતો.

"તિથિ..." જયદેવ વેઢા ઉપર આંગળી મૂકી કંઇક ગણી રહ્યા હતા, ત્યાં પદ્મા અંદરથી ઉતાવળી ધસી આવી. એના સુંદર ચહેરા પર ક્ષોભ હતો. એણે આવતાની સાથે કહ્યું:

"રાધામુકુન્દ, આ વર્ષે કાશી નહીં જવાય. ખિલજી સરદારોનાં ધાડાં જુલમ વરસાવે છે. હમણાં જ સમાચાર છે, કે મગધનો એક પ્રસિદ્ધ બૌદ્ધ મઠ, એના એકેએક સાધુની કત્લ કરીને, બાળી નાખ્યો. એના જબરદસ્ત પુસ્તકાલયના ગ્રંથોના નામ વાંચનાર પણ ત્યાં કોઇ ન બચ્યો. તે પુસ્તકોનું વાંચનાર કોઇ નથી, એ જોઇ એ પુસ્તકાલય પણ અગ્નિદેવને સ્વાધિન કર્યું. અત્યારે પ્રવાસ સહીસલામતીભર્યો નથી."

"તો માતાજી, શું ગંગાસ્નાન નહીં થાય! આ ગામમાં પ્રતિવર્ષ ગંગાસ્નાન માટેની કાશીની યાત્રાએ જવાનું વ્રત રાખનારા છે; એ તો માથું મૂકીને પણ જશે. ગંગાસ્નાન કંઇ અટકે? આચારજજીને ન આવવું હોય તો ભલે ન આવે. તમારા કહેવા પ્રમાણે રસ્તામાં શો તો ખરો! ભલે તેઓ

અહીં રહે ને આશ્રમ જાળવે. અમે તો જઈશું, માતાજી. વર્ષોના મત કંઇ આજ એમ તૂટશે !" રાધામુકુન્દના શબ્દોમાં જયદેવજીની સ્થિતિ પર કટાક્ષ હતો.

"રાધામુકુન્દ, હું આવીશ." જયદેવ વચ્ચે બોલ્યાઃ "એવા હજારો ખિલજી સુલતાનો આવે ને હજારો જાય, એથી કાંઇ ધર્મકાર્ય બંધ ન રહે. ધર્મના કાર્યમાં ખપી જનારા તો જિંદગી જીતી ગયા."

રસભરી રાતોનો કેફ પદ્માવતીના મગજ પર પ્રસરેલો હતો. ભક્ત જેમ પોતાના ભગવાનને એક ક્ષણ માટે પણ વિસરવા તૈયાર ન હોય, તેવી એની સ્થિતિ હતી.

"ગંગાજી સ્વયં અહીં પધારે, તો પણ જવાનું ?" પદ્માવતી બોલી ઊઠી.

જયદેવ આ વાક્યનો અર્થ કાંઇ ન સમજ્યા. રાધામુકુન્દ બોલ્યોઃ "વાહવાહ માતાજી, ઘર બેઠા ગંગા આવે તો પછી કોણ મૂર્ખ કાશીએ જાય ? પણ માતાજી, પેલી ઉક્તિ જેવું ન કરતાં, કે મકરસંક્રાન્તિ આવે ને લોકો ગંગાસ્નાન કરવા આવે ત્યારે કહી દો કે 'મન ચંગા તો કથરોટમાં ગંગા !' ઘેર જઇને કૂંડીમાં પાણી લઇ ડૂબકી મારી લો !"

જયદેવ ખડખડાટ હસી પડ્યા. પદ્માવતી તો ગંભીરતાથી વાત કરી રહી હતી. એ ઉશ્કેરાઇ ગઈ. એણે છાતી ફુલાવી ગર્જના કરતાં કહ્યું :

"રાધામુકુન્દ, મારા પર વિશ્વાસ રાખ, ભગવાન ગોવર્ધનધારી પર ભરોસો રાખ. ગંગાજીની ધાર આ કેન્દુબિલ્વ ગામને પાદર, મકરસંક્રાન્તને દિવસે, પ્રાતઃકાલે અજયા નદીને આશ્રમને આરે આવી મળશે."

"અને નહીં આવે તો . . ."

"પદ્માવતી પોતાનાં હાડ અહીં આગી નાખશે." પદ્માવતી જીવનમરણના સોદા કરી રહી હતી. એને પ્રિયતમના વિયોગ કરતાં મૃત્યુનો આ સોદો સસ્તો લાગતો હતો.

"પણ માતાજી, આટલા ઊંડા કૂવામાં ઊતરવાની કંઇ જરૂર ? જતાં હોય એને કાશી જવા દો. થશે એ ખરૂં."

"રાધામુકુન્દ, તું મને માતા કહે છે. શું માતાનું કર્તવ્ય નથી કે પોતાના પુત્રોની રક્ષા કરવી ? કે પછી તમે ખાલી ઉપચારમાત્રથી મને માતા માતા કહો છો ? જેઓ મને માતા તરીકે સ્વીકારતા હોય તેઓને મારા તરફથી કહી દેજે, કે આ વર્ષે ગંગાજી સ્વયં અહીં પધારશે. કોઇ ગંગાસાગર ન જાય."

"જય ગોવર્ધનધારી, જય વૃંદાવનવિહારી. માતાજી, હમણાં જ ગામપંચને એકઠું કરીને કહી દઉં છું, કે કોઇ કાશી ન જાય. મકરસંક્રાન્તને દિવસે ગંગાજી સ્વયં પાવન કરવા અહીં સામે પગલે પધારશે."

રાધામુકુન્દ નમસ્કાર કરી ચાલ્યો ગયો.

આચાર્ય જયદેવ આ અજબ સ્ત્રીને નીરખી રહ્યા. વિરહી રાધાની ઉન્માદ દશા અત્યારે પદ્માવતીમાં સાક્ષાત્ થઈ રહી હતી. રતિ રતિરાણી રૂપે વિરાજતી પદ્મા અત્યારે સતીત્વની આભાથી ઝગારા મારી રહી હતી. રૂપમાધુર્યનો ભંડાર આજે દુર્ધર્ષ તેજોરાશિ બની ગયો હતો.

"પદ્મા, કંઇ વિચાર, કંઇ પરામર્શ ! રણઘેલા રજપૂતોની જેમ વાતવાતમાં પ્રતિજ્ઞા ને પ્રણ !"

"ઘેલી તો બની છું. દીવાનીની વાતોમાં ડહાપણ ક્યાંથી હોય ? વિચાર કરી લીધો, વહાલા ! આજે કાં તો પદ્માનું પ્રણ રહે છે, કાં જયદેવની ભક્તિ લાજે છે."

"પણ એમ કાંઇ ગંગાજી અહીં આવે ?"

"જીવનભર જેને દ્વાર તમે અહાલેક જગાવ્યો, એ એકવાર તમારે દ્વાર ન આવે ? સ્વામીની સાથે સેવકનો કંઇ પણ સંબંધ દાવો નહીં ? ભક્તને ઘેર છાણવાસીદું કરતાં ન

શરમાનાર પ્રભુ તમારી આટલી લાજ નહીં રાખે ?"

"પદ્મા, આપણી થોડી તકલીફ ખાતર..."

"તકલીફને ખાતર નહીં; જયદેવ ને પદ્માએ જ્યાં શુદ્ધ દાંપત્યના પ્રથમ પાઠ ભણ્યા, સૌન્દર્યભક્તિના શ્રીગણેશ કર્યા, એ ભૂમિને પવિત્ર કરવા અર્થે જ. મારું દીલનું દિલ સાક્ષી આપી રહ્યું છે કે, મા જગદંબા, જેમ ગંગિયને જન્મ આપવા રાજાના અંતઃપુરમાં કોડભરી નારી બની પધાર્યાં હતાં એમ અહીં મારા અંતઃપુરમાં જરૂર પતિતપાવની માતા બનીને પધારશે. આ આશ્રમ તીર્થ બની જશે. જયદેવની ભક્તિ ને પદ્માનો ગાર અજર-અમર બની જશે. આ ભૂમિ પરથી જગતને શુદ્ધ સૌન્દર્યપૂજાનો, અભિન્ન દાંપત્યનો, ભગવત્કૃપાનો ત્રિકાલ સંદેશ સાંપડશે. મેં તો આજથી અન્નપાણી મૂક્યાં. મંગાજી સ્વયં વચન આપશે એ પછી જ હવે ભોજન થશે."

વાતવાતમાં હઠીલી પદ્માએ ગોવર્ધનધારીના મંદિરમાં, સ્નાનાદિથી શુદ્ધ થઇ, કેશની જટા બાંધી, વલ્કલ પહેરી, હાથમાં વીણા ને માળા લઇ આસન જમાવ્યું. હિમાચળની અડગતાથી એનું મસ્તક ઊંચું હતું. શંકરને સાધવા તપશ્ચર્યા કરી રહેલા ગૌરી જેટલી ગરિમા એના અર્ધકુસુમિત ઓષ્ઠ પર હતી.

"પદ્મા, તું સ્ત્રી નહીં, સરસ્વતીનો અવતાર છે. તને રાધાના ઉપાસક જયદેવના નમસ્કાર છે. સ્વર્ગની સુધા ને દેવોના આશીર્વાદ તને પ્રાપ્ત હો !"

જયદેવના નેત્રોમાં હર્ષનાં આંસુ હતાં. હૃદયમાં જાગેલા આત્મમંથનની રેખાઓ મુખ પર જાગતી જતી હતી. અચાનક ગંભીર મુખમુદ્રા વજ્ર જેવી બની ગઇ. એ ધીરેથી આગળ વધ્યા. પદ્માવતીની જમણી બાજુ ઊભા રહી હાથ જોડયાઃ

"ભગવન્, પદ્મા નહીં તો જયદેવ નહીં. જે સૌન્દર્યે મને સંસારમાંથી સ્વર્ગ તરફ લઇ લીધો, જે સૌન્દર્યે મને કામજેતા બનાવ્યો, એનો ત્યાગ અર્થાત્ મારું મૃત્યુ. આજ ભક્તની લાજ રાખવા ફરીથી તૈયાર થજે. હે માતા ગંગા, અમારા અંતરનો પુકાર સાંભળજે ! અમારી પવિત્રતાનો સ્વીકાર કરજે. તારે ચરણે દેહ, મન ને આત્માની ભેટ ધરીએ છીએ. પરમબ્રહ્મની યાત્રા એટલે જ પરમ પ્રેમ !"

આચાર્ય જયદેવે પદ્માસન વાળ્યું, પોતાની પોથી ઉખેળી, ને ગંગાસ્તુતિ આરંભી. મેઘગર્જના જેવા એમના સ્વરથી આશ્રમ ગુંજી ઊઠયો.

એક પછી એક પંક્તિ સર્જાતી ચાલી. પદ્માવતીની વીણાએ ઝંકાર શરૂ કર્યો. શિશિરનો ઠંડો દિવસ છતાં બન્નેનાં કપોલપ્રદેશ પરથી પ્રસ્વેદનાં મૌક્તિક ઝરવા લાગ્યાં. અરે, અંતરની ઉષ્માને વનવગડાનો વાયુ શું બુઝાવવાનો હતો !

પ્રહર પર પ્રહર વીતતા ચાલ્યા. ન અન્ન ન પાણી. કલાપી પણ દીન વદન કરી પદ્મા પાસે ખડો છે. રુકમા પણ પોતાની પ્રિય સખીનો હાથ પીઠ પર ફર્યો વગર ચારોપાણી લેતી નથી. આશ્રમવાસીઓ પણ મોંમાં તૃણ લઇ દેવને વિનવી રહ્યા છે.

ગામમાં આ સમાચાર વાયુવેગે પ્રસરી ગયા. સહુ ભોગનૈવેદ્ય લઇ દર્શનાર્થે આવી પહોંચ્યાં. આશ્રમમાં ભીડ જામી પડી. કેટલાય પદ્માસન વાળીને બેસી ગયા છે. તીર્થભૂમિ જેવો રંગ જામી ગયો છે. ઉત્સવ જેવો ઉલ્લાસ પ્રસરી ગયો છે.

પણ જયદેવજીનું સ્વરગાન ને પદ્માવતીની વીણામાધુરી અવિરત અખંડ ચાલુ છે. ગંગાસ્તુતિની પદાવલિ રચાયે જાય છે.

જગતના મહાન જાદુગર સૂર્યનારાયણે પોતાની કળા સંકેલી લીધી, નિશાનાથ ચંદ્રે આશ્રમને રૂપેરી રંગે રસી દીધો; પણ સ્વરગાન ને વાણીમધુરી અવિરત ચાલુ હતાં

આચાર્ય જયદેવનો ઘોષ હવે ઉગ્ર બનતો જતો હતો. મંદિરનો નાનો શો ઘુમ્મટ જાણે થરથરી રહ્યો હતો.

પણ ભગવાન ગોવર્ધનધારી શાંત હતા. મૈયા ગંગા અદૃશ્ય જ હતાં.

બીજો દિવસ ને બીજી રાત આ રીતે જ વીતી ગયાં. આચાર્ય જયદેવનો સ્વરઘોષ અન્તિમ સીમા પર હતો. પદ્માવતીની આંગળીઓ જાણે જીવનની છેલ્લી ઉષ્મા આણીને વીણા પર નૃત્ય કરી રહી હતી.

ત્રીજા દિવસના પ્રભાતને હવે થોડી ક્ષણો બાકી હતી, ને એકાએક વીણાના તાર તૂટ્યા. પદ્મા બેભાન બની એના પર ઢળી પડી. વીણાના તારના ઝંકારની સાથે આચાર્યજીનું ગાન થંભી ગયું. એ પણ નિશ્ચેતન બની પૃથ્વી પર ઢળી પડ્યા.

એમના છેલ્લા શબ્દો હવામાં રણઝણાટ કરતા લીન થઇ ગયા. નિશાચર પંખીઓ પણ આજ અગમગીન હતાં. શિશિરના આકાશના નાનાં તારલિયા પણ જાણે શ્યામણે મોંએ અદૃશ્ય થતા હતા.

પરોઢનાં પંખેરું જાગ્યાં, ત્યારે જયદેવજીએ પોતાનાં વિશાળ કમળલોચન ઉઘાડ્યાં. એમના મુખ પર સ્મિત હતું. પાસે જ બેભાન પડેલી પદ્માને એમણે ઢંઢોળી.

"પદ્મા, સાવધ થા. સ્વયં માતા ગંગાજીએ સ્વપ્નામાં આવીને મને કહ્યું: "ભક્ત, તમારી પ્રેમભક્તિ પર પ્રસન્ન છું. તમારું દાંપત્ય અભિન્ન રહો. મકરસંક્રાંતિને દિવસે મારી એક ધાર અજયામાં આવશે.*

"મેં કહ્યું: 'માતાજી, પ્રસન્ન થયાં હો

*આજે પણ કેંદુલિ ગામમાં મકરસંક્રાન્તિને દિવસે જયદેવજીના સમાધિસ્થાન પર મેળો ભરાય છે, જેમાં સાઠથી સીત્તેર હજાર વૈષ્ણવો એકત્ર થઇ સમાધિની આસપાસ ભજન-કીર્તન કરે છે. એવી માન્યતા છે, કે આ દિવસે ગંગાજીની એક ધારા અજયા નદીમાં આવે છે.

## કોણ બોલાવે ?



કોણ બોલાવે, કોણ બોલાવે,
કોણ બોલાવે રે;
દૂરના દેશ મને સખી, આજ
કોણ બોલાવે રે.

વતન કેરા સાદ સુણાયા,
ઘેર બોલાવે રે;
હાં ઘેર બોલાવે રે,
મને આજ બોલાવે રે.

વિદાય ટાણે માતાની આંખના
આંસુ બોલાવે રે;
હાં આંસુ બોલાવે રે:
મને આજ બોલાવે રે.

ઉરે બાઝી પડી બેનડી રે,
એનું વ્હાલ બોલાવે રે;
હાં વ્હાલ બોલાવે રે:
મને આજ બોલાવે રે.

બાપુજી કેરી મૂંગી વાણીનો
સાદ સુણાયો રે;
હાં સાદ સુણાયો રે:
મને આજ બોલાવે રે.

વતન કેરા વન સરોવર
સાવ સૂનાં પડ્યાં રે,
હાં બધા સૂનાં પડ્યાં રે:
મને બધાં બોલાવે રે.

દિનકર બી. ત્રિવેદી

તો આ આશ્રમને તીરે સદાકાળ આવવાનું સ્વીકારો ! આ ભૂમિને ત્રણુ કાળને માટે અમર બનાવો.' "તથાસ્તુ." કહીને મા અંતર્ધાન થયાં. પદ્મા, આપણી સૌંદર્યભક્તિને માતા ગંગાએ માન્ય કરી.''

પદ્માવતીએ ધીરે ધીરે નેત્ર ખોલ્યાં. ભક્તોમાં આનંદ પ્રસરી રહ્યો. ગંગાજી આવે કે નહીં, પણુ પોતાના આશ્રમનાં અહાર્ન રત્નો બચી ગયાંનો સહુને હૈયે હર્ષ હતો.

ગામમાં આ હર્ષે પોતાનું સ્થાન જમાવ્યું. પણુ કેટલાક ચુસ્ત ભક્તોને લાગ્યું કે આવાં સ્વપ્ન પર ભરોંસો રાખી વ્રતપાલનનો આગ્રહ રાખવો ઠીક નથી. સપનાં કંઈ સદા સાચાં હોતાં નથી. એમ કંઇ ગંગાજી એક ધણી-ધણિયાણીનો વિરહ ન થાય તે માટે ચાલી ન નીકળે ! વ્રત જાળવવું હોય તો કાશી જવું જ જોઇએ. તેઓએ પોતાના વિચાર ગામલોકને જણાવ્યા, ને કહ્યું:

"ભાઈઓ, સ્વપ્નામાં ઘણી વાર મને સોનાના ચરુ જડયા એવો ભાસ થયો છે. પણુ જાગ્યા પછી એક કાણી માટલી ય મળી નથી. વ્રત પાળવું તો અસિની ધારા જેમ પાળવું. એમાં બહાનાં ન ચાલે. કાશીના રસ્તા પર જોખમ હશે, પણુ નિષ્કિંચિન બ્રાહ્મણોને કંઈ જોખમ નથી. ઝેરી સાપ પણુ પગ નીચે દબાયા વિના કરડતો નથી, તો શું ખિલજી ને શું યવનો ? અને કદાચ, ધર્મનું પાલન કરતાં મૃત્યુ આવ્યું તો વિવાદથી રૂડું શું ? કેમ વૃંદાવનદાસજી !''

વૃંદાવનદાસની દૃષ્ટિ જયદેવજીનાં આ નવાં સહધર્મિણી પ્રત્યે સહાનુભૂતિ ભરી નહોતી. પદ્માવતીનાં નખરાં ને આચારજજીની ઘેલછા માટે તેમનો સારો મન નહોતો.

'મથુરાપ્રસાદજી, તમારી વાતમાં મારી પૂરેપૂરી અનુમતિ છે. હું તો જવાનો જ છું. આચારજજી માટે ભલે ગંગા અહીં આવે. નવાં વહુ છે, બીજી વારનાં છે, રંગીલાં છે, રસનાં જાણકાર છે. અને ભાઈ મારા, ઋતુ પણુ કેવી છે ? તમે સહુ જાણો જ છો." વૃંદાવનદાસ દાઢમાં હસી રહ્યો હતો.

"પ્રતિ વર્ષે જતો સંઘ આ વર્ષે પણુ જશે. બોલો ગંગામૈયાની જે !"

ને ગામમાં તડામાર તૈયારીઓ ચાલવા લાગી. ગંગાજળ ભરી લાવવા કાવડો સજ્જ થવા લાગી, છતાં કેટલોક વર્ગ એવો હતો જે આચારજજીમાં અચળ શ્રદ્ધા ધરાવતો હતો. એ વર્ગ તો શાન્ત રહ્યો.

પ્રયાણુનું મુહૂર્ત આવ્યું એટલે સહુ શુભ શુકને રવાના થયા. જતાં પહેલાં રિવાજ મુજબ આચારજજીનાં દર્શને ગયા.

આચારજજીએ હસતાં હસતાં કહ્યું: "ભાઈઓ, જેને શ્રદ્ધા ન હોય તે ખુશીથી જઇ શકો છો. મને તો ભગવાન ગોવર્ધનધારી અને ગંગામૈયા પર ભરોસો છે. ભરોસો રાખનારને ભગવાન કદી ભૂખ્યો રાખતો નથી."

"ભલું ભાખ્યું આચારજજી, પણુ આ તો બેઠા રહેવા કરતાં ચાલતા–ફરતા ભલા. લો, જયજય, નમસ્તે." જનારાઓને વિવાદ કરવો પાલવે તેવો નહોતો, એટલે એમણે બીજું સંકેલ્યું.

"નમસ્તે ભાઇ. આર્યોમાં પરસ્પર પ્રેમ વધે, એ માટે આ પર્વની યોજના થયેલી છે. એ પર્વ નિમિત્તે તમારો પ્રેમ ઓછો થાય તે હું ઇચ્છતો નથી. તમારું સ્નાન નિર્વિઘ્ન હો. બાકી ભરોસા વિના ભવસાગર નહીં તરાય. નગુરાની નાવ મધદરિયે ઝોલાં ખાશે. પ્રભુને પામવા માટે તો પ્રહ્લાદના જેવી આંતરશ્રદ્ધા જોઇશે. જાઓ, शिवास्तु ते सन्तु पंथानः।".

કાશીસ્નાનનો સંઘ વિદાય થયો, ઉલ્લાસભર્યા દિવસો ને સૌન્દર્યભરી રાત્રિઓ વ્યતીત થતી ચાલી. મકર નામની નક્ષત્ર રાશિમાં સૂર્યપ્રવેશનો દિવસ આવી પહોંચ્યો. સક્રાંતિનો છેલ્લો દિવસ આવી પહોંચ્યો. ગામની સૌભાગ્ય-

વંતી સ્ત્રીઓએ સારાં વસ્ત્રાલંકાર ધારણ કરી, સૌભાગ્યની ચીજોનો ઉપભોગ કર્યો. ખજૂરના રસમાં તલ નાખી મિષ્ટાન્ન બનાવ્યું. દર વર્ષે તો ગામમાંથી ઘણા પુરુષો ગંગાસાગરના સ્નાન માટે જતા, પણ આ વર્ષે ઘણા ઘેર રહ્યા હતા, એટલે ઉત્સવની પૂર્વ તૈયારીઓ આનંદભેર થવા લાગી.

છેલ્લી રાત પણ ગળી ગઈ, ને ક્ષિતિજ પર પરોઢની ઝાંખી પ્રભા ચમકી ઊઠી. જયદેવ અને પદ્માવતી અર્ધરાતથી શરીરશુદ્ધિ કરી, પવિત્ર વસ્ત્રો ધારણ કરી, સુગંધી પુષ્પોની અંજલિ રચી અજયાના તટ પર આવેલી એક ઊંચી ભેખડ પર ઊભાં હતાં.

સમય વીતતો ચાલ્યો. શરદનું આકાશ સ્વચ્છ હતું. ગામલોક વહેલી સવારથી કંઠીમાં ભજન્તું આવીને જમા થયું હતું. શ્રદ્ધા ને શંકાની મિશ્ર લાગણીઓનો મહાસાગર ઊમટ્યો હતો. સેંકડો આતુર નયન મીટ માંડીને બેઠાં હતાં.

સ્નાન કરવાનો સમય પણ થઈ જવા આવ્યો, ને હજી ગંગાજી કેમ ન આવ્યાં! માનવમેદનીમાં ગણગણાટ શરૂ થયો. નિરાશાની છાયા સર્વત્ર પ્રસરી વળી: પણ પેલાં શુક સમાં તેજસ્વી દંપતીના ચહેરા પર જરાય અશ્રદ્ધા નહોતી.

શ્રદ્ધાની કવચથી સજ્જ થયેલ યોદ્ધાઓએ કયે દિવસે પરાભવ અનુભવ્યો છે કે આજ અનુભવે ! એનાં તીર સદા લક્ષવેધી હોય છે.

અચાનક હવાનો સખ્ત ઝપાટો સહુનાં આંખોને કંપાવતો આ બાજુથી પેલી બાજુ નીકળી ગયો. ને ઈશાન કોણમાં ઝંઝાવાત શરૂ થયો. નાની એવી વાદળી ઝડપથી સરી આવતી દેખાઈ.

અશ્રદ્ધાના અંધકાર અટવાઈ ગયેલાં હૈયામાં કંઈક પ્રકાશનો સંચાર થયો, નેત્રતારકો હર્ષથી ઝળકી ઊઠયાં. પણ હજી તો આકાશમાં વાદળી જ હતી. આવી વાદળીઓ તો ઘણીવાર આવતી; આવતી ને જતી.

ધીરે ધીરે વાદળી જામતી ચાલી. અરે, આ તો જટાજુટવાળી ચંદ્રમૌલીશ્વર મહાદેવની મેઘપ્રતિમા! નીલકંઠેશ્વરની પ્રતિમા ધીરે ધીરે ગાઢ બનતી ચાલી. અચાનક વીજળીનો સળવળાટ થયો ને ધરણી ધ્રુજી ઊઠે એવી મેઘગર્જના સંભળાણી.

આચાર્યજીએ ઉચ્ચ સ્વરે સ્તોત્રગાન આરંભ્યું. પદ્માવતીએ વીણાના ઝંકાર શરૂ કર્યો. કલાપીએ ટહુકાર કર્યો. રુકમાએ ઝાંઝરડા દીધા.

આકાશ બીજી વાર ગાજ્યું. વીજળીએ આભ–પૃથ્વીનાં ઓવારણાં લીધાં. હવા ઝાડપાનને કંપાવી રહી. પક્ષીઓએ સ્વાગત ગાન આરંભ્યાં.

કદી શ્રવણગોચર ન થયેલી એક ગર્જના આકાશ ભેદી રહી: મેઘનો અવતાર ધરીને વાદળને હૈયે આવેલા ભગવાન ધુર્જટિની જટાની એક રેખા નીચે ઊતરી. ખળખળ કરતો પાણીનો પ્રવાહ વહી નીકળ્યો.

મણિધર શેષનાગ પૃથ્વીની પરકમ્માએ નીકળ્યા હોય તેમ, પાણીની ધારા આશ્રમ તરફ ધસી આવતી દેખાઈ. ભક્તજનોએ જયજયકાર ઉચ્ચાર્યો. જયદેવ અને પદ્માવતીનાં ગાન ચાલુ હતાં, બંનેનાં સુંદર લોચનોમાંથી હર્ષનાં આંસુ ટપકતાં હતાં.

ક્ષિતિજ પર ઊગતો સૂર્યનો લાલ ગોળો પણ આ પવિત્ર દૃશ્ય દેખી પાવન થવા ક્ષણવાર થંભી ગયો. અજયા નદનાં પાણી ગંગાસાગરનાં સખીપણાંને માટે વાંભવાંભ ઊછળતાં હતાં.

મંદિરમાં ઘંટારવ થયો. શંખ ફુંકાયા. શ્રીફળ, કુંકુનાં સ્વાગત થયાં ને અજયા નદ સાથે ગંગાસાગરનો સંગમ થયો.

જયદેવજી સ્તોત્રગાન સાથે સ્નાન માટે ચાલ્યા; પાછળ પદ્માવતી ને ભક્તજનો આવ્યાં.

પૂજા થઈ, આરતી થઈ, નૈવેદ્ય અપાયાં, ગંગામાહાત્મ્ય ગવાયાં. ગંગાની પીયૂષધારામાં એ દહાડો સ્નાન કરી સહુ પવિત્ર બન્યાં. *

* લેખકની વાર્તાતરમાં પ્રગટ થનાર શૃંગાર અને પ્રેમભક્તિ રસથી તરબોળ નવી નવલકથા 'પ્રેમભક્ત કવિ જયદેવ'નું એક પ્રકરણ.

## નવી ચૂંટાયેલી બ્રિટિશ પાર્લામેન્ટના

# સ્ત્રી-સભ્યો.

સંપાદક
શ્રી. ઈન્દ્રવદન ભલાભાઈ લેખડીઆ

*

આજથી પચીસ વર્ષ પહેલાં બ્રિટનમાં પહેલ વહેલી જ એક સ્ત્રીએ પાર્લામેન્ટના સભ્ય તરીકે આમસભામાં પ્રવેશ કર્યો; એનુ નામ વાઇકાઉન્ટેસ એસ્ટર. આ બાઇને લોર્ડ બાલફર અને લોઇડ જ્યોર્જ જેવાઓએ ટેકો આપેલો: એ યાદગાર વર્ષો પછી તો સ્ત્રીઓએ પોતાના અધિકાર માટે ઝુંબેશ ઉઠાવીને પોતાના અધિકારો ઘણા મેળવ્યા છે. આ છેલ્લી ચુંટણી વખતે ૮૭ સ્ત્રીઓએ સભ્ય તરીકે ઉમેદવારી નોંધાવેલી.

આ વખતની ચુંટણી અનેક દૃષ્ટિએ ઐતિહાસિક નીવડી એમ કહી શકાય. નિવૃત્ત થયેલી છેલ્લી પાર્લામેન્ટમાં માત્ર ચૌદ સ્ત્રી-સભ્યો હતી, જ્યારે આ નવી ચુંટણીમાં ચોવીશ સ્ત્રીસભ્યો ચુંટાઇ છે. નિવૃત્ત થયેલ પાર્લામેન્ટમાં ચૌદ સ્ત્રી-સભ્યોમાંથી આઠ સભ્યો ટોરી પક્ષની હતી. તેમણે પણ ઉમેદવારી કરેલી. તેમાંથી બે સભ્યો:—લેડી એસ્ટર અને મીસીસ બેટ્રીસ રાઇટ નિવૃત્ત થયાં. બીજી પાંચ સ્ત્રીઓ હારી ગઈ. માત્ર જૂની બેઠકમાંથી એકલાં હેમેલ હેમ્પસ્ટેડ પરગણાવાળાં લેડી ડેવીડસન આ નવી ચુંટણીમાં પોતાનું સ્થાન મેળવી શક્યાં છે.

નવા ચુંટાયેલ ૨૪ બહેનોમાં ૨૧ સોસ્યાલીસ્ટ છે. લેડી ડેવીડસન એકલાં કોન્ઝરવેટીવ છે, ને લેડી મેગન લોઇડ જ્યોર્જ એકલાં લીબરલ પક્ષનાં છે. ૨૪ મા બહેન મીસ રેથબોનની વિશ્વવિદ્યાલય તરફથી સભ્ય તરીકેની જાહેરાત હમણાં જ થઇ છે.

જૂના સભ્યોમાંથી મીસીસ એમન્સ હાર્ડી (મજુરપક્ષ) નિવૃત્ત થયાં. બીજા મજુર સભ્યોને પણ પોતાની બેઠક જાળવી રાખવા ખૂબ મહેનત કરવી પડી છે. અને લેડી લોઇડ જ્યોર્જ પોતાના 'વિનિત' પક્ષને વળગી રહી મહા મુશીબતે પોતાનું સ્થાન અણનમ જાળવીને ચુંટાઇ આવ્યાં છે.

આ બધામાં ખૂબ સફળતા પૂર્વક ચુંટાઇ આવેલાં મીસ એલન વિલ્કિન્સનને ગણી શકાય. તે જેરો વિભાગમાંથી ૧૧૦૦૭ મત મેળવીને સફળતા પામી છે.

હિંદના પ્રશ્નમાં એને જે રસ રહ્યો છે તેની પ્રતીતિ એણે અત્યાર અગાઉ આપેલી પાર્ટી સમયે પણ હિંદ પ્રત્યેની પોતાની દિલસોઝી એણે દર્શાવી આપી હતી. એણે પોતાની જાતને સદા લોકસમુદાયની સાથે રાખેલ છે, એમનાથી અલગ અથવા ઉચ્ચ રહેવાનો કદી પ્રયત્ન નથી કર્યો, અને એ જ એની સફળતાની ચાવી છે. એકદિલી પૂર્વક એ લોકો સાથે હળેભળે છે, એમની આવશ્યકતાઓ અને આકાંક્ષાઓ બને સારી પેઠે જાણે છે, અને એમના પ્રશ્નો એમની જ ભાષામાં ચર્ચે છે.

માંચેસ્ટરના એક સામાન્ય ઘરમાં મીસ એલનનો જન્મ થએલો. છોકરાંઓની કેળવણીની તો શું, પણ ભરણપોષણની યે સદા ચિંતા રહેતી આવે એવું કુટુંબ હતું. પરંતુ એલન નાનપણથી જ ખૂબ ચબરાક હતી. ૧૪વર્ષની વયે તો તેણે ડાર્વિન અને હક્સલે વાંચી નાખેલા. પાછળથી માંચેસ્ટર યુનિવર્સિટીમાંથી ગ્રેજ્યુએટ થઇને તેણે શિક્ષિકાનો વ્યવસાય સંભાળ્યો. શિક્ષણને એ સદા વ્યવહારૂ અને સુયોજિત બનાવવા મથતી રહેલ છે.

એલનની સઘળી કારકીર્દિ જાહેર નજરે અને જાહેર હિતમાં જ વીતેલી હોઇને પ્રજાને તેના બદલ લાગણી ઊપજે એ સ્વાભાવિક છે. ઇ. સ. ૧૯૨૪ માં એ પાર્લામેન્ટમાં ચૂંટાઈ આવી. અને સ્ત્રીઓ માટે પાર્લામેન્ટના

દરવાજા ખુલ્લા મૂકાયા પછીની એ ચોથી સ્ત્રી સભાસદ બની. આપ્રમાણે વેપારીઓ સામે લોકોને રક્ષણ આપવા માટે પાર્લામેન્ટમાં એણે પસાર કરાવેલું 'હાયર પર્ચેઇઝ બિલ' એ તેની બુદ્ધિ, કાર્યકુશળતા તથા સહનશક્તિનો પુરાવો છે. ઇ.સ. ૧૯૩૫ માં એ જેરો વિભાગ તરફથી ચુંટાઈ હતી. કામદાર પક્ષની નેશનલ કારોબારીની મેમ્બર અને ૧૯૪૪થી ચેરમેન છે.

એલનના રાજકીય જીવનના વિવિધ પ્રસંગોમાં જેરો-ઓન-ટાઇનની તેની કૂચ અવિસ્મરણીય છે. એના પોતાના મતવિસ્તારમાં બેકારી અને ગરીબીનું જોર વધી ગયું હતું અને જેરોમાંની વહાણો બાંધવાની ગોદીઓ તથા અન્ય ઉદ્યોગો પોતાના સ્વાર્થ ખાતર બીજે ખસેડીને બ્રિટિશ મૂડીવાદીઓ એ પ્રદેશને બેહાલ બનાવવા કટિબદ્ધ બન્યા હતા ત્યારે ત્યાંના શ્રમજીવીઓના પક્ષમાં એ ખડી રહી. એક સવારે છાપાંઓમાં એ સમાચાર ઝળકી ઊઠયા કે, રોજી મેળવવા માટે સરકારને સમજાવવાના ઉદ્દેશે જેરોના ત્રણસો બેકારોએ લંડન ભણી કૂચ આદરી છે અને મિસ એલન એ કૂચને મોખરે છે.

એલને એ ત્રણસો બેકારો સાથે બસો માઈલની અનેક મુશ્કેલીઓ ભરી કૂચ આદરી, એટલું જ નહિ, પણ એમનાં શિસ્ત તથા ધૈર્ય ટકાવી રાખ્યાં. કૂચ દરમ્યાન રસ્તે આવતા એકે એક શહેર ને કસબામાં એણે ભાષણો આપ્યે રાખેલાં. એ ભાષણોને પરિણામે આ કૂચને લગતા સમાચારોનાં શીર્ષકો વર્તમાનપત્રોમાં વધુ ને વધુ મોટાં બનતાં ગયાં. લંડન માં હાઇડપાર્કમાં રેલી ગોઠવાયા પછી ૧૦ ડાઉનિંગ સ્ટ્રીટની મુલાકાત લેવાઈ અને એલન છેવટે વિજયી થઈ. જેરોનાં ઔદ્યોગિક મથકો હતાં ત્યાં ને ત્યાં જ ચાલુ કરવાનું સરકારી ફરમાન છૂટયું.

આવું મનોબળ ધરાવતી એલને વર્ષો થયાં



કુ. એલન વીલ્કીન્સન

હિંદની હિમાયત કર્યે રાખી છે. ઇન્ડીઆ લીગના જે પ્રતિનિધિમંડળે હિન્દની મુલાકાત લીધેલી એમાંની એક એ હતી. હિંદભરનો પ્રવાસ ખેડીને એ પ્રતિનિધિમંડળે જે વિસ્તૃત અને માહિતીપૂર્ણ અહેવાલ તૈયાર કર્યો છે તે ઇંગ્લેંડ તેમજ હિંદ બન્નેની આંખો ખોલી દે તેમ છે. ઇંગ્લેંડમાં એ અહેવાલ વેચાય છે; પરંતુ હિંદમાં તેના વેચાણ પર પ્રતિબંધ છે.

બ્રિટનના નવા પ્રધાનમંડળમાં એલનને શિક્ષણમંત્રીનું સ્થાન મળ્યું છે.. ઇંગ્લેંડ પરની બોમ્બવર્ષા દરમિયાન ગૃહસલામતી-ખાતાનું મંત્રીપદ તેને સોંપવામાં આવેલું અને સાનફ્રાન્સિસ્કો ગએલા બ્રિટિશ પ્રતિનિધિમંડળમાં પણ તે ચૂંટાએલી. શિક્ષણ સાથે જનતનાં વર્તમાન વહેણોથી પણ સુપરિચિત હોઇને બ્રિટિશ પ્રજાની શૈક્ષણિક નવરચનાની યોગ્ય જ જવાબદારી એને સોંપવામાં આવી છે. 'Five feet of fighting femininity'

તરીકે ઓળખાતી એલન જગતના સમસ્ત સ્ત્રીવર્ગને બુદ્ધિ, ધૃતિ તથા કાર્યસામર્થ્ય વડે પ્રેરણારૂપ બની રહેલ છે.

(૨) **મીસીસ લ્યુસી મીડલટન**—એ કામદારપક્ષનાં છે અને ૪૬૦૭૯ મતે પ્લીમથ સટન વિભાગ તરફથી ચુંટાઇ આવ્યાં છે. મજુરપક્ષનું કેટલાય વર્ષો સુધી મંત્રીપદ સંભાળનાર જીમ મીડલટનનાં આ પત્ની ટોરી પક્ષ સામે એક સમરધુરૂપ સાબીત થયાં છે. સર્વ ટોરી સભ્યોને હરાવી વિજય મેળવ્યો છે. સમરસેટમાં જન્મેલી લ્યુસી બ્રીસ્ટલ વિશ્વવિદ્યાલયના બનાવ પછી બહુ જ ફરી છે. ૧૯૩૬થી તેણે સટન વિભાગપર પ્રથમ હુમલો કરેલો. આ સ્ત્રી–સભ્ય એક છટાદાર વક્તા, આજીવન સંગ્રામખોર, અને લડાયક ખમીર ધરાવે છે. સમાજવાદની નૈતિક બાજુના તેઓ ખાસ હીમાયતી છે.

(૩) **લેડી મેગન લોઈડ જ્યોર્જ** એ એ જૂના જોગી છે. નવી ચૂંટણીમાં તેઓ એન્જલસી વિભાગ તરફથી (લીબરલ) ૧૦૮૧ મત મેળવીને ચુંટાયાં છે.

(૪) **ડા. એડીથ સમરસ્કિલ** સોસયલ મેડીકલ એસોસીએસનના વાઈસ પ્રેસીડેન્ટ છે અને ફુલહામ વિભાગ તરફથી ૩૫૨૧ મતે ચુંટાઈ આવ્યાં છે.

(૫) **મીસીસ જેની એડમ્સ** બેકસલી વિભાગ તરફથી ૧૧૭૬૩ મત મેળવીને ચુંટાયાં છે. ગયે વખતે તેઓ હાર્ટફોર્ડ તરફથી ચુંટાઇ આવ્યાં હતાં. આ બન્ને કામદાર પક્ષના અને નિવૃત્ત થયેલ પાર્લામેન્ટના સભ્ય હતાં. નવી ચુંટણીમાં પણ રસાકસી હોવા છતાં તેઓ ચુંટાઈ આવ્યાં છે.

(૬) **મીસ જેની લી** ઉર્ફે મીસીસ એન્યુરીન બેવન કેનોક વિભાગમાંથી ૧૯૬૩૪ મત મેળવીને ચુંટાયાં છે. તેઓ હાલના આરોગ્યમંત્રી અને પાર્લામેન્ટના જલદ વક્તા અને ચર્ચીલના કાયમી ટીકાકાર શ્રી. એન્યુરીન બેવનનાં પત્ની થાય. ગઇ પાર્લામેન્ટમાં પણ તેઓ સભ્ય હતાં. એક પત્રકાર તરીકે અને પાર્લામેન્ટના સભ્ય તરીકે વધુ પડતા ક્રાંતિકારી વિચારો તથા જલદ દીમાગને લીધે પોતાના પતિની પેઠે તે પણ મુશ્કેલીમાં મુકાઇ ગઈ હતી. એક ખાણીઆની પુત્રી જેની ૨૪ વર્ષની ઉમ્મરે પાર્લામેન્ટની સભ્ય બની હતી. તે એડીનબરો વિશ્વવિદ્યાલયની એમ. એ. એલ એલ. બી.ની ડીગ્રી ધરાવે છે. આ કાળી ભમરવાળી, આકર્ષક અને બીલકુલ નીડર સ્ત્રી બ્રીટીશ પાર્લામેન્ટની બંધારણીય ચર્ચાઓમાં નીડરતાપૂર્વક રસ લે છે.

(૭) **મીસ એલન બેકન** એ લીડઝ વિભાગ તરફથી ૮૪૬૪ મત મેળવીને આવ્યાં છે. ચોકસ પરગણામાં આવેલ નોટનન્ટનની આ હસમુખી શિક્ષિકા ઉંમરમાં સહુથી નાની છે. ત્રીસ વરસની ઉંમરે હમણાં જ તેણે કામદાર પક્ષની રાષ્ટ્રીય કારોબારીમાં બેઠક મેળવી. કોલસાની ખાણના એક મુકાદમની પુત્રી બેકન એક અસરકારક વક્તા છે. માત્ર સોળ વર્ષની હતી ત્યારે તેણે સમાજવાદી પક્ષમાં પોતાનું સ્થાન જમાવ્યું હતું. નાની ઉંમર હોવા છતાં તેણે મેળવેલ રાજકીય અનુભવ પ્રસંશાપાત્ર છે. દરીઆપારના દેશોની પરિષદમાં તેણે સક્રીય ફાળો નોંધાવ્યો છે. ચપળ રીતભાત, દીર્ઘ દષ્ટિવાળા તથા સંપૂર્ણ વિશ્વાસપાત્ર કામદાર પક્ષની આ સ્ત્રીસભ્ય એક સફળ વિજેતા છે.

(૮) **લેડી નોએલ બુકસ્ટન** ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓની આ માતા પાર્લામેન્ટની જૂના જોગી તરીકે ફરીથી નોરવીચ પરગણામાંથી ૫૬૦૮ મતે વિજેતા બની છે. ૧૯૩૦માં એ ઉત્તર નોરફોક પરગણાના મજુર પક્ષ તરફથી ચુંટાયેલી, પણ ૧૯૪૧ની ચુંટણીમાં તે હાર પામેલી. તેણે સેન્ટ જેમ્સીઝ, વેસ્ટ માલ્વર્ન અને લંડન વિશ્વવિદ્યાલયની વેસ્ટ ફીલ્ડ

કોલેજમાં કેળવણી લીધી છે. સુંદર અને દેખાવડી આ બહેન સામાજીક પ્રશ્નોમાં અનહદ રસ ધરાવે છે.

(૯) **મીસીસ જીન માન્ન** એ કોટબ્રીજ વિભાગમાંથી ૬૭૭૭૭ મતે ચુંટાઈ છે. તે કામદાર પક્ષનાં સહકારી સ્ત્રી-કાર્યકર્તાઓમાંની એક અને ખૂબ ઉત્સાહી છે. અને (૧૦) રસફલીક વિભાગમાંથી **મીસીસ એફ્ પેટન** ૬૭૫૯ મતે ચુંટાઇ આવેલ કામદાર સભ્ય છે.

(૧૧) **મીસીસ લીહા મેનીંગ** એ ઈપીંગ વિભાગમાંથી કામદાર સભ્ય તરીકે ૯૮૭ મતેજ ચુંટાઈ આવી છે. લડાયક શક્તિવાળી અને પ્રતિભાશાળી આ બહેન અગાઉ પણ પાલામેન્ટના સભ્ય તરીકે જાણીતી છે. ઇસ્ટ ઇઝલીંગ્ટનની ૧૯૩૧ની પેટા ચુંટણીમાં મીસ થેલ્મા કેઝલેટને હરાવીને વિજેતા બનેલી. રાષ્ટ્રીય શિક્ષક સમાજનું પ્રમુખપદ તેણે શોભાવ્યું છેઃ ગઈ સામાન્ય ચુંટણીમાં તે હારી ગયેલી, પણ આ વખતે ફરી તેણે પોતાની બેઠક મેળવી લીધી છે.

(૧૨) **મીસીસ ક્લેરન્સ એમ શો.** એ સ્કોચબહેન છે અને કિમરનોક વિભાગમાંથી ૭૫૩૭ મત મેળવીને આવી છે.

(૧૩) **વાઉંકાઉન્ટેસ ડેવીડસન** કોન્ઝરવેટી પક્ષ તરફથી હેમેલ-હેમ્પસ્ટેડ વિભાગમાં ૫૧૧૦ મતે પોતાની બેઠક જાળવી શક્યાં છે. ગઈ પાર્લામેન્ટમાંથી કોન્ઝરવેટી પક્ષના આ એક જ બહેન ફરીથી આ વખતે ચુંટાયાં છે.

(૧૪) **મીસીસ બાર્બરા કેસલ** એ બ્લેકબર્ન વિભાગમાંથી ૮૮૨૦ મતે આવ્યાં છે.ઉંમરમાં નાનાં દેખાતાં મીસીસ કેસલ ધાંટા, ધોંધાટ અને ગર્જનાના ત્રિવેણી સંગમ જેવાં છે. લંડનની કામદાર પક્ષની કેટલીક સભાઓમાં તેઓ ગજર્યાં છે. સેંટ પેન્ક્રાસ કાઉન્સીલના સભ્યોમાંની 'જડબાંતોડ' સભ્ય તરીકે તેમની કીર્તિ છે. કુદરતી બક્ષીસ મેળવી ચુકેલી આ તેત્રીસ વર્ષનાં બહેન બોલવાના સર્વ વિષયો ઉપર પ્રભુત્વ જમાવી શક્યાં છે. તેમને કદી 'નોટ્સ'નો ઉપયોગ કરવો પડતો નથી. પ્લેટફોર્મ અને તેની રીતભાતથી તે સર્વદા પરિચિત છે. ખુલ્લા બદામી વાળવાળી આ બહેન સભાગૃહને ગજવવા પૂરતાં છે.

(૧૫) **મીસીસ મેબલ રીડલ્ધ** એ ઇલ્ફોર્ડ વિભાગમાંથી ૨૮૨૦ મતે કામદાર પક્ષમાંથી આવ્યાં છે. તેઓ સહકારી સ્ત્રીકાર્યકર્તાઓમાં મોવડી જેવાં છે.

(૧૬) **મીસીસ પ્રૃ. એમ. બ્રેડક** બહુ જ તીખાં સ્વભાવનાં, આગના ભડકા જેવાં છે. તેઓ લીવરપુલ વિભાગમાંથી માત્ર ૬૬૫ મતે પોતાની બેઠક મેળવી ગયાં છે. સ્ત્રીઓને થતા અન્યાયોથી એ આઘાત પામે છે ત્યારે ભલભલાના હાંજા ગગડી જાય એવો એ અન્યાય સામે કમરકસીને સામનો કરે છે. લીવરપુલ સીટી કાઉન્સીલના મજુર સભ્ય તરીકે લોર્ડ મેઝર તરફથી તેમને 'ઉપનામ' મળેલું, તેના જવાબમાં પોતાના રક્ષણ માટે મેયરને બે પોલીસો રોકવા પડેલા. મીસીસ બ્રેડક ટુંકા અને ત્રુટક શબ્દોમાં માનતા નથી. અવિશ્રાંત અને તડફડ બોલનાર તરીકે તેમની નામના છે.

(૧૭) **મીસીસ માર્ગરેટ હરબીસન** એ લેનાર્કશાયરમાંથી ૯૭૬૨ મતે ચુંટાઇ આવેલાં સ્કોચ બહેન છે. અને (૧૮) **મીસીસ એમ. લેલહેકે નીકોલ** એ બ્રેડફર્ડ વિભાગમાંથી ૩૪૪૪ મતે આવેલા કામદાર પક્ષના સભ્ય છે.

(૧૯) **મીસીસ સી. એસ. જેન્ટી** 'બેટરસી' વિભાગમાંથી ૭૨૨૫ મતે આવેલાં આ કામદાર પક્ષનાં બહેન નફાખોરોનાં પોલ પકડવામાં વિગ્રહના કેટલાય વર્ષો ગાળનાર પ્રસિદ્ધ સહકારી સ્ત્રી આગેવાન છે. કામદાર સભ્યની પત્ની હોવાને કારણે મગરૂર છે. તેઓ સ્ત્રીઓમાં સર્વ પ્રથમ 'જે. પી'નું માન મેળવનાર છે. ૧૯૨૧ માં જે ઓ સભ્યો નીમાયેલાં

તેમાં તેઓ એક 'જે. પી.' સ્ત્રીસભ્ય હતાં. તેઓ નશાખોરોના 'કાતીલ દુશ્મન' તરીકે વિખ્યાત છે. ૧૯૪૦ માં તેમની નીમણુંક 'લંડન ભાવ નિયામક સમિતિ'ના સભ્ય તરીકે થઇ અને ત્યારથી જ કાળાં બજારીઆઓના હાંજા ગગડી ગયા. તેમનો પ્રિય વિષય, કેળવણી, પ્રસુતિકલ્યાણ અને ગૃહિણી-રક્ષણ છે. અને તેમાં તેઓ ખૂબ રસ ધરાવે છે.

(૨૦) **મીસીસ ઈ. એ, વીલ્સ** મીડ લેન્ડઝની લડતમાં નામાંકીત ભાગ ભજવનાર તરીકે પ્રસિદ્ધ આ ગ્રેજ્યુએટ બહેન બર્મીંગહામ વિભાગમાંથી ૪૯૫૪ મતે ચુંટાઇ આવ્યાં છે. ગૃહવ્યવસ્થા પરના પ્રશ્નો પરત્વે તેમના વિચારો રચનાત્મક અને દૂરંદેશી છે. (૨૧) **મીસ જી. એમ. કોલમેન** ટીનમાઉથ વિભાગમાંથી ૩૦૭૯ મતે આવેલા કામદાર સભ્ય છે.

(૨૨) **મીસીસ બાર્બરા આયર્ટન** ગારેલ્ડ એ હેન્ડન વિભાગમાં ૪૬૪૪ મત મેળવી વિજેતા બનેલા બહેન બ્રીટનના સર્વોત્તમ 'કળાકારોમાંના' એક કલાકારની માતા, અને જાણીતા કવિ તથા લેખક જીરાલ્ડ ગાઉલ્ડની વિધવા છે. કામદાર પક્ષના પ્રતિભાશાળી સભ્ય છે. પાર્લામેન્ટના સભ્યપદ માટે તેમણે અગાઉ કેટલાય પ્રયત્નો કરેલા, પરંતુ વિજયમાળ તેઓ પામી શક્યાં ન હતાં. એક વખત તો માત્ર ચાર મત માટે જ તેઓ હારી ગયેલાં. છતાં તેમની ધીરજ અને હિંમતથી આ સાતમી વખત ઉમેદવારી કરવામાં તેઓ સફળતા પામ્યાં છે. તેમણે કામદાર પક્ષની કારોબારીમાં ઘણા વર્ષો સુધી કામ કર્યું છે. નેવીલ ચેમ્બરલેનની સરકારે રાજીનામું આપ્યું ત્યારે કામદાર પક્ષે મીશ્ર સરકાર રચવામાં સાથ આપેલો તે વખતે તેઓ પક્ષના પ્રમુખ હતાં. એક જુસ્સાદાર અને અસરકારક વક્તા હોવા ઉપરાંત તેઓ સખત વિચારો અને તેટલા જ જોરથી આચારમાં મૂકી જાણનાર સ્ત્રીનેતા છે. તેમના પ્રિય વિષયો ગૃહવ્યવસ્થા, જનકલ્યાણ અને શરીર પોષણ છે અને તેમાં તેઓ નિષ્ણાત ગણાય છે.

(૨૩) **મીસીસ ફ્રેડા કોરબેટ** એ કેમ્બરવેલ પ્રગણામાંથી આવેલાં બહેન ૬૯૦૫ મતે વિજેતા બન્યાં છે. કામદાર પક્ષની આ નાની પ્રચારિકા એક પ્રચારક તરીકે મહાન કહી શકાય. માત્ર પ્રાથમિક શિક્ષણસંસ્થામાંથી એકદમ આગળ વધેલ ૪૪ વર્ષની આ શિક્ષિકા લંડન વિશ્વવિદ્યાલયની ગ્રેજ્યુએટ છે-અને બેરીસ્ટર છે. પોતાનો પક્ષ બહુમતી મેળવે એ સ્વપ્નસિદ્ધિ માટે ઝંખનાર એ મહિલાને સ્થાનીકસાશનનો સંપૂર્ણ અનુભવ છે. કામદાર પક્ષની સ્ત્રી-તારીકાઓમાંની એ એક અગ્રગણ્ય પ્રચારિકા છે.

(૨૪) **મીસ ઈલેનોર રેથબોનની** પાર્લામેન્ટના સભ્ય તરીકેની જાહેરાત છેક છેલ્લી હમણાં જ થઇ. તેઓ ઈંગ્લાંડના વિશ્વવિદ્યાલયો તરફથી સભ્ય તરીકે ચુંટાઇ આવ્યાં છે. કામદાર પક્ષમાં તેમનું સ્થાન નથી. ૧૯૨૯થી તેઓ દર વખતે આ બેઠક માટે જ ચુંટાઇ આવે છે. આ વખતે પણ તેમણે પોતાના હરીફને ગુલાંટ ખવરાવી ૬૯૯૨ મત મેળવી વિજય પ્રાપ્ત કર્યો છે.

# આપણી



સ્વ. સૌ. તાપીબહેન ગાંધી.

*

કાઠિઆવાડમાં સ્ત્રી પ્રવૃત્તિ ઘણી જ ઓછી છે અને સ્ત્રીસંસ્થાઓ તો એથી પણ ઓછી છે, છતાં જે થોડી સંસ્થાઓ છે તેમાં શ્રી. ગાંધી ચેરીટી ટ્રસ્ટના આશ્રયે ચાલતી કેટલીક સંસ્થાઓનો અહિં પરિચય આપ્યો છે.

મહુવાની કપોળ જ્ઞાતિમાં શ્રી. તાપીબહેનનો જન્મ સંવત ૧૯૪૪ માં થયેલો. તેમના પિતાનું નામ શ્રી. જીવાભાઈ દોશી અને માતાનું નામ પાર્વતીબાઈ. તાપીબહેને ગુજરાતી પાંચ ચોપડી સુધીનો અભ્યાસ મહુવામાં કરેલો. પંદર વર્ષની ઉમ્મરે તેમનાં લગ્ન રંગુનમાં રહેતા શ્રી. રણછોડદાસ ગાંધી સાથે થઈ ગયાં, એટલે એમને મુંબાઈમાં રહેવાનું થવાથી 'સેવાસદન'માં એમણે પોતાનો અભ્યાસ આગળ વધાર્યો.

તાપીબહેન સ્ત્રીપ્રવૃત્તિઓમાં ભાગ લેવા લાગ્યાં અને દરેક સ્ત્રીપ્રવૃત્તિમાં તેમની આર્થીક સહાયનો ફાળો વધવા લાગ્યો. સાથેસાથ રાજકીય પ્રવૃત્તિઓમાં પણ એમણે ઝંપલાવ્યું અને કોંગ્રેસના ડેલીગેટ બન્યાં. ૧૯૩૦ ની લડતમાં સ્વદેશી હિલચાલ એમણે ઉપાડી લીધેલી અને રંગુનની સ્ત્રીપ્રવૃત્તિઓનો એ પ્રાણ બનેલાં.

એમને સંતાનમાં માત્ર એક જ પુત્રી હતાં, અને તે શ્રી. કમળાબહેન. પોતાની એકની એક પુત્રીના અભ્યાસ માટે માતપિતાએ ખૂબ જહેમત ઉઠાવી; અને સાહસિક પિતાની એ બહાદુર પુત્રીએ હિંદી નીડર બાળા તરીકે નામના પણ મેળવી હતી.

સોળ વર્ષની ઉંમરે કમળાબેન મુંબઈથી રંગુન એકલાં જતાં હતાં. એક વખતે મુંબઈથી કલકત્તા જતાં બેઠક માટે રેલ્વે સ્ટાફ સાથે વાંધો પડતાં નાગપુર સ્ટેશને મેલટ્રેનને અર્ધો કલાક થંભાવી રાખીને પોતાની બેઠક એમણે હક્કથી મેળવી. અંગ્રેજ સ્ટેશન માસ્તર એમની હિંમત માટે અજાયબ થયા અને એ સોળવર્ષની કમળાબેનની પીઠ થાબડી નીડર પુત્રીને મુબારકબાદી આપી. સ્વમાન સાચવવાના આવા અનેક પ્રસંગો મુંબઈ અને રંગુનમાં તેમને સાંપડેલા.

સેવા એ એમનો જીવનમંત્ર હતો. પિતા રંગુનમાં પોર્ટઓફીસર હતા. અને સંસ્કારી માતાની હુંફ હતી એટલે નાની ઉંમરથી જ કમળાબહેને સહુના હૃદયમાં માન અને ગૌરવભર્યું સ્થાન મેળવેલું.

પણ જે જગતમાં ખૂબ કામ કરી શકે, અનેક સેવાઓમાં પોતાનો ફાળો આપી શકે એવા પવિત્ર આત્માઓનાં જીવન ટૂંકાં હોય છે, એમ આ બહેનને ૧૭ વર્ષ પૂરાં ન થયાં એટલામાં આંતરડાનો ક્ષય થયો અને ૨૦ વર્ષની ઉમ્મરે ૧૯૩૩માં એમણે દેહ છોડયો.

અઢળક ધન સંપત્તિને ભોગવનાર કમળાબહેનના અવસાનથી માતપિતાને ખૂબ આઘાત થયો. પણ સંસ્કારી અને સેવાભાવી માતા સૌ. તાપીબહેનની દોરવણીથી શ્રી. ગાંધીએ પોતાની મીલ્કત કમળાબહેનનું નામ જોડીને કાઠિયાવાડની સ્ત્રીપ્રવૃત્તિઓને અર્પણ કરીને વગદારકમીટી યોજી 'ગાંધી ચેરીટી ટ્રસ્ટ' ઈ. સ. ૧૯૩૩માં સ્થાપ્યું.

આ ટ્રસ્ટમાંથી આજે કાઠિયાવાડમાં ઘણી સંસ્થાઓ ફાલીફૂલી છે.

# સ્ત્રી-સંસ્થાઓ

### ભાવનગરમાં છાત્રાલય

કાઠિયાવાડમાં આ જાતનું બ્હેનો માટેનું તાપીબાઇ છાત્રાલય આ પહેલું જ છે. સને ૧૯૩૪ માં ચાર બ્હેનોથી શરૂઆત થઈ હતી. ગઇ ટર્મમાં ૪૧ બ્હેનો હતાં. ૧૧ વર્ષમાં ૧૯૨ બ્હેનો રહેલી છે. તાપીબાઈ છાત્રાલયમાં કાઠિયાવાડ ઉપરાંત કચ્છ, અમદાવાદ, સુરત, જમશેદપુર, ઝરીઆ (બિહાર) વિગેરે સ્થળોની બ્હેનો આવે છે. ૧૯૨ બ્હેનોમાં કોળી, રજપુત, પાટીદાર, બ્રાહ્મણ, વાણીયા બ્હેનોમાં ૨૫ વિધવા, ૨૪ પરણેલાં અને બાકીનાં કુંવારી હતાં. એમ. એ., પી. એ.; બી. એ; જી. એ.; કોલેજ અને મેટ્રીકની એકસો આશરે વિદ્યાર્થીની બ્હેનો થઈ છે. અને તે બ્હેનો શામળદાસ કોલેજ, કર્વે કોલેજ, વિદ્યાલય, ઘરશાળા, માજીરાજ અને અન્ય સ્કૂલોમાં ભણે છે. છાત્રાલયની આંતર વ્યવસ્થા માટે ભણતી બ્હેનોમાંથી ગૃહપતિ નિમાય છે, તેથી બ્હેનોને વહેવારીક વ્યવસ્થાની તાલીમ મળે છે.

### અમરેલીમાં મહિલા પુસ્તકાલય

તેર વર્ષથી ચાલતાં શ્રી. તાપીબાઈ પુસ્તકાલયે સારી પ્રગતિ સાધી છે. ગઈ સાલ ૭૮૫ વાંચક બ્હેનો હતી. પાંચ હજાર જેટલાં પુસ્તકો છે. રોજ ૪૦ થી ૪૫ બ્હેનો નિયમીત વાંચવા આવે છે, ઉપરાંત પુસ્તકો લઈ જાય છે, વળી ફરતું પુસ્તકાલય પણ બ્હેનો માટે ચાલે છે. પુસ્તકાલયનો વહિવટ બ્હેનોની સમિતી કરે છે.

### મહુવામાં બ્હેનો માટે હુન્નરશાળા

બ્હેનો માટેની આ હુન્નરશાળા ઘણી બ્હેનોને આજીવીકામાં સારી મદદ રૂપ થઇ પડેલી છે. પ્રથમ શિવવાના ચાર સંચા હતા તે વધીને ૧૧ થયા છે. બ્હેનો રોજ ૨૦ થી વધુ કપડાં શીવી જાય છે. કમળાબ્હેન હુન્નરશાળામાં શિખેલી કેટલીક બ્હેનો જુદા જુદા રાજ્યોમાં શિવણ શિક્ષિકા તરીકે પણ જોડાય છે. શિવણ ઉપરાંત કપડાં રંગવાનું તથા છાપવાનું તથા મોજાં કરવાનું ચાલે છે, પણ લડાઇ પછી તે કામ બહુ થોડું થાય છે. બહારગામથી ઘણી બ્હેનો કમળાબ્હેન હુન્નરશાળામાં શિખવા આવે છે તેવી એકસો ઉપરાંત બ્હેનો હુન્નરશાળાની સ્કોલરશીપ લઈ શિવણ શીખીને બહારગામ પોતાના વતનમાં શિવણ કરી પોતાનું ગુજરાન ચલાવે છે; તેથી ઘણાં ગામડાંની વિધવા અને અન્ય બ્હેનો માટે આ સંસ્થા આશિર્વાદનું સાધન થઈ પડી છે. પ્રાથમિક શિક્ષણ તથા અંગ્રેજી ત્રણ ધોરણ માટે અભ્યાસની વ્યવસ્થા પણ છે.



સ્વ. સૌ. કમળાબ્હેન.

*

### મહુવાનું સ્ત્રી-પુસ્તકાલય

બ્હેનો માટેનું આ પુસ્તકાલય ત્રણહજાર પુસ્તકોની સમૃદ્ધી ધરાવે છે. રોજંદા વર્તમાનપત્રો વિગેરે વાંચવા આવનારની સંખ્યા આશરે ૪૦ની છે. કમળાબેન મહિલા લાયબ્રેરી મહુવાની ત્રણસો બ્હેનોને ઉપયોગી વાંચન પુરૂ પાડે છે. આ ઉપરાંત કુંડલામાં મહિલા લાયબ્રેરી,રાજુલામાં

પુસ્તકાલય અને ડુંગરામાં લામબેરી ચાલે છે.

### સંસ્થાનાં મકાનો

ટ્રસ્ટની દરેક સંસ્થાને મોટી કિંમતનાં ટ્રસ્ટની માલીકીનાં મકાનો છે. છતાં કેટલીક સંસ્થામાં મકાનની ખેંચ પડે છે. ભાવનગર છાત્રાલયનું મકાન, તાપી ભુવનમાં સંકડાશ પડતાં બાજુનું મકાન ભાડેથી લેવું પડેલ છે.

### ટ્રસ્ટની પ્રગતિ

આમ સ્ત્રી હિતની સાર્વજનીક જુદી જુદી પ્રવૃતિમાં ઘણા વર્ષોથી સાધનો, સંજોગો અને શક્યતાના પ્રમાણમાં જુદી જુદી દિશામાં જુદે જુદે સ્થળે ટ્રસ્ટ પોતાની પ્રવૃતિઓ મારફત નમુનેદાર સેવા બજાવે છે. ભાવગરમાં **શ્રી.કમળાબેન તથા મોંઘીબાઈ ઉદ્યોગશાળા** બહેનો માટે અઢી વર્ષ પહેલાં શરૂ કરી. આ ટુંકા ગાળામાં ગામની મધ્યમાં આવેલા મેના શેરીના લત્તામાં આ હુન્નરશાળા પ્રસિદ્ધ થઇ છે અને ત્યાં રોજ ૫૦ થી ૬૦ બહેનો શિવવા આવે છે. તેમને શિવણનું શિક્ષણ અપાય છે. વળી બહેનો માટે છેલા બાર માસથી પુસ્તકાલય ખોલ્યું છે. તેમાં ૫૦૦ પુસ્તકોની ફક્ત સંખ્યા હોવા છતાં ૮૦ ઉપરાંત બહેનો તેનો લાભ લ્યે છે. ટ્રસ્ટના અન્ય સ્ત્રી પુસ્તકાલય માફક પુસ્તકો વગર ફીએ અપાય છે. વળી હુન્નરશાળામાં સંગીત વર્ગમાં ૩૫ બહેનો થઈ છે અને અંગ્રેજી, હિંદી અનેસંસ્કૃત વર્ગોમાં આશરે ૨૦ ઉપરાંત બહેનો છે. વળી કાંતવા માટે હુન્નરશાળા મફત રેંટીઆ આપે છે અને જે બહેનો મજુરી માટે કાંતણ કરે તેને ચરખા સંઘના ભાવે મજુરીના પૈસા પણ અપાય છે, પણ મોટે ભાગે બહેનો પોતાના કપડાં કરવા માટે જ કાંતે છે. બહેનોમાં આ મુજબ આશરે ૩૫ રેંટીયા ચાલે છે. હુન્નરશાળા તરફથી બહેનોને મંદવાડમાં દવાઓ પણ મફત અપાય છે. શિવણ માટે નવ સંચા હોવા છતાં વધુ સંચાની જરૂરીયાત ઉભી થઈ છે. સંસ્થાનો ઉપયોગ વધવાથી સંસ્થા માટે મેંતા શેરીવાળું મકાન વેચાણ લેવામાં આપ્યું છે.

### વિકાસ આશ્રમ.

ચાલુ જાન્યુઆરીથી સંજોગો વસાત આપતિમાં આવી પડેલી બહેનો માટે વિકાસ આશ્રમની સંસ્થા સ્થપાઈ છે. આ સાર્વજનીક સંસ્થાની શરૂઆત શ્રી પ્રાણજીવન ગાંધી વિગેરેની મદદથી શરૂ થઈ. આ સંસ્થામાં ટ્રસ્ટનાં કાર્યકરો ઉપરાંત અન્ય ભાઇબહેનોનો સહકાર છે. શ્રી. ગૌરીબેન ત્રિવેદી તથા *શ્રી. નર્મદાબેન રાવળ મંત્રીઓ* છે. ઉપરાંત કમિટીમાં શ્રી. શાન્તીલાબેન ત્રિવેદી, અને શ્રી પુષ્પાબેન મહેતા વિગેરે છે. સાત માસમાં ૭ બહેનો આવેલી છે. ઉપરાંત બાળકો પણ સાથે આવે છે. વડોદરાના એક વણિક બહેન ૩૦ ની ઉંમરનાં બે બાળકોવાળાં ત્યકતાબેન આવેલાં. તેમને લાંબો ટાઇમ રાખી હાલમાં અન્ય એક સંસ્થામાં ગોઠવ્યાં છે અને તેના બાળકોને અનાથ આશ્રમમાં દાખલ કરાવેલ છે. વળી જુનાગઢના પાંચ બાળકવાળાં એક બહેનને (વિધવા) ધંધે લગાડેલ છે. એક ગરાસીયણ આવેલાં તેમને કોર્ટમાં કેસ કરીને ભરણ પોષણ માટે માસીક રૂા. ૨૫ કોર્ટ મારફત મેળવી આપેલ છે.

### ત્રિભોવનદાસ કન્યાશાળા

થોડા વખતથી આ કન્યાશાળાની વ્યવસ્થા બહેનોની કમિટીને સોંપાણી છે. શાળામાં ૪૭૫ બહેનો ભણે છે. ઘોઘા દરવાજે શાળાનું લાખ રૂપિઆનું મકાન છે.

શ્રી. નર્મદાબેન રાવળ તથા શ્રી. ગૌરીબેન ત્રિવેદી મંત્રી છે, અને શ્રી. શાન્તાબેન ત્રિવેદી ઓનરરી પ્રિન્સીપાલ છે. આ મુજબ ભાવનગરમાં આગેવાન બહેનોના પ્રયાસ, ઉલટ અને ત્યાગથી ભાવનગર અને કાઠિયાવાડની સ્ત્રી-પ્રવૃતિ આગે કદમ બઢી રહી છે.

# જોષી

લેખક :
શ્રી. પુષ્કર ચંદરવાકર

*

[ રાતનો વખત ]

મહાધિપતિઃ અરે! હું કોણ ! આ મઠનો પ્રભુ અને પ્રભુનો રક્ષક. મને રાતમાં સ્વપ્નું આવ્યું. પવિત્ર સ્વપ્નું, સ્વપ્નામાં મેં આકાશવાણી સાંભળી. કોના માટે ? આરતિ વખતે આવે...તે સ્ત્રી...હા...આખું નમાવી પ્રાર્થના કરનાર સ્ત્રી ને આકાશવાણી...

[ મહાધિપતિ એક બાજુ ઊભો રહે છે. પ્રેક્ષકો વચ્ચે થઇને સ્ત્રી આવે છે. ]

સ્ત્રીઃ આવા પુરુષોમાં વિશ્વાસ મૂકવો એનાં કરતાં કરોળિયાની જાળમાં ભરાઇ પડી હોત તોય સારૂં થાત ! ભલા ભગવાન ! મારી જ ભૂલ. અલ્યા ભૂંડા જીવડાં, શું જોઇને એનાં પર મોહી પડયો. આ છેતરાયેલ જીવની કેવી ભૂંડી દશા છે! લાવ, હું સામેના મઠમાં જઇ મારા દુઃખને ખોલવીશ. અને ભગવાનને કહીશ, કે 'હે ભગવાન! એના માથે ઝાડ ઉગાડ અને હું એ જોવા જીવું.' રાત ભાંગી ગઇ ત્યારે હું ઘેરથી નીકળી. આ સાતરખી માથે હતી એ. પણ અત્યારે નમી ગઇ છે. ( રહેજ આમળ વધીને.) પાણીએ ભર્યાં ખેતરોમાં, બે કાંઠે છલકાતી નદી તરી, હું છેવટે મઠે આવી પહોંચી છું. મારે વાટમાં કેવી ઉતાવળ કરવી પડી છે, એ તો મારૂં મન જાણે છે. હાશ, હવે હું ધીરે પગલે આવું તો ય કંઇ ખોટું નથી. આ રહ્યો મઠ. ધીમે ધીમે પગને ચાલવા દે. આજીજી પૂર્વક પ્રભુને પ્રાર્થના કરી ભગવાનને મારી વાત હું કહેવાની.

[ મહાધિપતિ બાઇ પાસે આવે છે. ]

મહાધિપતિઃ મને ખબર પડી છે કે તું દૂર દૂર શહેરમાંથી આરતી લેવા આવી છું. મને સ્વપ્નું આવ્યું. એમાં મેં આકાશવાણી સાંભળી. પ્રભુએ તારી વાત સાંભળી છે. પ્રભુએ મને કહ્યું છે કે, 'તારે ઘેર જવું. રેશમી વસ્ત્રો પહેરવાં. મોં પર કંકુ ચોળવું. માથા પર ઝગઝગતા મોડીઓ મૂકવા. મોં લાલમલાલ કરવું. ભાલ પર લાલ રંગનાં ટપકાંઓ કરવાં. ક્યો પછી મોં પર ક્રોધ લાવવો. અને પછી તું રાક્ષણ જેવી ક્રોધી જરૂર બની જઇશ. હા. હાથમાં સળગતી વાટયો રાખવી.' ઉતાવળ કર. હું કહું છું કે તું ઘરે જા. પ્રભુની આજ્ઞા પ્રમાણે ઘેર જઇ તૈયાર થા.

સ્ત્રીઃ ખરેખર ! મને આશ્ચર્ય થાય છે. મારા માટેજ મારા પ્રભુએ આ આકાશવાણી... ( મહાધિપતિ સામે જુએ છે. ) ભૂલ તો નથી ખાતા ને !

મહાધિપતિઃ નહીં બાઇ, મારી જરાય ભૂલ નથી થતી. આકાશવાણી તારા માટે જ થઇ છે. મને બરાબર ખ્યાલ છે. આ ખૂબ આશ્ચર્યજનક આજ્ઞા છે. આ જે મહીએ તારા મોં પર થતાં ફેરફારો મારા ખ્યાનમાં આવે છે. તું અત્યારે ખૂબ ભયંકર લાગે છે. ઘરે જવાની ઉતાવળ કર.

સ્ત્રી : કેવી અદ્‌ભુત આકાશવાણી ? હું ઘરે આ ચાલી, અને પ્રભુઆજ્ઞા પ્રમાણે જ કરીશ. [ બાઇ આટલું બોલે છે, ત્યાં તેનાં મોં પર ફેરફારો—પરીવર્તનો થવા માંડે છે. ક્રોધને લીધે શાહુડીના પીંછા પેઠે તેનાં માથાના વાળ ઉંચા થઇ જાય છે. તેઓ ખડખડવા મંડે છે. જાણે સાગરમાં તોફાન મંડાયું ! ક્રોધદેવી શી બાઇ એક બાજુ જઇને ઊભે છે. એનાં મનમાં વેરજ્વાળા જલે છે. પુરુષ આવે છે. ]

પુરુષ : હું શહેરનાં પેલા ભાગમાંથી આવું

## મુગ્ધાની વાત

વિચારતી મુગ્ધ સિમંતિની કે,'
'વહુ' થતાં હોઠ વદી શકે ના;
નિશ્ચે કહું વાત જ આજ 'એ'ને.
જોડી મટીને બનશું ત્રીપુટી.

આવ્યો પીયુ ને લીધી સોડમાં જ્યાં,
આલીંગનો કૈં ચુમી બે ભરી ત્યાં;
મુગ્ધા ભૂલી વાત....રહસ્ય ભીની,
જાણે ચુમીએ કહી વાત ઘેલી.

જગજીવન રતિલાલ શેઠ

છું. દરેક રાતે મને દુષ્ટ સ્વપ્નાઓએ ખૂબ કનડયો છે. લાવ, પેલા ખૂબ હોંશીઆર જોષી પાસે જવા દે. સ્વપ્નાના ભેલને એ જાણી જશે અને મારા દુઃખને ટાળવા જરૂર કંઇક ઇલમ કરશે. ( આ પુરૂષ બે ડગલા આગળ વધે છે. ત્યાં આગળ જઇને. ) કૃપાળુ, આવું કે! ( જોષી એક ખૂણામાં ઊભા છે. તે સહેજ આગળ આવે છે.)

જોષી : કોણ છે એ ?

પુરૂષ : હું શહેરનાં પેલા ભાગમાંથી આવું છું. મને રાતના પાછલા પહોરમાં એવા સ્વપ્નાઓ આવે છે, અને તે ખૂબ કનડે છે.

જોષી : વાહ રે વાહ ! તારા મોં પર તો હું જો ! કોઇ સ્ત્રીના ક્રોધનો તને વળગાડ વળગ્યો છે. તારૂં મોં જ કહી દે છે. તારૂં ભૂંડું કરનાર તને કોઇ ભૂત વળગ્યું છે. તારો અંત હાથ વેંતમાં છે. તેં કોઇપણ સ્ત્રીને પજવી હોય એવું યાદ આવે છે ?

પુરૂષ : ( માથું ધૂણાવીને.) હા, હા. જરૂર. મારે તમારાથી છાનું રાખીને પછી ક્યાં રહેવું ? થોડાં દિવસો પહેલાં મેં મારી ઘરવાળીને કાઢી મૂકી.

જોષી : તારે બસ એ જ. ત્યજાયેલ દુઃખીની અરજ ભગવાને સાંભળી છે. આ વખતે ભગવાનને તારા પર એવી રીસ ચડી ચડી છે, બસ, રીસે હદ મૂકી દીધી છે. ન કહેવા જેટલી રીસ. આજ રાતેજ તારૂં આવી બન્યું જાણ. શ્વાસે ય નથી લઇ શકવાનો ને !

પુરૂષ: ભગવાન તમારૂં ભલું કરે. સારૂં થયું કે, આ કટોકટીની વેળાએ આપ કૃપાળુનો ભેટો થઇ ગયો. ( પગમાં પડીને ) કૃપાળુ ! દયા કરો, હું તમારી પ્રાર્થના કરૂં છું.

જોષી; સારૂં. હું મારા બધા જ મંત્રો એ દેવતાઓ સામે છોડીશ. જો કે હવે પછી તારૂં નામ દેનાર છે કોણ એ બડવીર ? અને તું જો કે હવે પછી ભગવાન! ભગવાન ! એવું તારે રટણ પણ શેનું કરવું પડે. [ જોષી હાથમાં મસોખાં લે છે. એમાંની માનવાકૃતિ બનાવે છે. એને કપડાં પહેરાવી શણગારે છે. એની આહુતિ માટે જોશી તૈયાર થાય છે. જોષી આના પર આ પુરૂષનું નામ લખે છે. અને પછી મોટેથી જોષી મંત્રો ભણે છે. પૃથ્વી અને સ્વર્ગનાં બધા દેવોને પ્રાર્થના કરે છે. આકાશના તારાગણો અને ગ્રહોને પ્રાર્થે છે. અને પછી ! પ્રકાશ, પ્રકાશ, ચારે દિશાઓમાં પ્રકાશ થાય છે. એમાંથી તોફાન ફાટી નીકળે છે. અને ત્યાં નાનકડી વેદી જેવું રચાય છે. અને કાગળનાં બનાવેલ ધર્માચાર્યો વેદી પડખે આવી બેસવા લાગે છે. )

સ્ત્રી : ( આગળ આવીને.) વસંતના સુસવતા વાયરાએ પ્રફુલ્લ પુષ્પ કરમાઇ જાય છે. બીજા ઝપાટાએ પુષ્પ ઊડીને નીચે પડે છે. પૂર્વ પ્રદેશમાંથી ઊગેલ ચંદ્રને પશ્ચિમમાં આથમવાની વેળા થઇ છે. પ્રકૃતિના આ પરિવર્તનો જેટલાં નિયમિત છે એટલી જ નિયમિત વેર

લવાની ક્ષણ છે. એ આ આવી. આવી પહોંચે છે. પેલા ક્રૂર હૃદયી પર આમ જ વેરશિક્ષા ત્રાટકવી જોઇએ...નિયમિતપણે જ. ( તરતજ બાઇ સાજ સજી આવે છે. હાથમાં સળગતી વાટયો છે. પેલો પુરૂષ નિંદરમાં છે. તેની પાસે આવે છે. ) મારા ખોળામાં માથું મૂકીને સુઇ ગયાને ઘણા દિવસો થઇ ગયા પતિદેવ! મારા ત્યાગનું કારણ શું ? આપણા વચનભંગનું કારણ શું ? હું કેટલી રોઈ છું તેનું છે તને ભાન? મને તારા માટે કેટલો તિરસ્કાર જન્મ્યો છે ? અને ત્યારપછી, કેટલા પ્રેમે તારી પાછળ ભટકી છું ? હવે હું તારા પ્રત્યે કેટલી ક્રૂર અને નિષ્ઠુર બની છું! તું જાગતો હો કે સુતો હો! મને વેરજ્વાલા બાળી રહી છે. જ્યાંસુધી હું તને નહીં બાળું ત્યાંસુધી હું મરવાની નથી.

**કાગળનાં પૂતળાંઓ :** વેરબુદ્ધિને લીધે આ બાઈ ડાકણ બની છે. પણ એના માટે એ સ્વાભાવિક પણ છે, કે એ ડાકણ બને.

**બાઇ :** લાવ મને એની પાસે જવા દે. એને બાળી જ દઉં.

[ બાઇ પેલા પુરૂષની પથારી પાસે જઇ નીચી નમે છે. તે પેલા મહોખાની માનવઆકૃત જુએ છે. તેની આજુબાજુ દેવઆકૃતિઓ છે.]

**આકૃતિઓ :** ( બૂમો પાડતાં. ) અમારી નજીક ન આવ. અમને ન અભડાવ.

[ બાઇ આગળ વધે છે. તેનાં મોં પરનો રંગ અને ભયાનક મુખાકૃતિ, હાથમાંની વાટો: બધું જ એકાએક અદૃશ્ય થાય છે. અને બાઇ ઢગલો થઈ પડે છે. અંધારામાં અદૃશ્ય રાક્ષસણી જતી દેખાય છે. ]

[ પડદો. ]

---

જાપાની નાટક ઉપરથી રૂપાંતર. કોઇપણ જાતનો ઉપયોગ કરતાં પહેલાં લેખકને પત્રના સીરનામે પૂછવું આવશ્યક છે. પુ. ચં.

## મારી વાડીમાં



મારી વાડીમાં મ્હેક મ્હેંક ફૂલ,
વાડી વસંતની આંખડી;
ખીલ્યાં ઝાઝેરાં બહુરંગી ફૂલઃ
વાડી વસંતની છાબડી. મારી...

ગોટા ગુલાબના ગોરીના ઉરશા,
છોટા દિયર શા ડોલે ડોલર આ;
મોટા સૂરજમુખી દાદાની ઢાલ શા,
એવાં ખીલેલાં ફૂલડાં અમૂલ:
વાડી વસન્તની આંખડી. મારી...

નમણી કો નાર સમી સોહે ચમેલડી,
કોપેલા કંથ શી આ ચંપાની દેહડી;
મોગરે અરે જાણે દંપતીની પ્રીતડી;
વિધવિધ ફૂલડાંની છાંઇ શી ઝૂલઃ
વાડી વસન્તની આંખડી. મારી...

કલિઓ કુસુમ અને ઉષાના ચુંબને,
ભાનુનાં ભર્ગ કરમાવે કુસુમને;
સંધ્યાની લાલીમાં સારે નિઃસાસને;
નિશાની ગોદમાં નીંદરે પ્રફુલ્લઃ
વાડી વસન્તની આંખડી, મારી...

મારી વાડીમાં મ્હેક મ્હેક ફૂલ,
વાડી વસન્તની આંખડી.
ખીલ્યાં ઝાઝેરાં બહુરંગી ફૂલ,
વાડી વસંતની છાબડી.

અનામી

# લંપટ પિતાનો ભયંકર વારસો

લેખક
શ્રી. ગટુભાઈ ગો. ધ્રુવ

*

છેલ્લાં બેત્રણ વર્ષથી એવું જ બન્યું છે કે, જ્યારે જ્યારે હું મુંબાઈ જાઉં ત્યારે ત્યારે આપણા સમાજના કોઈને કોઈ ગૂંચવણભર્યા પ્રશ્નની ચર્ચા કરી તેનો નિવેડો લાવવાના માર્ગનો વિચાર કરવાનું, અગર તો તેને અંગે કોઈ બેચાર માણસોને મળી ખુલાસો મેળવવાનું કામ મારે કરવાનું હોય જ.

ગયે વર્ષે હું મુંબાઈ ગયો ત્યારે મારા યજમાને મારે માટે આવું એક કાર્ય રાખી મૂક્યું હતું, અને ત્યાં પહોંચ્યો તેજ દિવસે એક ગૃહસ્થ મને મળવા આવ્યા. અરસપરસ ઓળખાણ થયા પછી એમણે પોતાની વાત શરૂ કરી.

'મુંબાઈમાં હું લગભગ પંદર વર્ષથી રહું છું અને......માં નોકરી કરી જેમતેમ કરી મારું ગુજરાન ચલાવું છું, પણ હાલ તો હું એક જબરી ઉપાધિમાં આવી પડ્યો છું અને તે બાબત મેં.........ભાઈને વાત કરી, એટલે તમારું નામ દીધું, તેથી આપને મારી મૂંઝવણ જણાવવા આવ્યો છું.'

'તમારી મૂંઝવણનો ઉકેલ મારાથી થઈ શકે એવો હશે' મેં કહ્યું: 'અગર હું તેમાં કાંઈપણ મદદ કરી શકું એમ હશે, તો જરૂર હું મદદ કરીશ. તમારી વાત મને ખુલાસાથી જણાવો.'

ખેડા જિલ્લાના ગામનો હું વતની છું. મારાં માત પિતાએ મને નાનપણમાં પરણાવ્યો. મારી ઉંમર લાયક થઈ તે અગાઉ નોકરની શોધમાં હું મુંબાઈ આવ્યો. મુંબાઈમાં મને નોકરી મળ્યા પછી છ મહિને મારીને સ્ત્રીને અહીં બોલાવવાનો મારી માતાનો પત્ર આવ્યો. એ વખતે મારો પગાર ટૂંકો હતો અને રહેવાનું પણ ઠેકાણું ન હોવાથી મેં ના લખી અને થોડા મહિના થોભી જવાનું જણાવ્યું.

સાત આઠ માસ પછી હું વતનમાં જવાનું ધારતો હતો તેવામાં ત્યાંના મારા એક મિત્રનો પત્ર આવ્યો. તેમાં મારી સ્ત્રીના ચારિત્ર્ય વિશે સ્પષ્ટ રીતે ફરિયાદ લખેલી હતી. એણે મને એમ લખ્યું હતું કે, 'હમણાં વતનમાં ન આવીશ. અહિં ઘરમાં એવો મામલો થઈ ગયો છે કે તે તારાથી નહિ સંખાય. અમે તારી પત્નીને મુંબઈ મોકલવાની 'તજવીજ કરીએ છીએ' બીજા ત્રણ માસ હું થોભી ગયો. ત્યારપછી એ મિત્રનો ફરી પત્ર આવ્યો' અને તેમાં મને વતનમાં આવવાનું ખાસ આગ્રહપૂર્વક કહેવામાં આવ્યું, પણ એક શરત એવી મૂકી કે, મારે મારા પિતાના મકાનમાં ન રહેતાં એ મિત્રને ઘેર રહેવું. આ શરતનું તાત્પર્ય મારા સમજવામાં ન આવ્યું. પણ એ શરત કબૂલ કરી હું વતનમાં ગયો. ત્યાં જે સ્થિતિ મેં જોઈ તેથી મારા ક્રોધનો તેમજ ઊંડી નિરાશાનો પાર રહ્યો નહિ. મારી યુવાન સ્ત્રી સગર્ભા હતી! મારી માતાની સાથે વાત કરતાં જણાયું કે, એ સ્થિતિ માટે જવાબદાર મારા પિતા જ હતા! મારા પિતાના શિથિલ ચારિત્ર વિશે મેં અગાઉ સાંભળેલું તો ખરું, પણ આટલી હદ સુધીની તેમની દુષ્ટતાની મને કલ્પના પણ ન હતી.

મારી માતાએ રડતેરડતે જણાવ્યું: 'ભાઈ, તારા બાપે જિંદગી બધી પોલીસ ખાતામાં કાઢી છે એ તો તું જાણે છે. ફોજદાર થયા પછી તો તેમણે કાંઈ કરવામાં બાકી જ રાખ્યું નથી. કેટકેટલી બાઈઓનાં દુઃખો મારી નજરે જોયાં છે. કેટકેટલાંના ઢાંકપીછોડા કરવા પડયા છે. આખી નોકરી એમણે લંપટતામાં જ ગાળી છે. પણ મેં જાણ્યું કે હવે પેન્શન લીધા પછી, વતનમાં આવ્યા પછી, એમની જૂની બુરી આદતો ટળી હશે. હવે મને લાગે છે કે એ તો એના એ જ છે–અરે અગાઉ કરતાંએ વાત

વધી છે. આ તો મારે જ ઝેર ખાઈને મરવા જેવું બન્યું છે !'

મારા પિતાને તેમજ મારી સ્ત્રીને મળ્યા વગર જ હું બીજે દિવસે મુંબાઈ પાછો આવ્યો અને ફરી એ ઘરમાં પગ ન મૂકવાની પ્રતિજ્ઞા કરી.

મારી સ્ત્રીએ એક દીકરીને જન્મ આપ્યો. આખા ગામમાં મારા પિતાની વાત તો જાહેર થઈ ગઈ હતી અને ગામનાં તથા નાતજાતનાં ઘણા માણસોએ અમારા ઘર સાથેનો વ્યવહાર તજી દીધો હતો.

મારી માતાએ તથા મારા મિત્રોએ મને બીજું લગ્ન કરવાના આગ્રહભર્યા પત્રો લખ્યા. પણ મને જીવન ઉપર ખૂબ કંટાળો આવ્યો હતો અને મારું બધું ધ્યાન અહીં નોકરીમાં તથા બીજા ધંધામાં પરોવી એકધારું જીવન હું ગાળવા ઇચ્છતો હોવાથી મેં એ બધાની વાત લક્ષમાં લીધી નહિ.

દસ વર્ષ આ પ્રમાણે વીતી ગયાં.

તે પછી મારી સ્ત્રી ગુજરી ગયાના મને સમાચાર જણાવવામાં આવ્યા. મારા ચિત્તમાંથી એ બાઈનું નામનિશાન લુપ્ત થયેલું હોવાથી મને આ સમાચારથી કોઈ જાતની દુઃખની કે સુખની લાગણી થઈ નહિ.

બીજે વર્ષે મારી માતા સખત બીમાર પડ્યાનો પત્ર આવવાથી હું વતનમાં ગયો, પણ ત્યાં પહોંચ્યો તેની આગલી રાત્રે માતા ગુજરી જવાથી બીજે જ દિવસે પાછો આવવાની તૈયારી મેં કરવા માંડી; પરંતુ સગાંસબંધીઓ તથા મિત્રોના અતિશય આગ્રહને લીધે માતાની ઉત્તરક્રિયા માટે મારે વતનમાં થોડા દિવસ રોકાવું પડ્યું. એ બધા દિવસોમાં એક પણ દિવસ હું મારા પિતાને મળ્યો પણ નહિ, તો વાતચીત તો શાની જ થઈ હોય? બધું કાર્ય પરવારી હું મુંબાઈ આવ્યો. છ માસ પછી અમારી જ્ઞાતિની એક સારી શીખેલી ભણેલી યુવતી સાથે અહીં મેં લગ્ન કર્યું.

મારી અગાઉની સ્ત્રીની પુત્રી લગભગ ચૌદ વર્ષની થઈ હતી. એક દિવસ મારા મિત્રનો પત્ર આવ્યો કે વતનમાં મારા ઘરમાં કોઈ સ્ત્રી ન હોવાને કારણે એ ઊછરતી છોકરીને ત્યાં રાખવાનું સલાહ ભરેલું નથી, માટે મારે એને અહીં મુંબાઈ બોલાવી લેવી. પણ હું શા માટે એને બોલવું? મારે ને એને શું? એના ભવિષ્ય માટેની મારી જવાબદારી પણ શી? મારા પિતાના ઘરમાં એ અત્યાર સુધી રહી હતી અને એ જ ઘર એને માટે યોગ્ય સ્થાન હતું. આ પ્રમાણે લાગવાથી મેં એ બાબતની ચોખ્ખી ના લખી દીધી.

પરંતુ આઠ દિવસ પછી મિત્રનો બીજો પત્ર આવ્યો. તે ઉપરથી મને લાગ્યું કે એ છોકરીની માતા રોષને કારણે મારે એનો છેક ત્યાગ ન કરવો જોઈએ. મારી પત્નીએ પણ મને આગ્રહપૂર્વક એ છોકરીને અહીં મુંબાઈ તેડી લાવવાનું કહ્યું; એટલે એને અહીં બોલાવી લીધી.

અહીં આવ્યા પછી થોડા જ દિવસમાં એ અમારાં બે બાળકો સાથે હળી ગઈ. પણ એ છેક જડબુદ્ધિની અને સંસ્કારવિહીન મને લાગી. મારી પત્નીએ તેની સાથે વાતચીત કરી હતી, તે ઉપરથી એનું એવું માનવું થયું કે, વધારે સમય એ છોકરીને વતનમાં રાખી હોત તો એ ફસાઈ પડત. એટલી નાની ઉમ્મરમાં પણ એનામાં ઘણા દુષ્ટ સંસ્કારો દાખલ થયા હતા. આવી જડબુદ્ધિની અને દુષ્ટ વાતાવરણમાં ઊછરવાને કારણે, તેમજ વારસામાં મળેલા દુષ્ટ સંસ્કારોવાળી છોકરીને અમારાં નાનાં બાળકોના સમાગમમાં રાખવાનું મને જોખમભરેલું લાગ્યું.

'તમે એને કોઈ બૉર્ડિંગમાં કેમ ન મોકલી દીધી?' મેં પૂછ્યું. 'મારા કુટુંબનું મુંબાઈ જેવા શહેરમાં મુશ્કેલીથી હું ગુજરાન ચલાવું તેમાં એના બૉર્ડિંગનો ખર્ચો કેવી રીતે ઉપાડું? વળી, એ કાંઈ પણ ભણી શકે એવી એની બુદ્ધિ જ નથી. ચૌદ પંદર વર્ષની એ છે,

છતાં બીજી ચોપડી જેટલું પણ એને લખતાં વાંચતાં આવડતું નથી.

મે ધારેલું કે બે વર્ષ પછી કોઈ સુરતીઓ શોધી એને પરણાવી દઈશું એટલે મારી જવાબદારી ઊતરી જશે.

પણ એ પણ હવે તો બને એવું નથી. એ છોકરીને થોડાક વખતથી વાઇનો રોગ લાગુ પડયો છે. આઠેદશે, કાંઈ પણ ચિહ્ન જણાયા સિવાય, જ્યાં હોય ત્યાં એ પડી જાય છે અને હાથપગ ખેંચાઈ મોંમાંથી ફીણ નીકળે છે. એટલે એને બહાર પણ કાંઈ મોકલાય નહિ અને રાંધવા જેવું કામ પણ સોંપાય નહિ. આટલી ઉપાધિ થોડી હોય તેમ, બે માસ ઉપર એક દિવસ મારી પત્ની મકાનની ગૅલરીમાં કોઈ સાથે વાત કરતી હતી, ઘરમાં બીજું કોઈ હતું નહિ, એવામાં અંદર સગડી ઉપર મૂકેલી તપેલીનું ઢાંકણું એકાએક પડી જવાથી આ છોકરીને તે પાછું ઢાંકવા અંદર મોકલી. એ અંદર ગયા પછી ધબાકો સાંભળતાં જ મારી પત્ની અંદર દોડી. છોકરી વાઈ આવવાથી ત્યાં પડી હતી. મોઢા ઉપર સગડીમાંથી સળગતા કોલસા પડયા હતા અને હાથ તથા પેટ ઉપર તપેલીમાંનું ગરમ પાણી પડયું હતું! તરત જ એને ખસેડી લીધી અને પડોશમાંથી ડાકટરને બોલાવ્યો. ડાકટરે તાત્કાલિક ઉપાય કરી તેને ઇસ્પિતાલમાં મોકલી આપી.

ઇસ્પિતાલમાં ડાકટરોએ બહુબહુ ઉપચાર કર્યા. એનું બધું મોઢું બળી કાળું થઈ ગયું હતું અને ગાલ તથા હોઠ અને નાકનો અમુક ભાગ છેક જ બળી ગયો હતો. ડાકટરોએ એના જીવનની આશા છોડી દીધી હતી, પણ તેર દિવસની સતત સારવાર પછી એ કમનસીબ છોકરી જીવી! એનું મોં તથા નાક હોઠ ચીતરી ચઢે એવાં કદરૂપાં થઈ ગયેલાં છે. એટલે હવે એને પરણાવવાની સ્વપ્ને પણ આશા નથી રહી. આ છોકરીની સામે આંખ માંડીને દસ સેકન્ડ પણ કોઈથી કંપારી છૂટયા સિવાય જોઈ શકાય તેવું નથી. એનો એક હાથ બળી જવાથી નકામો થઈ ગયો છે. વાઈનું દરદ તો ચાલુ જ છે. હવે મારે આ છોકરીનું શું કરવું! મારી પત્ની ઘરનું કામકાજ કરે, અમારાં બાળકોને સાચવે કે આ છોકરીની ઊઠવેઠ કર્યા કરે? એને માથે આ અપંગ છોકરીની ઊઠવેઠનો બોજો નાખવાનો મને શો હક છે? એ છોકરી સાથે મારે જ કાંઈ સંબંધ નહિ, તો એને તો શાનો જ હોય? આવી છોકરીને સોંપવી પણ કોને! અપંગ અને કદરૂપી થવા છતાં એ વયમાં આવતી છોકરીના જૂના અનિષ્ટ સંસ્કારો નાબૂદ થવાનો સંભવ જણાતો નથી. આવી સ્થિતિમાં મારે શું કરવું! મારી પત્ની, બે નાનાં બાળકો અને હું—એટલાંનો અમારો ગરીબ પણ ખરેખરો સુખી સંસાર આ છોકરીની ખાતર ઉપાધિમાં અને રોજની પીડામાં નાખવો! અને તે ઉપરાંત મારાં ઊછરતાં બાળકોના સંસ્કારનો પણ વિચાર કરવો જ જોઈએ ને? એ છોકરી ઇસ્પિતાલમાં ગુજરી ગઈ હોત તો આખો પ્રશ્ન ઊકલી જાત. પણ એની આયુષ્યરેખા બળવાન હશે એટલે એ બચી ગઈ. આપના અનાથઆશ્રમમાં આપ એને લઈ જાઓ એ વિનંતી કરવા હું આપની પાસે આવ્યો છું.'

આ ભાઈની કથની સાંભળી, એમની પત્ની માટે અને ખાસ કરીને માનની વૃત્તિ થઈ. એમના જેવું દુઃખ ભાગ્યે જ કોઈને વેઠવાનું થયું હશે. હવે એ છોકરીને પોતાને ઘેર રાખવાની એમની મરજી ન હતી; તે માટે હું તેમને દોષ દઈ શકયો નહિ. પણ અનાથાશ્રમમાં એનું સ્થાન ન હતું. સુરતના વીલીંગ્ગન અશક્તાશ્રમમાં એને મોકલવાની એમને મેં સૂચના કરી છે. અત્યારે એ બિચારીની શી સ્થિતિ હશે તે હું જાણતો નથી. (જ્યોતિર્ધર)

જગતની પહેલી સ્ત્રી-દાક્તર

# એલિઝાબેથ ગેરેટ એન્ડરસન

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

*

સ્ત્રીઓ દાક્તરી ધંધો કરતી એવા સમયની અત્યારે કલ્પના પણ કરવી મુશ્કેલ છે. પરંતુ એકવાર એવો સમય હતો ને હજી એક સદી પણ થઈ નથી. એ જમાનામાં સ્ત્રીએ બિમાર પડવું એટલે શું, તેની સહજ કલ્પના કરી શકશો. પુરુષ ડૉક્ટરને સારવાર માટે બોલાવવા પ્રત્યે અત્યારના કરતાં પણ તે દિવસોમાં વધારે અણગમો હતો. પુરુષો પાસે શરીર તપાસાવવા કે દવા કરાવવા કરતાં હરિશરણ થવું ઘણી સ્ત્રીઓ પસંદ કરતી. એવી સ્ત્રીઓ માટે સ્ત્રીઓ દાક્તરી કામ કરતી થઇ એ વાત એક દૈવી આશીર્વાદ સમાન હતી. એ કાર્યની જો શ્રીમતી એલીઝાબેથ ગેરેટે પહેલ ન કરી હોત તો હજી પણ એવો શુભ દિવસ ઉગ્યો ન હોત.

## પ્રાથમિક શિક્ષણ

ઇંગ્લૅન્ડમાં દાક્તર તરીકે કામ કરવા બહાર પડનાર પ્રથમ સ્ત્રી એલીઝાબેથ ગેરેટ હતી. એની માતા એક ઘણી જ શક્તિશાળી સ્ત્રી હતીઃ એક ઉત્તમ ગૃહિણી હોઇ વ્યાપારી કુનેહ પણ ધરાવતી : તેનામાં ધાર્મિક વલણ હતું. એના પિતા મહત્વાકાંક્ષી ને આકળા હતા. કેટલીક વાર તે તકરારી પણ બની જતા, પરંતુ વ્યાપારી તરીકે એ ઘણા જ સફળ થયા હતા અને પોતાનાં સંતાનોને એ જમાના પ્રમાણે સારામાં સારું શિક્ષણ આપ્યું હતું.

અત્યારના જમાનાની સરખામણીમાં તો તે વખતની શ્રેષ્ઠ કેળવણી પણ નહિ જેવી લેખાય. એલીઝાબેથ અને તેની બહેનો માટે એક શિક્ષિકા રાખવામાં આવી હતી, પરંતુ તે તેના જેવી જ અજ્ઞાન હતી. આ વાતની શિષ્યોને ખબર પડી જવાથી તેઓ એ ઉત્તર ન દઇ શકે એવા પ્રશ્નો પૂછી પૂછી તેને કાયર કરવામાં આનંદ મેળવવા લાગ્યાં. એટલે છેવટે એલીઝાબેથ અને તેની મોટી બહેનને એક કન્યા-છાત્રાલયમાં મોકલવામાં આવ્યાં. ત્યાં તેઓ બે વર્ષ રહ્યાં. એટલે તેમની કેળવણી પૂરી થઈ. તે પછી આઠ વર્ષ સુધી માતાને ઘરકામમાં મદદ કરવામાં ને બાળકોની સંભાળ લેવામાં એલીઝાબેથે પસાર કર્યાં.

પછી ત્રેવીસ વર્ષની ઉંમરે એલીઝાબેથે દાક્તરી અભ્યાસ કરવાનો નિર્ણય કર્યો. એના માર્ગમાં કેટલી મુશ્કેલીઓ આવી પડશે એ તે નહોતી જાણતી, તે જ એક રીતે સારું હતું. સદ્ભાગ્ય એટલું જ હતું કે એના પિતાને એ ગમતી વાત હતી. તેમણે પૈસાટકાની પૂરતી સહાય આપીને પ્રોત્સાહન આપ્યાં કર્યું. છતાં એને જાતે જ પોતાનો માર્ગ મોકળો કરવા મથવું પડયું અને તેમાં એણે ઘણીયે લીલીસૂકી જોઇ નાખી.

પ્રથમ એ મીડલસેક્સ હૉસ્પીટલમાં દાખલ થઇ. બહારથી દેખાવ બધો નર્સનો રાખ્યો, પરંતુ હેતુ અભ્યાસનો હતો. કેટલાક શિક્ષકોની સુંદર સહાનુભૂતિ પણ મળી ગઇ. એમણે એને ખાનગી શિક્ષણ પણ આપવા માંડયું. પરંતુ વર્ષને અંતે હોસ્પીટલના વ્યવસ્થાપકોએ ઠરાવ કર્યો કે તેઓ સ્ત્રીઓને પોતાની સંસ્થામાં દાક્તરી અભ્યાસ કરવા દેશે નહિ. લંડનની બીજી કોઇ હોસ્પીટલ પણ એને વિદ્યાર્થી તરીકે લેવા તૈયાર ન થઈ. પછી સ્કૉચ યુનિવર્સિટી દ્વારા એણે મેટ્રીકની પરીક્ષા પાસ કરવા પ્રયત્ન કર્યો ત્યારે તેમણે તો એને પરીક્ષામાં બેસવાની ઘસીને ના પાડી.

એ દિવસોમાં સ્ત્રીઓને પરીક્ષામાં બેસવા દેવામાં આવતી નહિ. માત્ર એક જ રસ્તો રહ્યો હતો. કોઇ દાક્તરી ધંધાદારીને ત્યાં તે ઉમેદવારી

કરે તો તેને પોતાની પરીક્ષાઓમાં બેસવા દેવા સોસાયટી ઑફ એપોથકરીઝ તૈયાર હતી. આ ઉમેદવારી તો માત્ર નામની જ હતી. ખાનગી શિક્ષણ ને દાક્તર–મિત્રોની મદદથી એલીઝાબેથે ઇ. સ. ૧૮૬૫માં છેલ્લી દાક્તરી પરીક્ષા માન સાથે પસાર કરી અને દાક્તરી ધંધાદારી તરીકે એનું નામ નોંધવામાં આવ્યું.

એણે તરત જ ખાનગી રીતે દાક્તરી ધંધો શરૂ કર્યો. અપર બર્કલી સ્ટ્રીટમાં તેના પિતાજીએ એક મકાન લઇ આપ્યું. ત્યાં એનો ધંધો ઠીક ચાલવા માંડ્યો. એને નવરાસ પણ ભાગ્યે જ મળતી, છતાં તે જલસાઓમાં જતી, ચિત્ર–પ્રદર્શનો જોતી, ને નવાં નવાં પુસ્તકો વાંચતી. જાહેર મિજબાનીઓમાં પણ હાજરી આપતી. સ્ત્રીદાક્તર પોતાની સારવાર કરે તો ગમે, પણ લંડનના ફેશનેબલ લત્તાની ફી આપી શકે નહિ તેવી સ્ત્રીઓના એને બહુ વિચાર આવતા, એટલે તેણે લંડનના ગરીબ લત્તામાં એક દવાખાનું ખોલ્યું, અને એમાં એને તરત સફલતા મળી.

પછીનાં વર્ષોમાં આ દવાખાનું સ્ત્રીઓના નવા દવાખાના તરીકે પ્રખ્યાત થયું ને છેવટે તેનું નામ 'ધ એલીઝાબેથ ગેરેટ એન્ડરસન હોસ્પીટલ' પાડવામાં આવ્યું. આ હોસ્પીટલે ઘણી સ્ત્રીઓને દાક્તરી વાઢકાપનું શિક્ષણ આપ્યું છે. લંડનમાં દાક્તરી અભ્યાસ કરવા આવેલી ઘણી હિંદી મહિલાઓએ પણ તેનો લાભ ઉઠાવ્યો છે.

ઇસ્વીસન ૧૮૮૫માં મીસીસ સ્કાર્લીબ આ હોસ્પીટલના વડા હતાં. મીસીસ સ્કાર્લિબે શરૂઆતમાં મદ્રાસમાં અભ્યાસ કરેલો હોવાથી મદ્રાસમાં વધારે જાણીતાં હતાં. એલીઝાબેથ ગેરેટ તે વખતે થોડા મહિના રજા પર ગયેલાં. મીસીસ સ્કાર્લિબને હિંદમાં ઘણો જ વાઢકાપનો અનુભવ મળેલો, એટલે લંડન હોસ્પીટલમાં એમની કારકિર્દી એકદમ ઝળકી ઉઠી.

### પ્રથમ સ્ત્રી એમ. ડી.

સોસાયટી ઑફ એમોથીકરીઝના ડિપ્લોમાથી એલીઝાબેથ ગેરેટને સંતોષ થયો નહિ. એમણે એમ. ડી. થવાનો નિશ્ચય કર્યો. કોઇ ઇંગ્લીશ યુનિવર્સિટી એમને દાખલ કરવા તૈયાર નહોતી. પરંતુ ઇસ્વીસન ૧૮૬૮ માં પેરીસમાં સ્ત્રીઓ માટે સગવડ થઇ. પેરીસ એમ. ડી. થવા માટે એલીઝાબેથને ફ્રેંચ ભાષાની છ પરીક્ષાઓ આપવાની હતી. બીજી અંગ્રેજ સ્ત્રીઓ પેઠે એલીઝાબેથને પણ ભાષા પર વધુ પ્રભુત્વ નહોતું. વળી એનો ધંધો એવો ધમધોકાર ચાલતો કે એને અભ્યાસ માટે ભાગ્યે જ ફુરસદ મળતી. પરંતુ એ બધી જ મુશ્કેલીઓ વટાવી તેણે ઇસ્વીસન ૧૮૭૦ માં પેરીસની એમ. ડી. પરીક્ષા પસાર કરી.

ત્યારપછી તુરત જ એલીઝાબેથનાં લગ્ન થયાં. ઇસ્વીસન ૧૮૭૧ માં એલીઝાબેથ ગેરેટ મીસીસ ગેરેટ એન્ડર્સન બની. એનાં લગ્નપ્રસંગે ઘણી વ્યક્તિઓને એમ લાગેલું કે, એ મહિલાનો પ્રશ્ન છોડી દેશે. એ પોતાનો ધંધો કરી શકશે જ નહિ એમ બધાં જ કહેતાં. સ્ત્રીએ ડૉક્ટર થવું એ મોટામાં મોટી ભૂલ છે એમ તેઓ માનતાં.

સ્ત્રીઓ દાક્તરી અભ્યાસ કરે એમાં લગ્નને જ એ જમાનામાં મોટો અંતરાય લેખવામાં આવતું. મોટા ભાગની સ્ત્રીઓ પરણ્યા વિના રહેવાની જ નહિ, એટલે એમનો અભ્યાસ નકામો જ જવાનો. મીસીસ એન્ડર્સને આ દલીલો ખોટી હતી એમ સિદ્ધ કરી બતાવ્યું. એમનું દાંપત્ય જીવન સફળ ને સુખી હતું. ઘર અને બાળકો પ્રત્યે જરા પણ બેદરકાર રહ્યા સિવાય એ પોતાનો પ્રગતિશીલ ધંધો ચલાવ્યે જતી હતી ને જાહેરજીવનમાં પણ પૂરતો ભાગ લેતી. ગૃહજીવન સાથે ધંધાદારી બનવાનું પસંદ કરનાર સ્ત્રીઓ માટે તેણે પ્રેરણાત્મક દાખલો બેસાડ્યો.

એટલું બસ નહોતું. એથી પણ વધારે

કાર્ય એને હાથે થવા નિર્માયલું હતું. એણે ડીગ્રી મેળવી કે તરત જ સોસાયટી ઓફ એપોઝકરીઝે પોતાના નિયમોના ફેરફાર કર્યો ને પોતાના ડીપ્લોમા મેળવતાં સ્ત્રીઓને બાકાત રાખી. એટલે મીસીસ એન્ડર્સન પેઠે આગળ વધવા ઇચ્છનાર સ્ત્રીઓ માટેનો એ એકનો એક માર્ગ પણ બંધ થઈ ગયો. જોકે પછીથી એડીનબરો યુનિવર્સિટીએ દાકતરી લાઇનમાં મેટ્રીકયુલેટ થવાની સ્ત્રીઓને સગવડ કરી આપી, પરંતુ દાક્તરી અભ્યાસ કરતી ૭ સ્ત્રીઓને જોઇ તોફાનો થવા પામ્યાં ને યુનિવર્સિટીને એ સગવડ પાછી ખેંચી લેવાની ફરજ પડી.

લંડનમાં સ્ત્રીઓએ સ્ત્રીઓ માટે એક દાકતરી વિદ્યાલય ખોલવા પ્રયત્ન કર્યો. મીસીસ એન્ડર્સનને એ યોજનામાં ઘસડવામાં આવ્યાં. પત્ની, માતા અને ધીકતા ધંધાદારી હોવા છતાં એ વિદ્યાલયમાં શિક્ષક તરીકે સેવા આપવા એ કબુલ થયાં ને છેવટે તેનાં ડીન બન્યાં.

આજથી લગભગ સિત્તેર વર્ષ પહેલાં ઇ. સન્ ૧૮૭૪ના ઓક્ટોબરમાં એ વિદ્યાલય શરૂ કરવામાં આવ્યું. તેનાં બે વિદ્યાર્થીઓ—મીસ એડીથ પેચી ને મીસ ફેની બટલરે હિંદમાં નોકરી કરી છે. મીસ એડીથ મુંબાઇની મશહૂર કામા હોસ્પીટલમાં હતાં જ્યારે મીસ બટલર કાશ્મીરમાં રહેલાં.

### ચિંતાનાં વર્ષો

આ શાળાની શરૂઆતનાં વર્ષો ચિંતાભર્યાં હતાં. એ મુશ્કેલીઓ ખાસ તરી ઉતરવાની હતી. પ્રથમ તો સ્ત્રીઓને પ્રયોગો માટે ઉભા રહેવા દે તેવી એક હોસ્પીટલ જોઇએ ને વિદ્યાર્થીઓને પરીક્ષા આપવાની વ્યવસ્થા જોઇએ.

જ્યારે ચોમેર અંધકાર જણાતો હતો ત્યારે માર્ગ આપોઆપ મોકળો થયો. રોયલ ફ્રી હોસ્પીટલે પોતાના વોર્ડમાં સ્ત્રીઓને પ્રયોગો કરવા પરવાનગી આપી. દરેક દાક્તરી પરીક્ષક બોર્ડે પોતાની પરીક્ષાઓમાં સ્ત્રીઓને બેસવા

> **યુગ–સમી**
>
> ચીરંજીવી થાને જનની જણી એ બ્હેન રજની
> વદે મીઠી મુગ્ધા પ્રિયતમ તણી ગોદ રમતી.
> તીમીસ્રા ગુંજે કે, 'અમીશ પળ પ્રણયે કદિ વળી
> વિયોગી થાશે તો ક્યમ જીરવશે, હું–યુગ સમી.'
>
> જગજીવન રતિલાલ શેઠ

દેવી તેવો પાર્લામેન્ટે ઠરાવ કર્યો. ત્યારપછી આ સંસ્થાની પ્રગતિ ઉત્તરોત્તર વધતી જ ગઇ. ઇ. સન ૧૯૦૨ સુધી મીસીસ ગેરેટ એન્ડર્સન ડીન રહ્યાં. પછી ઈ. સન ૧૯૧૭માં તેમનું અવસાન થયું ત્યાંસુધી તેઓ એ સંસ્થાનાં પ્રમુખ હતાં.

દર્દ પામતી માનવતા માટે જે સેવા અપાય છે તેમાં દાકતરી ધંધાની મહત્તા માટે કેટલીક છીછરી ને ભાવનાશીલ વાતો થાય છે. મીસીસ એન્ડર્સન એ બધું કદી ભૂલ્યાં નહોતાં. પરંતુ જ્યારે તક મળતી ત્યારે એ પ્રશ્ન ઉપર એ બોલ્યા સિવાય રહેતાં નહિ એ હકીકત નોંધાઇ નથી. એ સ્વપ્નશીલ નહોતાં, પરંતુ શક્તિ, ચારિત્ર્ય અને ચોક્કસ કાર્યક્રમવાળાં વ્યવહારૂ લલના હતાં.

પોતાના દેશબંધુઓની સેવા કરવાની મહત્ત્વાકાંક્ષાથી અને એક મહાન કાર્ય માટે આગેવાની લેવાની ઇચ્છાથી તેમણે સ્ત્રીસુલભ કુમાશ અને દુન્યવી મહત્ત્વાકાંક્ષાઓનો સુમેળ સાધ્યો હતો. તદ્દન ન પહોંચી વળાય એવા ઉન્નત ગિરિશૃંગે એ વિહરતાં નહોતાં. તેથી તો એમનો દાખલો વધારે પ્રેરણારૂપ હતો. આપણી પેઠે જ એમનામાં પણ સદ્‌ગુણો ને દૂષણો હતાં ને આપણી પેઠે જ તેઓ જીવન વીતાવતાં હતાં, છતાં તેમણે ધંધાદારી સાફલ્યનો આદર્શ રાખ્યો ને મેળવ્યો, એટલું જ નહિ, પણ બીજાને અનુકરણ કરવા જેવું એક ઉત્તમ દર્ષ્ટાંત મૂકતાં ગયાં.

# મહાન સ્ત્રી-વૈજ્ઞાનિક
# એડમ ક્યુરી



લેખક
ડૉ. નરસિંહ મુળજીભાઈ શાહ

*

મેડમ ક્યુરીનું નામ જગમશહૂર છે. રેડીયમના શોધક તરીકે વિજ્ઞાનની તવારીખમાં ક્યુરીનું સ્થાન અમર છે. આ મહાન વૈજ્ઞાનિક એક નિર્ધન સ્ત્રી હતી. રશિયાના ઝારની ધુંસરીમાં પીડાતા પોલાન્ડ દેશની વતની હતી; પોતાની માતૃભૂમિ છોડી અભ્યાસ માટે ફ્રાંસમાં જેમ તેમ કરીને પહોંચી. અનેક વિડંબનાઓ વેઠી; અનેક યાતનાઓ સહન કરી, ગરીબાઇ અને ચિંતાગ્રસ્ત જીવનમાં ઘણા વર્ષો ખેંચી કાઢ્યા. ફ્રાંસના પાટનગર પારીસમાં એક સમાનશીલ પુરુષોનો તેને સમાગમ થયો, તેને પરણી અને તેમનું જીવન અદ્વિતીય સુખરૂપ નીવડ્યું. નિરાશાના ગાઢ અંધકારમાં કોઇપણ પ્રકારના ઉત્તેજન હીનવાતાવરણમાં અનેક શુષ્ક પ્રયત્નોના પરિણામે દંપતીએ એક અદ્ભૂત શોધ કરી—રેડીયમ તત્ત્વ શોધી કાઢ્યું: નૂતન વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન અસ્તિત્વમાં આવ્યું; એટલું જ નહીં, પણ માનવ જાતને એક ભયંકર દર્દ—ચાંદામાંથી ઉગારવા માટે આ શોધે એક સાધન પુરૂં પાડ્યું.

માનવ જાતના કલ્યાણમાં અદ્વિતીય ફાળો આપનાર આ વિજ્ઞાની યુગલના કીર્તિકળશ ઝળકતા હતા. તે વખતે દૈવે પોતાનો ક્રૂર પંજો ઉપાડ્યો: મહાશય ક્યુરી અકસ્માતના ભોગ થઇ પડ્યા. આ દારૂણ દુઃખમાં પણ મેડમ ક્યુરીએ પતિની સાથે આદરેલું કાર્ય ચાલુ રાખ્યું અને આવેલ દુઃખ ધૈર્યપૂર્વક સહન કરી લીધું.

મેડમ ક્યુરીનું પાછલું જીવન ત્યાગનું જીવન છે. પોતાનો બધો સમય વિદ્યાર્થીઓને મદદ કરવામાં અને દોરવામાં તેમણે આપ્યો: તેમાંથી બચત સમય તેમણે યુદ્ધમાં ઘાયલ થયેલાની સારવારમાં આપવા માંડ્યો: ન કરી પોતાની તબીયતની દરકાર, કે ન ગણ્યાં અંગત સુખદુઃખ. પોતાનો કાર્યહેતુ સિદ્ધ થયો હોય એમ એક દિવસ પ્રભુના દરબારમાં ચાલી ગયાં—ન કરી દોલતની વાંચ્છના કે ન કરી માનચાંદ પાછળ પડાપડી.

આ મહાન સ્ત્રી વૈજ્ઞાનિકનું જીવન એક પરીકથા જેવું લાગે છે. દુનિયા પર ઉતરી આવે અને કાર્ય પૂર્ણ થતાં જીવનલીલા સંકેલે, તેમ મેડમ ક્યુરી પોતાનું કાર્ય કરી ચાલ્યાં ગયાં.

આવા મહાન વૈજ્ઞાનિકના કાર્ય સંબંધી પુષ્કળ લખાય એમાં નવાઇ નથી. આ લેખમાળામાં મેડમ ક્યુરીનું જીવન એક સ્ત્રી તરીકે ઓળખવા પ્રયત્ન કર્યો છે.

: ૧ :

રવિવારની રજા હતી. પોલાંડની રાજધાની વોરસો શહેરની એક શેરીમાં આવેલું નિશાળનું મકાન આત્મા વિનાના ખોળીયા જેવું શાંત હતું. ચપ્પા અને કંપાસ વડે કોરેલા અક્ષરોવાળા બાંકડા ખાલી હતા. દૂરથી આવતા દેવળ-ઘંટના અવાજ સિવાય બધે શાંતિ હતી. મે મહિનાનો સૂરજ તપી રહ્યો હતો.

મકાનની ડાબી પરશાળમાં શાળાના નિરીક્ષક વ્લાડીસ્લાવ સ્કલોડોવ્સ્કી રહેતા હતા. એ બાજુએથી શાંતિનો ભંગ કરતાં કોઈ કોઈ અવાજના પડઘા આવતા હતા. હથોડાના ઘા; કાંઈક પડતું હોય એવા અવાજ; ચીચીયારી; પાછા હથોડાના ઘા; સાથે સાથે પોલિશ ભાષામાં અપાતા હુકમોના અવાજ કાને આવતા હતા.

"હેલા, દારૂગોળો ખૂટયો!"

"જોસેફ, ટાવર પર નિશાન તાક"

"માન્યા, દૂર જાવ."

"પણ હું તો તમને ચોરસા લાવી આપું છું."

"એ...મ...એમ..." બધી છોકરીઓમાં એકલો જોસેફ ધમાધમ કરતો હતો.

કુડુડુ બુસ ટાવર પડયો.

સ્કલોડોવ્સ્કી સાહેબના છોકરાંઓ એક ઓરડામાં રમતા હતાં. રમત બરાબર જામી હતી.

"માન્યા" બૂમ આવી. સૌથી મોટી દીકરી ઝોસીયા બારણામાં દેખાણી. પોલાંડમાં ટુંકા નામે બોલાવવાનો રિવાજ ખૂબ પ્રચલિત છે. હુલામણાના નામ પણ પાડવામાં આવે છે. મોટી દીકરીનું નામ સોફી હતું પણ તેને સૌ ઝોસીયા કહીને બોલાવતા. હેલનનું હેલા કરી નાંખ્યું હતું. સૌથી નાની માર્યાને માન્યા, માન્યુસ્યા, આનસ્યુ ઇત્યાદિ અનેક નામથી બોલાવતા.

"માન્યા, માઁ કહે છે કે ખૂબ રમ્યા, હવે આવો" મોટી બહેને કહ્યું.

"પણ આ બધાને મારી જરૂર છે. હું તેમને ચોરસા લાવી આપું છું."

"બા કહે છે કે જલદી ચાલ" માન્યાએ મોટી બહેનનો હાથ ઝાલ્યો અને બહાર નીકળી આવી. પાંચ વર્ષના બાળકને પોતાની રમત છોડી જતાં દુઃખ થતું હતું.

"માન્યા, દીકરી! તારા વાળ કેવા થઈ છે! તારો ચ્હેરો કેવો લાલચોળ થઇ ગયો

મેડમ ક્યુરીની માતા



શ્રીમતી સ્કલોડોવસ્કા

*

છે!" માયાળુ માતાએ ભવિષ્યની વૈજ્ઞાનિક દીકરીના હઠાગ્રહી ચ્હેરા પરથી વાળ ઠીક કર્યા, ઉપરના ઝભ્ભાની દોરીઓ બરાબર બાંધી. આસ્તે આસ્તે બાળક શાંતિપૂર્વક આરામ લેવા લાગ્યું.

માન્યાને પોતાની માતા પ્રત્યે અનહદ પ્રેમ હતો. તે એમ માનતી કે પોતાની માતા કરતાં દુનિયામાં કોઈપણ વધારે સારૂં કે વ્હાલપણવાળું નહોતું.

શ્રીમતી સ્કલોડોવ્સ્કા પોલાંડના જમીનદાર અમીરની મોટી દીકરી હતી. તેના પિતા પૈસે ટકે ઘસાઈ ગયા હતા; કોઇ મોટા ઉમરાવની જાગીરમાં નોકરી કરતા. તેમનું લગ્ન અસાધારણ હતું: એક મોટા કુટુંબની છોકરી સાથે પ્રેમમાં પડયા; છોકરીના માબાપનો વિરોધ હતો, છતાં છાનામાના પરણી ગયા. વર્ષો વહી ગયાં. છ બાળકો ઘરે રમતાં હતાં. આ બધામાં શ્રીમતી સ્કલોડોવ્સ્કા સૌથી વધારે બુદ્ધિમાન અને હોશિયાર હતાં. તેમણે નાનપણમાં સારી કેળવણી લીધી હતી, અને શિક્ષકનો ધંધો લેવાનો નિર્ણય કર્યો હતો. ૧૮૬૦માં વ્લાડીસ્લાવ સ્કલોડોવ્સ્કા સાથે લગ્નથી જોડાયા. શ્રીમતી

સ્કલોડોવ્સ્કી પાસે દોલત નહોતી; પણ કુટુંબની ખાનદાની હતી, ધર્મભાવના હતી, સંગીત પ્રવીણતા હતી, અને સૌથી વિશેષ પોતે ખૂબ ખૂબસુરત હતાં. "ઘણું યોગ્ય" લગ્ન થયું એમ લોકવાણી જાહેરમાં આવી. શ્રીમાન વ્લાડીસ્લાવે ગણિત અને ભૌતિક વિજ્ઞાનમાં ઉંચી કેળવણી લીધી હતી અને તે વિષયો શીખવતા હતા. પત્ની પણ એક સારી નિશાળ સફતાપૂર્વક ચલાવતી હતી. વોરસોના સારા કુટુંબોની છોકરીઓ આ નિશાળમાં ભણતી.

માન્યા-ભવિષ્યની મેડમ ક્યુરી આવા સંસ્કારી માતાપિતાની પુત્રી હતી. જન્મ તારીખ: ૭મી નવેમ્બર, ૧૮૬૭.

*

૧૮૭૨ માં પોલાંડની કમબખ્તી હતી. શિક્ષિતવર્ગ પર ઝારની સરકારનો ડોળો હતો. ૧૮૩૧ના નિષ્ફળ બળવા પછી ઝારે પોલાંડનો વાંસો ભાંગવા માંડયો હતો. કેદ અને દેશનિકાલ સામાન્ય થઇ પડયા હતા. મીલ્કતો જપ્તીમાં લેવાતી હતી...૧૮૬૩માં બીજા બળવાનો પ્રયત્ન થયો. અઢાર માસ સુધી મરણિયા પણ આખરે બળવાખોરોને હંફાવ્યા. પછી-તો દમનનો કાળો કોરડો વીંઝાણો. 'બસ! પોલાંડના વતનીને કોઇ રીતે દબાવો. એક શબ્દમાં, પ્રજાનો આત્મા હણો.' પોલંડના વતનીઓને ઉગી આવ્યું કે આપણી મુક્તિ બળદ્વારા કદી મેળવી શકાશે નહીં. નવો વ્યૂહ રચાયો. મરણીયા દેશભક્તો નોકરીમાં ધુરી ગયા અને અંદરખાનેથી યુવકોને અને વિદ્યાર્થીઓને તૈયાર કરવા લાગી ગયા. પોલાંડની નિશાળો પર ઝારના ખાંધીઆ ડોળો ઘૂરકાવવા લાગ્યા. પોલિશ ભાષાપર કડક પ્રતિબંધ આવ્યો. પોલિશ બાળકોને ફરજ્યાત રશિયન ભાષા શીખવવાનું ફરમાન છુટયું.

સ્કલોડોવ્સ્કીના ઉપરી ઈવાનોવ ભૂશ્યલ હતા. પોતાના હાથ નીચેના માણસોપર જરાય દયા ન રાખતા. વફાદારીપૂર્વક કામ લેતા.

એક દિવસ એક બાળકે લેસનમાં જરા પોલિશ ભાષાનો ઉપયોગ કર્યો. સ્કલોડોવ્સ્કીએ નમ્રતાપૂર્વક જણાવ્યું કે, 'સાહેબ, બાળકે અજાણતા ભૂલ કરી છે. તમે પણ સાહેબ રશિયન ભાષામાં આવી ભૂલો કરી બેસો છો. મારી ખાત્રી છે કે તમે જાણી બૂઝીને એમ કરતા નથી. આ બાળકનું પણ એમ છે." સાહેબ તે દિવસથી સ્કલોડોવ્સ્કીને ખફાથી નીહાળતા. તેમને શંકા ગઇ કે, સ્કલોડોવ્સ્કી દેશ પ્રત્યે લાગણી ધરાવે છે. એક દિવસ આ વિષય પર પતિપત્ની વાતચીત કરી રહ્યાં હતાં; તે વખતે ઝોસીયા અને માન્યા આવ્યાં.

"વિદ્યાર્થીઓએ ફંડ કર્યું: એક પ્રાર્થના ગોઠવી. ઇવાનોવની દીકરીને ટાઇફોઇડ થયો છે; પિતાપ્રત્યે વેરની લાગણી સંતોષવા દીકરી મરી જાય એ માટે .એ પ્રાર્થના હતી! બિચારો પાદરી! જો તેને પહેલેથી ખબર પડી હોત તો તેના મોતીયા મરી જાત.' પ્રોફેસર સ્કલોડોવ્સ્કી આનંદપૂર્વક કહી રહ્યા હતા.

પણ શ્રીમતીને વાત ન ગમી. તેમણે જોડા સીવવાનું કામ ચાલુ રાખ્યું, અને માન્યાં તરફ ફરીને કહ્યું, "બેટા, આ જોડ તારા માટે."

એક દિવાલપર હવા ભારમાપક યંત્ર ટાંગેલું હતું. પ્રોફેસર તેને સાફ રાખતા અને તેને બરાબર સાચવતા. એક કાચના કબાટમાં કાચની નળીઓ, નાના ત્રાજવાં ઇત્યાદિ સરંજામ હતો. આ બધું પ્રોફેસર કલાસમાં લઇ જતા. પણ સરકારે વિજ્ઞાન શીખવવાના કલાકો પર કાપ મૂકયો હતો એટલે બધું કબાટમાં મૂકી દીધું હતું.

એક દવસ માન્યા ઉંચી થઇને કપાટમાં જોઈ રહી હતી. તેનો આનંદ માતો નહોતો. પાછળથી પિતાએ આવી કહ્યું: "ભૌતિક શાસ્ત્રનાં સાધનો."

રમુજી નામ! બાળ માન્યા કોઈ દિવસ નામ ભૂલી નહીં. તેની યાદશક્તિ અજબ હતી. આનંદમાં 'ભૌતિક શાસ્ત્રનાં સાધનો' રાગમાં ગાવા મંડી પડી. [ક્રમશઃ]

# સ્ત્રીઓનો ધર્મ

અને

# અધિકાર



સૌ. કોકીલા પ્રભાકર રાવળ.-

*

વિદ્યમાન કોઈપણ ભૂમંડળમાં ઉત્પન થયેલા મહાન પુરુષો તેમજ દેવીઓનાં જીવન ચરિત્રો વાંચતાં માલુમ પડે છે કે, તેઓનાં ભાવી જીવનને ઘડનાર બાલ્યાવસ્થામાં તેમની માતાઓ જ હતી. તેમની કીર્તિ, મહત્તા, અને મહાન બનવાનું બધું જ માન તેમની માતાઓએ પ્રેરેલા ઉત્તમ કોટીનાં સંસ્કારોને આભારી છે. જગન્નિયંતાએ સૃજેલી માનવ-સૃષ્ટિમાં મૂખ્ય અધિષ્ઠાતા દેવી સ્ત્રીઓ છે. સ્ત્રીઓનાં સંસ્કારોનાં ભવ્ય વારસો કેવળ પોતાના સંતાનોને જ નહિ, પણ આખા દેશને મળે છે. જે સ્ત્રી બાળકના પારણાને પ્રેમથી ઝુલાવે છે તે જ સ્ત્રી સમસ્ત વિશ્વમંડળ ઉપર પોતાની શક્તિથી રાજ્ય કરે છે, તે કહેવતનો મર્મ યથાર્થ છે. સ્ત્રી જાતના સાચા અધિકાર અને ધર્મ શા છે, તે જાણવા માટે ભારતની પતિવ્રતા સ્ત્રીરત્નોનાં જીવન ચરિત્રો ધ્યાનપૂર્વક સમજવાં અત્યંત જરૂરનાં છે. તેમના જીવન ચરિત્રો ઉપરથી માલુમ પડે છે કે ભારતની સ્ત્રીઓએ ભારતની ઉન્નતિ અને મુક્તિને માટે પોતાનાં જીવનનાં મોંઘા બલીદાનો પ્રેમથી દીધાં છે. પણ ખેદની વાત એ છે કે, આધુનીક સ્ત્રીઓ પાશ્ચાત દેશોનાં અલ્પઆયુષી સંસ્કારો અને સુંદરતા અને વિચારોનું અનુકરણ કરવા મથે છે. ઘડીભર માને છે કે, સ્ત્રીઓ કરતાં પુરુષોને વધારે સ્વતંત્રતા અને અધિકાર છે. અને સ્ત્રીઓનાં અધિકાર નજીવા અને મર્યાદીત છે. તે માનવું વાસ્તવીક નથી. ભારતના મહાન પુરુષોએ ધર્મશાસ્ત્રોમાં સ્ત્રી તેમજ પુરુષોને સમાન અધિકાર આપેલા છે. ભારતના મહાન પુરુષોએ તેમજ સ્ત્રીઓએ સાથે જ મળી, જે જેને લાયક ધર્મો અને અધિકાર હતા તે જ મનુઆદી સ્મૃતિમાં અને શાસ્ત્રોમાં નક્કી કર્યાં છે. આ ધર્મો અને અધિકારોનો નીર્ણય કરતાં પહેલાં તેઓએ તેમના જીવનમાં ખરેખર અનુભવી, વિચારી અને તેના પરિણામનું નિદાન કરીને જ આપણા માટે લખ્યા છે; જો કે સમયના પ્રવાહની દ્રષ્ટિએ તેમાં યોગ્ય ફેરફાર અને પુનરુદ્ધાર કરવાની જરૂરીઆત છે.

પરંતુ વાસ્તવીક રીતે તે ધર્મો અને સૌ સૌના જીવનને અનુકૂળ, શક્તિને અનુસરી નિર્માણ કરેલા છેઃ સામાન્ય રીતે આપણે ઘણાં કામો કરીએ છીએ જેમાં સર્વને સામાન્ય અધિકાર હોતો નથી. સ્ત્રીઓ કદાચ અટેખાઇ કરે છે કે પુરુષો જે ક્ષેત્રમાં કામ કરે છે તે આપણને કેમ કરવા મળતું નથી ? પુરુષો બીડી પીએ છે તે આપણે કેમ ન પીએ ? પણ ખરૂ જોતાં આ તો પુરુષોની ખામી છે. દારૂ પીવો, વ્યસન રાખવાં એ પુરુષના જીવનનાં દોષો છે. તેને તમે અધિકાર સમજી મેળવવા જશો તો તમે તમારૂં સ્ત્રીતત્વ ગુમાવી દેશો જ. તેમાં જરા પણ શંકા નથી. આપણે

ત્યાં પુરુષોને વધુ સ્ત્રીઓ પરણવાનો અધિકાર છે. તો તેવી રીતે સ્ત્રી બે પતિ કરે તો શો દોષ છે? પણ વાસ્તવીક રીતે આ બરાબર નથી. વધુ સ્ત્રીઓ કરવી એ પુરુષોને અધિકાર નથી, પણ તેના જીવનનો દોષ અને હૃદયમાં લાગણીની નબળાઇ છે. તમે ઇચ્છો તો એવો દોષ કરી શકો છો. દોષવાન પુરુષો તમને રોકી શકે નહિ, પણ દોષોને અધિકાર યા હક સમજી પુરુષો જે કરે તે બધું જ તેવા રૂપમાં અનુકરણ કરશો તો સ્ત્રી જાતીનો, જીવનનો, તમારા આદર્શોનું પતન થતાં નાશ થશે, એટલું જ નહી પણ આના પરીણામે સમસ્ત રાષ્ટ્રનું પતન થશે. આપણા હતભાગ્ય દેશનું મુખ ઉજ્જ્વલ રાખવા જીવનને વિશુદ્ધ બનાવવું, ભાવના અને દોષોનું અનુકરણ કરવા કરતાં, તમારૂં સ્ત્રીઓનું કર્તવ્ય શ્રેષ્ઠ ગણી તમારા ધર્મો પ્રમાણે વર્તવું, એમાં જ સ્ત્રીઓની સાચી મહત્તા અને ગૌરવ રહેલાં છે. દોષોનું અનુકરણ કરવું એ ભયંકર પાપ છે અને તેથી સુખી સ્ત્રીજીવનનો આનંદ નષ્ટ થાય છે અને સાચા માર્ગનું દર્શન થતું જ નથી.

ભારતના પૂણ્યયોગે આવાં અનેક સ્ત્રી રત્નોએ પોતાનો સાચો સ્ત્રીધર્મ જીવનનાં મોઘાં બલીદાનના ભોગે પણ પાળ્યો છે. અને તે બલીદાનો, આત્મ-સમપર્ણની ભવ્ય શક્તિ એ ભારતની સ્ત્રીઓને ભવ્ય ગૌરવવંતી બનાવી અમર કરી છે. ભારતનાં આવાં સ્ત્રીરત્નોનાં હૃદયમાં રહેતા જ્ઞાન, વૈરાગ્ય, શૌર્ય, સંતોષ, સ્વદેશાભિમાન, જેવાં મહાન સદ્‌ગુણો આર્ય સન્નારી માટે અનુકરણ કરવા આદર્શ નમુના રૂપે હજુ શાસ્ત્રોમાં તેમજ ઇતિહાસના પાને સુવર્ણ અક્ષરે લખેલા મોજુદ છે. વળી પાકશાસ્ત્ર, આરોગ્ય શાસ્ત્ર, ગૃહવિજ્ઞાન, ગૃહ વ્યવસ્થા વીગેરે ગંભીર જવાબદારી ભરેલી ફરજો સ્ત્રીઓનાં ક્ષેત્રમાં આપેલી છેઃ પુરુષોને માટે રાજ્યવ્યવસ્થા, ગૃહની આર્થીક જવાબદારી વગેરે જેટલાં પરીશ્રમથી ભરેલાં છે તેથી બલકે વધુ ભયવાળી અને ગંભીર જવાબદારી તો સ્ત્રીઓનાં ક્ષેત્રમાં છેઃ અને આ જવાબદારીઓ સંભાળવા, અને પાર પાડવા સ્ત્રીઓએ પોતાનાં ધર્મ અને અધિકાર સમજી તૈયાર રહેવું જ જોઇએ. માતા પીતા, સાસુ સસરા, વડીલો, તેમજ પતિ અને બાળકો ઉપર વિશુદ્ધ પ્રેમ રાખવો, પુરુષો જે કમાઇ લાવે તેને યથાર્થ કેળવવું, એ સ્ત્રીઓનાં મૂખ્ય ધર્મ છેઃ

જે સ્ત્રી સુંદર વસ્ત્રોથી નહિ પણ સદાચારથી પોતાના જીવનને શણગારે છે, સોનાના કંકણ યા દાગીનાથી નહિ પણ દાનથી, અપંગો અને અનાથોની પ્રત્યે દયા રાખી પોતાનાથી બનતી સેવા અર્પે છે તે જ સ્ત્રીઓ રાષ્ટ્રની સારી સેવા, અને પોતાના સાચા સ્ત્રીધર્મોનું પાલન કરે છેઃ સૌજન્ય એ સ્ત્રીઓનો ધર્મ છે.

સ્ત્રીઓને ઇશ્વરે જે મહાન શક્તિ બક્ષેલી છે તે તેનું પ્રેમબળ છે. સ્ત્રીઓની કોમળતા, સુંદરતા, અને પ્રેમ બળ તે જ તેમના જીવનના મહાન બળોનું બંધારણ છે અને સમસ્ત વિશ્વને વશ કરવાનું કાતીલ શસ્ત્ર છે. દંપતી જીવનમાં સ્ત્રીના સુખી જીવનનું મૂખ્ય કેન્દ્ર તેનો પતિ અને પતિવ્રતા ધર્મ છે. સ્ત્રી એ પુરુષની અર્ધાંગના, ગૃહજીવનની મૂખ્ય અધિષ્ઠાતા છે. જેમ છાયા સુર્યની સાથે જ રહે છે તેમ સ્ત્રી પણ પુરુષની છાયા છે અને પુરુષની જીવનનૌકાનું અનેક આફતોમાંથી રક્ષણ કરનાર સશસ્ત્ર મનવાર છે. જેમ પક્ષી એક પાંખથી ઉડી શકતું નથી તેવી રીતે દંપતી પણ એક બીજાના સહકાર વગર જીવનની પૂર્ણતા અને આનંદ મેળવી શકતું નથી.

ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી મુખ્ય ગૃહિણી અને સામ્રાજ્ઞી છે. યજ્ઞ, પૂણ્ય, શુભ કાર્યોમાં પણ તેને અર્ધો હક આપેલો છે. સ્ત્રીઓનાં જીવનનાં

મોટો ભાગ બાળઉછેર અને ગૃહવ્યવસ્થામાં ચાલ્યો જાય છે; ગંભીર અને ખાસ લક્ષમાં લેવાનો મુખ્ય પ્રશ્ન સ્ત્રીઓની આરોગ્યતા છે. આધુનીક સ્ત્રીઓ, પાશ્ચાત દેશોનાં વિલાસી જીવન, અને અલ્પ આયુષ્ય વાળી મોહ પમાડનારી વસ્તુઓથી આકર્ષાઇ, પોતાના સ્ત્રીતત્વને હણે છે.

હતભાગ્ય-ભારતમાં સ્ત્રીઓ ગૃહજીવનમાં વધુ બાળકોના ભારથી ક્ષીણ અને નીસ્તેજ બની રહી છે. સ્ત્રીઓનાં આરોગ્ય, કોમળતાનું રક્ષણ કરનાર સંયમ છે પરંતુ સંયમીત જીવન નહી મળતાં, વીલાસી જીવનથી અસાધ્ય રોગોનો ભોગ બને છે. આવા અસાધ્ય રોગોથી બચાવવા, રાષ્ટ્રનું પતન અટકાવવા, અને દેશને મહાન પુરુષો આપવા માટે સ્ત્રીકેળવણી, ગૃહસ્થાશ્રમમાં પાળવાનાં નિયમો, સંયમી જીવનનું જ્ઞાન, અને તેથી થતા લાભો વીગેરે શાળાઓમાં તેમજ ગૃહોમાં પણ વડીલો તરફથી પ્રથમથી જ અપાવાં જોઇએ. પરંતુ આપણા દેશમાં આવા મહત્ત્વના આદર્શો અને વિષયો ઉપર પૂર્ણ લક્ષ આપવામાં આવતું નથી; આવા અસાધ્ય રોગોમાંથી બચવા માટે સ્ત્રીઓએ સંયમી જીવન રાખવું અને આફતોમાં તેમણે હિંમતપૂર્વક સામનો કરવો જરૂરી છે. પરંતુ સ્ત્રીઓનાં આરોગ્યનો મુખ્ય આધાર બન્ને દંપતી ઉપર છે. આરોગ્યશાસ્ત્ર અનુસાર બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ.

આપણા આધુનીક ભારત દેશમાં પાશ્ચાત્ય દેશોનાં સંસ્કારની અસરે ભારતની સ્ત્રીઓનાં સ્ત્રીત્વનો નાસ કરવાનું શરૂ થયેલ છે અને વિલાસી જીવનના પરીણામે સ્ત્રીઓનાં થતાં અસાધ્ય રોગોનો ભંડાર ઉંબરાઇ ચુકર્યો છે. આના પરીણામે હલકાઇ, કાયરતા, રોગીષ્ઠ પ્રજા, અને ક્ષય રોગે જન્મ લીધો છે. આવા સર્વે નાસથી દેશને ઉગારવા, સ્ત્રીઓને વજ્રદેહી બનાવવા, અને ગૃહસ્થાશ્રમમાં દંપતી સુખીજીવન અને તંદુરસ્તી મેળવે એ માટે દરેક સ્ત્રી તેમજ પુરુષની પવિત્ર ફરજ છે કે તેમણે આયુર્વેદીક નીયમો પ્રમાણે વર્તવું જોઇએ. અને આવી ગંભીર જવાબદારીઓ સમજી પોતાના ધર્મો અને ફરજો ગણી ગણીને પાળવા જોઈએ. કારણ કે એક બીજાના પૂર્ણ સહકાર વગર કોઈપણ જીવન સુખી અને આબાદ થઇ શકતું નથી. વધુમાં આરોગ્ય શાસ્ત્રની દૃષ્ટિએ સંયમી જીવન, તથા બ્રહ્મચર્ય જેટલું એક વિદ્યાર્થીને વિદ્યાભ્યાસ માટે જરૂરનું છે તેટલું જ પરણીત દંપતીને પણ જરૂરનું છે. એક નટીની કળાને તથા સૌંદર્યને તે જેટલું રક્ષે છે તેટલું જ તે એક મહાન યોગી, સેનાના નાયક અને સત્યાગ્રહીને પણ રક્ષે છે. ભારતની અનેક સ્ત્રીઓએ આ ક્ષેત્રમાં યશસ્વી ભોગ અને બલીદાન આપ્યાં છે.

સંતોષ અને સ્વાપર્ણની બાબતમાં ભારતની અનેક સ્ત્રીઓએ કાચની બંગડીએ યા દાંતની ચુડીએ અનેક ગરીબ ગૃહોમાં સંતોષનાં અખુટ ઝરણાં વહાવ્યાં છે અને અનેક ગરીબ ગૃહોનો ઉદ્ધાર પોતાના જીવનનાં ભોગે બલીદાન આપી કર્યો છે. અને રાષ્ટ્રને માટે સ્ત્રીઓએ પણ પુરુષના જેટલો જ ભોગ આપવામાં કદી પાછી પાની કરી નથી. અનેક ગરીબ ગૃહોમાં હજુપણ આર્ય સ્ત્રીઓ કંકુના ચાંદલે શીળ શણગારનો આનંદ માને છે. સ્ત્રીઓનું સૌભાગ્ય પતિથી જ દીપે છે, નહી કે સૌભાગ્યનાં સાધનોથી. અને છેવટે ભારતની સ્ત્રીઓએ, પતિવ્રતા ધર્મ, વિશુદ્ધ પ્રેમ, સૌજન્ય, ઉદ્યોગી જીવન, સંતોષ, મીતાહાર, ગૃહવ્યવસ્થાના નીયમો અને સંયમ જેવાં અધિકારો અને ધર્મો કેળવવાં અને તેને સમજી પુરેપુરી રીતે બજાવશે તો સ્ત્રીઓનાં જીવન પ્રશંસા પાત્ર બનશે.

# તે ગઇ!

### શ્રી. મહેંદરાય છેલશંકર અંતાણી



*

આજ હું તેના વિહોણો થઇ ગયો. અમારો સંબંધ પુરૂં એક વર્ષ પણ ન ચાલ્યો, પણ તે ટુંક સમયમાં અમે એક બીજામાં ઓતપ્રોત થઇ ગયાં હતાં. હું તેમાં સમાણો હતો કે તે મારામાં, એ નક્કી કરવું એ એક કોયડો હતો, અને આમ બને તેમાં આશ્ચર્ય ન હતું; કેમકે અમારો પરિચય 'પ્રથમ દષ્ટિએ પ્રેમ' જેવા સંજોગમાં થએલ. મેં તેને જોઇ અને મને તેના તરફ આકર્ષણ થઇ આવ્યું. તેનો વર્ણ હલકો લેખાતો, કેમકે તેનો જન્મ હલકી લેખાતી કોમમાં થયો હતો, પણ મેં તેને મારા ઘરમાં વસાવી.

તે પછીનો ઇતિહાસ એક પ્રેમકથાની બરોબરી કરે તેવો હતો. હંમેશા સવારમાં તે મારા પગના અંગુઠાનો સ્પર્શ કરતી. મારા સુખદુઃખની તે ભાગીદાર બની, એટલે ટાઢે, તડકે કે વરસાદે તે મારી સંગમાં જ રહેતી.

તેનો જન્મ સમાજ જેને હલકી કક્ષાના ગણે છે તેવા ઘરમાં થયો હતો, છતાં જ્યાં સંસ્કૃતીના કિરણો પ્રકાશ્યાં હતાં ત્યાં તેને મારા બારોબાર માન મળતું. તેવા ગૃહના દ્વાર તેને માટે ઉઘાડાં હતાં, અને તેવાં ઘરમાં હું તેની સાથે વિના સંકોચે જઇ શકતો. ફક્ત રૂઢીચુસ્ત સનાતનીઓના ઘરમાં તે હજી અસ્પર્શ લેખાતી, અને દેવમંદિરમાં પ્રવેશ કરવાનો તેનો હક્ક હું સાબીત કરી શકયો નહતો. એજ અમારા વિયોગનું કારણ બનશે એમ હું જાણતો હોત તો તેવા મંદિરમાં હું પ્રવેશ જ ન કરત. આ સોચનીય ઘટના બનશે તેનો સંકેત તો મને ઘણી વખત થતો. મંદિરમાં તેને બહાર રાખી હું જતો, તેથી પ્રાર્થનામાં એકાગ્રતા હું ન અનુભવતો, પણ જ્યાં રૂઢીના બંધનો શીથીલ થતાં ન હતાં, ત્યાં મારા જેવા ક્રાંતિકારો નાઇલાજ હતા. જો હું ચોરીછુપીથી તેને પ્રવેશ કરાવું તો તે બને તેમ હતું અને કોઇ તેમ કરતા પણ હતા; છતાં હું આટલો આદર્શ વિહોણો ન હતો. જો સમાજના બંધન તોડવાં તો એક ચોરની જેમ નહિ પણ નૈતિક હિંમતથી સામીછાતીએ; એ મારો આદર્શ હતો અને તે પાળવા જતાં મેં તેનું બલીદાન આપ્યું.

આજ હરીકથા સાંભળી મંદિરની બહાર હું તેને શોધવા ગયો તો તેને ન જોઇ. હાય! હાય! હરીકથા સાંભળવા જતાં મારી જુના જોડાની જોડી કોઈ તફડાવી ગયું.

---

થોડા દિવસ ઉપર મુંબઇ યુનિવર્સિટી ટીચર્સ કોન્સ્ટીટ્યુઅન્સીમાં ખાલી પડેલી એક બેઠકને કારણે થયેલી ચૂંટણીમાં કુલ ૧૪૮૫ મતદારો હતા. આ મતાદારોની યાદી ઉપર નજર નાખતાં આ કુલ સંખ્યાના અધ્યાપકોમાંથી માત્ર ૫૪ સ્ત્રી–અધ્યાપિકાઓ હતી. આ ૫૪ની સંખ્યામાં ૨૯ અધ્યાપિકાઓ પરણેલાં અને ૨૫ કુંવારાં છે. તેમાંથી સાતની સંખ્યા સ્ત્રીઓની એક માત્ર કોલેજ–સોફિયા કોલેજમાં છે. વળી તેમાં માત્ર સાત જ ગુજરાતી સ્ત્રી અધ્યાપિકાઓ છે; તેનું પૃથક્કરણ કરીએ તો પાંચ પારસી અને બે ગુજરાતી બહેનો છે.

# રસોઈ ઘર

સંપાદકઃ
**સૌ. મણીબહેન એચ. મહેતા**
લખનારઃ
**સૌ. જશવંતીબહેન એમ. દેશાઈ**



**ઉંધીયું**

**સાધનઃ**—ચણાનો આટો શેર દોઢ, લીલી વાલોળ અથવા પાપડી શેર અધોં, ટોપરૂં શ્રીફળ બે, તેલ શેર બે, લીલાવટાણા શેર અધોં, કાંદા શેર અધોં, બટાકા શેર અધોં, કોળું શેર બે, તુરીયા તોલા પાંચ, મેથીની પુળીઓ શેર અધોં, લીલામરચાં નંગ ૧૧, કેળાં અરધકચરાં શેર અધોં, ધાણા તોલા બે, મીઠું તોલા સાડાસાત, જીરૂં તોલા એક, સંકરકંદ શેર અધોં, અજમો તોલા અઢી, હીંગ વાલ સાત, ખારો પાપડીયો તોલો અધોં, સુકાં મરચાંનો ભુકો નવટાંક, રીંગણાં નાનાં શેર અધોં, હલદર તોલો અધોં, પાકા લાલ ટોમાંટા શેર અધોં, રાઇ તોલો દોઢ, કોથમરી જુડી ચાર, લીમડાની સળી નંગ ૫

**બનાવનારની રીત**

કાંદા, બટાકા, રીંગણાં, કાચા પાકાં કેળાં, સકરકંદ, તુરીયાં, એ સર્વે ચીજોને સાફ કરી તેની ફાડ એવી રીતે કરવી કે તેમાં પુરણ ભરી શકાય. તેવી રીતે ચીરીયાં કરવાં. પછી ધાણા, જીરૂં, મરચાં, મીઠું, હળદરનો હવે જ કરવો. તેમાં વેશણ (ચણાનો આટો) શેર પોણો નાંખવો અને તેલનું મોણ દઇને હવેજ ઉપરના ચીરીયાંમાં ભરવો. મેથીની ભાજીને ઝીણી સમારી પાણીમાં ધોઈ નાંખી પછી નીતારી તેમાં હવે જ મેળવી જરા પાણી નાંખી, હાથથી મુઠીયા બે ઇંચ લંબાઈનાં વાળવાં. બાકી જે તેલ હોય તેમાંથી આઠ તોલા તેલ રાખી મુકવું અને બાકીનું હોય તે એક પીત્તળની કલાઇવાળી તપેલી લઇ તેમાં તે તમામ વસ્તુ સમાઇ રહે તેવડું વાસણ લેવું અને તેમાં તેલ મુકી રાઇ નાંખી, મીઠો લીંમડો, હીંગ વીગેરેનો વઘાર થાય એટલે બટાટા તથા કાંદાનાં હવેજીયાં મુકવાં, પછી ઉપર શકરકંદના હવેજીયાં મુકવાં. પછી તેનાં ઉપર રીંગણા મુકવાં અને તેનાં ઉપર તુરીયાનાં, તેનાં ઉપર કેળાનાં હવેજીયા મુકવાં. તે બધી વસ્તુઓ ચડી જાય એટલે મેથીની ભાજીનાં મુઠીયાં જુદા તેલમાં તળીને પછી તેમાં નાંખવાં. એટલે મુઠીયાં ભાંગવાની કે કાચા રહેવાની ફીકર રહેશે નહીં. ઉંધીયું વઘારતી વેળા અથવા હવેજીયાનો વઘાર કરવો હોય ત્યારે ખારાનું દુધીયું (ખારાનું પાણી) તેમાં નાંખી દેવું અને શાક ચડી જાય એટલે તેમાં પાકા ટમેટાંનાં નાનાં ટુકડા કરી નાંખી દેવા. પાંચપાંચ મીનીટે ઉથલાવવું રહેવું. બધી વસ્તુ ચડી જાય એટલે અજમો નાંખી દેવો. કાચા વટાણા ન મળે તો સુકા વટાણા બાફીને નાંખજો. ચડી રહ્યા પછી કોથમીરની જુડી નંગ ચાર ઝીણી સમારી તથા ટોપરાનું ઝીણું ખમણ કરી ઉપર છાંટી દેવું. લીલા મરચાંની તેની ચીરીયો કરી હવેજીયાં લઈ તે તેમાં આખાં નાંખી દેવાનાં છે. પાપડીને સુધારી—બે ચીરીયો કરીને હવેજીયાં વઘરતી વેળા નાંખી દેવી. પાપડી અથવા વાલોળ વિના ઉંધીયું બની શકતું નથી. અજમા નાંખવાથી વાયુના વીકારો થતા નથી: આમાં લીલવા દરેક જાતના પડે છે. તુવેરના, ચણાના, વગેરે

## ભાભલડી ઘુમતી'તી.



આજ આવી, સખીરી હોરી,
કે રંગભરી ચોળી;
ભાભલડી ઘુમતી'તી. !
એ ઘુમે ના ઘરને ખૂણે.
ભાભલડી ઘુમતી'તી. !
એની ધરતી પર પડતી'તી પાની,
કે ઢાળાતી ત્યાં કંકુની થાળી;
ભાભલડી ઘુમતી'તી !
એ કુમકુમના ઉડતા'તા છાંટા,
કે પડતા'તા રંગ સૌ આંખા;
ભાભલડી ઘુમતી'તી. !
એના ઝાંઝરથી સંગીત વેરાયું,
કે અવનીમાં એ તો ના માયું;
ભાભલડી ! ઘુમતી'તી.
એના ઠમકે તો ધરતી ધરુજી,
કે પાપ ગયાં ડુબી;
ભાભલડી ઘુમતી'તી. !
એ ઘુમી આ વિશ્વને થાળે,
કે ગગને પાતાળે;
ભાભલડી ઘુમતી'તી. !
એ તો મારા વીરા કેરી વ્હાલી,
કે દેવી સમ એ રૂપાળી;
ભાભલડી ઘુમતી'તી. !

કુ. બાબુલચંદ્રી.

દરેક સીસવાથી ઉંધીપું થાય છે, પણ બનાવવાની રીત તો ઉપર પ્રમાણે છે.

**ખાંડ વડી**

સાધનઃ—જાડી ખાટી છાશ બે વાટકા, ચણાનો લોટ બે વાટકા, મીઠું તોલો એક, પાણી વાટકા ચાર, મરચાં નંગ પાંચ, કોથમરી જુડી એક, હલદર તોલા ।, રાઇ તોલા અડી, ઘી તોલા ।। લાલ મરચાંની ભુકી તોલો એક, તેલ તોલા ૫ અને જીરૂં તોલા ।।

**કરવાની રીત**

ચણાના લોટને આંકથી ચાળી બે વાટકા લોટ ભરવો. તેમાં અડી તોલો ઘીનું મોણ દઇ તેમાં ખાટી ધાડી છાશ બે વાટકા તથા ટાઢું પાણી ચાર વાટકા મેળવી અંદર મીઠું હળદર હીંગ જીરૂં વાટીને મુકી મેળવવું અને તે પીરૂ તૈયાર થયેથી ચુલા ઉપર મુકી તવેથાથી હલાવતા રહેવું. સાવધ રહીને દાઝ પડવા દેવી નહીં. તેમાંથી સેલ ચોપડી એક ટીપું પાણીમાં નાંખવું. તે ટીપું તુરત ઉપડી જાય તો સમજવું કે લગભગ ખાંડ વડી થઇ ગઇ અને હરે પછી વાસણ ઉતારી બીજી થાળીઓમાં ખાંડ વડી પાથરી દેવી અને જરા ઠંડું થાય એટલે નાનાં ચોરસ ટુકડા કરી, પાંચ તોલા તેલનો વઘાર મુકી તેમાં રાઇ અને હીંગ વઘારમાં મુકી, વઘાર થાય એટલે એક વાસણમાં ખાંડ વડી ભરી, તેમાં વઘાર રેડી દેવો. પછી પાછળથી ખાંડ વડીને ઉંચી નીચી કરી વાસણને સંભાળીને રાખવું અને કોથમરીને ઝીણી ઝીણી સમારી ટુકડા કરી તેમાં છાંટી દેવી.

ઘણી જગ્યાએ તેમાં ટોપરાનું ખમણ છાંટવાનો રીવાજ છે અને તે મુજબ પણ થાય છે.

બનતાં સુધી ખાંડ વડી તૈયાર કરી રાખવી. તેનો વઘાર ફક્ત જમતી વેળા કરવો, એટલે ગરમ રહે અને ખાવામાં સ્વાદ આવે.

આમાં બીજી ઘણી રીતો છે, પણ હું જે રીતે કરૂં છું તે ઉપર મુજબ છે.

( ભાદરવાના અંકથી ચાલુ )

હવે કેટલીક મેદવાળી બાઈ ગયેલી સ્ત્રીઓના શરીરમાં મેદને લીધે એના ગર્ભમાં આવેલું બાળક ઉછરતું નથી. કાં તો આઠમે માસે જ જન્મીને મરી જાય છે, કે પુરે માસે અવતરીને મરે છે. એનું કારણ એ હોય છે કે મેદ ધાતુની અતિવૃદ્ધિને લીધે બીજી કોઈ ધાતુને કે ગર્ભને પોષણ મળતું નથી; એટલે બાળક નબળું રહે છે.

આને માટે તો ગર્ભ રહ્યા પહેલાં જ ચિકિત્સા કરીને શરીર સુધારવું જોઇએ અને એનો ચિકિત્સા સમય તો ઘણો લાંબો હોય છે. એનું ધીરજ પૂર્વક અવલંબન કરવું.

દશ મૂળ કવાથના અનુપાન સાથે—સવારે મહાયોગરાજ ગુગળની ગોળીઓ ૨ થી ૪ લેવી. અને સાંજે લોહશીલાજીત વાળી ચંદ્રપ્રભાની ગોળીઓ ૨ થી ૪ લેવી.

બપોરે—શમશમની ગોળીઓ નંબર ત્રીજે ૮ થી ૧૬ પાણી સાથે લેવી.

રાતે સુતી વખતે—આરોગ્યવર્ધની રસ નંબર પહેલો ૨ થી ૪ વાલ દુધ સાથે લેવો. આ દવાઓથી મેદ ઘટશે; કોઠો નિર્દોષ થશે.

મેદવૃદ્ધિકારક ખોરાક મિષ્ટાન્ન, કઠોળ, ફરસાણ, અતિ ઘી તેલનું સેવન, વગેરે ત્યજી દેવું.

સિવાય મેદ વગરની સ્ત્રીઓને પણ કોઠે રતવાને લીધે બાળકો ઉછરતાં નથી. એમણે પણ ગર્ભાધાન પહેલાં ફળધૃતનું સેવન કરવાથી ઘણી સ્ત્રીઓને ફાયદો થયો છે અને અનેક બાળકો ગુમાવેલ દંપતીઓના વંશ રહ્યા છે.

સવારમાં રોજ ફલધૃત ૧ તોલો, નવકાંટ ગરમ દુધમાં મેળવીને કોઠે રતવાવાળી સ્ત્રીએ પીવું. આ ઘી બ્રહ્મચર્ય પાળીને પીવું અને લગભગ પાંચ શેરથી ૭ શેર ઘી પીવાનો કોર્સ કરવો. એટલી ધીરજ રાખી હોય છે ત્યારેજ પછી ગર્ભસ્થ બાળક બચે છે. ગર્ભ રહ્યા પછી પણ પાછળ બતાવેલો

# બાલશોષ

અથવા

## કોઠે રતવાવાળી સ્ત્રીઓની કુખે જન્મેલાં રોગી અને કૃશ બાળકો

લેખક:

**શ્રી. જટુભાઇ વૈદ્ય**

*

બધો કોર્સ કરવો જોઇએ. એનાથી અવશ્ય બાળક જીવશે અને ખાલી ખોળો નહીં રહે.

રીકેટી બાળકને જ્યારે ઝાડા ઉલટી થાય ત્યારે સાદા ઉપાયોમાં—

અતિવિષની કળી અને કપુરકાચલીનો ઘસારો પાણીમાં પાવાથી રાહત રહે છે. બાકી તો બાળકની માંદગીમાં તો સારા સ્થાનિક વૈદ્ય દાક્તરની ચિકિત્સા કરવી જ સલાહ ભરેલું છે.

ખોરાક અને પથ્યાપથ્ય બાબતમાં તો આગળ ઘણું કહેવાઇ ગયું છે, છતાં ટુંક રૂપે ખાસ કહેવાનું કે, તામસી આહાર વિહારનો ત્યાગ અને સાત્વિક આહાર વિહારનું સેવન એ તંદુરસ્ત બાળકોની આશાવાળી માતાએ રાખવું જરુરી છે.

ચાંદી, સીફીલીસ કે ગોનોરિયા-પ્રમેહવાળાં માબાપોના બાળકોને થતા રતવા કે એવાં બાળકો નહીં ઉછરતાં હોય એને માટે તો જુદા જ ઉપાયો હોવાથી એનો તો આ લેખમાં સમાવેશ થઇ શકશે નહીં, પરંતુ બીજા લેખમાં એ માટે ચર્ચા કરીશું.

પણ સામાન્ય તજાગરમીને કારણે થતા ગડગુમડ અને વિસ્ફોટકથી પીડાતાં બાળકોને માટે પણ કોઠે રતવા શબ્દ વપરાતો હોવાથી એના ઉપાયો અહીં લખીશું.

જે માતાને ખૂબ તીખાં તમતમતાં લસણુ ડુંગળી વગેરે તમોગુણી પદાર્થો ખાવાની આદત છે એવાં બાળકોને લોહીવિકારના અને ગડગુંમડના રોગો થાય છે, માટે એવો ખોરાક છોડી દેવો અને ગર્ભ રહ્યા પહેલાં અને સગર્ભાવસ્થામાં ઉપરોક્ત પરહેજી સાથે નીચેનો હિમકષાય ટાઢો ઉકાળો પીવો.

| | |
|---|---|
| સુંઠ<br>કરિયાતું<br>ખડસલીઓ<br>ધમાસો<br>મજીઠ<br>ખેરનું લાકડું | દરેક સમભાગે લઈ આખા ભાંગમાં ખાંડી ચિરાઉ ચાળણીથી ચાળી, એક એક તોલાનું પડીકું બનાવવું. એક પડીકું સવારે અને એક પડીકું સાંજે માટીના |

કે કાચના ઠામમાં નવટાંક પાણીમાં પલાળી બાર કલાક રાખી, પછી ચોળી ગાળી એમાં ૦। ભાર મધ ૦। ભાર સાકર કે ખાંડ નાંખીને પીવું. સવારે પલાળેલું સાંજે અને રાત્રે પલાળેલું સવારે પીવું. જો બાળક હોય તો એમાંથી ચમચા બે ચમચા બાળકને પણ પાવું. આ પ્રયોગથી તજાગરમી મટશે, અને ગડગુમડ અને વિસ્ફોટક કે રતવા મટી જશે.

બપોરે અધોળથી નવટાંક કાળી ધરાખ પાણીમાં ધોઇને ખાવી.

કોઠો સાફ રાખવા માટે રાતે સુતી વખતે કડુ કે મીઢીઆવળની (સેનામુખી) ફાકી ૦। થી ૦॥ ભારને આશરે પાણી સાથે લેવી. અને દશાંગ લેપમાં ઘીનું મોણ નાંખી ગુલાબજળમાં કાલવી ગુમડા ઉપર, રતવા ઉપર, વિસ્ફોટક ઉપર કે ચાંદાં ઉપર ચોપડવું. આ દશાંગ લેપ ગરમીથી થના ગુમડાં ઉપર અકસીર છે.

આવા તજાગરમીના કોઠાવાળી સ્ત્રીઓ આ સિવાય પણ સગર્ભાવસ્થા ન હોય ત્યારે બીજા ઉપાયો કરી શકે છે.

સવારમાં—કૈશોર ગુગળ ૨ થી ૪ ગોળી દુધ સાથે લેવી.

બપોરે—જમ્યા પછી ખદિરાસવ ૦॥ થી ૧ આંસ પીવો.

સાંજે—પાછળ બતાવેલો હિમકષાય ટાઢો ઉકાળો પીવો.

રાત્રે સુતી વખતે સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ ૦। થી ૦॥ ભાર સમભાગ સોડાખાર સાથે મેળવીને પાણી સાથે ફાકી લેવી.

આ પ્રયોગ તો સગર્ભાવસ્થા ન હોય ત્યારે કરીને શરીરનો દોષ ટાળવા માટે છે.

પાછળ કહેલો ટાઢો ઉકાળો સગર્ભાવસ્થામાં પણ પી શકાય છે અને જન્મ્યા પછી નાના બાળકને પણ પાઇ શકાય છે.

નાનાં બાળકોને ગડગુમડ મટવા માટે બાયોકેમીક દવાઓ નીચે પ્રમાણે આપવી.

કેલ. સલ્ફ ૧૨ x ૧ ગ્રેઇનથી ૨ ગ્રેઇન
કાલી સલ્ફ ૧૨ x ૧ ગ્રેઇનથી ૨ ગ્રેઇન
નેટ્રમ ફોસ ૧૨ x ૧ ગ્રેઇનથી ૨ ગ્રેઇન
સીલીસીઆ ૧૨ x ૧ ગ્રેઇનથી ૨ ગ્રેઇન

એનાં પડીકાં બેથી ત્રણ બનાવી દિવસમાં બે કે ત્રણ વાર ગરમ પાણીમાં આપવાં.

ગડગુમડ કે ચાંદાં લીંમડાનાં પાનના ઉકાળાથી કે એસીડ બોરીકના લોશનથી ધોવાં અને પછી દશાંગ લેપ લગાડવો.

ઘણા વૈદ્યો આ દર્દમાં ધાપાપાણુ–ગૌદંતીની ભષ્મ માખણમાં આપે છે, તેમજ માખણમાં મેળવીને શરીરે માલીસ કરાવે છે. કેવળ ગૌદંતીભષ્મનો ભુકો પણ શરીર ઉપર માલીસ કરવાથી ફાયદો થાય છે. શહેરોમાં બાળવૈદ્ય તરીકે પ્રસિદ્ધ થયેલા વૈદ્યો ધાપાણુ અર્થાત ગૌદંતીનીભષ્મ જ પ્રાયઃ વાપરતા હોય છે. ગૌદંતીની–ધાપાણુના ચીરોડી જેવાં કટકા આપે એને સગડીમાં અંગારા ઉપર મૂકવાથી ભસ્મ થઇ જાય, પડો છુટાં પડી, રાખ જેવી થાય છે. પછી એને વાટી લુગડે ચાળી શીશી ભરી લેવી. એમાંથી એકથી બે રતી મધ માખણમાં ચટાડવી અને શરીરે પણ ઉપર લખેલ વિધિએ ચોળવાથી બાલશોષ મટે છે.

આંહીં એક ઉલ્લેખ એ પણ કરવાની

જરૂર છે કે—પરૂધસો લાગેલ બાળકને રીકેટ બાલશોષ દુર કરવા માટે સગર્ભાવસ્થા વાળી માતાનું ધાવણુ પહેલી તકે મૂકાવી દેવાની જરૂર છે અને બાળક એકાદ બે રાત્રીઓ એની માતાથી જુદું પડે છે ત્યારે જ ધાવણુ મૂકે છે. એને ધાવણુ મુકાવી, પછી બકરીના તાજા દુધ ઉપર કે ગ્લેક્ષો ઉપર ચડાવી દેવાની જરૂર છે. ગાય ભેંશનું દુધ ખાંડ કે ગોળ-વાળું સદતું નથી કે ગાંઠીયા પેંડા પણુ પેટને બગાડે છે, એટલે ધાવણુ છોડાવીને પાછળ લખેલ બાયોકેમીક ચિકિત્સા કરવી અને કાલક્રાના ટેબ્લેટ કે આલ્કલીઝમ ટેબ્લેટ આપવાનું કે પ્રવાલ પંચામૃત રસ આપવાનું શરૂ કરવું. ગ્લુકોઝ ડી પણુ દુધમાં આપવાથી ફાયદો થાય છે.

આ સિવાય બાલશોષના થોડાક પ્રયોગો છે જેનાથી પણુ લાભ થાય છે. ગ્રાઇપ વોટર બાલામૃત, ઝંડુનું બાલચક્રાર્ક વગેરે ઉપરાંત એાેડેકસોલીન વગેરે એવી જાતની કોડલીવર ઓઇલની બનાવટો પણુ વપરાય છે મુદ્દામાં આ દર્દમાં કેલ્સીયમ અને કોડલીવર ઓઇ-લની બનાવટો ફાયદાકારક છે. વીટામીન એ. અને ડી. પુરૂં પાડવાની ખાસ અગત્ય હોય છે.

ખોરાક લેનાર બાળકને તો માખણુથી અને મધથી પણુ પુષ્ટિ મળે છે. બટાટા કે સુરણુ માખણુમાં વઘારી ખુબ ચોડવીને થોડા પ્રમા-ણુમાં આપવાથી પણુ ફાયદો થાય છે. આવા પ્રયોગ ઓછા પ્રમાણુથી શરૂ કરી જઠરાગ્નિની પચાવાની શક્તિ ઉપર આધાર રાખીને વિચાર પૂર્વક કરવા જોઇએ. પાકી કેરી અને ખૂબ પાકા ગળેલાં કેળાં પણુ નબળા પડેલ બાળ-કને અને ખોરાક ઉપર ચડેલા બાળકને પોષણુ આપવામાં મદદગાર છે. ધાવણુા બાળકને પણુ પાકી કેરી ચૂસાડાય. કેળાં પચે નહીં, માટે ન અપાય.

આ લેખમાં સુચવેલી દરેક દવાઓ સારા

## કોણુ ?



દોરે છે કોણુ મને ? દોરે છે કોણુ ?
છાનું છાનું તે મને દોરે છે કોણુ ?

જીવનના રંગીલા આરાપર ઠેરવા,
રૂપભરી જોબનની કુંજોમાં લ્હેરવા,
છૂપી છૂપીને ચિત્ત ચોરે છે કોણુ ?
છાનું છાનું તે મને દોરે છે કોણુ ?

ઉંચેરા આભપ્રતિ લોચન લંબાવવા,
ઉજ્જડ ઉરમાંહી પ્રીત અંકુર રોપાવવા,
આત્માને અણુદીઠું પ્રેરે છે કોણુ ?
છાનું છાનું તે મને દોરે છે કોણુ ?

વિશ્વની વસંતિલી ઘટાઓમાં ઘૂમવા,
અર્પણુ ઉજાસભરી પરિમલને ચૂમવા,
મુજને ઈશારે ટકોરે છે કોણુ ?
છાનું છાનું તે મને દોરે છે કોણુ ?

સુરિલું સુંદર સત્શંકર ભર ગીતડું,
જીવનપથ પળતાં અણુચિંત્યું જે સાંપડયું,
તે મુજ અંતરગૃહમાં ખોળે છે કોણુ ?
છાનું છાનું તે મને દોરે છે કોણુ ?

ચંપેશ

વૈદોને ત્યાં કે પ્રતિષ્ઠિત ફાર્મસીમાં મળી શકશે. આ લેખ સંબંધે કાંઈ પુછાવવા જેવું લાગે તો લેખકને પુછાવાથી ખુલાસો મળશે.

સૌંદર્યમય જીવન માટે શૃંગારની નિર્દોષ અને મોહક રંગોળીઓનો ગુચ્છ

# શૃંગારિકા

## કનુ દેસાઈ : ભદ્રા દેસાઈ






કલાના હાર્દને હૃદય બનાવી, એ કલાને જન-સામાન્યમાં જીવવા માટે વહેતી મૂકવી, એ કલાનો પરમ ઉત્કર્ષ છે. જીવનની આકાંક્ષાઓને, જીવનની અભિરુચિઓને, જીવનની ભાવનાઓને પોતાની કૃતિઓ દ્વારા બઢાવના જવું એ કલાકારનો શ્રેષ્ઠ વૈભવ છે. જેની આંખ સતત ચાલુ રહેતો ( એક્સપોઝ અને એન્લાર્જ કરતો ) કેમેરો છે, એ કલાકારે પોતાને લાધેલાં તંદુરસ્ત ને તેજસ્વી ચિત્રોને અમીદૃષ્ટિથી પીને તેને ચિત્રફલક ઉપર ઉતારી તેની જગલહાણુ કરવી એ એનો પરમ ધર્મ છે.

પોતાના અનેક કલાસંપુટો દ્વારા આ કલાધર્મ અદા કરનાર શ્રી. કનુભાઈ દેસાઈનું સ્થાન ગૂજરાત અને ગૂજરાત બહારના વર્તમાન પ્રસિદ્ધ ચિત્રકારોમાં વિશિષ્ટ છે. આ લેખનની વેગભરી હથોટી, વિષય પસંદ કરવાની નીરોગી અભિરુચિ, ભાવની પ્રબળતા ને રેખા તથા રંગની અચ્છી મર્મજ્ઞતા એમની કલાને જીવંતતા અર્પે છે, એને નયનમનોહર બનાવે છે, ને સહુકોને માટે આદરપાત્ર બનાવે છે. એક વેળા હતી.—હજી ગઈ કાલની જ વાત છે—જ્યારે ગૂજરાતનાં ઘરોમાં પરપ્રાંતીય અને મોટે ભાગે પરદેશી નગ્ન અને અર્ધનગ્ન, કુરુચિપૂર્ણ તસ્વીરો લટકતી હતી. સંસ્કારી ગૂજરાતીઓનાં સંસ્કારભર્યાં ગૃહોની એ કાલિમા ધોવાનું પુણ્ય શ્રી. કનુભાઈ દેસાઈએ પોતાનાં અનેક કલાસંપુટો દ્વારા આદર્યું છે, ને ભારતવર્ષના એક લોકપ્રિય સિદ્ધહસ્ત કલાકાર તરીકેનું ગૌરવ હાંસલ કર્યું છે. વિશેષ સ્પષ્ટતા ખાતર કહેવું જોઈએ કે, એમ તો આપણે ત્યાં સારા ચિત્રકારોની એટલી

બધી તાણુ નથી. હિન્દુસ્થાનમાં અનેક કલાકોવિદો છે, ને એમની અનેક કૃતિઓ બહુ મૂલ્યે વેચાઈ રાજમહેલોની શોભા શણગાર રૂપ બની છે. શ્રીમંત ગૃહોનો વૈભવ સ્વરૂપ બની છે, દિગ્ગજ વિદ્વાનોના મંડળની પ્રશંસાને પાત્ર બની છે, ને કેટલીક તો આર્ટ ગૅલેરીઓના આભૂષણ રૂપ બની છે. પણ મને એમ સદા લાગ્યા કર્યું છે કે, એ તો શિવજીની જટામાં રહેલ ગંગાજીની સમાન છે. બધાને માટે ત્યાં પહોંચવું દુર્ઘટ, એને પામવાનું કષ્ટદાયક અને એનું પાન તો કદાચ અસંભવ !

આ ગંગાજીને શિવજીના જટાજુટમાંથી કાઢી પૃથ્વી પર મુક્ત હૃદયે વહેવરાવવાનો ધર્મ આચરનાર, કોઈક ભગીરથ જ જોઈએ. છુટ્ટા એના કિનારા હોય, પૂર્વગ્રહ વિનાનાં એનાં વહેણ હોય, શુચિતા, સુભગતા ને સંસ્કારિતાથી છલકાતી એ સરવાણીને મુક્ત મન રાખીને તૃષાતુર હૃદને તૃપ્ત કરવાના અભિલાષ હોય, અને તો જ એની ધન્યતા લેખાય.

આજે લેશમાત્ર અતિશયોક્તિ વિના કહી શકાય તેમ છે, કે શ્રી. કનુભાઈએ કલાની એ ગંગા વહેવરાવવાનો ભગીરથ ધર્મ અદા કર્યો છે. એમની કલા જનગંગાની બની છે, ઘરઘરની શોભા બની છે, કંગાળ ને શ્રીમંતનું ધન બની છે. આ રીતે શ્રી. કનુભાઈનું આ વેળા-એક નવા ચિત્રસંપુટના પ્રકાશન પ્રસંગે સ્વાગત કરતાં આનંદ થાય છે.

શ્રી. કનુભાઈ દેસાઈનાં આજ પર્યંત વિધવિધ ભાવવાહિતાને પ્રગટ કરતા અને રંગ રેખાના કલ્પના-માધુર્યથી છલકાતા સત્તર કલાસંપુટો પ્રગટ થયા છે. એ સર્વ કલાસંપુટો કરતાં એક અનોખી કલાસંપદથી છલકાતો સંપુટ તેઓ આજે ભેટ ધરી રહ્યા છે. પણ આમાં તેઓ એકલા નથી: સંગીત અને શ્રુતિની જેમ પરસ્પર એકરસ જીવનગંગાથી બની રહેલ, તેમના ચિત્રકાર પત્ની શ્રી. ભદ્રાબહેને પણ આ સંગ્રહમાં પોતાનો કસબ સાથે સાથે વણ્યો છે. આ રીતે આ ચિત્રકાર દંપતીએ, દરપળે નવીનતા અખત્યાર કરતી દુનિયાને સવિશેષે કરીને ગરવી ગુજરાતણોને-પોતાના કમનીય કલા-ગુચ્છની સુંદર ભેટ આપી છે.

પુષ્પના પમરાટને જેમ પ્રાંત કે પ્રદેશના ભેદ છબતા નથી, એમ કલાને પણ પ્રાંતીયતા સ્પર્શતી નથી. જીવનસૌંદર્યના જાણભેદુ કલાકારને મન સંસાર માત્ર પોતાનું કલાક્ષેત્ર છે. પણ આજે જ્યારે આપણી ગરવી ગુજરાતણો જીવનની પ્રત્યેક ક્રિયાને કલા અને સૌંદર્યની દૃષ્ટિએ નીરખવાની નજર કેળવી રહી છે, એ વેળા આ કલાસંપુટ એમને એક કુશળ કલામર્મજ્ઞ મિત્રની અવશ્ય ગરજ સારશે.

ગુજરાતી છું એટલે નહીં; પણ હિંદના અગુજરાતી પ્રાંતોમાં ઘણો કાળ વસ્યો છું ને ભમ્યો છું એટલે, એક સંસ્કાર વાંછુ તરીકે કહી શકું છું કે, ભારત ભરમાં ગુજરાતણ સમી. ગરવી નારી-ભ્રમી ભાગ્યે જ જોવા મળશે.

ફૂલવેલ સમી, સાગના સોટા જેવી, નાજુકતાની તરણીરસમી, સંસ્કારવંતી, માધુર્યઝરંતી ગુજરાતણ કેવળ પોતાના દેહને જ શણગારીને સ્વચ્છ રાખીને શાન્તિ અનુભવતી નથી. ગુજરાતણ તો કવિતા સમી છે. એના પદે પદે નવા નવા ભાવ ને લાલિત્ય છે. એ ભાવ ને એ લાલિત્ય, એ ગૃહજીવનની અનેક વિધ ક્રિયાઓમાં વ્યક્ત કરે છે: એના આંગણામાં, ફૂલક્યારામાં, દેવમંદિરમાં રસોઈગૃહમાં, એની છાજલીમાં, એની માંડમાં, એના ઓઝીપામાં, ગુજરાતણના જીવન-કાવ્યની સૂરાવલિઓ સદા ગુંજતી જ હોય છે.

ગુજરાતણ માટે એક આક્ષેપ છે—ઘરકૂકડી છે. હું એને ઘરદીવડી કહું છું. પશ્ચિમ કરતાં પૂર્વના આદર્શ ભિન્ન છે; ત્યાં રાષ્ટ્ર દેવપદે છે, અહીં ધર્મ પ્રમુખસ્થાને છે; ત્યાં વ્યક્તિને

નામે; અહીં ગૃહની મહત્તા છે, અને એટલે જ ગૃહિણીની મહત્તા છે. આ ગૃહિણી દીવડી જેવી બની પોતાના ગૃહસંસારને અજવાળે છે.

કહેવાય છે કે–યુરોપની સુંદરીઓને શણુગારના, સૌંદર્યના, શોભાના પાઠ ફ્રાંસની કામિનીઓ પાસે શિખવા જવા પડતા. કાલે કદાચ–જાળવી જાણ્યું તો–ગુજરાતણોને આંગણે આર્યાવર્તની ઉર્વશીઓ ને ચિત્રલેખાઓ સૌંદર્ય શણગારના પાઠ ભણવા આવે તો નવાઇ નહીં.

એ આદર્શ ગુજરાતણની ગાર–છબીનું દર્શન તો કરો ! પાનીઢક કેશકલાપ, વાંકો સેંથો, ભરાવદાર અંબોડો, લટલટે ફુલ કે મોતી, અંબોડે ચંદ્ર જેવો ચાક, ભાલ પ્રદેશમાં પૂર્ણ ચંદ્ર જેવો ચાંદલો, હાથે કલરવ કરતાં ભાત ભાતનાં નકશીભર્યાં વલયો, માટીલી આંગળીમાં નાનીશી મુદ્રિકા, આંખમાં છલબલતું આંજણ, દેહપર વસંતરંગી કમખો, સુડામોર. કે ફુલ બુટ્ટીવાળો કે ઝૂલતી ઘેરનો કળામય ચણિયો અને આસમાની સાળુ; સદા નિર્મળ હાસ્ય કરતી, લજ્જાનાં બંધનને પોતાના અંગભંગથી સૌન્દર્યમય બનાવતી, ફૂલવાડળી શી ગુજરાતણ કોઇ કવિના કાવ્ય જેવી, ચિતારાના ચિત્ર જેવી નયનાનંદ છે.

એને ગરબે રમતી નીહાળવી, હિંડોળે ઝૂલતી જોવી, પનઘટપર પાણીની હેલે યૌવન હિલોળતી જોવી, ઘંટીએ ને પારણીએ એની કંઠ–માધુરી પરખવી, લગ્ને લહેરો લેતી જોવી, રસથી સભર કો કવિના કાવ્ય કરતાંય વધુ આહ્લાદક છે. એના દીવાલો પરના ચાકળા, ડામચિયાના ચંદરવા, દ્વારપરનાં નકશીભર્યા પડદા, એની મોતી · ગૂંથી ઈંઢોણી, એનાં ગાદી–તકિયા, એનાં ગાલમસુરિયાં, એનો વીંઝણો અને એનાં વેલણ–ભાત ભાતના કલામય ભરતકામથી છાયેલાં છે. કોક તરતનું આણું વળીને આવેલી નારીનો પેટી–પટારો કે સંચ ખોલજો ! કલાજીવનની આ મર્મગામિનીનો દૃષ્ટિમાત્રમાં પરિચય સાંપડી જશે.

કોઇ એમ ન સમજે કે આ નારી હૃદયોને સંસારનાં સદા ગીત જ ગાવાનાં હશે. ના, ના, એના પદે પદે તીક્ષ્ણ કાંટાઓ વેરાયેલા છે. પણ ફૂલવાડળી શી આ નારી એ કાંટાઓમાંથી પણ ગુલાબ ગોતવાની ગમ જાણતી હોય છે. આવી ગુજરાતણોને–જેઓ કાવ્યમય જીવન જીવી જાણે છે, જેઓ કલામય ઘરસંસારને પિછાને છે–તેઓને વધુ માર્ગદર્શક બનવા આ ' શૃંગારિકા ' ની આ યોજના કરવામાં આવી છે.

કવિહૃદય ચિત્રકાર એવી સૌન્દર્યોન્મુખી, શૃંગાર પ્રેમી નારીને ' શૃંગારિકા ' નામથી ઓળખાવે છે. એના શૃંગારમાં આકર્ષણ અવશ્ય છે–છતાં શીલ છે. એના શૃંગારમાં લાલિત્ય છે–પણ લાજવંતીના છોડસમું એની રુચિને આનંદ આપે તેવી, એની અસ્મિતાને છાજે તેવી શૃંગાર સૂચિની એને ખેવના છે. પણ એને કોઇ માર્ગદર્શક મળતું નથી. નવાં પૂર એટલાં પ્રબળ છે કે જૂના ત્રાપાઓ હવે એમાં તરી શકતા નથી.

એવે ટાણે, સંસારની શૃંગારિકાઓની સમક્ષ કલાકાર દંપતી, આર્યાવર્તની શીલ–સૌંદર્યની પવિત્ર ભાવનાને લક્ષમાં રાખીને, પોતાની ' શૃંગારિકા ' રજૂ કરે છે.

નીરખો ને આનંદો, શૃંગારિકાઓ ! વિધવિધ સામગ્રી કલાકારોએ એમાં સંગ્રહી છે !

' શૃંગારિકા ' નો આરંભ એક સજ્જ શૃંગારિકાથી થાય છે. આ ( પૂંઠાપરનું )–ત્રિરંગી ચિત્ર આખા કલા સંપુટના મર્મભાગને સ્પષ્ટ કરે છે. શૃંગારિકાના હાથમાં રહેલા કમળપુષ્પ ને દીપક આર્ય જીવનનાં શીલ ને સૌન્દર્યના બે મહાન સિદ્ધાન્તો પ્રગટ કરે છે. એવા જ શૃંગારિકા–સખીઓના બીજા ચિત્ર પછી ચિત્રકાર પોતાના વિષય શરૂ કરે છે. આ વિષય શરૂ કરતાં પણ ચિત્રકાર પ્રત્યેક વિષયનું એક ક્રિયાવંત આપણી સામે રજૂ કરતા જાય છે.

# માબાપોની મૂંઝવણો

ગિજુભાઈ

પ્રશ્ન: બેએક વર્ષના મારા બાબાના તોફાન અને અવળચંડાઈનું શું કરવું એ મને સૂઝતું નથી. બાબા તરફ તેની મસ્તીને લીધે ઘણીવાર મને એવી તો રીસ ચડે છે કે ન પૂછો વાત. બાબાના બાપુ તો પોતાના ધંધા અંગેની પ્રવૃત્તિઓમાં દિવસનો ઘણોખરો ભાગ બહાર વસતા હોય છે. ઘરનો બધો કારવહેવાર મારે ચલાવવો, તેમાં બાબો જે ઉપાધિ ઉભી કરે છે તેથી તો હું હેરાનપરેશાન થઈ જાઉં છું અને હિ બધો ઘસરડો કરું છું, તો પણ ઘરના કામમાંથી ઊંચી આવતી નથી.

રસોડામાં રસોઈ કરતી હોઉં તો ત્યાં પણ બાબાભાઈ હાજર. રોટલીની કોર બગાડે, લૂઆ કરું તે ફેંકી દે, રોટલી તાણી જાય, આવું આવું તો કાંઈનું કાંઈ ઊંધું ચતું કર્યા જ કરે. કોઈ કામ એવું નથી કે જે કરવા બેસું ને બાબો વચ્ચે આવીને ફેંકી ન નાખે. પાટલા ઢાળી મૂકું—જમવાની સામગ્રી ગોઠવી દઉં ત્યાં તો બાબાભાઈ આવીને ફેંદાફેંદી નાખે. આમ ઘરમાં એકે કામ એવું નથી કે જેમાં તેણે કાંઈને કાંઈ આડુંઅવળું ન કર્યું હોય. મારે એકને એક કામ ફરી ફરીને પાછું સમુંનમું કરવું પડે એવી સ્થિતિ કરી મૂકે. બાબાના તોફાને તો મને કાયર કાયર કરી મૂકી છે.

જવાબ: બાળકને સહજ એવી ક્રિયાશીલતા આ બધાં તોફાનોની પાછળ રહેલી છે. પોતાની આસપાસની દુનિયાનો, જાત તપાસ વડે, પરિચય લેવાના અંદરના ધક્કાથી પ્રેરાઈને બાળક આમ કરતું હોય છે. બાળકને પ્રવૃત્તિ જોઈએ છે. એ પ્રવૃત્તિઓ દ્વારા તે પોતાની શોધકવૃત્તિને તૃપ્ત કરે છે. અને અવનવા અનુભવો વડે પોતાની જ્ઞાનભૂખને સંતોષે છે. ક્રિયાશીલ બાળકની આવી પ્રવૃત્તિ–ભૂખને મસ્તી તોફાન ગણીને આપણે તેને ભારે અન્યાય કરીએ છીએ અને ઘણીવાર એ ક્રિયાઓને અવરોધીને બાળકને ગંભીર નુકસાન પહોંચે તેવી રીતે વર્તીએ છીએ.

તમારો બાબો તમને પ્રવૃત્તિ કરતાં ભાળે છે ત્યારે તે જાતે એવી પ્રવૃત્તિઓ કરવા પ્રેરાય છે. બાળક સ્વભાવે અનુકરણશીલ છે. તમારી પ્રવૃત્તિઓનું અનુકરણ કરવાની વૃત્તિથી પણ તમે જે કાંઈ કરતાં હો તેમાં ભળીને તે જ કરવાની ઈચ્છા તેને થાય છે. તેની આ તાલાવેલીને યોગ્ય માર્ગે વાળમાં આવે તો તમારા કારભારમાં તમે જેને નડતરો કહો છો તે ઉભી કરે તેવો સંભવ નહિ રહે. તમે કહો છો તેમ તો તે હરકોઈ કામ વખતે તેને પ્રવૃત્તિ કરતાં રોકો છો. પરિણામે સ્વતંત્ર પ્રવૃત્તિ કરવાની તેની સ્વાભાવિક એવી વૃત્તિ પણ ધીમે ધીમે કુંઠિત થતી જાય તેવું જાણે અજાણે તમારા હાથથી થઈ રહ્યું છે. દિવસમાં બધીય વખતે તમારી પાછળની પાછળ રહીને તમે જે કાંઈ કરતાં હો તે કરવા તરફ જ તે ઢળે છે, એ બતાવે છે કે, કલ્પના પ્રેરિત એવી પ્રવૃત્તિઓ તરફ પણ તેની ચિત્તવૃત્તિ ઢરતી નથી. આમ હોય તો તો તેને ગંભીર નુકસાન થઈ રહ્યું છે એમ કહેવાય. એટલે તમારે થઈ રહેલા આ નુકસાન માટે ગંભીરપણે વિચાર કરવો જોઈએ.

તમે જે કાંઈ કામ કરતાં હો તેમાં તે બાબો જે-તેમ કરવા ઈચ્છે તો તેને તેમ કરવાની અનુકૂળતા કરી આપો, એ ઉપાયનું પહેલું

અને મહત્ત્વનું પગલું છે. દાખલા તરીકે–રસોઈ કરતી વેળા તે વચ્ચે આવે તો તેને નાના પાટલી વેલણુ સોંપી કણકમાંથી થોડું તેને આપી દો. થોડી કણક બગડે તો તે જરૂર બગડવા દો. તેને મઝેથી આવાં અનુકરણુ કરવાની સગવડ આપો. અનાજ સાફ કરતાં હો અને તે તેમ કરવા આવે તો તેને તેમ કરવાની ગોઠવણુ આપો. પાટલા ઢાળો કે પ્યાલા લોટા મૂકો ત્યારે પણુ તેને તેમ કરવા દો; ઢોળે ફોડે તેની ચિંતા ન કરો. આમ સ્વસ્થતા અને સહાનુભૂતિથી તેની ક્રિયાને યોગ્ય માર્ગ આપશો તો તેની સ્વતંત્ર પ્રવૃતિઓ કરવાની દબાયલી ભૂખ, આવાં અનુકરણોમાંથી પણુ, જાગ્રત થશે. તેની ક્રિયા કરવાની તાલાવેલીને અવળચંડાઈ માનીને તેને રોકટોક કરો છો એ જ બરાબર નથી. થોડાક દિવસ ધીરજથી બાબાને તમારા કામો સાથેસાથે તે ઇચ્છે તે કરવાની વ્યવસ્થા કરી આપશો તો પછી બાબો તમારા કામમાં નડતરરૂપ થવાને બદલે તમારા કામમાં, તેની રીતે અને તેની શક્તિ અનુસાર, મદદરૂપ થઈ પડશે.

**પ્રશ્ન :** મારા નાના રમણુની બાબતમાં તેની રીતભાત ઘરમાં નાનાંમોટાં સૌની ફરીઆદનું કારણુ બની છે. ઘડીકમાં તેની મોટી બહેન ફરીઆદ લાવે કે તેના ટેબલ પરથી રમણે તેની ચિત્રપોથી લીધેલી તે રખડતી ઓસરીમાં મૂકી દીધેલી અને હડફેટે ચડતાં ફાટી ગઇ. તેનો મોટો ભાઈ કહે કે, રમણુ તેની કાતર કબાટમાંથી પતંગના કાગળ કાપવા માટે પૂછ્યા વગર સવારે લઇ ગયેલો તે કાતર આંગણામાંથી રખડતી મળી. તેના બાપુજી કહેશે, તેમની લાકડી રમણુ કેરી પાડવા બગીચામાં લઈ ગયેલો તે ત્યાં જ મૂકી આવેલો, તે માળીએ આવીને આપી. આમ રમણુ રોજ રોજ કોઇને કોઇની ચીજ પૂછ્યાગાછ્યા વગર લે અને પોતાનું કામ પત્યા પછી પણુ ભાગ્યે જ ઠેકાણાસર મૂકે. તેના બાપુ તેને આ માટે ટોકે પણુ ખરા. અને હું કેટલીય ભલામણુ કરું છું તોય તેની આ ટેવ જતી નથી. એનું કેમ કરવું ?

**જવાબ :** આપણાં ઘરોમાં નાના બાળકોના વ્યક્તિત્વનો વિચાર ભાગ્યે જ કરવામાં આવે છે. તેના પરિણામે આ અને આવી મૂંઝવણો બાળકના વર્તન સંબંધમાં ભોગવવી પડે છે. રમણુમાં અન્યની ચીજ વસ્તુ વિષે આદર નથી દેખાતો કે પૂછ્યા વગર કોઇની ચીજનો મનફાવતો ઉપયોગ કરવાનો તેના દિલમાં આંચકો નથી આવતો, તેના કારણમાં તેની પોતાની વ્યક્તિગત્ માલમત્તા તરફ મોટેરાંઓ કદાચને ઉપેક્ષાવૃત્તિભર્યું વલણુ ધરાવતાં હોય એમ મને લાગે છે.

તેના બાપુ તેની આ ટેવ તરફ નાપસંદગી બતાવીને, તેનાં મોટેરાં ભાંડરૂઓ તેની આ ટેવ સામે વિરોધ નોંધાવીને અને તમે તેને આ સંબંધમાં ભલામણો કરીને તે ટેવથી મુક્ત થાય એવી અપેક્ષા રાખો છો. આમ તેની ટીકા કર્યે, તેને ટોક્યે કે શિખામણુ આપ્યે તેનામાં જે સામાજિક વૃત્તિ વિકસવી જોઇએ તેને વિકસવાનો માર્ગ મળતો નથી.

આપણે ત્યાં મોટે ભાગે આમ બને છે. નાનાં બાળકોને પોતાની ચીજ વસ્તુઓ તરફ માલિકીપણાનો અહંતાભર્યો જે ભાવ હોય છે તેની તરફ સમભાવભર્યો વર્તાવ ભાગ્યે જ રાખવામાં આવે છે. પોતાની વસ્તુઓને સંઘરી મૂકવા સારુ તેને પોતાનો ગણે તેવો એકાદ ખૂણો પણ કોઈ દેતું નથી. વળી તેની કોઈ ચીજનો ઘરમાં કોઇ પણ ઉપયોગ કરવા માગે તો તેની સંમતિ પછી જ તેમ કરવાની જરૂર પણ કોઇ જોતું નથી. તેની ચીજને કોઇ ગણે નહિ, તેને સાચવી ગોઠવીને મૂકવાની કોઇ અનુકૂળતા પણ આપે નહિ, તેમ તેના ઉપયોગ માટે કોઇ તેને પૂછવાની દરકાર પણ ન લે,

છતાં મોટેરાંઓ તો પોતાની ચીજ માટે માલિકીહક્ક સામો ધરીને બાળક પાસે તે પ્રત્યે આદર રાખવાની અપેક્ષા રાખે ! આ કેમ બને ?

એટલે ઘરમાં તેના વપરાશની કે તેના માટેની ગણાય તેવી તેમજ તેના નિમિત્તે વસાવેલી કોઇ પણ વસ્તુઓ માટે મોટેરાંઓએ તેની અનુમતિ મેળવ્યા પછી જ તેની હરકોઇ ચીજ વાપરવાનું રાખવું જોઇએ. ઉપયોગ બાદ બાળકના ધ્યાન પર મૂકીને તેને યથાસ્થાને મૂકવી ઘટે. તેનો ઉપયોગ કરવા દેવા બદલ બાળક પાસે કૃતજ્ઞતા પ્રગટ કરવાનો વિવેક પણ કરવો જોઇએ—કારણ આપણે મોટેરાંઓ એવા પ્રસંગે બાળકને ઉપકારવશ બનાવી રાજી થઇએ છીએ. આમ બાળકની પોતાની માલિકીની ચીજ તરફનો આપણો આદર બાળકમાં અન્ય ચીજ તરફ સામાજિક સમભાવ પેદા કરશે. પછી આપણા રમણભાઇ ભાઇનું ચપ્પુ, બાપાની લાકડી સંમતિ લઇને લેશે અને ઉપયોગ પછી આભારની લાગણીભર્યાં દિલે પાછી આપી જશે કે ઠેકાણાસર મૂકી દેશે.

**પ્રશ્ન :** પર પ્રાન્તમાં બે પૈસાનું મોં દેખીએ એ સાચું, પણ બાળકોની કેળવણીનું તો સાવ કંતાઇ જ જાય. અહીં ગુજરાતી નિશાળ તો વરસો થયાં ચાલે છે. પણ તેનું કાંઇ ઠેકાણું નથી. વરસ દિમાં બે ત્રણ તો માસ્તરો બદલે. કોઇ કોઇવાર તો માસ્તરના અભાવે નિશાળ દિવસો સુધી બંધ રહે ! ચાળીસ પચાસ કુટુંબોની વસ્તી અહીં હોવા છતાં વેપાર રોજગારમાં પડેલા ગુજરાતી ભાઇઓને પોતાનાં બાળકોની કેળવણીને ઠેકાણે પાડવાની ફુરસદ નથી મળતી. મકાન માટે સારું એવું ફંડ પડયું છે તોય મકાનનું કોઇ થાળે પડતું નથી. કાંઇક યોજના ઘડાય ત્યાં મતભેદો વચ્ચે આવી ઉભા રહે છે. આ સ્થિતિમાં બાળકોની કેળવણી માટે શું કરવું ?

**જવાબ:**—આ જાતનો એક સવાલ તો આગળ આવી ગયો છે. મહાગુજરાતના મહાજનો આ સવાલને ભવિષ્યની પ્રજા માટેનો પ્રાણ-પ્રશ્ન છે એમ સમજીને આમાંથી યોગ્ય માર્ગ નહિ કાઢે તો ધન રળવા ગયેલા આપણે આપણી મહામૂલી સંપત્તિ ગુમાવી દેવાનો વેપાર ખેડીએ છીએ એમ ગણાય. કેળવણી જેવા સમાજસેવાના ક્ષેત્રમાં પણ આપણા અંદરો અંદરનાં ખટરાગોને વચ્ચે લાવીને આપણી ઓલાદની ઉન્નતિની યોજનાઓને ઠુકરાવીએ છીએ એથી વધુ દુઃખદ વાત બીજી કઇ હોય ?

ધનનો તો કોઇ પ્રશ્ન નથી. ધંધાઓ બાંધવાની લાગણી પણ સારી પેઠે આપણામાં વિકસી છે. પહોળા વેપાર ધંધાનાં સાહસ અને અનુભવે આપણાને વ્યવહાર અને કાર્યદક્ષતાની આવડત પણ સારી પેઠે બક્ષી છે. સવાલ માત્ર છે એ શક્તિઓને યોગ્ય માર્ગે કામ કરતી કરવાનો. આપણી સંસ્થાઓને આપણા મતભેદોના અખાડા જેવી બનતી અટકાવી તેનાં સુયોગ્ય સંચાલની યોજનાઓને વિવેકી મૂકીએ એટલી જ માત્ર અપેક્ષા બાકી રહે છે. બાકી બધું તો ઊભું જ છે. આવા કાર્યોમાં આપણને આપણા ધંધાનાં રોકાણો પૂરતો અવકાશ ન રહેવા દે, તો આપણી પાસે તજ્ઞોની ઉણપ હોય તો જરૂર આપણે આપણા ગુજરાતના શક્તિશાળી શિક્ષણશાસ્ત્રીઓ પાસેથી સલાહ અને દોરવણી માગીએ. આપણી ભવિષ્યની પેઢીના સૌથી મહત્ત્વના આ પ્રશ્ન તરફ હવે વધુ વાર ઉપેક્ષા સેવ્યે નહિ ચાલે, તે નહિ ચાલે.

મહાગુજરાતમાં બાળકોના ભણતરનો સવાલ કોઇ છાત્રાલયો કે તેવી ગુજરાતની શિક્ષણ સંસ્થાઓને ભળાવી દઇએ એમાં બાળકોની કેળવણીનો સાચો ઉકેલ નહિ જડે. એ તો, બીજા કોઇ સુયોગ્ય માર્ગના અભાવે સ્વીકારવું પડતું સમાધાન માત્ર છે.

## કેટલાક સાચા

# કિસ્સાઓ

*

પાંચ સાત દિવસની વાત હશે. મારવાડી સમાજના એક વયોવૃદ્ધ ગૃહસ્થની આગળ મેં મુંબઇમાં હિંદુ વિધવાઓએ મુસ્લિમ બની નિકા લગાડયાની વાત કરી. એ સાંભળવાની સાથે જ છંછેડાઇ જઇ તેઓએ કહ્યું: હિંદુસમાજનો એવો જ નિકાલ થવાનો છે. વાત ઉપરથી વાત નિકળતા પાંત્રીશ વર્ષ પહેલાંની એક ઘટના તેઓએ મને સંભળાવી.

ગામમાં એક મુસલમાનના ઘરમાં એક જૈન બાલ વિધવા ઘુસી અને તેણીએ તેની સામે મુસલમાન બની નિકો લગાવવાની દરખાસ્ત મુકી. મુસલમાન નેક હોવાથી તેમજ ભલો માણસ હોવાથી તેણે આ સજ્જનને તેડાવ્યો અને તે બાલ વિધવાના મુખમાંથી જ તેણીની ઇચ્છા જણાવી. તે સાંભળવાની સાથે જ તે તો આભો બની ગયો. તે મુસલમાન સજ્જન ત્યાંથી ઉઠી ગયો. મારવાડી સજ્જને તે બાઇને કહ્યું: 'બાઇ, તું તો મારી બેટી છે. તારા મનની સાચી વાત જણાવી આપ.' તેણીએ ફરીથી પોતાની મુસલમાન બની નિકો લગાડવાની વાત જણાવી. તેણે કહ્યું 'તું આ શું કરવા ધારે છે? સમાજની ઇજ્જતનો વિચાર કર. અમે હમેશાં આ રસ્તે આવીએ જઇએ ત્યારે શરમના માર્યા અમારે નીચી નજરે જોવું પડશે. અમારાથી કેમ સહાશે? બેટી, તારે ફરીથી પરણવું છે તો કોઇ આપણા સમાજનો માણસ જોઇ તેની સાથે રહે. એટલું મારૂં કહેવું માન.'

'સમાજ મારી પાછળ પડશે: રાત અને દિવસ મારી સતામણી કરશે. મારે ઇજ્જતથી જીવવું પણ મુશ્કેલ થશે' તે વિધવા બાઇએ કહ્યું.

'પણ હું આપણા સમાજનો કોઇ યુવક મેળવી આપું તો?'

'તો હું ખુશીથી એની સાથે રહીશ. મારે સમાજની રજા લેવા નથી જોઇતી. સમાજે મને પગ તળે કચરી એ સમાજ સાથે મારે શા લેવા દેવા?' છોકરીએ ચોખ્ખું પરખાવ્યું.

એક ગામમાં એક ઓસવાળ યુવક હતો. તે પ્રૌઢ અવિવાહિત હતો, ઉમર પણ ઠીક જ થઇ હતી. સુદ્દઢ હતો. પોતાનું ગુજરાન કરવાની તાકાત હતી. તેને બોલાવ્યો. બધી વાત કહી. એ યુવકે મંજુરી આપી અને સમાજની રજા અને પરવાનગીની ટીકા અને નિન્દાની જરાપણ પરવા રાખ્યા વગર તેઓ બન્ને પતિ-પત્ની તરીકે રહેવા લાગ્યાં. દશ વર્ષ તેઓએ સુખેથી કાઢયા. પુરૂષે પતિધર્મ અને સ્ત્રીએ પત્નીધર્મ સાચવ્યો. તે સ્ત્રી ગુજરી ગઇ અને બે માસ પછી તે પુરૂષ ગુજરી ગયો. તેઓની ઇસ્ટેટ એક કોતવાલ પટેલ ખાઇ બેઠો.

જો આપણે તેઓના દુ:ખ માટે જરાપણ લાગણી નથી તો તે પરધર્મી બને તેમાં તેમનો શો વાંક? એક પાંસઠ વર્ષના વૃદ્ધના આ વિચાર સાંભળી હું તો ઠેક જ થઇ ગયો.

*

બીજી એક ઘટના મારી આંખ સામે આજે જ મોજુદ છે. એક છોકરી લગ્ન પછી બાર મહિનામાં જ વિધવા બનીને પોતાના પિતાને ઘેર આવી. તેનો સસરો અને વર બન્નેનું મૃત્યુ બે મહિનના આંતરે થયેલ. પિતાને ત્યાં આવ્યા પછી એકાદ વર્ષ પણ ન થયું ત્યાં તો સુવાવડમાં તેની મા મૃત્યુ પામી. બાળક જીવતું રહ્યું. તે છોકરીએ તેની સંભાળ રાખી. ઘરમાં તે, તેની એક ૧૩ વર્ષની બહેન, નવ વર્ષનો ભાઇ અને ચાલીશ-બેંતાલીશ વર્ષની ઉમરનો પિતા છે. હવે તેનો પિતા ફરીથી પરણવા ઇચ્છે છે. વિધવા છોકરીની

ઉમર કેવળ સોળ વર્ષની અંદર છે. તેણીને એક સાસૂ જ છે. બાપ પરણશે ત્યારે છોકરીના મનની ભાવનાઓ કેવી રહેશે ? (જૈન)

*

આણુંદ નજીક કરમસદ ગામે ગઈ તા. ૧૨ મીની રાતના એક ખાનદાન કુટુંબની વીસ વરસની યુવતીએ પોતાના સસરાના અત્યાચારનો ભોગ બનવાથી પોતાની જીંદગીનો અંત આણવા જાતે પોતાની સાડી સળગાવીને આપઘાત માટે પ્રયત્ન કરતાં પાછળથી તેનું કરુણ મોત આણુંદ દવાખાનામાં નીપજ્યું છે. બાઈની અંતિમ સ્થિતિમાં માજીસ્ટ્રેટ સમક્ષ ડાઇંગ ડેકલેરેશન નોંધાવતાં બાળાએ જણાવ્યું કે, ૧૧ મીની રાતના તેણી પોતાના હંમેશના સૂવાના ખંડમાં સૂઈ રહેલી ને તે ખંડની બારી સસરાએ ખુલ્લી રખાવેલી. રાતના તેના સસરા બારીમાં થઈ અંદર ગયા ને બાઈના ખાટલા પર બેઠા. બાઈના મોઢા પર હાથ મૂકી મોઢું દબાવી દીધું. બાઇ સ્વસ્થ થઈને ઊઠીને દૂર ગઇ અને સસરાને પોતાના બદઈરાદામાં નિષ્ફળતા મળી. આ બનવાથી પેલી બાઈના મગજ પર ગંભીર અસર થઇ. તરત પોતાના ધણીને આ બનાવની જાણ કરી, પણ તેમના તરફથી કંઈ જવાબ ન મળ્યો. છેવટે બાઈએ પોતાના માબાપ પર એક અંતિમ પ્રણામનો પત્ર લખ્યો. તેમાં પોતે જિંદગીથી કંટાળીને આ પગલું ભરે છે તેમ જણાવ્યું હોવાનું કહે છે.

સસરાએ પોતે કરેલા કૃત્ય માટે માફી માગી, પરંતુ બાઇએ તો છેવટનું પગલું ભરવા પોતાની જાતે પોતે પહેરેલી સાડી સળગાવીને જીંદગીનો અંત આણવા પ્રયત્ન કર્યો. તે સળગી મરતાં કુટુંબના માણસો ભેગાં થયાં અને બચાવવા આણુંદ મ્યુનિ. દવાખાનામાં વહેલી સવારમાં લાવવામાં આવી. ત્યાં તેની ગંભીર સ્થિતિમાં માજીસ્ટ્રેટ સાહેબે અંતિમ જવાબ લેતાં બાઇએ લંબાણુ હકીકત ઉપર પ્રમાણે જણાવી. પોલીસે બાઇના પિતા પરના પત્રનો કબજો લીધો છે. તેના સસરાને અટકમાં લઇ પાછળથી જામીન પર છોડયા હતા. બાઇનું સવારના સાડાનવ વાગે અવસાન થતાં શબને તેના માતપિતા નડીયાદ લઇ ગયાં.

આમ જિંદગીનો કરુણ અંત લાવનાર બેન વિમળાબેનના લગ્નનો ઇતિહાસ આ પ્રમાણે છે.

નડિયાદની મૂદરજીની ખડકીના શ્રી. પુરુષોત્તમ અંબાલાલ દેસાઈએ તા. ૩-૫-૧૯૩૮ના એમનાં પંદર વર્ષનાં દીકરી બેન વિમળાબેનનું લગ્ન કરમસદની ભાયાની ખડકીના શ્રી. આશાભાઈ શંકરભાઇ પટેલના અગિયાર વર્ષના દીકરા ભાઈ શંભુભાઇ સાથે કર્યું હતું. અને તે બાળલગ્ન વિરુદ્ધ પાટીદાર મંડળના મંત્રી શ્રી. વેણીભાઈ પ્રભુદાસ પટેલે તે વખતે નડિયાદના ફર્સ્ટ કલાસ ઓન. માજીસ્ટ્રેટ શ્રી. ચુનીભાઇ પટેલની કચેરીમાં ફરિયાદ દાખલ કરી હતી. આ ફરીઆદની સુનાવણી તે કોર્ટમાં તા. ૧૮-૧૧-'૩૮ ને રોજ નીકળી હતી. બંને પક્ષે ગુનાનો એકરાર કર્યો હતો, પણ વરના પિતાએ જણાવ્યું હતું કે 'મારાં પત્ની ગુજરી ગયાં છે, મારે બે પુત્રીઓ છે. તેમનાં લગ્ન પ્રસંગે ધાર્મિક ક્રિયા કરવા કોઇ સ્ત્રીજનની જરૂર છે. માટે જ મારા પુત્રનું મારે બાળલગ્ન કરવું પડયું છે. મેજીસ્ટ્રેટે ફરિયાદીનો ચૂકાદો આપતાં વરના પિતાને એક માસની સાદી કેદની અને કન્યાના પિતાને રૂા. ૫૦૦) ના દંડની સજા કરી હતી.

ઉપરના હિસાબે બહેન વિમળાબહેનની ઉંમર મૃત્યુ વખતે ૨૨ વર્ષની અને ભાઈ શંભુભાઇની ઉમર ૧૮ વર્ષની છે. આ ચાર વર્ષના ઉમરના કજોડા કરતાં દેખાવમાં તો એ એથીય વધારે કજોડું છે. ભાઇ શંભુભાઇનું શરીર દેખાવે તો સોળ વર્ષનું છે. તેથી આજે લગ્ન થયા સાત વર્ષ થયા છતાં વિમળાબેનને લગ્ન-સુખ ભોગવવાનું મળ્યું ન

હોય તે બનવાજોગ છે. અને પતિની શારીરિક ઉમર એ દૃષ્ટિએ હજુ બેત્રણ વરસની બાકી ગણાય. આ વાત દીકરીના પિતાની કંઈ જાણબહાર ન હતી. દીકરીને એથી સાસરે મોકલવાનું ઓછું રહેતું, પરંતુ પરણાવેલી દીકરીને ગમે તેવી મુશ્કેલી હોય છતાં પિયર કંઈ ઘાલી મુકાય? તેમાં સાસરીમાં ચૂલો ફૂંકનાર કોઈ નહિ, એટલે લગ્નસુખ ન ભોગવવાનું હોય છતાં ચૂલો ફૂંકવા તો વહુએ રહેવું જ જોઈએ ને? અને એ કારણ જણાવીને સસરાએ પુત્રવધૂને તેડી હતી. કહેવાય છે કે, બેન વિમળાબેન દરરોજ તો પોતાના સૂવાના ખંડની બારી બંધ કરીને સૂઈ જતાં, પરંતુ સસરાએ જણાવ્યું કે એ બારી બંધ થવાથી અંદર પવન આવતો નથી માટે ખુલ્લી રાખવી. અને એ જ રાત્રે આ બનાવ બન્યો.

આ કરુણકાંડ માટે સસરાની જવાબદારી તો દેખીતી છે. એમના એ કૃત્યના તિરસ્કાર માટે બે મત છે જ નહિ. પરંતુ જાતને ચેતાવીને ભડકે બળતી એ બહેનની આત્મસમર્પણની જ્વાળાઓ નર્યા સસરા ઉપર જ નહિ, પણ પોતાનાં માબાપ ઉપર અને સમાજ ઉપર પણ ફરી વળે છે. કુળવાનશાહીમાં અંધ બનેલાં એ માબાપે કન્યાને પરણાવતી વખતે શું જોયું હતું? વર કે ઘર?

એ બહેનનાં માબાપ એ ગુનામાંથી છટકી શકશે નહિ. પાંચ–સાત વર્ષથી એના હૈયાને કોરી ખાતા આ દુઃખની ગણતરી જો સમજાશે તો તરત એ બહેનના પિતા ઉપર લખેલા અંતિમ પત્રના શબ્દો 'જીંદગીથી કંટાળીને આ પગલું ભર્યું છે.' પણ આપોઆપ સમજાઈ જશે. બાળા આમ જીંદગીથી કંટાળેલી તો હરોજ–હૈયામાં ને હૈયામાં રાત દહાડો–ઊંઘતાં ને જાગતાં બળી રહી હશે, ને તેમાં સસરાએ છેલ્લો ઘા કર્યો. ખલાસ! દુઃખ સહીને પ જીવવાની એની શક્તિનો અંત આવ્યો. જીવવું ને મરવું, એ ઉત્તર–દક્ષિણ ધ્રુવ જેવી દૂરની સ્થિતિ એના માટે એક થઈ ગઈ અને એ બળી મરી. કાયદો એને આપઘાત કહેશે. એનું નિમિત્ત બનનાર સસરો કદાચ ગુનેગાર બનશે. પરંતુ જેણે એનો ભોગ લીધો એ કુળવાનશાહીને તો કાયદો કશું કરી શકે તેમ છે જ નહિ. આવા તો કેટલાય ભોગ લેવાઈ ગયા છતાં કુળવાનશાહીમાં અંધ બનેલાં માબાપ પોતાની મૂંગી બાળાઓનો ભોગ એની વેદી ઉપર આપ્યેજ જાય છે. અને આ કુળવાનશાહી આવા કેટલા ભોગ લેશે? [ પાટીદાર ]

*

થોડા દિવસ પર ગુલામહુસેન રહેમતુલ્લા નામના કરાંચીના એક આગેવાન ખોજા વેપારીને અગિયાર વર્ષની હિંદુ બાળા પર બળાત્કાર કરવાના આરોપસર પોલીસ કોર્ટમાં રજૂ કરવામાં આવ્યો હતો. આરોપી ગુલામહુસેન જાણીતો લખપતિ વેપારી અને સામાજિક મંડળોમાં અગ્રગણ્ય વ્યક્તિ ગણાય છે. આરોપી પરિણીત છે, તથા તેને સાત પુત્રીઓ તથા એક પુત્ર છે. તે હિંદુ છોકરી આગલા શનિવારે આરોપીના મકાન પાસેથી પસાર થતી હતી ત્યારે તેણે ચોકીદાર પાસેથી પાણી માગતાં આરોપીએ તે છોકરીને ઉપર લાવવા ચોકીદારને કહ્યું હતું. ત્યાં પોતાના ઓરડામાં આરોપીએ બાળા પર બળાત્કાર ગુજાર્યો એમ રજૂ થયેલી વિગતો પરથી જણાય છે. આ આફત ચોકીદાર માથે ઓઢી લે તો તેને દસ હજાર રૂપિયાની લાલચ અપાઈ હતી એમ પણ કહેવાય છે. ચોકીદારને પણ ગિરફતાર કરવામાં આવ્યો છે. છોકરી હોસ્પિટલમાં છે. આરોપીને જામીન ઉપર છોડવાની અરજી મેજિસ્ટ્રેટે કાઢી નાખી હતી, અને કોર્ટમાં તેને હાથકડી વગર જ લાવવામાં આવતાં મેજિસ્ટ્રેટે ફરમાવ્યું હતું કે આવા ૨૦ વર્ષની સજા થાય તેવા ગુન્હેગારને હાથકડી પહેરાવીને જ લાવવો.

# સૌ ર ભ





**આસામમાં** તાજપુર મુકામે ૧૪ વર્ષની તરુણ કનકલતા બરૂઆએ એક સરઘસને મોખરે રહીને ત્યાંના થાણાનો કબ્જો લેવા આગેકૂચ કરેલી. સૈનિકોએ તેને આપેલી ચેતવણીઓની કશી અસર તેના પર ન થઇ, તે તો આગળ વધ્યે જ ગઇ, અને છેવટે ગોળીબાર થતાં તે ઢળી પડી. હિંદભરમાં સ્ત્રીઓએ પ્રત્યેક સ્થળે આવો જ અપ્રતિહત જુસ્સો દર્શાવ્યો છે. આવા સઘળા શૌર્ય પણ હિંદી નારીના મૂળગત સ્વભાવમાં કશી વિકૃતિ નથી આણી, અને એ હિંદની અહિંસક ખાસિયતને જ આભારી છે. લડતને સમયે સપાટી પર તરી આવતી સઘળી સ્વયંસ્ફૂર્તિ તથા ત્યાગભાવનાને સંયોજિત કરીને રોજિંદા નાગરિક કર્તવ્યમાં તે યોજવી જોઇએ છે. કેળવણી અને કાર્યપ્રેરણા ધરાવતી સ્ત્રીઓથી જ એ કામ થઈ શકે. તેમણે આવાં સઘળાં સમર્થ અને જીવંત તત્ત્વોને એ લક્ષ્ય ભણી વાળવાં જોઈએ, જેથી સ્ત્રી એ પુરૂષની યોગ્ય સહચરી બનીને મુક્ત હિંદમાં જવાબદારી તથા અધિકાર સહિતના સમાન નાગરિકત્વનો તેની સાથે ઉપભોગ કરે. **—સુચેતા કૃપાલાની**

*

પોતાની લાંબી તવારીખમાં પહેલીજવાર રોયલ એશિયાટિક સોસાયટીએ બ્રિટનની બે સ્ત્રીવિજ્ઞાનવેત્તાઓની ફેલો તરીકે ચુંટણી કરી છે. આ પહેલાં ફક્ત મહારાણી વિકટોરીઆને જ તે સંસ્થાનાં સભ્ય બનાવવામાં આવ્યાં હતાં.



શ્રીમતિ લેન્સડેલ          કુ. સ્ટીવન્સન

આજે તે સંસ્થામાં ફેલો તરીકે ચુંટાનાર બે બહેનો માનવંત વ્યક્તિ તરીકે નહિ, પણ પોતાના જ્ઞાન બળે તે મંડળમાં પ્રવેશી છે. તેમનાં નામ છે શ્રીમતી કેથલીન લેન્સડેલ અને કુમારી માર્જોરી સ્ટીવન્સન.

નવાં ચુટાયેલાં બે સ્ત્રી વિજ્ઞાનશાસ્ત્રીઓમાં કુમારી સ્ટીવન્સન કેમ્બ્રીજમાં જીવ-વિદ્યા (બાયોલોજી) શાસ્ત્રમાં શોધખોળનું કામ કરી રહ્યાં છે. તેઓ અધ્યાપિકા તરીકે પણ કામ કરે છે. છેલ્લાં વીસ વર્ષથી તેઓ પોતાનું ધ્યાન જંતુઓના શરીરના અભ્યાસ પાછળ રોકી રહ્યાં છે અને તે અંગે મહત્ત્વનું પ્રકાશન બહાર પડયું છે.

શ્રીમતી લેન્સડેલ ૪૨ વર્ષનાં છે અને તેમણે અત્યાર સુધી વિજ્ઞાનને લગતાં ૭૦ પુસ્તકો રચ્યાં છે. ખૂબીની વાત એ છે કે, આ બહેનનું કોઈ સગું વહાલું વિજ્ઞાનના ક્ષેત્રમાં કામ કરતું નથી. તેમના પિતા એક પોસ્ટ માસ્તર હતા અને તેઓ પોતે તેમનાં દસમા સંતાન હતાં. બેડફર્ડ કોલેજમાં તેમણે ગણિતનો વિષય લીધો હતો, પરંતુ તે વિષય લેનારના નસિબમાં શિક્ષક બનવાનું હોય છે, જે તેમને

પસંદ ન પડયાથી, તેમણે તે વિષયને છોડી ભૌતિકશાસ્ત્રનો વિષય અપનાવ્યો હતો. ૧૯૨૨ માં સર વીલીયમ બ્રેગે તેમને યુનીવર્સીટીના શોધકોની ટુકડીમાં એક્સ રે ક્રીસ્ટલોગ્રાફીના વિષયમાં શોધખોળ માટે રોકી લીધાં અને પાછળથી રોયલ ઇન્સ્ટીટયુટમાં જોડાયાં. ત્યાં તેઓ પરમાણુને લગતી કીમતી શોધો કરી રહ્યાં છે.

*

મલાયા અને સિંગાપુરમાં આઝાદ હિંદી રાષ્ટ્રીય સેનાના સાથમાં 'ઝાંસી કી રાની' નામક ફોજ ઊભી કરીને તેનો દોર સાચવનાર કેપ્ટન લક્ષ્મી બ્રિટિશ દળોને શરણે થએલ હોઇને અત્યારે રંગુનમાં તેને રાખવામાં આવેલ છે.



મદ્રાસના એક પ્રસિદ્ધ અને શ્રીમંત કુટુંબની એ પુત્રીએ દાક્તરી વિદ્યાનું શિક્ષણ લીધું છે. સને ૧૯૩૭માં મદ્રાસ મેડીકલ કોલેજમાંથી ડિગ્રી મેળવ્યા બાદ ઇ. સ. ૧૯૪૦ ના જુનથી સિંગાપુર રહેતા હતાં. પૂર્વ એશિયામાં પથરાએલા અનેક હિંદીઓ દેશગૌરવ સુભાષબાબુના ઝંડા નીચે એકત્ર થયા તેમાંનાં એક આ ૨૭ વર્ષનાં ડૉ. લક્ષ્મી સ્વામિનાથન પણ હતાં. ૧૮૫૭ના વિપ્લવની યાદમાં તેમણે યોજેલા હિંદી નારીદળને ઝાંસીની રાણીનું નામ આપવામાં આવેલું, અને વસ્તુતઃ ડૉ. લક્ષ્મીમાં પણ એ ઝાંસીવાળા લક્ષ્મીબાઈ જેવો જ જુસ્સો હતો. દક્ષિણ હિંદનાં પ્રસિદ્ધ સ્ત્રીનેત્રી અમ્મુ સ્વામિનાથનનાં એ પુત્રી થાય છે. બ્રહ્મદેશના કે અન્યત્ર રહેલા કેદીઓની દુર્દશામાંથી બચીને એ જલદી આ દેશમાં આવી પહોંચે એવી ઇચ્છા સ્વભાવિક છે.

*

લશ્કરી ગઢ મથક જેટલી હદે સુરક્ષિત રહેતું શરીરનું કોઇ અંગ હોય તો તે મગજ છે. ખોપરીની દુર્ગરચના વચ્ચે મજ્જારસની અંદર રહીને સૂક્ષ્મ રક્તશિરાઓની નાજુક વાડથી સંરક્ષાએલું એ અંગ જે સંરક્ષણ ભોગવે છે તેને લઇને તે લગભગ દુર્ગમ જેવું બની રહે છે. આજુબાજુ સૂક્ષ્મ રક્તકોષોનું જે આવરણ આવેલું છે તેમાં થઇને માત્ર અમુક પદાર્થ જ મજ્જારસમાં ગળાઇ આવે છે, જ્યારે બાકીના પદાર્થોને એ બહાર જ રહેવા દેતું હોઇને કોઈ પ્રકારની રાસાયણિક હાનિ મગજને પહોંચવા દેતું નથી.

જો કે શરીર સાજુંનરવું હોય ત્યારે તો મગજની આ દુર્ગમતા સંબંધે ઝાઝો વિચાર કરવાનો નથી રહેતો, પરંતુ જ્યારે એ મગજ સાથે જ સંબંધ ધરાવતો કોઈ રોગ થવા પામે ત્યારે દાક્તરોને તેની આ દુર્ગમતા બહુ વસમી થઇ પડે છે. નસમાં અપાતું ઇંજેકશન શરીરના બીજા બધા ભાગોમાં પહોંચી વળે, પણ મગજના ભાગમાં તેનાથી પહોંચી શકાતું નથી.

દાક્તરોની આ વિમાસણને રશિયાની એક સ્ત્રીદાક્તર પ્રો. લીના સ્ટર્ને દૂર કરી આપી છે. પોતાની અદ્ભુત છતાં સરળ પદ્ધતિએ મગજનું બખ્તર ભેદી બતાવીને દાક્તરી દુનિયાને એણે ચકિત બનાવી દીધેલ છે.

એ આખી યે પ્રક્રિયા નીચે મુજબ છે : પહેલાં તો દર્દીની ગરદનને દવા વડે સંવેદ બનાવી દેવામાં આવે છે, અને ત્યાર પછી ખોપરીના બરાબર છેડાના ભાગ આગળ પોલાદની એક પાતળી અને પોલી સોય ભોંકીને તેમાંનું દ્રવ્ય એ કરોડરજ્જુ તથા મગજને આર્દ્ર રાખતા પીળા પ્રવાહીમાં ઉતારવામાં આવે છે. ઇન્જેક્શનનું દ્રવ્ય આ પીળા પ્રવાહીમાં ભળીને સીધું મગજસુધી પહોંચી જઈ જાય છે.

વિજ્ઞાનવિષયક પ્રસિદ્ધ પત્ર 'નેચર' ના જણાવ્યા પ્રમાણે ઉપર કહેલી સ્ટર્ન–પદ્ધતિ નીચેના રોગોમાં ફાયદાકારક જણાય છે :

ધનુર્વાને મજ્જાતંત્ર પરના બહુ જબરા આક્રમણના પરિણામરૂપ હોય ત્યારે; મગજ પર આવેલા સોજાને કારણે લાગુ પડતો પક્ષાધાત; બહેરાશ–જડ થઇ ગયેલા જ્ઞાનતંતુઓને પોટેસ્યમ ફૉસ્ફેટનાં ઇન્જેકશનો વડે સુધારી શકાય. આઘાત–મગજને લાગેલા આઘાતની ચિકિત્સા બહુ મુશ્કેલ હોય છે. અને એનાં ચોક્કસ કારણો પણ હજુ શોધી નથી શકાયાં. પ્રો. સ્ટર્નનું મંતવ્ય આ બાબતમાં એવું છે કે, મગજને લગતા આઘાતનું કારણ તેમાં રહેલા પોટાશ દ્રવ્યની કમીને આભારી હોય; એટલે જો પોટેશિયમ ફૉસ્ફેટનાં ઇન્જેક્શનો મગજને આપવામાં આવે તો આ સ્થિતિ સુધારી શકાય. અહીં એ યાદ રાખવાનું છે કે ઉપર્યુક્ત પોટાશ દ્રવ્યનું નસોમાં ઇન્જેકશન આપતાં કશી જ અસર નથી થતી, જ્યારે મગજમાં ઇન્જેક્શન આપતાં તાત્કાલિક અસર થાય છે.

*

અણુબોમ્બે વિશ્વનાં ભાવિનાં ચક્રો ઉલટાં સુલટાં કરી નાંખ્યા છે. તેની શોધમાં તરંગોની રમ્યતા છે, તેમ ભયંકરતાયે છે. અનેક વૈજ્ઞાનિકોએ એની પાછળ પોતાનાં ઉત્તમોત્તમ વરસો આપ્યાં છે અને આખી વાતો જાણે શ્રમની એક અજોડ સહકાર કથા જેવી વણાઈ ગઇ છે. આ વૈજ્ઞાનિકોમાં ફાસિસ્ટ દેશોમાં જન્મેલા છતાં ત્યાંથી નીકળી આવેલા મહાન વૈજ્ઞાનિકોનો ફાળો છે, તો તેમાં સૌથી આગળ તરી આવતો દાખલો સડસઠ વરસનાં ઓસ્ટ્રિયન સન્નારી ડૉ. લિસે મિટનેરનો છે.



૧૯૩૮માં ડૉ. મિટનેર બર્લિનના કયસર વિલહેમ ઇન્સ્ટીટ્યૂટના ભૌતિક વિજ્ઞાન વિભાગનાં વડા હતાં. એમણે અણુ શક્તિના સંશોધનની ગણિત વિષયક કૂંચી શોધી કાઢી. આમ તો ડૉ. મિટનેર યહૂદી હતાં. હિટલર યહૂદીઓનો કાળ હતો. એટલે તે ડૉ. મિટનેરને જર્મનીમાં રહેવા કેમ દે? છતાં, અણુ શક્તિની આ મહાન શોધને લીધે હિટલરે ડૉ. મિટનેરને બર્લિનમાં રહેવા દીધાં–ત્યાં જ રહેવા આગ્રહ કર્યો. કોણ જાણે, આ નાઝીઓ અવળી રીતે ઉપયોગમાં લેશે એ બીકને લીધે હશે, કે ગમે તેમ, ડૉ. મિટનેર તો બર્લિન છોડીને નાસી જ ગયાં. નાઝીઓની બળજબરી નિષ્ફળ ગઈ, અને ડૉ. મિટનેર નેધરલેન્ડની સરહદમાં ડેન્માર્ક પહોંચી ગયાં. ત્યાં કોપનહેગન વિદ્યાપીઠમાં તેમણે અણુ વિષયક સંશોધન આગળ ચલાવ્યું. અહીં એમને વિદ્યાપીઠના ડૉ. નીલ બોહરે ભારે સહાય આપી. બંનેએ સાથે રહી છેક ૧૯૪૦ સુધી સંશોધન આગળ ચલાવ્યું.

સ્ત્રીજીવન દરવર્ષે ગરબાઅંક આપે છે. ગયા અંકનું ( આસોનો ) સંપાદન શ્રી. કમળાબહેન રતનચંદ સુતરીઆ ( એમ. એ ) એ કર્યું છે. આજ સુધીના ગરબા અંકોમાં ભાત પાડે તેવો આ અંક એમની અગાધ મહેનતનું અને અભ્યાસનું પરિણામ છે. એમ. એ. ની પરીક્ષા માટે યુનિ. એ નક્કી કર્યા મુજબ રાસ, હમચી, ફાગ વગેરેનાં સ્વરૂપો સાથે તે ઉપરના વિવેચનાત્મક નિબંધો એ અંકમા રજુ થયાં છે; એમની સહાનુભૂતિ અને સહાયથી સ્ત્રીજીવનનો આ અંક તૈયાર થયો છે તે માટે આહ્કોવતી હું એમનો આભાર માનું છું.

—સંપાદક

તેવામાં જર્મનોએ ડેનમાર્ક પર કબજો મેળવ્યો અને આ બંને વૈજ્ઞાનિકો સ્વીડન નાસી ગયા. ડૉ. મિટનેર અત્યારે સ્ટોકહોમમાં છે. આ બંને નાસી ગયાં છે એવું જર્મનોએ જાણ્યું, ત્યારે તેમણે ડૉ. બોહરની પ્રયોગશાળાની ઝડતી લીધી, પણ તેમાં તેમને કશું મળ્યું નહિ ! ડૉ. બોહરે ૧૯૪૨માં સ્વીડન છોડયું અને પછી ઇગ્લૅંડ થઈ તે અમેરિકા ગયા. ડૉ. મિટનેરના આગલા ગ્રથો અમેરિકામાં મોકલવામાં આવ્યા હતા. અને ડૉ. બોહરે કોલમ્બિયા તેમજ ન્યુયોર્ક વિદ્યાપીઠોમાં યુરેનિયમમાંથી અણુની શક્તિના સંશોધન ઉપર આગળ પ્રયોગો ચલાવ્યા. એ બધાનું આખરી પરીણામ તે આજનો અણુ બોમ્બ.

*

"મારા પતિ બીજી યુવતી સાથે લગ્નગ્રંથીથી જોડાવાની હિલચાલ ચલાવી રહ્યા છે તેવી બાતમી મારા કાને આવતાં અને તે મારા માટે અસહ્ય બનતાં મેં કાચ ખાઈ આપઘાત કરવાની કોશિષ કરી છે." ઉપર્યુક્ત મતલબના શબ્દો ડાઈંગ ડેકલેરેશન આપતાં એક કીષ્ણા નામની યુવતીએ ઉચ્ચાર્યાનું કહેવાય છે.

હકીકત એવી છે કે ઉદેપુરની વતની કીષ્ણા નામની એક રજપૂત યુવતીએ પોતાના અગાઉના પતિથી છુટાછેડા લઈ અમદાવાદ શાહીબાગ હેડક્વાટર્સમાં નોકરી કરતા આબકારી પોલીસ કોન્સ્ટેબલ ગુમાનસીંગ હિંમતસીંગ સાથે 'સીવીલ મેરેજ કાનુન પ્રમાણે લગ્ન કરેલાં.

કેટલાક વખત પછી આ કીષ્ણાને ગંધ આવી કે તેનો પતિ ગુમાનસીંગ સીવીલ મેરેજ કર્યું હોવા છતાં બીજી કોઈ યુવતી સાથે લગ્ન કરવા તજવીજ કરી રહ્યો છે; આથી તે તેના માટે અસહ્ય બનતાં આજે ઘરમાં પડેલા તેલના શીશાને ફોડી તેના કાચ ખાઈ આપઘાત કરવાનો પ્રયાસ કર્યો હતો.

## સ્વીકાર

શ્રી. નવચેતન સાહિત્ય મંદિર તરફથી નિશિગંધા ( લેખક શ્રી. સત્યમ્ બી. એ. કિંમત રૂ. ૨–૮–૦ ) શ્રી. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી નવલિકાઓ (લેખક: શ્રી કનૈયાલાલ મુનશી. ચોથી આવૃત્તિ કિં. રૂ. ૩–૮–૦ ), શ્રી. ધૂમકેતુકૃત તણખા ભાગ બીજો (ત્રીજી આવૃત્તિ કિં. ૩–૦–૦ ) જળબિંદુ (ત્રીજી આવૃતિ ૩–૦–૦) વાગ્વિનીદેવી ( બીજી આવૃતિ ૪–૮–૦ ) સિદ્ધરાજ જયસિંહ ( રાજકન્યાના અનુસંધાનની નવી નવલકથા ૪–૮–૦ ); રોબીનસન ક્રુઝો ( ત્રીજી આવૃત્તિ ૨–૦–૦ ) સુખની સર્વ સામાન્ય ચાવી (ભાષાંતરકાર શ્રી. ભૂપતરાય મહેતા ૦–૧૨–૦ ) નવજીવન કાર્યાલય તરફથી ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ ( જે. સી. કુમારપ્પા ૨–૦–૦ ). મહાવીર સ્વામીનો સંયમ ધર્મ ( સંપાદક શ્રી. ગોપાલદાસ પટેલ. બીજી આવૃત્તિ ૧–૮–૦ ); રતિલાલ શા. અધ્વર્યુ તરફથી લેખન પ્રવેશપોથી ભા. ૧–૨ ( દરેકના સાડાત્રણ આના ) સર્જક દેશી હિસાબ ( ત્રણ આના ) ગણિત પ્રવેશપોથી ( ૦–૩–૬ ) આદર્શ વાચનમાળા પ્રવેશપોથી ( ૦–૪–૬ ); સ્ત્રીઓનો વૈદ ( વૈદ્ય અમૃતલાલ પટ્ટણી ૧–૦–૦ ), દરદીની સારવાર ( વૈદ્ય જટાશંકર ત્રિવેદી ૧–૦–૦ ) અને લોક પ્રકાશન ગૃહ મુંબઈ તરફથી મેઘધનુષ (અનુ: શ્રી. રમણલાલ સોની ૪–૦–૦ )

# પૂછપરછ

**મા**રી એક બહેનપણીના માથામાં ખોડો બહુ જ થાય છે. કોઇએ નારંગીના છોડાવાળા પાણીથી ધોવા કહ્યું. બીજા એક જણે લીંબુ ઘસવા કહ્યું, પણ તેથી થોડો વખત ફાયદો જણાયો. હવે પાછો પુષ્કળ ખોડો થાય છે. આ માટે આપ કોઇ ઉપાય સૂચવશો?

— રસિકાદેવી

ખોડા માટે સ્ત્રીજીવનના અંકોમાં અનેક વખત જવાબ આપવામાં આવેલ છે. છતાં તમારા પ્રશ્નનો જવાબ આપું છું કે, માથામાં ખોડો થતો હોય તો સાબુ, સોડા કે ખારાથી નહાવાનું બંધ કરવું અને પંચામૃત ( દુધ, દહીં, મધ, ખાંડ કે સાકર અને ઘી ) એ પાંચ વસ્તુઓ સમભાગે એકત્ર કરી દરરોજ એનાથી માથે નહાવું, અથવા દહીં અને ગોળ સમભાગે મેળવી એનાથી નિત્ય માથું ધોવું. ઘણીવાર ખરાબ તેલ માથામાં નાખવાને કારણે પણ ખોડો થાય છે, તો એવા અનિષ્ટકારી તેલો વાપરવાનું બંધ કરવું, તેને બદલે સ્વસ્તીકનું કે તાતાનું સુગંધી કેસ્ટર ઓઇલ એમાં થોડું કપુર નાખી, ઓગળતા સુધી ગરમ કરી, પછી એ તેલ માથામાં નાખવાનું રાખવાથી ખોડો થશે નહિ. સૂર્યનાં કિરણો માથા ઉપર લેવાથી પણ ખોડો દૂર થવાનું કહેવાય છે. છાશવડે માથું ધોવાથી ખોડો નીકળી જાય છે. ખોડો કાઢવા પ્રયત્ન કરવો જોઇએ.

*

મારી એક ઓળખાણવાળી બાઇને કમરથી નીચેના ભાગમાં મેદ બહુ વધી ગયો છે. દર સુવાવડ પછી થોડો થોડો વધતો જાય છે. આ પાંચમી સુવાવડ પછી તો ખૂબ વધી ગયો છે. છેલ્લા સ્ત્રીજીવનના અંકમાં લખ્યા મુજબ રોજ માલીસ કરાવે છે. એક મહિનો થયા છતાં મેદ ઓછો થવાને બદલે વધતો જાય છે. માલીસ માટે તલનું તેલ વાપરે છે. આપના વૈદરાજ મેદ ઓછો થાય તેવું તેલ સૂચવશો તો આભાર માનીશ. ઘરે બનાવી શકાય તેવું હશે તો વધારે ફાવશે.

—રસિકા

દરેક સુવાવડ પછી સુશિક્ષિત અને સિદ્ધહસ્ત દાયણ પાસે દસ દિવસ સુધી પેટ ઉપર બેન્ડેજ કરાવવું. વધેલો કે વધતો જતો મેદ કેવળ તેલ માલીસ કરવાથી ઘટતો નથી. એને માટે તો આહાર વિહારમાં ધરમૂળનો ફેરફાર કરી દવાઓનું સેવન કરવું જોઇએ. કઠોળ, ફરસાણ, તળેલા ખાદ્ય પદાર્થો, મિષ્ટાન્ન ટાઢો ખોરાક ખાવાની આદત વગેરે ત્યજી દેવું. તે ઉપરાંત કસરત કરવી પડે. દરરોજ બેચાર માઇલ પગે ચાલીને ફરવું, ગૃહકાર્ય કરવું. ઘંટી, વલોણું, પાણી ભરવું, કપડાં ધોવાં વગેરે શ્રમ પડે એવાં કામો કરવાની ટેવ પાડવી જોઇએ. ભાત બેઠા રાંધેલા ઓસાવ્યા વગરના ખાવા અને બનતે પ્રયત્ને ચોખા કે ખીચડીનો ખોરાક ઘટાડી નાખવો. બાજરો પણ પ્રતિકૂળ છે. કોઠો સાફ રાખવા માટે વારંવાર દીવેલ અઢી તોલાને આશરે ગરમ દુધમાં મેળવીને પીવું અથવા એરંડીયાના મોણની રોટલી ભાખરી ખાવી. જરીકે વાસ નહીં આવે; ખબર પણ નહીં પડે.

ઉપરાંત–સવારમાં ઝંડુ ફાર્મસીના સુવર્ણ યુક્ત મહાયોગરાજ ગુગળની ગોળીઓ ૨ સવારે દુધ સાથે લેવી.

બપોરે–ઝંડુ ફાર્મસીની લોહ ૧ શિલાજીત તથા ચંદ્રપ્રભા ગોળી ૨ દુધ સાથે લેવી.

સાંજે પણ ઝંડુ ફાર્મસીનો–આરોગ્યવર્ધની રસ ૨ વાલ દુધ સાથે લેવો.

આ પ્રમાણે આ કોર્સ લગભગ ત્રણથી ૭ મહિના સુધી કરવો, તો મેદ ઘટી જશે અને પેટ વધેલું ઓછું થઇ ઘાટીલું બનશે. વળી મેદ ઘટાડવા માટે એકટાણું જમવું એ સરસમાં સરસ ઉપાય છે. સાંજનું ભોજન બંધ કરવું.

દુધ પીને ચલાવી લેવું. ઉપરોક્ત દવાઓ તો બહારની છે. એ વધુ ઉપયોગી છે, છતાં ઘરસ્થુ ઉપાયમાં નીચે પ્રમાણે કરશો.

સવારમાં—૦॥ તોલો ભેંસો ગુગળ, નવટાંક ગૌમુત્રમાં ઓગાળી, ખૂબ ચોળી લુગડે ગાળી એ પ્રવાહી પી જવું અને એરંડીયાનું સેવન કરવું. એનાથી પણ મેદ અને પેટ વૃદ્ધિ બેશ મટી જશે.

*

મારી ઉંમર ૨૦ વર્ષની છે. મારા વાળ વાંકડીઆ તેમ જ બધી દૃષ્ટિએ સારા છે, પણ તે વધતા નથી. હું ખૂબ પ્રયત્ન કરૂં છું છતાં વધતા નથી. તો એ માટે શો પ્રયત્ન કરવો તે જણાવશો. **— સુરેખા**

વાળ વધારવા માટે પૌષ્ટિક ખોરાક ખાવાની જરૂર હોય છે. દુધ, માખણ, ઘી, પાકાં કેળાં, પાકી કેરી, આંબળાનો મુરબ્બો, પાકાં ટમેટાં. લીંબુ વગેરે માફકસર ખાવું. મરચાં અથાણાં વગેરે ઓછાં કરવાં કે સદંતર છોડી દેવાં.

આંબળાં કે ચીકખાઈ અથવા એ બેઉના પાણીથી માથે નહાવાની ટેવ રાખવી. ખારો, સોડા, કે સાબુથી ન નહાવું અને વાળ વધારવા માટે એરંડીયું-દીવેલ સૌથી સરળ ઉપાય છે, એટલે સ્વસ્તિકનું સુગંધિત કેસ્ટર ઓઈલ અને-મહા ભૃંગરાજ તેલ, ( સાધના કે શક્તિ ઔષધાલાય ઢાકાની શાખા અમદાવાદમાં રીચીરોડ ઉપર છે ત્યાં મળે છે ) એ બંને સમભાગે મેળવી રોજ માથામાં ખૂબ ઘસીને રોમકૂપમાં ઉતરે એવી રીતે નાંખવું. તેમ જ વાળેવાળે ઠેઠ મૂળથી તે પૂંછડાં સુધી સારી પેઠે તૃપ્તપતું નાંખવું. આવી રીતે નિત્ય સાર સંભાળ રાખવાથી વાળ લાંબા વધશે મોટા પણ થશે. પરંતુ હવેથી સ્વસ્તિકના કેસ્ટર ઓઈલ અને મહા ભૃંગરાજ તેલ વિના બીજું એકપણ તેલ નાંખશો નહીં અને આંબળા અથવા ચીકાખાઈના પાણીથી દર ચાર ચાર દિવસે માથું ધોવાની ચીપટ રાખશો.

*

મને માસીક ધર્મ સમયસર આવતું નથી. મોડું થઇ જાય છે એ માટે કોઈ હોમીઓપેથી દવા હોય તો સુચવશો. **—કમળાબેન**

માસિક રજોદર્શન નિયમિત આવવા માટે બાયોકેમીકમાં નીચે પ્રમાણે દવાઓનો ઉપયોગ કરી શકાય.

કાલી ફોસ ૧૨x૧૦ ગ્રેઇન
નેટ્રમ ફોસ ૧૨x૧૦ ગ્રેઇન
કાલી મ્યુર ૧૨x૧૦ ગ્રેઇન
સાધારણ ગરમ પાણી ૩ ઔંસ

એક બાટલીમાં મેળવીને દિવસમાં ત્રણવાર પીવું. આ પ્રયોગ બે મહિના સુધી કરવાથી રજોદર્શન નિયમિત અને સાફ આવશે.

*

મારી એક બહેનપણીના મ્હોં ઉપર નાના કાળા ડાઘ પડી ગયા છે અને મારા નાક ઉપર વચ્ચે એક કાળો ડાઘ પડયો છે. તે દૂર થાય તેવો કોઇ ઉપાય લખશો. **—કુસુમતી**

ચહેરા ઉપરના કાળા ડાઘા કોઈ ચામડીના દર્દ કે લોહી વિકારના દર્દ રૂપે નહિ હોય, પરંતુ ખીલ કે ગુમડાના સ્કાર રૂપે હશે, તો નીચેનો પ્રયોગ કરવાથી દૂર થશે.

ઝંડુ ફાર્મસીનો દશાંગલેપ, કંસારના લોટને દેવાય તેટલું ઘીનું મોણ દઇ, ગુલાબજળમાં કાલવી, રતિ રાતે ડાઘા ઉપર ચોપડવું. લાંબો વખત ધીરજ પૂર્વક આ પ્રયોગ કરવાથી ધીમે ધીમે ડાઘા ચાલ્યા જશે. બહાર ખુલ્લી હવામાં ફરવા જવાથી પણ ચામડીને પ્રાણવાયુ ચોકખો મળવાથી આવા ડાઘા જતા રહે છે. ગાયનું ઘી ધીમે ધીમે માલીશ કરવાથી પણ ડાઘ જશે. સાબુથી નાવાનું બંધ કરવું. દશાંગ લેપથી જો ફાયદો ન થાય તો ઝંડુનો પારદાદિ મલમ ચોપડવો. એનાથી ફાયદો થશે. **—જટુભાઇ**

# સ્ત્રી-જગત  સમાચાર

અમદાવાદમાં મહારાષ્ટ્ર મહિલા સહકારી ગૃહોદ્યોગ મંડળ લી.ની ઉદ્ઘાટન ક્રિયા શ્રી. વત્સલાબાઈ ધાટેના હાથે થઈ.

*

શ્રી. સુભાષ બોઝની સાથે ઝાંસીની રાણીના નામે પ્રસિદ્ધ થયેલ કુ. લક્ષ્મી રંગૂનમાં સરકારને શરણે થયાં છે.

*

હિંદી લશ્કરી સ્ત્રી સેવા દળની ખાલી પડતી જગ્યાઓમાં સરકારે ગોરી સ્ત્રીઓની ભરતી કરવા માંડી છે.

*

અમદાવાદ સા બ ર મ તી આશ્રમ પાસે એક વિમાન તૂટી પડતાં નીચે કામ કરતી મજુર સ્ત્રીઓ દાઝી ગઇ. અને થોડી સ્ત્રીઓ મરણ પામી.

*

અમદાવાદ મ્યુનિ. ગર્લ્સ સ્કુલના પરીક્ષક ડૉ. મીસીસ એ. બી. આઇઝેકનું અવસાન થયું. તેમને માટે એ. ઓ. શ્રી. દેસાઇના પ્રમુખપદે શોકસભા મળી હતી.

*

મોડાસામાં નીશાળેથી ઘેર જતી ઇન્દીરા નામની છોકરી મોટરબસ નીચે કચરાઈ મરી.

વઢવાણમાં સમસ્ત ગુજરાત સામાજીક સંસ્થા મધ્યસ્થ મંડળની વાર્ષિક સભા શ્રી. સરલાબેન સારાભાઇના પ્રમુખપદે મળી હતી.

*

લેટન પા ગામમાં શ્રીમતી ફ્રાન્સીસ સ્ટ્રોહલે પોતાના ૧૬મા સંતાનને જન્મ આપ્યો તે બાળકી જન્મ વખતે ૧૮ રતલ હતી. જન્મતા બાળકના વજનનું આ બાળકી રેકર્ડ તોડે છે.

*

અમદાવાદમાં અસારવામાં રહેતા તેજાજીની પુત્રવધુ જેગી ધાર્મિક વૃત્તિવાળી હતી. તે માતર ભવાનીની વાવે દર્શન કરવા જતાં 'જયઅંબે' પોકારતી વાવમાં પડી મરી ગઈ. રાયપુરમાં રહેતા માણેકલાલ લક્ષ્મીશંકરની બ્રાહ્મણ પત્ની કુંદને ગૃહકલેશને કારણે કાંકરીઆમાં પડતું મુક્તાં તેને બચાવી લેવાઇ છે. ચીકાંટા રોડ પર રહેતા મોચી ભગવાન ઘેલાની પત્ની શાન્તાએ આંતરડાના દર્દથી કંટાળી જવાથી ગ્યાસલેટ છાંટી દીવાસળી ચાંપી, બળી મરી. અને જમાલપુરમાં એક યુવાનની ૧૧-૧૨ વર્ષની સગીર સ્ત્રીને ગૃહ કલેશના કારણે તેની નણંદે ડામ દીધા.

કસ્તુરબા સ્મારક ફંડમાંથી શાહપુર (અમદાવાદ)માં મહાજન હોસ્પીટલમાં પ્રસુતિગૃહ શરૂ કરવામાં આવેલ છે.

*

સુરતમાં એક કાઠિયાવાડી છોકરીને ગેરકાયદે અટકાયતમાં રાખવા માટે નુરમહંમદ ડબાવાળા તથા બાઇ અંબરી સામે કેસ થયો છે.

*

અમદાવાદમાં લાલ મીલના મેનેજર શ્રી. હીંમતલાલ હીરાલાલ શાહનાં પુત્રી ડૉ. સુશીલા મહેતાએ (દશાશ્રીમાળી જૈન) મુંબઇ યુનિવર્સિટીની ડોક્ટર ઓફ ચીલ્ડ્રનની પદવી મેળવી. આ પદવી મેળવનાર મુંબઈ ઇલાકામાં તેઓ પ્રથમ સ્ત્રી છે.

*

પ્રસિદ્ધ મરાઠી નવલકથાકાર પ્રો. એન. એમ. ફડકેનાં પુત્રી લીલાએ (મહારાષ્ટ્રીય બ્રાહ્મણ) જાણીતા વિદ્યાર્થી કાર્યકર શ્રી બાબુરાવ પાટીલ ( જૈન ) સાથે આંતરજ્ઞાતીય લગ્ન કર્યાં.

*

સુરતમાં શ્રી. ચંદાગૌરી મહિલા વિદ્યાલયમાં તેના આદ્ય સ્થાપક શ્રી છગનલાલ મોદીનું તૈલચિત્ર ખુલ્લું મુકાયું.



કર્નલ શ્રીમતી રામ રાવે રંગભેદને કારણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું.



રાજકુમારી શ્રી. અમૃતકુંવર મિત્ર દેશોની કેળવણી પરિષદમાં હાજરી આપવા ઇંગ્લાંડ જશે.

*

સુરત મીશન હાઈસ્કુલનો વાર્ષિક સમારંભ દેરવાડાના મહારાણી સાહેબના પ્રમુખપદે ઉજવાયો.

*

દીલ્હીના મહાસભાવાદી નેતા શ્રીમતી સત્યવતી દેવી ૩૫ વર્ષની ઉંમરે ક્ષયથી મરણ પામ્યાં.

*

નૂતન બાળશિક્ષણ સંઘના મંત્રી શ્રી તારાબેન મોડકને હાથે અંજાર પાસે નાગલપુર (કચ્છ) માં બાળમંદિર ખુલ્લું મુકાયું.

*

સુરતમાં મીસ મહેરાં ધનજીશાહ કુપરે સોલીસીટરની છેલ્લી પરીક્ષા પાસ કરી. સુરતનાં તેઓ પ્રથમ ઓસોલીસીટર છે.

સુરતના કુ. મનીજેહ માણેક શાહ સીંગણપોરીઆએ મેટ્રીકમાં આ વર્ષે ફારસી ભાષામાં ૭૮ ટકા માર્ક મેળવ્યા.

*

હિંદી સરકારના ખબર અને બ્રોડકાસ્ટીંગ ખાતાના મહિલા વિભાગના હોદ્દેદાર બેગમ શાહનવાઝે રાજીનામું આપ્યું.

*

શ્રીમતી ઇન્દીરાબાઈ પૈએ વડોદરા દવાખાના માટે પચાસ હજારનું દાન કર્યું.

*

હાવરાની ચેન્ગેર શણ મીલની એક કામદાર સ્ત્રીએ કાપડનો એક ટુકડો મેળવવા પોતાનું બાળક વેચ્યાની હકીકત થી. ગુહાએ કરેલ અવલોકનમાં જણાવી હતી.

*

કરમસદના એક સુશિક્ષિત પાટીદારે હયાત પત્ની છતાં બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું છે.

*

મેડમ મોન્ટેસોરી આવતી નાતાલમાં લાહોરમાં અખિલ હિંદ પરિષદ ભરવાનાં છે.

*

અમદાવાદમાં શ્રી. માર્ગરેટ જોનભાઈએ હિંદુધર્મ સ્વીકારી છત્રપતી સરજેરાવ જાદવ સાથે વૈદક વિધિથી લગ્ન કર્યાં.

*

નવસારીમાં એક ખત્રી યુવતીને એકી સાથે બે છોકરીને એક છોકરો એમ ત્રણ બાળક અવતર્યાં: ત્રણે બાળકો તંદુરસ્ત છે.

*

વડોદરા શ્રી-અધ્યાપન પાઠશાળામાં ડૉ. મીરાંશી સ પાઠીસે 'બાળસંભાળ' ઉપર ભાષણો આપ્યાં.

*

કલકત્તા ફોરવર્ડ બ્લોકના ત્રણ સ્ત્રી કાર્યકરો શ્રી. લાવણ્ય-પ્રભા દાસગુપ્તા, શ્રી. લિલીન દત્ત અને શ્રી. પ્રભા મજમુદારને નજરકેદમાંથી મુક્ત કર્યાં છે.

*

બારડોલી કોંગ્રેસ તરફથી ચાલતા દવાખાનામાં કામ કરનાર ડૉ. શ્રી. મંજુલા મશરૂવાળા અને શ્રી. ખુશાલમબહેન ભટ્ટ બંગલા ફરતાં પાણી ફરી વળવાથી ઘેરાઈ ગયેલાં તેમને કેટલાક ભાઈઓએ મુશ્કીબતે બચાવી લીધાં હતાં.

*

સુરત જીલ્લા સ્કુલબોર્ડ વહીવટ કમીટીમાં શ્રીમતી વનલીલા સુમંત ભટ્ટને સરકારે સભાસદ તરીકે નીમ્યાં છે.

*

દક્ષીણ અમેરિકામાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે બે અઠવાડીયા સુધીનો પોતાના ભાષણોનો કાર્યક્રમ યોજ્યો છે. તે પછી હિંદ તરફ આવશે.

*

રાજકોટના હિંદુ કાર્યકર્તા પં. કૃષ્ણશાસ્ત્રીની પુત્રી કુ. શ્યામાદેવીનાં લગ્ન શ્રી. નિલકંઠ તીવારી એમ. એ. સાથે થયાં.

આણંદ પાસે વીરસદના પટેલ શંકરભાઈ ખુશાલભાઈએ પાટીદારણ કહી, રા. પંદર-સોમાં પરણેલી બાઈ બારા કોમની નીકળતાં, લોહીનો વેપાર કરતી ટોળી પકડાઈ.

*

વઢવાણના કડુકા ગામની સીમમાં છાણા વીણવા જનાર બ્રાહ્મણ યુવતી ઉપર બળાત્કાર કરનાર ખુમાનસિંહ ગરાસીયાને સાત વર્ષની સજા અને બસુસો રૂપિયા દંડ થયો.

*

પૂનાના ડૉકટર એ. ડી. ભટ્ટનાં પુત્રી કુ. હિંદબાળા જુનિયર કેમીસ્ટ્રીમાં સારા માર્ક પાસ થઈ. ઔદિચ્ય જ્ઞાતિમાં એ પરીક્ષા પાસ કરનાર આ બહેન પ્રથમ છે.

*

મુંબઇના જાણીતા સોલીસીટર શ્રી. મંગળદાસ મહેતાના પુત્રી કુ. પ્રવીણાએ જાણીતા નૃત્યકાર શ્રી: -વશી સાથે લગ્ન કર્યાં.

*

સુરતમાં ગુમાસ્તા લાયબ્રેરીની ઉદ્દઘાટન ક્રિયા શ્રી. જ્યોત્સ્નાબેન શુક્લના હાથે થઈ.

*

રાષ્ટ્રપતિ મૌલાના આઝાદે સક્કરના ફાંસીએ ચડેલા વિદ્યાર્થી હેમુ કાલાણીની માતાને રૂપાનો ચાંદ આપ્યો.



ચીતાગોંગ ધાડકેસમાં પકડાઈ સજા ખાઈ છૂટેલાં શ્રી. કલ્પના દત્ત પોતાના જીવન-સંભારણાં આલેખે છે.

*

હિંદી કામદાર મહામંડળની મધ્ય કચેરીએ જાહેર કર્યા મુજબ કુ. મણીબેન કારા પારિસમાં મળનારી વિશ્વ ટ્રેડ યુનીયનની બેઠકમાં પ્રતિનિધિ તરીકે જશે.

*

જમખંડી રાજ્યની ધારાસભાએ બાળલગ્ન અટકાવનો ધારો પાસ કર્યો.

*

સુરતના વતની અને ગુજરાતના પહેલા લેડી ડૉકટર જયાબેન ખાંડવાળા, મુંબઇ કોરપોરેશન સ્કુલ કમીટીના સેક્રેટરી મીસ કપીલા ખાંડવાળા અને મીસીસ તારાબેન મનસુખલાલ માસ્તરના પિતા ડૉ. તુલજારામનું અમદાવાદમાં અવસાન થયું.

ખુલનામાં 'અમને કાપડ આપો' એવો પોકાર કરતું સ્ત્રી પુરુષોનું ટોળું ગામમાં ફર્યું.

*

શ્રીમતી બિમલ પ્રતિમાદેવી કલકત્તા જેલમાંથી મુક્ત થયાં.

*

પંડિત જવાહરલાલ નહેરૂના બહેન શ્રીમતી કૃષ્ણા હઠીસીંગને ભાષણો આપવા માટે અમેરિકાથી આમંત્રણ મળ્યું છે.

*

સુરત મહિલા પરિષદ શાખાની મીટીંગ ડૉ. શાન્તાબેન હીરાને ત્યાં મળી હતી.

*

પલાસણી સ્ટેટના યુવરાણી સાહેબે બાળ યુવરાજને જન્મ આપ્યો.

*

વડોદરા સ્ત્રીમંડળ તરફથી રેલસંકટમાં સપડાયેલાંને રાહત આપવા સૌ. સરલાબેન મહેતાના પ્રમુખપદે રાહત સમિતિ નીમાઇ છે.

*

નડીયાદ સ્ટેશન પાછળ રહેતા ઝવેરભાઇ પટેલના ઘરમાં થયેલી ચોરી માટે એક ગૃહસ્થ કુટુંબના વિધવા શ્રી. વિમળા બહેનની પાસેથી મુદામાલ મળી આવતાં તેમની ધરપકડ થઈ.

*

અખીલ હિંદ લેખક પરિષદ શ્રીમતી સરોજીની નાયડુના પ્રમુખપદે જયપુરમાં મળ્યું.

નામ મહિલા રાણી ગીદાલોને આસામ સરકારની પરવાનગી વિના ગામની હદ નહિ છોડવાની શરતે તેમને છોડવામાં આવ્યાં છે.

*

નવસારીની પૂર્ણા નદીમાં કંચન નામની અઢાર વર્ષની ખ્રીસ્તી બાળા આપઘાત કરી મરણ પામી. તેનું શબ ચાર દિવસે મછાડ ગામે મળ્યું.

*

ડભોઇમાં એક સોની જુવાન દંપતીએ તેજાબ પી જીવનનો અંત આણવા પ્રયત્ન કરેલો તે નિષ્ફળ જતાં તેમનો રૂ. ૫૦ દંડ થયો.

*

નવસારી કોર્ટમાં એક અનાવીલબાઈ પુષ્પા ઉપર તેનો પતિ લલ્લુભાઈ અંબાલાલ દેસાઈ જુલમ ગુજારતો હોવાની ફરીઆદ થતાં, તેની માતા મણીબેન દયાળજીને પુષ્પા હવાલે કરવામાં આવેલ છે.

આ પુષ્પાએ પોતાની દુઃખદ કહાણી રજુ કરતાં કહ્યું કે, તેના પતિએ તેના માથાના વાળ કાપી નાખ્યા હતા. તેમણે એક હયાત પત્નીને કાઢી મુકી પુષ્પા સાથે બીજીવાર લગ્ન કર્યું હતું. બાઇ પુષ્પાને ચાર સંતાન છે. તેમાં સાત માસનો નાનો બાળક છે તે તેના પિતાને હવાલે કર્યો છે.

*

સ્વ. કમળા નહેરૂનું જીવન ચરિત્ર પ્રગટ કરવાનું કાર્ય શ્રીમતી સાવિત્રી દુલારેલાલે ઉપાડી લીધું છે.

*

અમદાવાદ કાંકરીઆ તળાવમાં રાજા મહેતાની પોળની એક બાઇએ ઝંપલાવ્યું. પાછળ તેની દશ વર્ષની પુત્રી મધુકાંતાએ પણ પડતું મૂક્યું. બાઇને બેશુદ્ધ દશામાં બહાર કાઢી, પણ મધુકાંતાનું શબ છેક મોડી રાતે મળી આવ્યું.

*

મુંબઇના મહાવીર જૈન વિદ્યાલયને પોતાની વીશા શ્રીમાળી જૈન પોળકી આ. જ્ઞાતિનો એક ફ્રી વિદ્યાર્થી રાખવા માટે ભાવનગરના શ્રી. મણીબાઈ નાનાલાલ હરીચંદે રૂા. બાર હજારનું દાન કર્યું.

*

મુંબઇના શ્રી. શકુંતલા જૈન હાઇસ્કુલના મેળાવડામાં શ્રી. તારાબેન માણેકલાલ પ્રેમચંદે ભાષણ કર્યું.

*

એલીસબ્રીજ આરોગ્ય સમીતી તરફથી શરદ પૂર્ણિમાએ યોજાયેલ રંગોળી હરીફાઈમાં શ્રી. સુખનબહેન દિવાનજીને 'વિજય કળશ' અને શ્રી. ઇન્દુમતી અમીનને પ્રથમ ઇનામ મળ્યાં.

*

**પૂર્વ પશ્ચિમનાં નૈતિક ધ્યેયો:** નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રના અદ્દભુત મિશ્રણસમો આ ગ્રંથ નામદાર મહારાજા સયાજીરાવ ગાયકવાડે ખાસ પોતાના શોખથી તજજ્ઞ વિદ્વાન પાસે તૈયાર કરાવેલો છે. આર્યાવર્ત, ચીન, એશિયા ને ગ્રીક આ ચાર મહાપ્રજાના ધર્મશાસ્ત્રો પર ગંભીર ચર્ચા છે. પૃષ્ઠ ૫૦૦

કિં. ૨–૩–૦

**સહકાર મીમાંસા:** ગ્રામજીવનના ઉત્કર્ષ માટે, ખેડૂતોની આબાદી માટે શાહુકારી વ્યાજને ખેડૂતોનાં દેવાનાં નિયમન માટે સહકાર્યના સિદ્ધાંતોની ચર્ચા કરતું પુસ્તક આનાં તેત્રીસ જુદાં જુદાં અંગોને ચર્ચતા પ્રકરણોમાં ખેડૂતબેન્ક, સર્વોપરિ બેન્ક, ઉત્પાદક મંડળીઓ, સહકારી માલ વેચનાર મંડળી, દેરઉછેર મંડળી વગેરે વિષયોનું સાચું નિદર્શન આપ્યું છે.

કિં. ૦–૧૩–૦

**પ્રાચીન પૂર્વ:** ઇ. સ. પૂર્વનો ઇતિહાસ, એ કાળનાં રાજ્યો, ચડતી પડતી, તેઓનો વિસ્તાર ને ઇતિહાસ: પ્રજાઓની, રાજાઓની અદ્દભુત તવારીખ આપતું સુંદર પુસ્તક.

કીંમત ૦–૧૨–૦

**ઇત્સિંગના સમયનું હિંદ:** અમર પ્રવાસી ઇત્સિંગ.– નાલંદા વિદ્યાપીઠમાં રહી અભ્યાસ કરી હિંદનો પ્રવાસ ખેડનાર ચીની પ્રવાસી ઇત્સિંગનું વર્ણન નિર્મળ મનાય છે. ઇસૂની ચોથી શતાબ્દિમાં આવનાર ફાહિયાન ને સાતમી શતાબ્દિમાં આવનાર હુએનસંગ જેટલો જ આ પ્રવાસી વિદ્વાન, શોધક ને ઇતિહાસકાર છે. કીં. ૧–૧૨–૦

**સૂર્ય:** નવા વિજ્ઞાને જગતને જીવન આપનાર 'સૂર્ય વિશે ઘણાં ઘણાં ઊંડાં તત્ત્વો વિચાર્યાં છે. આ સમસ્ત પુસ્તકમાં એ વિશે ખૂબ લંબાણથી વિવેચન થયું છે. કીં.૦–૧૨–૦

**હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ:** આર્ય યોદ્ધાઓનું વહાણવટું, ચંદ્રગુપ્ત ને અશોકના કાળથી ચાલી આવતો નૌકાવ્યવહાર, માર્કોપોલોથી લઈ વારકોડિ ગામા વગેરેનો સુંદર રોમાંચક ઇતિહાસ. કીં. ૦–૧૨–૦

**નૌકાબળ:** 'દરિયો શક્તિ અને સ્વાતંત્ર્યનું ચિહ્ન છે.' આ અટલ સિદ્ધાંતમાં માનનાર દેશોની નૌકાયુદ્ધોની સુંદર તવારીખ, ખુશ્કી અને તરી સૈનિકોમાં તરી સૈનિકોના અદ્દભુત સામર્થ્યનો ઇતિહાસ, જે બળથી શાર્લમેઇન, ચાર્લ્સ પાંચમો, સ્પેનનો ફિલીપ, ફ્રાન્સનો લુઇ ૧૪મો ને નેપોલિયનનો હરાવ્યો એનો ઇતિહાસ

કીં. ૦–૧૧–૦

**મહાસાગર:** આપણી માતા ધરતી ૨૯ ટકા જમીન ને ૭૧ ટકા પાણીથી બનેલી છે: અર્થાત્ જ્યારે જમીન ૫ કરોડ ૭૦ લાખ માઇલ છે, ત્યારે પાણી ૧૪ કરોડ માઇલ પર છે. આ જળસાગરો વિશે અદ્દભુત માહિતીઓ આ ગ્રંથમાં છે. અભ્યાસી માટે ખૂબ જ ઉપયોગી છે. ૦–૧૪–

**વિદ્યુત:** વીજળીની શોધે જગતની સકલ પલટી નાખી છે. એ વીજળી વિષેનું વૈજ્ઞાનિક પૃથક્કરણ ઘર્ષણજન્ય ને સંયોગજન્ય વિદ્યુત, વિદ્યુત પ્રવાહ, વિદ્યુતનું વર્ગીકરણ વગેરે અનેક વિષયો ચર્ચવામાં આવ્યા છે. કીં. ૧–૦–૦

**વિશ્વભારતી:** ડૉ. રવીન્દ્રનાથ ટાગોરે આ પુસ્તકમાં આપણા શિક્ષણ વિકાસક્રમનું અચ્છું નિરૂપણ કર્યું છે, ને અભ્યાસક્રમ, શિક્ષકો, વિદ્યાર્થીઓ, વિદ્યાપીઠો કેવાં જોઇએ તેનું જગતના ઇતિહાસ સાથે રૂપરેખા દોરતાં મર્મીલી ભાષામાં કેળવણી વિષે પણ ઘણાં વિધાન કર્યાં છે. કિં: ૧–૦–૦

**વિજયમંત્રઃ** [ફતેહની ચાવી] ફતેહની ચાવી એટલે એકાદ સટોરિયાની ફતેહ નહીં. ઐહિક ફતેહ તો ઘણીવાર પરાજય કરતાં પણ ભૂંડી હોય છે: ફતેહ અથવા વિજય એટલે મન અને આત્માનો પરિપૂર્ણ વિકાસ, સર્વાંગ સુંદર જીવનની પ્રાપ્તિ. એક અનોખી વિજય વરવાની રીતની આ પુસ્તકમાં છણાવટ છે. પૃ. ૪૨૫ ૨–૪–૦

**પરિવર્તનવાદઃ** પાશ્ચાત્મ ફિલોસોફર કેંટે બુદ્ધિનાં પૂર્ણ પ્રામાણ્ય પર પહેલો ઘા કર્યો. એણે બૌદ્ધિક જ્ઞાનને સાપેક્ષ ઠરાવ્યું, પણ એના પછીનો તત્ત્વચિંતક મિ. બર્ગસન કેન્ટે આપેલા હીનત્વમાંથી બુદ્ધિનો ઉદ્ધાર કરે છે. બૌદ્ધિક જ્ઞાન અપૂર્ણ પણ સત્ય વસ્તુનું જ્ઞાન જ છે. આ મિ. બર્ગસનનું તત્ત્વચિંતન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. ૦–૧૦–૦

**સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ:** વિષય ખૂબ જાણીતો છે. આ પુસ્તકમાં બહુ સાદી ભાષામાં એ વિષયને સ્પર્શવામાં આવ્યો છે. ગ્રામ પંચાયત, મહાલ પંચાયત, પ્રાંત પંચાયત વગેરે ઘણા વિષયોની ચર્ચા આમાં કરવામાં આવી છે. કીં. ૦–૯–૦

**કેમિલો કુંવરઃ** ઇટલીનો રામદાસ–"વ્યક્તિહિત લોપાય તો જ દેશહિત સધાય." આ સિદ્ધાંતનો પાલક, પ્રચારક અને ઇટલીના દેશભક્તો મેઝીની અને ગેરીબોલ્ડીની ઉદાત્ત ભાવનાઓને મૂર્ત સ્વરૂપ આપનાર ઇટાલીના રામદાસ સ્વામીની આ કથા પ્રત્યેક આઝાદ દિલે વાંચવા યોગ્ય છે. પૃ. ૨૦૦ કિં. ૧–૮–૦

**જુવાનીની ચાવીઃ** આપણા દેશના જીવનધન સમા જુવાનો અકાળે વૃદ્ધ થયેલા દેખાય છે. અંગ્રેજી કહેવત છે કે મનુષ્ય તો દેવની પ્રતિમા છે, એ દેવની આજે દુર્દશા કેમ થઈ? એ કેમ સુધરે? સુધારવાના ઉપાયો શા? વગેરે વિષે પણ સુંદર વિવેચન છે. યોગ્ય કસરત, શુદ્ધ હવા, પ્રાણાયામ, યોગ્ય આહાર, અનુકૂલ વસ્ત્રો, મનની અખંડ પ્રસન્નતા વગેરે અનેક વિષયો પર પ્રમાણભૂત આલેખન કર્યું છે.
કીંમત ૧–૮–૦

**સામાજિક સુખરૂપતાઃ** જાતીય રોગો ચાંદી–ઉપદંશ–પ્રમેહ: દેશની જીવનશક્તિના આ દુશ્મનો સામે કામ ચલાવવા નિમાયેલ શાહી પંચનો આમાં વિસ્તૃત હેવાલ છે. આ પુસ્તકમાં એનો ઉપાય, નિયમો ને સુધારણા માટેના નિષ્ણાત શાહી દાક્તરોના અભિપ્રાયો છે.
કીંમત ૦–૧૧–૦

**રાજા છબીલારામ બહાદુર:** અઢારમી સદીના મહાન નાગર કોમના એક નરવીરની શૌર્યભરી જીવનકથા. જેમનાં કુટુંબીઓએ અનેક યુદ્ધોમાં લીલાં માથાનાં તોરણ બાંધ્યાં, જેમણે બાદશાહોની પાસેથી જજિયાવેરો ઉઠાવરાવી લીધો: એ ઇતિહાસના પાનેથી સરી ગયેલ એક વીરવંશની આ કથા છે. પૃ. ૩૫૦. ૧–૧૪–૦

**મહીપતરામઃ** ગૂજરાતનો એક પ્રખર સમાજ સુધારક ને પહેલો વિલાયતગમન કરનાર નરવીર શ્રી રમણભાઈ નીલકંઠના પ્રતાપી પિતાનું આ જીવન સોળમી સદીના ગૂર્જર સમાજજીવનના ઇતિહાસસમું છે. કીં. ૧–૧–૦

**વિષતંત્રઃ** સંસારમાં માનવ જીવન ઉપર અસર કરનારાં દાહક, ક્ષોભક, પ્રાણી, જન્મ કેટલી પ્રકારનાં વિષ છે, તેનો કેવો પ્રકાર છે, કેવી રીતે માનવજીવન પર અસર કરે છે. તેને પરખવાની શી શી ક્રિયાઓ ને તેને નિવારવાના ઉપાયો વગેરેથી આ ગ્રંથ ભરપૂર છે. ચરક, સુશ્રુત, અષ્ટાંગ હૃદય, નિઘંટુ, તથા પાશ્ચાત્ય ગ્રંથોનો આધાર લેવાયો છે.
પૃ. ૨૫૦ કીં. ૧–૬–૦

**ગર્ભવિદ્યા:** ગર્ભવિકાસ ક્રમને આયુર્વેદ તથા ઉત્ક્રાંતિવાદમાં ગર્ભ વિષેની વિવેચનાનું, પુસ્તક ગુજરાતી સાહિત્યમાં આ વિષય પર આ એક જ સ્વતંત્ર પુસ્તક છે.

કીં. ૦–૧૨–૦

**તક્રકલ્પ**—છાશ-સેવન વિધિ.

આપણે ત્યાં કહેવત છે કે 'તક્ર' શક્રસ્ય દુર્લભમ્' છાશ તો ઇંદ્રને પણ દુર્લભ છે. એ છાશ-સંસારીઓનું જે અમૃત છે તેના ગુણદોષ પ્રકારો વગેરે પર સુંદર વિવેચન છે.

કીંમત ૦–૧૩–૦

**જગતના વિદ્યમાન ધર્મો:** પૃથ્વીના મહાન અગિયાર ધર્મો-હિન્દુ, જૈન, બૌદ્ધ, શીખ, કોન્ફ્યુસ્યસ, તાઓ, શિન્તો, યહુદી, ઇસ્લામ વગેરે ધર્મોનું માર્મિક વિશ્લેષણ. આ અંગ્રેજી ગ્રંથની અનેક આવૃત્તિઓ યુરોપમાં થવા પામી છે. ૧૪મી આવૃત્તિનો આ અનુવાદ છે. યુરોપના વિચારકો આપણા ધર્મોને કેમ જુએ છે, તે માટે આ ગ્રંથ આરસી સમાન છે.

પૃ. ૪૬૦ કીં. ૨–૩–૦

**આર્યોનું આદિનિવાસ સ્થાન:** ખૂબ ચર્ચાસ્પદ પ્રશ્નને ઘણા ઘણા મતમતાંતરો ને પં. મેક્ષમૂલર, લોકમાન્ય ટિળક, સર આઇઝેક ટેલર. ને નામીચા ભુસ્તરશાસ્ત્રીઓનાં વિવેચનો આપવામાં આવ્યા છે. સંક્ષેપમાં આ ચર્ચાને સુંદર રીતે ચર્ચી છે.

કિં. ૦–૬–૦

**કેનેડાનું જવાબદાર રાજતંત્ર:** જાણીતા અંગ્રેજ ઇતિહાસકારોના ગ્રંથોનું સારભૂત આ પુસ્તક અભ્યાસીઓ માટે અતિ ઉપયોગી છે. આજે જવાબદાર રાજતંત્રમાં વિઘ્નરૂપ બનનાર કોમી પ્રશ્નનોનો નિકાલ કરનાર આ દેશનો ઇતિહાસ હિંદ માટે રસપ્રદ છે.

કિંમત ૧–૮–૦

**મહારાષ્ટ્રીય ઇતિહાસનાં મુખ્ય વલણ:** છત્રપતિ શિવાજી મહારાજે હિંદુપદપાદશાહીની કલ્પેલી મૂર્તિ, મરાઠા સત્તાનો વિકાસ, એના આદર્શો, એનો પ્રચાર, સાધુસંતો વગેરે જાણીતા ઇતિહાસવેત્તા રા. બ. ગોવિંદ સખારામ સરદેસાઈની કલમે ચિતરાયાં છે. સરકારી દફતરોના પુરાવા સાથે રજૂ થયાં છે.

કિંમત ૧–૫–૦

**વીરશૈવ સંસ્કૃતિ:** વીરશૈવ સંસ્કૃતિ વિષે વિગતથી ચર્ચા કરતું આ પુસ્તક વાચન ને મનન કરવા યોગ્ય છે.

કિં. ૦–૧૩–૦

**અમેરિકાનાં સંયુક્ત રાજ્યો:** સ્વતંત્રતાની ભૂમિસમ અને આજે પૃથ્વીની એક મહાસત્તા સમાન અમેરિકા દેશ વિષેનો આ અદ્ભુત ઇતિહાસ છે. પંજાબ કેસરી લાલા લજપતરાય, ડૉ. સુધીન્દ્ર બોઝના ગ્રંથોના આધારે રચાયેલું હોવાથી અનેક માહિતીઓથી ભરપૂર છે. હબસી ગુલામોનું સ્વાતંત્ર્ય, રંગભેદનો મહાન બનાવ, ત્યાંના વર્તમાનપત્રો, પુસ્તકાલયો, ધર્મ, સેવાસંસ્થાઓ ને રાજ્યધારણા વિષે ખૂબ નિખાલસ ચર્ચા છે. ૧–૮–૦

**હિંદુસ્થાનમાંના જુદા જુદા શક:** વડોદરા રાજ્યના વિદ્વાન નાયબ ન્યાયમંત્રીએ રચેલ આ પુસ્તકમાં શક અને સંવત વિષે પ્રમાણભૂત અનેક બાબતો રજૂ કરી છે. આર્યોનું કાળમાન, વેદ સમયનું કાળમાન, કલિયુગ સંવત, સપ્તર્ષિ સંવત, વીર સંવત બૌદ્ધ, શક શંકરાચાર્ય શકથી લઇને ઇસવીસન અને ગાંધી-શક સુધીનો બત્રીસ શકોનો શાસ્ત્રીય વિવેચના ભર્યો ઇતિહાસ રજૂ કર્યો છે.

કીં. ૦–૧૨–૦

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



વર્ષ સાતમું : પોષ ૨૦૦૨ : જાન્યુઆરી ૧૯૪૬ : અંક ત્રીજો

# નવલિકાનું નવું કથાનક 'સ્વરૂપ'

ધૂમકેતુ



સામાન્ય રીતે નવલિકાનું રંજનાત્મક વાચન થઈ શકે એટલું ઘટક તત્ત્વ તો એનામાં હોય છે, પરંતુ હવે પછીના 'રેડિયો'ના જમાનામાં એ તત્ત્વનો વિશેષ વિકાસ સાધીને એને કથાનકસ્વરૂપ આપવાની જરૂરિયાત ઊભી થવાની છે. આ જરૂરિયાતને સમજીને નવલિકાની એક વિશિષ્ટ શૈલીનો ઉદ્‌ગમ થાય એ જરૂરી છે. સીધી, સાદી, સચોટ અને ઘટ્ટ કથનાત્મક તત્ત્વવાળી આ શૈલીના ઉદ્‌ગમ માટે આપણે રામાયણ, મહાભારત, જાતકકથાઓ, પંચતંત્ર, શામળની વાર્તાઓ, એ નમૂના યાદ રાખવા પડશે. એનો અર્થ એમ નથી કે, આપણે નવલિકાના જે સ્વરૂપનો વિકાસ સાધ્યો છે તેને હવે છોડીને નવે જ પંથે પળીએ છીએ. એનો અર્થ એમ પણ નથી કે, પંચતંત્ર જેવી વાર્તાઓ આપણે ફરીને સરજવા માગીએ છીએ. સામાજિક ક્રાન્તિના નિયમને સાહિત્ય પણ માન આપે છે: અને જેવી રીતે સાહિત્ય સામાજિક ક્રાન્તિ ઘડે છે, તેવી રીતે સામાજિક ક્રાન્તિ સાહિત્યને ઘડે છે, એવી પરસ્પર અવલંબી રહેલી પરિસ્થિતિ વિશેનો એમાં એકરાર રહ્યો છે.

આજે 'રેડિયો' પોતાના કાર્યક્રમમાં નાટકને સ્થાન આપે છે. એવું જ

સ્થાન નવલિકાને માટે પણ હોઇ શકે. એક ભાઇએ મને કહ્યું પણ ખરું કે મરાઠી કાર્યક્રમમાં તો ટૂંકી વાતોએ આવે જ છે. એટલે જ્યારે એ કાર્યક્રમ આવી પડે ત્યારે આ આપણી નવલિકાઓ એમાં ફિસ્સી પડશે. એ દષ્ટિ ધ્યાનમાં રાખીને નવલિકાના એક વિશિષ્ટ તત્ત્વની ઉપાસના માટે તૈયારી બતાવવી પડશે. એ ઉપાસના અલબત, લગભગ સર્વમાન્ય થયેલી એવી જીવનસાધના તો માગી લેશે જ; એ સાધના, લોકસંપર્ક, જીવનદર્શન, સંવેદનશીલ હૃદય અને સર્જનાત્મક શક્તિ એ ચાર મહાન સત્યો ઉપર ટકી શકે. એમાંથી પોતાનામાં કયું તત્ત્વ કેટલું ઓછું છે એ જાતનિરીક્ષણનો વિષય છે. અને એમાંનું કોઇક તત્ત્વ મેળવી ન શકાય, પણ મળેલું હોવું જોઇએ, એ સૂત્રનો સ્વીકાર કરવો કે ન કરવો એ તત્ત્વજ્ઞાનનો વિષય થઈ જાય: પણ સામાન્ય રીતે એટલું સ્વીકારવામાં તો કોઈને જ વાંધો ન હોય, કે, માત્ર નવલિકા માટે જ નહિ, સાહિત્ય કે કલાની કોઈ પણ કૃતિને માટે એના સર્જક પાસે આટલું ભાથું હોવું આવશ્યક તો છે જ.'

'આ સામાન્ય જણાતા સિદ્ધાંત વિષે આપણે જો એકવાક્યતા સ્થાપી શકીએ તો ઘણાખરા વાદ આથમી જાય અને અરસપરસના મિલન દ્વારા જીવનપ્રવાહને વધારે વિશદતાથી સમજવાનો આપણો પ્રયત્ન આપણને જ સમર્થ બનાવે. તાત્કાલિક પ્રસંગ માટે તો આપણી સમક્ષ આ પ્રશ્ન છેઃ નવલિકાનું જે સ્વરૂપ આપણે હવે પછી માગીએ છીએ, એમાં કથનના અંશો શી રીતે વધારે આવે અને એ કથનને 'રેડિયો' દ્વારા ગુજરાતીઓને ઘેર ઘેર પહોંચાડવા માટે, આપણી ઉપાસનામાં કયા અંશો વધારે જોઇએ. આ સ્વરૂપદ્વારા પોતાની કૃતિને પ્રજામાં લઈ જનારો લેખક એ કેવળ લેખક રહેતો નથી, પરંતુ કથક પણ બને છે. એટલે એણે જેટલી પોતાના લખાણની માવજત કરવી પડશે, એટલી જ એ લખાણને બોલતાં, એની શી અસર થવાની છે એ સમજણ મેળવવાની તાલીમ પણ લેવી પડશે. એ માત્ર શબ્દનો જ સ્વામી થઈને બેસી રહે એ પરિસ્થિતિ પલટો માગશે. એણે થોડીઘણી સ્વરની પણ ઉપાસના કરવી પડશે. એના શબ્દો જે કહેવા માગે છે, એ ભાવને પ્રકટ કરવા માટે, એણે પોતાના કંઠનો પણ ઉપયોગ શીખવો પડશે.

આ રીતે ભવિષ્યનો નવલિકાનો વિકાસક્રમ, લેખક પાસે થોડી વધારે મૂડી હોય એમ માગે છે. આ વસ્તુસ્થિતિ દ્વારા, અલબત, લેખકને એક નવા અને વિશાળ ક્ષેત્રનો પરિચય સાધવાની તક મળે છે એ ખરું, પણ સામેથી એની જવાબદારી પણ એટલી જ વધે છે. અભ્યાસ, અવલોકન અને શૈલી ઉપરાંત એણે વક્તવ્ય, વસ્તુના આરોહ, અવરોહ, ભાર, ઉચ્ચારણ, શબ્દશુદ્ધિ અને યંત્રની શક્તિમર્યાદાનો વૈજ્ઞાનિક પરિચય, એ સઘળાં નવાં તત્ત્વો પણ એના કાર્યક્રમમાં લેવાં પડશે.

પરંતુ આ ઉપરથી એવી ગેરસમજૂતી થવી ન જોઈએ કે, નવલિકાઓ હવે કહેવાની છે—ને લખવાની નથી. નવલિકાના એક નવા સ્વરૂપના ભાવિ ઉદ્ગમ વિષે, એની વિશાળ શક્યતા વિષે, એનામાં રહેલી પ્રજાકીય કલ્યાણની શક્તિ વિષે, અને લેખકની એથી વધતી જવાબદારી વિષે માત્ર અંગુલિનિર્દેશ કરવો અને આપણી નજર સમક્ષથી આ વસ્તુ પણ જતી ન રહે, એટલી સૂચના કરવી, એ જ આ કથનનો હેતુ છે.

નવલિકાના આ ' કથાનક ' સ્વરૂપમાં, આ લખાણના કેટલા અંશો વિષે આપણે નવેસરથી આયોજન કરવું પડશે એ વસ્તુ વિવેચન કરતાં વધારે વ્યવહારની અપેક્ષા રાખે છે. ઘટનાત્મક, મર્મભરપૂર, હળવી, રસનિર્ઝરતી લેખનશૈલીને કથન કહેનારો શી રીતે વધારે સુંદર બનાવી શકે છે, એના ઉપર કથાનકસ્વરૂપના વિજયપરાજયનો બહુ મોટો આધાર રહેશે. સિનેમામાં જેવી રીતે ગાઈ ન શકનારને ઉછીનો કંઠ આપવામાં આવે છે તેવી રીતે કદાચ નવલિકાને લખી શકનાર—ને સુંદર રીતે કહી શકાય તેવી રીતે લખી શકનાર—માટે નવા કંઠની જરૂરિયાત ઊભી થાય તો પણ ના ન કહેવાય. પરંતુ આપણે આજે જ્યારે મૂંગા મૂંગા વાચન કરવામાં અતિશય રાચી રહ્યા છીએ ત્યારે આ કેવળ મૂંગા બનતા જતા લખાણના ભયસ્થાન તરફ તમારું સૌનું લક્ષ ખેંચવું—ને આપણે પાંચ વાક્યો પણ અસરકારક રીતે બોલવાની શક્તિ ગુમાવી બેઠા છીએ એ નિર્બળતા તરફ ધ્યાન ખેંચવું—એ જ આ વક્તવ્યનો હેતુ છે. ધ્યાન ખેંચતી વખતે આપણે એક વસ્તુ ઉપર વધારે ભાર દઈએ માટે એ વસ્તુ જ સર્વસ્વ છે, એવો અનર્થકારી અર્થ તો આમાંથી માત્ર અણઘડ હોય તે જ તારવે.

કથાનકસ્વરૂપની નવલિકાને પણ બગાડનારા નહિ બગાડે એવું માનવાને કાંઈ જ કારણ નથી. સિનેમાએ જેવી રીતે હલકી રસવૃત્તિને પોષણ આપ્યું અને એના અત્યંત કલ્યાણકારી એવા વાર્તાસ્વરૂપને 'મારી નાખ્યું', તેમ આ કથાનકસ્વરૂપમાં પણ, થવાનો ભય તો છે જ. પણ એટલી સામાજિક વિચિત્રતાનો તો સામનો કર્યે જ છૂટકો છે. પોતાના જીવનધ્યેયમાં પ્રતિષ્ઠિત અને અચળ એવી શક્તિવાળા માણસો જેમ જેમ આગળ આવતા જશે, તેમ તેમ એવા સ્વરૂપનો વિકાસ થતો જશે. લખાણ કરતાં કથાનકમાં સાધારણ રીતે ઉપદેશાત્મક તત્ત્વ વધી જવાનો ભય પણ છે, પરંતુ ઑગસ્ટાઇન બીરેલના આ શબ્દો જો યાદ રાખવામાં આવશે તો લેખક એ ભયસ્થાનમાંથી ઊગરી જશે. એણે કહ્યું છે કે—As for moral if he tell his story well, it will need none; if he tell it ill, it will deserve none."

# દેવનાં દીધેલાં

લેખક

શ્રી. મધૂસુદન ચીમનલાલ મોદી

*

રેવાશંકરે જ્યારે પોતાનું ગામ છોડવાનો વિચાર કરેલો ત્યારે તેણે મોટા મનોરથ ઘડેલા. અને પોતાના જીવતાં તો એ મનોરથ એણે સિદ્ધ થતાં જરા જોયેલા પણ ખરાં. રેવાશંકર નાના ગામમાં વાણીયાનું ગોરપદુ કરતો હતો. ચકરી પાઘડી, બંડી, જાડું કધોણું ધોતીયું અને હંમેશ હસતું, હાજરજવાબી મીઠાં બોલું મોં અને કોઇને ય કડવું ન કહેવાની વૃત્તિ—એ રેવાશંકરની રીત. ગામડામાં તો રેવાશંકર ગોર એટલે ડાહ્યું માણસ. જજમાનવૃત્તિ કરીને નાનકડું ખોરડું ઊભું કરેલું. ઘેર ગાય અને બે ચાર વીઘાં ભાગે ખેડવા આપેલાં ખેતર એ એની સંપત્તિ હતી. વળી વારપર્વે સીધાં આવે, ગરુડપુરાણ કે સત્યનારાયણની કથા વાંચે, સરવણીની સજ્જાઓ મળે, એટલે બધી ય રીતે ખાવે તથા પહેરવેઓઢવે બધુંય રીત પ્રમાણે મળ્યે જતું. રાધા ગોરાણી એ એમનાં પત્ની. પ્રૌઢ વયનાં, જરા ગોરે વાને અને ઘાટીલા હસતા મોંવાળાં; એટલે તો કોઇને લાગે કે આ ગોરને કેમ પરણ્યાં હશે? પણ પરણવાનું તો લેખમાં લખ્યું હોય તેમ થાય. આપણા સમાજમાં કોણ જાતે પરણતું હતું? હસતાં, સહુને દીલને આકર્ષતાં—છતાં ય બન્ને ધર્મિષ્ઠ અને મરજાદી હતાં. દરરોજ બાલકૃષ્ણને મંદિર જતાં અને જાણે ગીત તો એવી મીઠાશ અને હલકથી ગાય કે જાણે રીઝવાયલાં રાધા કૃષ્ણને મનાવતાં હોય! મોટી ઉંમર સુધી કાંઇ સંતાન પ્રાપ્તી ન થવાથી ગોરગોરાણીએ બાધા આખડી, વ્રત ઉપવાસ અને પૂજાઓ—જાત્રાઓ કરવામાં બાકી રાખી નહતી. છેવટે તેમના નસીબે કે પ્રભુએ મીઠી નજરે જોયું ને મોટી ઉંમરે એક પુત્ર ને તે પછી સવા વર્ષે બીજી એક દીકરી આવ્યાં. એટલે આમ તો સંતોષે રહે તો ગોરનું ઘર સુખી હતું.

બે સવાસેરીયાં છોકરાં થયાં, ત્યાર પછી કાંઇ પેટ થયું ન હતું. અત્યારે તો રાધા ગોરાણી ચાળીસ વર્ષનાં અને રેવાશંકર લગભગ અડતાળીશેક વર્ષના થયા હશે. રેવાશંકર ગોર કાંઇ બહુ રૂપાળા ન હતા, જરા વધારે પાકા રંગના અને બાંધી દડીના હતા. અને આમ મીઠાબોલા, છતાં કાંઇ રાધા જેવા ચકોર ન હતા. રેવાશંકર ગોરે પોતાનો વારસો પોતાના પુત્રમાં ઠાલવ્યો અને ગોરાણીએ પોતાનું રૂપ પોતાની દીકરીને આપ્યું. પણ દીકરીમાં અને ગોરાણીમાં એક તફાવત હતો: દીકરીમાં ગોરાણી કરતાં શાણપણ વધારે–કદાચ સ્થિરમનોવૃત્તિવાળા અને જરા ઠંડા એવા પોતાના પિતા પાસેથી એ વારસો પામી હશે. દીકરાએ પિતાના કદંગા રૂપનો અને ગોરાણીના જરા માદક અને સહેલાણી સ્વભાવનો વારસો લીધો હતો અને ગોરની સહજ જડતા વધીને તેનામાં ઊતરી હતી. છોકરીનું નામ કમળા અને છોકરાનું નામ છેલશંકર હતું. છોકરીની ઉંમર ચૌદેક વર્ષની અને છોકરાની ઉંમર પંદરેક વર્ષની હતી. કમળા એની માને મદદ કરતી અને બબ્બે બેડે પાણી ભરતી. ઘડામાં દોરડું ફાંસી જ્યારે પાણી ખેંચે ત્યારે તો તેની મોહકતાની હદ જ થઇ જતી–જાણે ત્રિભંગ કરીને કોઇ નર્તિકા મનોહારી નૃત્ય કરતા હોય. ગરગડીનો ચીચરક ચીચરક અવાજ વાદ્યધ્વનિ સમો લાગતો. વખત મળતો ત્યારે વાસણ ઉટકવામાં, ગાયને ઘાસ નીરવામાં અને બીજાં ઘરકામમાં તેની માને તે મદદ કરતી. અને કન્યાશાળામાં પણ સારી ભણનારી છોકરી તરીકે તેની ખ્યાતિ હતી.

રેવાશંકર ગોર આમ તો એમનું ગામ ન છોડત. પણ છેલશંકરે આ સવાલ ઊભો કર્યો.

ઉલશંકર મૂળથી જ ભણવામાં પાછળ–બબ્બે વર્ષે માંડ ચાર ચોપડી પૂરી કરી પંદરમે વર્ષે લાગવગથી અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી ચડયો હતો. ગામના ઉતાર જેવા છોકરાઓ સાથે ભટકતો, બીડીઓ ફુંકતો અને કોઇવાર શહેરના રંગમાં પડવા પાસેના શહેરમાં સપાટા પણ મારી આવતો. ગોરનેય ગાંઠતો નહિ અને એકનો એક મોંયે ચડાવેલ છોકરો—ક્યાંથી ગોરાણીને ય ભટે? એકનું એક ખોટનું છોરૂ એને કહેવાય પણ શું? એના ઉપર તો ઘડપણની આશા, એટલે થાબડથીબડ રાખતા. લોક તો એની કેટલીય વાતો કરતું. છોકરીને માટે સારો વર જોઇએ અને છોકરો આમને આમ ચેરાઇ જાય તો એને કન્યા ન મળે. દરરોજ ગોરના ઘરમાં આમ ઉચાટે ઘર માંડયું હતું. ગોરના ઘરમાં બધી વાતે સુખ, પણ આટલો ઉચાટ ઘરને કોરી રહ્યા હતો. કોઇને કહેવાય પણ નહિ અને સહેવાય પણ નહિ.

એટલામાં બન્યું એવું કે, શહેરમાં રહેતા, એક જરા પૈસેટકે ઠીક એવા યજમાન ગામમાં આવ્યા હતા અને એમને ત્યાં સત્યનારાયણની કથા વાંચવા રેવાશંકરને જવાનું થયું. કથા થઇ રહ્યા પછી થોડીવારે રેવાશંકર જવા ઉઠયા.

" જય જય, રમણભાઇ હું જાઉં છું. ભોજન વખતે કલાકેકમાં આવી જાઉં છું. " રેવાશંકરે રજા માગી. અને બ્રહ્મભોજન હતું એટલે કલાકેકમાં પાછા આવવાનું વચન આપ્યું.

" જો કામ ન હોય તો બેસોને, રેવાશંકરભાઈ! ગામની ખબર અંતર તો કહો! અમે દૂર શહેરમાં રહ્યા; એટલે અમને ઝાઝી નાતજાતની ખબર પણ ના પડે. "

રમણભાઇના આગ્રહથી રેવાશંકર બેઠા. એક તો રમણભાઇને સોબતની ય જરૂર હતી અને એના મનમાં કે ગોરને બધાંયના ઘરની ખબર, એટલે નાતજાતની ખબર અંતર પણ મળશે.

## વિદાય



ચંદ્રમાને વિનવે પૂર્ણિમાની રાતડી,
શાને મચાવ્યો દિલ–શોર;
ચાંદ! મારા ચિત્તડાના ચોર.
માયા રચાવી મારું મનડું મુંઝવવા,
રેડયો આ ચાંદનીનો દોર;
ચાંદ! મારા ચિત્તડાના ચોર.
માયા ને છાયા તારી રૂડી રૂપેરીમાં,
કીધો બહુ જ કલશોર;
ચાંદ! મારા ચિત્તડાના ચોર.
રમી રમાડી હવે જાવા તું ઝંખતો,
કેવો વિચાર છે એ ઘોર!;
ચાંદ! મારા ચિત્તડાના ચોર.
મનડું મુંઝાય મારું દિલડું ડંખાય છે,
કેમ સહેવાશે વિયોગ?
ચાંદ! મારા ચિત્તડાના ચોર.
પિયુની રાહ આર્દ્ર નયને જોઇશ હું,
વ્હેલો પધાર આણીકોર;
ચાંદ! મારા ચિત્તડાના ચોર.

સવિતાબ્હેન ગો. અમીન

" તમારે ઘેર તો બધાં હેમખેમ છે ને? " ગામની કેટલીક ખબરો રેવાશંકરને પૂછ્યા પછી રમણભાઇએ એમના ઘરની વાત કાઢી.

" અમારે તો તમારા જેવા યજમાનો હોય, એટલે ઇશ્વરની મ્હેર છે. બધું ય સુખ છે–પણ એક કીડો મન કોતરી ખાય છે; મારા ઉલશંકરનું અને દીકરી કમળાનું શું કરવું? કમળા તો બીચારી બહુ ભલી છે—

પણ છેલશંકર... !" રેવાશંકરે દીલની વરાળ ઠાલવીને છેલશંકરની બધીયે કરમકથની રમણભાઇને જણાવી.

"તો એમ કરોને ! એમને શહેરમાં લઇ ચાલો; અને યજમાનવૃત્તિનાં ઘર તમારા કાકાના છોકરાને સોંપો. શહેરમાં બધુંય મળી રહેશે." રમણભાઇએ ગોરને શહેર તરફ આકર્ષ્યા.

*

માણસો વિધિનાં રમકડાં છે—અને કયે સમયે કયાં કામ કયા હેતુથી કરે છે તેની સમજ જ પડવી મુશ્કેલ છે. ઘણાંય માણસો ગામડાં છોડી શહેરમાં વસ્યાં છે, એટલે રમણભાઇને ટેકે શહેરમાં ઠીક પડશે એ વિચાર રેવાશંકરના મનમાં પણ ઘર કરી ગયો. રાધા ગોરાણી સાથે વિચારની ખૂબ ચેરાચૂંથ પછી શહેરમાં જવું એમ કર્યું. રમણભાઇ પંદર વીસેક દિવસ પછી જવાના હતા, એટલે તેમની સાથે જ જવું એમ નક્કી થયું. આ વિચારનું પ્રતિકાર્ય છેલશંકર અને કમળાના મનમાં તો શુંનું શુંય થયું હશે—એમણેય એમના મનોરથના મિનારા રચ્યા જ હશે તો ? પછી રેવાશંકર શહેરમાં ગયા અને રમણભાઇના ટેકાથી તેમને જીવન જોગું મળવા લાગ્યું. ગામની યજમાનવૃત્તિમાંથી થોડો ભાગ અને ગામડાની થોડી મિલ્કતમાંથી કાંઇક મળતું. આમ શહેરની ધૂંધવાતી પ્રવૃત્તિમાં રેવાશંકરનું મન કામમાં ઓતપ્રોત થઇ ગયું. કોઇકવાર રેવાશંકર ગામમાં આવતા ત્યારે લોક કહેતું: 'જુઓને, રેવો ગોર શહેરમાં ગયો તે સુખી થયો.'

છેલશંકર અને કમળાને પણ રેવાશંકરે નિશાળે મૂક્યાં. છેલશંકરની હલકી પ્રવૃત્તિઓ ઉપર દંભનું સોનેરી પડ ચઢ્યું. અને અંગ્રેજી નિશાળનો અભ્યાસ માત્ર તેણે દેખાવ ખાતર કરવા માંડ્યો.

રેવાશંકર થાક્યો પાક્યો ઘેર આવતો. છેલશંકરની પ્રવૃત્તિની કોઇક વાર તેને ગંધ આવતી ત્યારે ચીડાઇને છેલશંકરને બે બોલ કહેતો, પણ પાછું એનું એ. એક વાત રાધા ગોરાણી અને રેવાશંકરનું મન કોરી રહી હતી. છેલશંકરને પરણાવવો કેવી રીતે ? રેવાશંકરે બે પૈસાનો દામ શહેરમાંથી ભેગો કર્યો હતો અને ગામડાનું ઓરડું વેચી નાખી તેણે શહેરમાં નાનકડું ઘર ખરીદ કર્યું હતું. ગામડામાં તો એમ થયું કે રેવાશંકરે તો કેટલીય કમાઇ શહેરમાં કરી હશે. છેલશંકરની પ્રવૃત્તિઓની વાત ગામડામાં પહોંચતી નહતી અને છેલશંકર કોઇવાર ગામમાં આવતો ત્યારે બનીઠનીને આવતો. મીઠાશ અને છટાથી બોલી ગ્રામજનોને આંજી દેવાનો દંભ તેને આવડતો હતો. ગામમાં મુરતિયા તરીકે તેનું નામ પૂછાવા માંડ્યું. આ તક જતી ન કરવી એમ વિચારી રેવાશંકરે છેલશંકરનાં લગ્ન ગામની એક છોકરી સાથે કરી દીધાં. રેવાશંકરના મનને થયું કે, વહુ ઘેર આવશે તો છેલશંકર કાંઇક સ્થિર થશે. ઘરસંસારમાં પડશે અને છે તેથી સુખે સંસાર ચલાવશે. ચિંતાની કરચલીઓએ એ રાધાના એક વખતના રૂપાળા, ઠસાદાર, ગૌરવવાળા મોંને શિથિલ બનાવી દીધું હતું. તેની ગૌરવભરી છટા અગોચર બની ગઇ હતી. અને જેમ જેમ તેમની ઐહિક બાબતો ઉપરની પોતાની મનધારી પકડ ચાલી ગઇ, તેમ તેનામાં માનસિક શિથિલતા અને ભક્તિનું ઘેલછાપણું વધવા લાગ્યું. છેલશંકરનું લગ્ન થયું તેથી એમાં કાંઇક ચમક આવી—પણ કદાચ તે છેલ્લી ચમક હતી.

*

લોકો કહે છે કે, માણસના જીવનમાં કોઇ વાર વસમી પનોતી બેસે છે. એ પનોતી ગ્રહદશાનું પરિણામ છે એમ પણ કેટલાક કહે છે; અને કેટલાક કહે છે કે, માણસની પોતાની ભૂલોના પરિપાક રૂપે એ પનોતી આવે છે. માણસને પોતાના માથા ઉપર અનિષ્ટ ઓઢવું ગમતું નથી, એટલે ગ્રહોને માથે તે ઓઢાડે છે. દુરન્ત—Tragedy—એ દેવો લાવે છે ?

માણસ પોતાની ભૂલોથી લાવે છે એ વિષય ભલે વિવેચકો ચર્ચે—માનસશાસ્ત્રીઓ અને ફીલસૂફો ચર્ચે—પણ આપણને તો થયું તેની સાથે લેવા દેવા છે.

રેવાશંકરની આવક અમુક હદથી આગળ વધી નહિ અને ખર્ચ ઘટ્યો નહિ; અને છેલશંકરની વહુ આવતાં ખર્ચ ઉલટો વધ્યો. વળી છેલશંકર તો દિન પ્રતિદિન નફટ બનતો ચાલ્યો, વ્યસનોમાં પડવા લાગ્યો અને વ્યસનોનાં ખર્ચ પૂરાં કરવા ચોરી અને લુચ્ચાઇ પર ચઢવા લાગ્યો. અનેક વખત રેવાશંકર ઘરની આબરૂ સાચવવા એનાં દેવાં પતાવવા પૈસા આપતા. એક દિવસ તો એટલે દરજ્જે વાત ગઇ કે, એક યજમાનની સોનાની કંઠી છેલશંકરે તફડાવી લાવી વેચી નાખી, અને પૈસા બરબાદ કર્યા. વાત પકડાઇ અને છેલશંકરને પોલીસને સ્વાધીન કરવા સુધી વાત આવી. રેવાશંકરે કરગરી, પૈસાની સગવડ કરી, જજમાનને સમજાવી, મહામુશ્કેલીએ આ એબ ઢાંકી.

રાત્રે રેવાશંકરે છેલશંકરને બોલાવીને કહ્યું: "આ રીતે વર્તીશ તો આપણું ઘર કેમ ચાલશે? તારી વહુ અહીં આવી છે—જરાક તો સીધી રીતે ચાલ? તને ઉંમરલાયકને શું કહીએ?" રેવાશંકરે જરા નરમાશથી કહેવા માંડ્યું. છેલશંકર જજમાનની કંઠીની વાત સમજી ગયો, અને ગરમ બની કહેવા લાગ્યો:

"શું કામ તમે વચમાં પડ્યા? મારું જે થવાનું હોત તે થાત—તમને આબરૂ વહાલી હતી તે વચમાં પડ્યા. મારે તો આ ઘરમાં રહેવું નથી. ગમે તે બાબત આવે કે આ બૈરી અને આ ઘર! મારે તો અહીં રહેવું જ નથી. તમે બધાંને સાચવજો." છેલશંકરે તો છેલ્લે પાટલે બેસીને વાત કરવા માંડી. તેની આંખોનાં તેજ હણાઈ ગયાં હતાં. બીડીઓના સતત વ્યસનથી હોઠ કાળા પડી ગયા હતા. મદિરા અને રાત્રિનાં જાગરણોએ તેની આંખો ફેરી અને બીહામણી બનાવી દીધી હતી.

રેવાશંકર તો ત્યાંથી જ અટકી ગયા. રાધા ગોરાણીથી પણ કાંઇ કહેવાયું નહિ. ઘરમાં વહુ આવેલી—આવડા મોટા છેલશંકરને શું કહેવાય? અને હજુર અઢારેક વર્ષની કમળા ઘરમાં કુંવારી હતી. છેલશંકરની નાલેશીના છાંટા આખા કુટુંબને ઊડવા લાગ્યા હતા. રેવાશંકરનું હૃદય આથી કોરાઇ જતું હતું. મુંગો માર એને સહન કરવાનો હતો. છેલશંકરની વહુ રોઇ રોઇને દિવસ વીતાવતી. ચુસ્ત બ્રાહ્મણની છોકરી—આ દુરાચારીને પનારે પડી. શું કરે? એક દિવસ તો રાત્રે ઘરમાં ખુબ ખળભળાટ મચ્યો. છેલશંકર પીધેલી હાલતમાં રાતના એક વાગે ઘેર આવ્યો અને સાથે બે હલકા સોબતીઓને લેતો આવ્યો.

"બારણું ઉઘાડે છે કે?" છેલશંકરે પોતાની મેડીનું બારણું ખખડાવી હાક મારી. તેની બૈરીએ બારણું ઉઘાડયું. તે તેના સોબતીઓ સાથે અંદર આવ્યો. બીચારી ગભરૂ અઢાર વર્ષની છોકરી ખૂબ જ ગભરાઇ ગઇ.

"તારી કુંચીઓ કયાં છે? જલદી આપ. મારે બહાર જવું છે." છેલશંકરે હુકમ છોડયો.

'બા પાસે છે.' ગભરાએલી બૈરીએ જવાબ આપ્યો.

"તો તોડી નાખ તાળું, છેલા! હું કાંઇ મારા હકના પૈસા લીધા વગર તને છોડવાનો નથી." સાગરીતે જણાવ્યું. છેલશંકરે તાળું તોડી નાખ્યું. જુગારમાં હારેલી રકમ પેટે પોતાની સ્ત્રીનાં થોડાંક ઘરેણાં આપ્યાં અને બાકી જે રહ્યુંસહ્યું હાથમાં આવ્યું તે લઇને એ અને એના સાગરીતો નીકળી ગયા. યુવાન પત્નીનાં ડૂસકાંથી ઘરનાં બધાં જાગી ગયાં. થોડાક પાડોશીઓ પણ જાગી ગયા. છેલશંકર તો કયારનોય ઘર છોડીને ચાલ્યો ગયો હતો. ત્યારપછી તો મહિનાઓ સુધી છેલશંકરે ઘર સામે જોયું નહિ.

*

રેવાશંકરને હૃદયનો વ્યાધિ લાગુ પડયો હતો, તે વધુ તીવ્ર બનતો ગયો. રાધા ગોરાણીનું મુખ કરમાવા લાગ્યું. પહેલાંની તેની કુશળતા અને ગૌરવ અદશ્ય થઇ ગયાં. કમળા—સુશીલ, દુઃખમાંય હસમુખી, વ્હાલસોઇ કમળા એકલી જ આ બંન્નેની હાથલાકડી રહી. હવે રેવાશંકરને પોતાના દેહની બીક લાગવા માંડી. ક્યારે વ્યાધિનો હુમલો આવશે અને કયારે પોતાનો દેહ પડી જશે એની અચોક્કસતાએ તેના જીવનમાં એક પ્રકારનો થરથરાટ ઉત્પન્ન કર્યો. કમળાનું વેવિશાળ સાદી-સીધી રીતે થઇ જાય એટલી જ તેમના મનમાં અભિલાષ રહી હતી. છેલશંકરે આબરૂ પર પાણી ફેરવ્યું હતું અને એના છાંટા કમળાના વેવિશાળના પ્રશ્નને પણ ઉડયા હતા. જેમ તેમ કરીને એક મૂરતિઓ શોધ્યો અને કમળાનાં લગ્ન કર્યાં. પણ કમળા તો ઘરની સરસ્વતી જેવી—એને તો લગ્ન થયાં પણ કુમારિકા રહેવાનું સરજાયું હશે, એટલે દુર્દૈવે તેનો પતિ લગન પછી બે માસમાં દેવલોક પામ્યો. કમળા ઘેરની ઘેર રહી- આખા ઘર ઉપર શોકનો અંધાર છવાઇ ગયો.

છેલશંકરનું તો કાંઇ સંભળાતું ન હતું. કોઇ કહેતા કે મરી ગયો હશે. કોઇ એમ કહેતું કે તે લડાઇમાં દૂર દેશાવર ગયો છે. ગમે તેની વાતો આવતી. તેની વહુ તો એના બાપને ઘેર રહેતી હતી અને સાસરા સાથેનો તેનો વહેવાર બીલકુલ બંધ થઇ ગયો હતો. ગામમાં પણ છેલશંકરને લીધે રેવાશંકરને મોં બતાવવા જેવું પણ રહ્યું ન હતું અને રેવાશંકરની તબીયત પણ બગડતી ચાલી હતી. રાધા અને કમળા—બે તરફની હુંફથી જીવન કાઢતો હતો. આવક ઘટી ગઇ હતી, પણ ઘરનો મેડો ભાડે આપ્યો હતો એટલે વહેવાર નભતો હતો.

એટલામાં રેવાશંકરને હૃદયવ્યાધિનો હુમલો આવ્યો. રાધા અને કમળાને મૂકી એકાએક જ રેવાશંકર દેવલોક પામ્યો. રેવાશંકર દેવલોક પામ્યા પછી કેટલેક મહિને જાણે રાધા અને કમળાનો, જગતમાં પણ જાગતા જમદૂત હોય તેમ છેલશંકરે એક રાત્રે દેખા દીધા. પહેલાં તો રાધા એને જોઇ ગભરાઇ ગઇ.

"તું ક્યાંથી અત્યારે ?" રાધાએ પૂછ્યું.

"બા, મને આવવા દે. મારી પાછળ તો પોલીસનું વોરન્ટ છે. જો ખબર પડશે તો હું પકડાઇ જઇશ. મને આવવા દે."

"તારી ઉપર વોરન્ટ શેનું ?" માએ પૂછ્યું.

"હું લડાઇમાં ગયો 'તો. મને ત્યાં ન ફાવ્યું તેથી છૂપી રીતે નાશી છૂટયો. મા, હવે બોલીશ નહિ. મને અંદર આવવા દે."

ગભરાયેલા અવાજે છેલશંકરે કહ્યું.

માનો જીવ એટલે છોકરાને આશરો મળ્યો. પોતાના બાપના મરણના સમાચાર જાણ્યા. જવાબદારી, મિલ્કત, સંકટ, તરતનો શોક-આ બધીય જંજાળથી થોડોક વખત તો છેલશંકરનો જીવ ઠેકાણે રહ્યો. ધીમે ધીમે પાછા પૂર્વના કુસંસ્કારો જાગ્રત થવા લાગ્યા. પૂર્વના મિત્રો પાછા મળવા લાગ્યા. છૂપી મહેફીલો અને મદિરાપાન શરૂ થઇ ગયાં. અને જ્યારે એની વહુને ઘેર બોલાવવા ગામડે વેવાઇને રાધાએ લખાવ્યું અને જ્યારે પોતાની વહુને મોકલવાની મહેણા સાથે ચોકખી ના આવી, એટલે વળી એનામાં ક્રોધનો આવેશ આવ્યો. અને એ આવેશનો છૂટકારો . મદિરા, વધારે જૂગાર અને વધારે કુસંગમાં પરિણમ્યો. તેનો બાપ રેવાશંકર જીવતો હતો ત્યાં સુધી તો એના મૂળ જજમાનીના ગામમાં કાંઇકેય લોકને લાજશરમ અડકતાં, પણ હવે તો ત્યાં પણ એ સાચવે એવું કોઇ ન હતું. જજમાનવૃત્તિની આવકનો ભાગ કાકાના છોકરાઓ મોકલતા હતા, તેય બંધ થઇ ગયા. અહીં તો છેલશંકરનો ખરચો વધતો ચાલ્યો ને દેવાં પણ વધી ગયાં.

"તું તારા બાપનો વારસ અને મિલ્કતનો વહિવટદાર છે: ઘર ઉપર પૈસા ઉભા કરી દેને." તેના એક સાથીદારે છેલા જ સૂચવ્યો.

છેલશંકરને તો દેવાંમાંથી છૂટવા કોઇ રસ્તો જોઇતો જ હતો અને બીક તો હતી કે, જો દેવાં માટે પોલીસ કેસ થાય તો કદાચ એના ઉપર ફરતા વોરંટની વાત ક્યાંકથી છતી થઇ જાય. આ બીક તેના મનમાં જ હતી. એના મિત્રે જ એને ઘર ઉપર પૈસા ધીરે એવા ધીરધાર કરનાર કાંધિયાને શોધી આપ્યો.

એની સાથે પોતાને ઘેર તો વાટાઘાટ થઇ શકે તેમ હતું નહિ. એટલે પેલો કાંધિયો એનું ઘર જોઇ ગયો અને તેણે ઘર ઉપર પૈસા ધીરવાનો ઉપકાર કરવા તત્પરતા બતાવી. બીજે દિવસે છેલશંકર તેને ત્યાં ગયો.

"એ તો હું તમને ધીરૂં છું-પણ મારે પૈસાનું તો જોખમ જ ને? વ્યાજ શું આપશો? અને પંદરસો રૂપીઆ ઘર ઉપર મળ્યાનો દસ્તાવેજ કરી આપવો પડશે." પેલા વાણીઆએ જરા દમથી કહ્યું. એ તો સમજી જ ગયો હતો કે, છેલશંકરને એના વિના ચાલવાનું નથી; અને જેમ શિકારીના હાથમાં પડેલા પંખીને કરતાથી પીંખી નાખે એમ એ વાણીઓ છેલશંકરને ચીરવા જ બેઠો હતો. છેલશંકરના મોં ઉપર નિર્લજ્જ વિવશતા હતી.

"ભલે, તમે કહેશો તે વ્યાજ આપીશ" છેલશંકરે જણાવ્યું, "અને આજે જ દસ્તાવેજ કરી રજીસ્ટર કરાવી દઇએ."

"જુઓ વ્યાજનો દર રૂપીઆની તેરીખનો. જુઓને તમારા વ્યાજની શી ખાતરી? એ પેટે પહેલેથી રૂપીઆ પાંચસો વ્યાજના અને બીજા ખર્ચ પેટે રૂપીઆ સો બાદ કરી રૂપીઆ નવસો મળશે. દસ્તાવેજ પંદરસોનો કરશું અને ઘર મારે ત્યાં ગીરો મૂકવાનું કબુલ છે?"

પહેલાં તો છેલશંકર હેબતાયો, પણ હવે તો પાછા ફરવા જેવું રહ્યું ન હતું.

# અંતરની વાત



કોને કહું સખિ, કોને કહું?
અંતરની વાતડી કોને કહું?
સોણામાં ઝબકી જાગી જઉં!
સખિ! ઉરની આ વાતડી કોને કહું?

પેલા રે બાગમાં મ્હોરે છે ફુલડાં,
ફોરે છે ફોરમે ને રંગે એ ઘેલડાં;
હીંચે સમીર સાથ સૌ એ અલબેલડાં:
જીવનનો ભાગ તોયે સુકાયે શું?
અંતરની વાત આ કોને કહું?

ટહુકે કોયલડી આંબાની ડાળીયે,
ગહેકે છે મોરલા વાડી ને ઝાડીયે,
ધરતી સજે અંગ રંગીલી સાડીયે;
ઉરે હું આગથી સળગી રહું!
અંતરની વાત આ કોને કહું?

પેલી નદી વહે સાગરને ભેટવા,
ઘેલું પતંગ ચહે દીવામાં લેટવા!
એવું તે શું બધા ચાહે ફના થવા?
જીવન ઓવારવા ક્યાં રે જવું?
અંતરની વાત આ કોને કહું?

કોને કહું, સખિ કોને કહું?
અંતરની વાતડી કોને કહું?

રમણલાલ વ્યાસ.

"સારું એમ કરીશું."

દસ્તાવેજ લખનારો તૈયાર જ હતો. બધું લખાયું. દસ્તાવેજ રજીસ્ટર્ડ થઇ ગયો. અને છેલશંકરના હાથમાં પૈસા આવ્યા. ઘરમાં ઘણી ખૂટતી વસ્તુઓ પોતે લાવ્યો—અને એથી કાંઇક રાધાને અને કમળાને મનમાં શાંતી થઇ કે ભાઈ છેલશંકર કમાઇ લાવે છે. પણ પૈસા કેવી રીતે આવ્યા એની તે ભોળાં સ્ત્રીજનોને શી રીતે ખબર પડે?

એક ફેરો, આ રીતે પૈસા મેળવવાનો ચસકો પડયો કે વારંવાર આ રીતે પૈસા ઉભા કરવા છેલશંકરે ઘરને બીજે બે ઠેકાણે ગીરો મૂકયું. ઘર ઉપર પુષ્કળ દેવું વધી ગયું અને તેના ઉપર તકાદો આવે એટલે સુધી વાત પહોંચી ગઇ. આ ઉપરાંત પરચુરણ દેવું પણ છેલશંકરે ઘણું કર્યું હતું; લેણદારો ઘરના ઉમરા ઘસી નાખવા લાગ્યા હતા.

બીચારી રાધા, વગર ઉંમરે ઘરડી બની ગઇ હતી. જાણે ઇશ્વરની ભક્તિમાં જગતની યથાર્થતાને ભૂલવા માંગતી હોય તેમ એનું જીવન એણે ભજન, ભક્તિ, વ્રત ઉપવાસમાં ક્ષીણુ કરી નાખ્યું હતું. કમળા ઘરની વ્યવસ્થા કરતી અને મેડીના ભાડામાંથી તથા પોતે થોડુંક કામકાજ કરી ઘરનો વહેવાર ચલાવતી. સુશીલ કમળા ન હોત તો ઘરનો વહેવાર ચલાવવાનું રાધા માટે અશકય હતું. છેલશંકર જરા કોઇથી દબાતો તો તે કમળાથી જ. એની નિર્મળતા, સુશીલતા, અને વિષને પણ અમૃત બનાવે એવી તેની પ્રફુલ્લતાથી આ પારાવાર દુઃખમાં પણ તે ઘરને ઊજળું રાખી શકતી હતી. રાધાનું મન તો નબળું બની ગયું હતું. દુઃખના આઘાતો તે સહન કરી શકતું ન હતું.

એક રાત્રે છેલશંકરે દેવાં સંબંધી વાત છેડી. છૂટકો જ ન હતોઃ નહિ તો દાવો મંડાવાનો ભય હતો. અને લશ્કરમાંથી નાસી છૂટયાનું વોરન્ટ તો તેની પાછળ હતું જ. આ બધામાંથીય બચવાનો એક જ આરો હતો. અને તે ઘરને કોઇ પણ હિસાબે વેચી નાખવાનો. પરંતુ તે દસ્તાવેજમાં મરનાર રેવાશંકરની વિધવા તરીકે ઘરમાં રહેવાનો હક્ક હોવાથી તે હક્ક જતો કરવામાં આવે તો જ વેચાણ પાકું થાય અને તેથી માની સહીની જરૂર પડે તેમ હતું.

રાત્રે રાધાનું શરીર ઠીક ન હતું. તે આડી પડી હતી અને કમળા તેના પગ દબાવતી હતી. તે વખતે છેલશંકર ત્યાં આવ્યો. તેણે વાત છેડી. આ વખતે તો તેની દંભની પ્રકૃતિ વધારે તેજમાં હતી.

"બા, મારો સ્વાભાવ હવે બદલાતો જાય છે. મેં મારા સ્વભાવથી તમને બધાંને દુઃખી કર્યાં છે, પણ હવે તો મારે બધાથી છૂટી બરોબર જીવતર ગાળવું છે." જાણે સાચો પશ્ચાત્તાપ થયો હોય તેમ છેલશંકરે નમ્રતાથી રજુઆત કરી.

કમળાનું મન માન્યું નહિ અને સ્મિતભરી વેધક દૃષ્ટિ એણે છેલશંકર તરફ નાખીઃ છેલશંકરે પોતાની દૃષ્ટિ નમાવી દીધી—પેલી આંખોના સતનું તેજ જીરવવું તેને માટે વસમું હતું. છતાં કોઈ પણ હિસાબે આજે કામમાં પાર ન ઉતરાય તો લેણદારો એને છોડે એમ ન-હતા. એનો જાન પણ આંચકાઈ જવાનો ભય હતો. તે કરગરી પડયોઃ

"બા, આ ઘર આપણે વેચી દઇએ તો! મેં દેવું બહુ કરી દીધું છે—અને ઘર ઉપર પૈસા પણ લીધા છે. હવે ઘર કોઇ રીતે બચાવી શકાય એમ નથી" છેલશંકરે આર્તસ્વરે કહ્યું. આર્તતા કાંઇ રાધા પ્રત્યેના વ્હાલથી કે કમળા પ્રત્યેના અનુરાગથી નહોતી આવી—આવી હતી લેણદારોના ભયથી અને ગુંડાઓનાં ચપ્પાંથી.

"પણ પછી રહીશું કયાં?" રાધાએ પૂછ્યું.

'કેમ, ભાડાનું મકાન રાખીશું—અને વેચાણ પછી એમાંથી પૈસા વધશે તે કોઇ સારી જગાએ વ્યાજે મૂકીશું. બા, મને થાય

છે કે મેં તમને બહુ દુઃખ આપ્યું.' ઉલશંકરે કરુણા ઉત્પન્ન કરવા યત્ન કર્યો.

"આ જીવે છે ત્યાં સુધી મકાન નહિ વેચાય. બાપાએ મકાન ખરીદ્યું હતું બધાંના સુખ માટે" કમળાએ વચ્ચે સાચે સાચ વાત સુણાવી દીધી.

"કમળા, તું શું કામ વચ્ચે પડે છે? માને કહેવા દેને? ઘર વેચાણુ થશે તો જ આપણે સુખી થઇશું—મેં બધીય રીતે વિચારી જોયું છે." ઉલશંકરે કમળાને સમજાવવા યત્ન કરવા માંડ્યો.

"પણ ઘર ન વેચીએ તો ન ચાલે?" રાધાએ સમજાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

"તારે મારું લોહીલુહાણુ મડદું જોવું હોય તો ઘર વેચવાની પરવાનગી ન આપતી. અને હવે ઘર રહે એમ તો છે જ નહિ. એના ઉપર દસ્તાવેજ કરીને મેં પૈસા તો લીધા જ છે."

રાધાનું નબળું હૃદય ડઘાઈ ગયું. એને થયું કે, નહિ રહે પુત્ર કે નહિ રહે ઘર. કમળાની ધીરજ અને દૃઢતાથી માનું પોચું હૃદય મજબૂત બનાવી શકાય એમ હતું નહિ.

"પણ પછી વધે તે પૈસા મને આપી દેવા પડશે—અને મારા નામે બ્યાજે મૂકવા પડશે. એમ હોય તો વેચાણુ દસ્તાવેજ ઉપર હું સહી કરું. ખરોખર છે ને કમળા?' રાધાએ છેવટે જવાબ વાળ્યો.

કમળાનું મન પણ આ આવનારી ભયંકર આપત્તિથી ઢીલું પડવા લાગ્યું. હિંમતથી મોં ઉપર સ્મિત સાચવ્યું, પણ સ્મિતમાંથી દુઃખનાં ભયંકર તોફાનો તેના મુખ ઉપર આવી જતાં. ક્ષિતિજ ઉપર ઘેરાયલાં કાળાં તોફાની વાદળાંમાં મધરાતે ચંદ્ર ડુબકાં ખાતો હોય; આગળ પાછળ વાવઝોડાંના સુસવતા વાયરા વાતા હોય; વાદળાંના ભયંકર ગડગડાટ સંભળાતા હોય; અને વીજળીઓ જાણે પ્રચંડ પર્વતો ઉપર વજ્રઘાત કરતી દેવી ચાબુકોની માફક ચમકતી હોય, આ સમયે સુમસામ ભયંકર અંધકારમાં ચંદ્ર ચમકી જાય પણ તેનો ચમકાટ ઉલટો ભય પેદા કરે, તે પ્રમાણે કમળાના મુખ ઉપરનું સ્મિત ખરેખર ભય પમાડે તેવું લાગતું હતું. રાધાનું વ્યક્તિત્વ તો ઘણું જ ઘટી ગયું હતું. એણે તો એના બાલકૃષ્ણને કાકલુદી કરવા માંડી હતી—પણ એ તો બળની ભક્તિ નહતી, નિર્બળનો વલોપાત હતો.

*

બીજું સવાર થયું. બધી તૈયારીઓ ઉલશંકરે તો નહિ, પણ તેના લેણદારોએ—ખાસ કરીને જેણે પૈસા ધીર્યા હતા તેમણે કરી રાખી હતી. એક સવારમાં મકાનને વેચાણ રાખનાર પણ ઉભો થયો હતો. વિત્તના જગતમાં નરી નિર્ઘૃણતા હોય છે—દયાનો ધારો ભાગ્યે જ હોય છે. દસ્તાવેજ લખનાર પણ તૈયાર હતો. પેલા જોતાંય ચિતરી ચઢે એવા સર્પસમા કાંધીઆઓ પણ ત્યાં ખડા હતા. આ માંસપિંડમાંથી સર્વેને લાભ મળવાનો હતો. શું કામ ત્યાં ન ઉભા રહે?

બધું નક્કી થઇ ગયું. આખી રાતના સંકલ્પ વિકલ્પોએ રાધા વધારે નબળી થઈ ગઇ હતી. એના મન ઉપર કાબુ ન રહ્યો. અને જ્યાં આ કસાઇઓની ટોળી જોઈ, ત્યાં તો એનો આત્મા કકળી ઉઠ્યો. પણ કસાઇઓને ઢોરનાં હાડચાંમ જીવતાં ઉતારી લેતાં ઓછી દયા નીપજે છે? ધીરધારના ધંધામાં એનાથીય ક્રૂર કસાઈઓ હોય છે. એનો ખ્યાલ તો એના સકંજામાંથી છૂટેલા મનુષ્યોને જ આવી શકે.

આ સંકટમાં એકલી કમળા જ રાધાની હાથ-લાકડી હતી. ઉલશંકરને તો છેવટ સુધી—રજીસ્ટ્રાર આગળ પોતાની માની સહી થાય ત્યાં સુધી એને સમજાવી રાખવાની હતી. તે એની પાસેને પાસે જ રહેતો.

રજીસ્ટ્રારની કચેરીમાં આખો ય વરઘોડો આવ્યો. બધાંયના સહી સીક્કા લેવાની તૈયારીઓ થવા લાગી.

'હું તો સહી નથી કરવાની. મૂઆ કસા-

ધણીઓએ મારા દીકરાને પૂરા પૈસા ય નથી આપ્યા અને ઘર લખાવી લેવું છે !"

રાધાની આંખો આંસુથી નીતરી રહી હતી. છેલશંકરે સમજાવવા માંડી.

"હવે તે સહી કર્યા વગર ચાલે ?" દસ્તાવેજ લખનારાએ કહેવા માંડયું, "નહોતું વેચવું તો આટલો વિધિ શું કામ કર્યો ! હવે સહી કર્યા વગર ન ચાલે, ડોકી."

આ બબડાટથી કમળાને શરમ આવવા લાગી. છેલશંકર તો નફ્ટ હતો.

"ડોસીને–મા; સહી કરી દે; આમ શું કરે છે ?" કમળાએ માને પ્રેરવા માંડી.

રડતે મને, થથરતે હાથે, અભાન દશામાં તેણે સહી કરી. દસ્તાવેજ કાયદસર થઈ ગયો. રાધાની સ્થિતિ તો ત્યાંથી જ બગાડવા લાગી. તેનું મન તો નબળું જ પડી ગયું હતું.

"છેલશંકર, હું બાને ઘેર લઈ જાઉં છું. પછી તું પૈસા વગેરે લઈને ઘેર આવજે" કમળાએ છેલશંકરને કહ્યું. બીચારી કમળાને તેની ખાની પડી હતી. એને દરકાર ન હતી છેલશંકરની, પૈસાની કે ઘરની–અરે આખા વિશ્વની. એનામાં મનમાં એની મા જ હતી.

છેલશંકર રાત્રે પણ ઘેર ન આવ્યો.

"ભાઈ ઘેર આવ્યો?" રાધાએ ભાળ પૂછી.

'ના, નથી આવ્યો, આવશેઃ તું તારે સુઈ રહેને ?" રાધાએ એને શાંતિ રાખવા કહ્યું.

છેલશંકર બીજે દિવસે ય ન આવ્યો. અને બધેય પૈસા લઈ એય છેલશંકર સકને ચાલ્યો ગયો. ચારેક દિવસ પછી તો ઘર જેને વેચાણ થયું હતું તેના નામ ઉપર ચઢી ગયું અને એ કબજો લેવા માટે આવ્યો.

"કેમ, છેલશંકર છે કે ?" પેલા માણસે પૂછ્યું.

"ના" કમળાએ જવાબ આપ્યો.

"ઘરનો કબજો સોંપી દેવાનો છે. છેલશંકરને તો બોલાવો !"

"ના રે, એનું શું કામ છે ? તમારે તો કબજો જ જોઈએ ને ? કાલે આપી દઈશું તો ચાલશે ? અમે ઘર ખાલી કરી દઈશું." કમળાએ અંતરના દાવાનળને દેખાવા દીધા વિના શાંતિથી જવાબ આપ્યો. એના મોં ઉપરની ઉજડ શાંતિ તો દેખાઈ જ આવતી હતી. પરંતુ એની સરળ અને તેજસ્વી મુખમુદ્રા વિશ્વાસ પેદા કરે તેવી હતી. પેલા કઠણ હૃદયના વાણીઆના દિલમાંય વિશ્વાસની જડ બેઠી. બીજે દિવસે એને ઘરનો કબજો મળ્યો. ભર્યું–ભાદર્યું ઘર વેરાન થઈ ગયું.

રાધાની સ્થિતિ અસહાય હતી. કમળા તેને લઈને ચાલી નીકળી. ભરેલાં નગરો પણ વેરાન વનવગડા જેવાં હોય છે. નહોતાં ઘરબાર, નહોતું આશ્રયસ્થાન, નહોતું ગામ, કોઈ ન હતું, એવા એકલતા ભરેલા જગતની કેડીએ આ ઉજ્જડ બનેલાં દીકરી ને મા ચાલી નીકળ્યાં.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૬ થી ચાલુ ]

આ ગોળીઓની બનાવટ શ્રીજીવનના બીજા વર્ષના અંકોમાં શ્વેતપ્રદરના લેખમાં પણ આપેલી છે. એમાંથી આના બીજા ઉપયોગી પ્રયોગો જોવા માટે વાંચકોએ એ લેખ વાંચી જવો જોઈએ.

સુવા, મેથી, લસણનાં ફોતરાં, લીમડાનાં પાન તથા ગધેડાની લાદ વગેરેની ધુમાડી સુવાવડ પછી લેવાય છે. આ ધુપ જંતુઘ્ન છે, ગેતી સંકોચન કરે છે, વાયુ હરનાર છે, એટલે યોનિશૂલ મટાડે છે; તેમજ યોનિરોગમાં ફાયદો કરે છે. આ ધુમાડી લેવાથી કશું નુકસાન નથી. એથી પ્રદર મટે છે અને ગુપ્ત ભાગમાં થતા અવાજો પણ મટે છે.

પણ મારી સમજ પ્રમાણે ઉપરોક્ત અરણીના રસવાળી ગોળીઓ કે આ ધુમાડો મેદ ઘટાડવામાં ખાસ મદદરૂપ નથી. છતાં આ બેઉ પ્રયોગોથી યોનિમાર્ગના કેટલાક રોગો જરૂર મટે છે. —જટુભાઈ

## સ્રી-પુરુષના સમાન અધિકારના પ્રખર હિમાયતી : આઝાદ હિંદ સેનાનાં કેપ્ટન ડૉ. લક્ષ્મીનાં માતા



# શ્રીમતી અમ્મુ સ્વામિનાથન્

મદ્રાસ શહેરને લગતા મતદાર વિસ્તારમાંથી દિલ્હીની મધ્યસ્થ ધારાસભામાં છેલ્લા બે દાયકાથી કૉંગ્રેસના જ પ્રતિનિધિને મોકલવાની પ્રણાલી બંધાઇ ગઇ છે. શ્રી. શ્રીનિવાસ આયંગર, 'સત્યમૂર્તિ', જી. આર નાયડુ તથા શ્રીમતી અમ્મુ સ્વામિનાથન્ એ લોકપ્રિયતાને પાત્ર બનીને ધારાસભ્યો તરીકે ચૂંટાઇ આવનારાં કેટલાંક જ્વલંત નામો છે. આ સમયની ચૂંટણીમાં પણ શ્રીમતી અમ્મુ સ્વામિનાથન્‌ની થએલી ચૂંટણી કૉંગ્રેસને રહેલા પ્રજાના પીઠ-બળનો પુરાવો પૂરો પાડે છે.

પચાસેક વર્ષની વયનાં શ્રીમતી સ્વામિનાથન્ છેલ્લાં ૧૫ વર્ષ થયાં કૉંગ્રેસનાં સક્રિય કાર્યકર રહ્યાં છે. એમણે મદ્રાસ વિભાગમાં સ્વદેશીની ભાવના ફેલાવવામાં અગ્રભાગ ભજવ્યો છે અને સ્વદેશીની છેલ્લાં કેટલાંય વર્ષથી હિમાયત કરતાં રહ્યાં છે. એ પોતે મદ્રાસ શહેરમાં એક સ્વદેશી સ્ટોર કુશળતાપૂર્વક ચલાવે છે. ખાદીની તરાહતરાહની જાતો એ એમના સ્ટોરની ખાસ વિશેષતા છે.

એ પોતે એક સારા વક્તા છે, પરંતુ એથી યે વધુ સમર્થ વ્યવસ્થાપક છે. કસ્તુરબા ફંડ સમયે ઘેર ઘેર ફરીને એમણે ઉઘરાણું કરેલું. ઇ. સ. ૧૦૪૨ની લડત દરમ્યાન વેલોર જેલમાં મળેલા કારાવાસમાંથી છૂટતાં વેંત તેમણે આ પ્રવૃત્તિ ઉપાડી લીધેલી. એ કારાવાસની યાતનાએ એમની તબિયત ભાંગી નાખી, એમનું યુવાસૌન્દર્ય કરમાઈ ગયું અને ચહેરા પર કરચલીઓ ફરી વળી. એક વાર લોહીથી ફાટફાટ થતા, પરંતુ હવે કરમાઇ ગએલા એમના ચહેરા પરની બે આંખોમાંથી પડેલાંની પ્રફુલ્લતાને બદલે હવે થાક અને કંટાળો જાણે નીતરે છે. આમ છતાં સ્વાતંત્ર્યની કૂચમાં એ સહેજ પણ થંભે કે કદમ પાછા હઠાવે તેમ નથી.

*

મલબારના એક બહુ જ વગદાર અને તવંગર નાયર કુટુંબમાંથી એ ઊતરી આવ્યાં છે. નાનપણમાંતો ચાર દાયકા પર છોકરીઓને મળતી તેટલીજ કેળવણી તેમને મળેલી. અને પૈસા કમાવામાં જિંદગીનો જેટલો ભાગ ગાળ્યો હતો એટલો જ કાયદાના અભ્યાસ પાછળ ગાળનાર શ્રી એસ. સ્વામિનાથન્ નામના વિદ્વાન બ્રાહ્મણ ધારાશાસ્ત્રી સાથે એમને ૧૭ વર્ષની વયે પરણાવવામાં આવેલાં. એથી એમના જીવનમાં મોટો પલટો આવ્યો. શ્રી. સ્વામિનાથન્ પરિશ્રમયુક્ત છતાં સાદું જીવન ગાળનારા અને ઉચ્ચ કર્તવ્યનિષ્ઠા ધરાવતા હતા. પૈસે ટકે સુખી અને સુધારક વિચારના હોવાથી તેમણે અમ્મુને પોતાનું વ્યક્તિત્વ વિકસાવવાની તમામ તકો આપી અને અમ્મુએ તે તકને ઝડપી લીધી હતી. અમ્મુ સાથે કેટલાંક વર્ષોના સુખી દાંપત્ય બાદ ચારેક સંતાનો પોતાની પાછળ મૂકીને, આજથી

પંદરેક વર્ષ પર એ અવસાન પામ્યા. એમાંના સૌથી મોટા પુત્ર ગોવિંદ ધારાશાસ્ત્રી બન્યા છે. બીજા પુત્ર શાન્તિ કલકત્તામાં પુરવઠા-ખાતાના એક અધિકારી છે. મોટી પુત્રી લક્ષ્મી તો આઝાદ હિંદ ફોજમાં 'ઝાંસીની રાણી' પલટનના કપ્તાનપદે રહીને સુવિખ્યાત બન્યાં છે, જ્યારે નાનાં પુત્રી સૌ. મૃણાલિની સારાભાઈએ નૃત્યકલામાં સારી ખ્યાતિ સંપાદિત કરેલી છે.

સ્વ. સ્વામિનાથન્ પોતે શહેરની એક અગ્રગણ્ય વ્યક્તિ હોઈને એમની આસપાસ સારું એવું શિષ્ટજન મંડળ રચાએલું. અમ્મુનો એ મંડળમાં પ્રવેશ થતાં ધીમે ધીમે તેમણે મલબારી રૂઢિચુસ્તતાનો ત્યાગ કરવા માંડયો. થોડા જ સમયમાં અંગ્રેજી ભાષા પર એમણે પ્રભુત્વ મેળવી લીધું અને પોતાની વાક્છટાથી અનેકોને મુગ્ધ કરવા માંડયા. પોતાની સાત સીટર ઑસ્ટિન મોટર ગાડી એ જાતે હાંકતાં શીખી ગયાં અને ઈંગ્લેંડના કોઈ ઉમરાવ ઘરાણા જેટલા જ ઠાઠ–ઠમઠાથી રેવાઈ ગયાં. પણ તેમના પતિના અવસાન પછી તેમણે પોતાનું જીવન દેશને ચરણે ધરી દીધું.

સ્ત્રી–પુરુષની સમાનતાનાં એ મક્કમ હિમાયતી છે અને માત્ર લિંગભેદને કારણે જ પુરુષ કરતાં સ્ત્રી ઊતરતી હોવાની વાત એમને અમાન્ય છે. સ્વ. સ્વામિનાથને પોતે ઈંગ્લેંડમાં કેટલાંક વર્ષો ગાળેલાં હોઈને નવો જમાનો એ ઓળખી શકયા હતા, અને એને લઈને જેટલી હદે સામાન્ય રીતે આ દેશમાં એક પુરુષ પોતાની પત્નીને સામાજિક છૂટછાટ આપી શકે એટલી હદે એમણે એ અમ્મુને આપેલી. મદ્રાસના રૂઢિચુસ્તો શ્રી. અમ્મુ પ્રત્યે ચકિત નજરે જોઈ રહેતા, પરંતુ નિરર્થક રૂઢિઓનું દાસત્વ માન્ય રાખે એ માટીની એ સ્ત્રી નહોતી.

પતિના મૃત્યુ પછી અમ્મુએ જાહેર જીવનમાં પ્રવેશ કર્યો, અને જુદી જુદી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ હાથ ધરવા માંડી. ઇ. સ. ૧૯૨૦ એ એમના જાહેર જીવનનું પ્રવેશવર્ષ. ૧૯૨૯માં બીજા સત્યાગ્રહ વખતે એમણે તેમાં ભાગ નહિ લીધેલો, પરંતુ ડૉ. એની બેસંટના એક સમયના મંત્રી શ્રી. બી. શિવરાવે શરૂ કરેલી 'બાય ઇન્ડીઅન લીગ'માં એ જોડાએલાં અને સ્વદેશી પ્રચારમાં 'સ્વદેશી ખરીદો સંઘ'ના એક કાર્યકર તરીકે એમણે મદ્રાસમાં પ્રતિષ્ઠા જમાવી. એમણે બજાવવા માંડેલી કામગીરી એમને જાહેર જીવનમાં વધુ ને વધુ આગળ ધપાવતી ગઈ અને ધીમે ધીમે એ કોંગ્રેસના પ્રભાવ નીચે આવતાં ગયાં. એમની જાહેર કામગીરી કોઈ પણ પ્રકારનો નાટકીય તત્ત્વથી વીરહિત છે. ઉચ્ચ આદર્શ નજર સમક્ષ રાખીને શાંત અને મક્કમ તેમજ ગૌરવપૂર્ણ રીતે પોતાનું કર્તવ્ય બજાવ્યે જનારાં એ કાર્યકર્ત્રી છે.

દેશદેશાવરનો સારો એવો પ્રવાસ એ ખેડી ચૂકયાં છે. અનેક વાર ઇગ્લેંડ જઈ આવ્યાં છે, અને એમના પતિ હયાત હતા ત્યારે ઉનાળાનો સમય લગભગ દરેક વર્ષે એ યુરોપમાં જ ગાળતાં. જાપાન સાથેનું યુદ્ધ શરૂ થયા પહેલાં એ દૂર પૂર્વના મુલ્કોની તેમજ યુનાઇટેડ સ્ટેટ્સની સફર કરી આવેલાં. એ વખતે પોતાની પુત્રી મૃણાલિનીને પોતાની સાથે હોલીવુડ લેતાં ગએલાં, કારણ કે એને પશ્ચિમની નૃત્યકલા શીખવાની અભિલાષા હતી. એ પ્રવાસ દરમિયાન હિંદની પરિસ્થિતિ અંગે એમણે કેટલેક સ્થળે વ્યાખ્યાનો પણ આપેલાં.

આ પ્રવાસેથી પાછા ફર્યાં બાદ ઊભી થએલી ઇ. સ. ૧૯૪૨ની લડતમાં એમણે ઝંપલાવી દીધું. સત્વર એમની ધરપકડ કરીને એમને વેલોર જેલમાં મોકલી દેવામાં આવ્યાં, જ્યાં બરાબર અઢી વર્ષનો કારાવાસ વેઠયા પછી એ છૂટવા પામ્યાં છે. આવાં નારીરત્ન માટે ભારત મગરૂર છે.

[ કૈરમ ]

# ઇતિહાસમાં બ્રાહ્મણત્વ

**શા**સ્ત્રો કહે છે કે વર્ણમાત્રનો ગુરુ છે બ્રાહ્મણ. વસિષ્ઠ, અગસ્ત્ય, કપિલ, દ્રોણાચાર્ય, સાંદીપનિ; સોક્રેટિસ, પ્લેટો, અરિસ્ટોટલ; સેન્ટ પીટર, સેન્ટ બર્નાર્ડ, એસીસીના સેન્ટ ફ્રાન્સિસ; ફિરદોસી ને રૂમી; કેન્ટ, હેગલ ને માર્ટિનો; અને એમનાથી યે અતિમહાન જગત્બ્રાહ્મણો ઝરથુસ્ત્ર મૂસા નબી ને ઇશુ ખ્રીસ્ત; રામકૃષ્ણ ને બુદ્ધ: જે પયગમ્બરોએ માનવવંશને ધર્મમાર્ગ દાખવ્યા. વિશ્વામિત્રે ત્રિષ્ટુભ દીધો, વાલ્મીકિએ અનુષ્ટુપ દીધો; પતંજલિએ યોગશાસ્ત્ર આપ્યું, પાણીનિએ ભાષાશાસ્ત્ર આપ્યું; વ્યાસે મહાભારતનો શબ્દસાગર અર્પ્યો. કાલિદાસ, માઘ ને બાણ થયા મહાકાવ્યોના પ્રણેતા. વિજયનગરના રાજમન્ત્રી બન્ધુઓ—સાયણ ને માધવ—એકે વેદાર્થ કીધા, બીજાએ શંકરદિગ્વિજય કીધો. અને આપણા ન્હાનકડા ગુજરાતે એમની ન્હાનકડી આવૃત્તિઓ થઇ મુક્તમાળી, નરસિંહ ને પ્રેમાનન્દ, સામળ ને દયારામ, દલપત ને ગોવર્ધન; અમરજી દિવાન ને ગોકુળજી ઝાલા, ગગા ઓઝા ને ઝંડુભટ્ટજી. નડિયાદના દ્વિવેદીઓ, પાટણ જામનગરના ત્રિવેદીઓ, સરખેજ–કપડવણજના ચતુર્વેદીઓ થયા. અમદાવાદના એક બ્રાહ્મણ વૈશ્યધર્મે વળ્યા; અમદાવાદના આભમાં ૯૦ ભૂંગળાં પ્રગટી નીકળ્યાં. બ્રાહ્મણ પગલાં માંડે, પાછળ ત્હાં ત્હાં ફૂલવાડીઓ ઉગે.

*

હોબ્સ નામના ઇંગ્રેજ ફિલસૂફે સમષ્ટ જનતાની મહામૂર્તિ કલ્પી; અને એને Liviathon કહી. હોબ્સથી દશેક હજાર વર્ષ પૂર્વે પુરુષસૂક્ત રચાયું છે, ભારતીય સાહિત્યમાં માનવતાની વિરાટમૂર્તિ કલ્પાઇ છે. શ્રુતિભાવનાનો માનવવંશની મહાકાય મૂર્તિનો મન્ત્રોચ્ચાર છે કે

બ્રાહ્મણ મુખ છે એનું, બાહુ ક્ષત્રિયને કહે;



**મહાકવિ શ્રી. ન્હાનાલાલ દ. કવિ.**

*

ઊરુ છે એહના વૈશ્યો, પાયેથી શુદ્ર જન્મિયા.

બ્રાહ્મણ ગુણાવળ હોય તો આજનો નવબ્રાહ્મણ છે પ્રોફેસર ને સાહિત્યકાર. અને આજે જેમ સાહિત્યકાર ને પ્રોફેસર માનવતાનું મુખ છે, તેમ ત્હારે પણ મન્ત્રદ્રષ્ટા મહાકવિ સૂત્રકાર મહર્ષિ બ્રહ્મર્ષિ—બ્રાહ્મણો માનવમૂર્તિનું મુખ હતા અને ગુણાઃ પૂજાસ્થાનમ્ની રીતપૂજા હતી; એટલે ગઇ કાલનો વાલિયો ભીલ એ આજના વાલ્મીકિ ઋષિ થતા; જેમ ઇંગ્લાંડમાં મોચીપુત્ર લૉર્ડ થાય છે એમ. કીમિયાગરો ત્રાંબાનું સોનું કરતા; પણ જનતા તો સોનાના ગુણ પારખી સોનું કહેતી. આજે યે ઝ નહિં; નવરામાયણનો એક જ કાંડ રચે, બ્રાહ્મણત્વના ગુણ દાખવે, તો શ્રી. આંબેડકરને આંબેડકર ઋષિ લેખે પૂજવા હું તત્પર છું.

જ્ઞાન, સાધુતા, તપ, વેદધર્મમાં શ્રદ્ધા આદિ બ્રાહ્મણગુણો વિના કો અબ્રાહ્મણથી બ્રાહ્મત્વ ન પમાય. ભવભૂતિનો પ્રભુપ્રેરિત કાવ્યમન્ત્ર ત્રિકાળ સાચો છે કે

**गुणाः पूजास्थानं गुणिषु; न च लिंगं, न च वयः।**

*

૧૯૩૦માં સ્વ. મહારાજ જામ રણજિતે બીજી વારકો બોલાવ્યો કે ' આવ, તો યોગ્ય નોકરી આપું. ' ઉત્તર વાળ્યો કેઃ ' રાજીનામું આપ્યા પછી સવા કરોડે ગુજરાતીઓ મ્હારા શેઠ. સૌને પૂછવાનો અધિકાર, કે ત્હારો વખત તું કેમ ગાળ છ. જામનગરના પાંચેક લાખ એ સવા કરોડની બ્હાર નથી. બેચાર માસનું કામ હોય ને બોલાવશો ત્હારે આવીશ. મૃત્યુથી બ્હીએ એ ક્ષત્રિય નહિ; ગરીબીથી બ્હીએ એ બ્રાહ્મણ નહિ. '

સો ટચના બે પરમ બ્રાહ્મણોએ મ્હને ઘડ્યો છે : કવીશ્વર દલપતરામે ને ગુરુવર્ય કાશીરામે. એમણે મ્હારા બ્રાહ્મણત્વને ઘડ્યું; મ્હારા બ્રાહ્મણત્વે મ્હને ઘડ્યો. છેલ્લી પાએક સદીથી Literary Recluse—સાહિત્ય સંન્યાસીના ધર્મ પાળું છું ને બ્રાહ્મણત્વને સેવું છું.

બે ત્રણેક વર્ષો કસોટીનાં વીત્યાં. એટલું યે ન પરીસે હરિ ? પછી બ્રાહ્મણને પ્રેરણા પ્રગટી; પદ્માસન વાળ્યું; સરસ્વતીઉપાસના આદરી. બાવીસ કલાક ઘરમાં; ને બે કલાક રહાંજે ફરવાના; એમ સાહિત્યસંન્યાસ આદર્યો. માનવું હોય તો માનજો; પૂર્વાશ્રમના પગારથી સરસ્વતીએ બમણું દીધું. શ્રદ્ધા હોય તે આચરજો; અક્ષરશઃ સાચો છે શ્રી હરિનો કોલ કે

**अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं**
**वहाम्यहम् ॥**

अहं वहामि એ છે શ્રી હરિનો ત્રિકાળનો કોલ.

*

મનુસ્મૃતિ કહે છે કે સન્માનને બ્રાહ્મણે વિષની પેરે વર્જવું, અપમાનને બ્રાહ્મણે અમૃતની પેરે આદરવું.

**सम्मानात् ब्राह्मणो नित्यं**
**उद्विजेत विषादिव।**
**अमृतस्यैव चाकांक्षेद्**
**अवमानस्य सर्वदा ॥**

એક રાજવી છે; ગુરુભાવ રાખે છે. અમારા દાક્તરપુત્રને ત્હાં, બે માસ હવાફેર માટે અમે ગિરનારી પવનલહરોમાં ત્હાં ગયાં હતાં. દાક્તરને કહેઃ ત્હમારાં માતુશ્રીને સુખેથી ત્હમારે ત્હાં લઇ જાઓ; અમારા ગુરુ અમારા મહેમાન થશે. બે માસમાં બે જ વાર મ્હને મ્હારા પુત્રને ત્હાં જમવા જવા દીધો હતોઃ એક અમારી સામવેદી બળેવની તિથિએ, એક અમારા દલપત દાદાની શ્રાદ્ધતિથિએ.

એકદા દરબાર સાહેબે સ્તુતિવેણ ભાખવા માંડ્યાં : ' ત્હમારા જેવો નિઃસ્પૃહી બીજો દીઠો નથી. ' વિ. તરત મ્હેં મ્હારો અવગુણ ઉચ્ચાર્યોઃ ' જમાનો જ સ્વમાનનો છે. ને ડગલે ને પગલે સ્વમાન ઉપદેશાય છે. એ યુગપ્રવાહને તર્યો હોત, માનાપમાનને જીત્યાં હોત, તો સાધુ પેરે પૂજાતો હોત. '

શ્રીમત્ સ્વામિનારાયણે નિજ વચનામૃતમાં ભાખ્યું છે કે ' કનકકામિનીને જીતવાં અઘરાં છે, ત્હો યે રહેલાં છે. રસનાના સ્વાદોને જીતવા અઘરા છે, ત્હોયે રહેલા છે. પરમ અઘરાં તો છે જીતવા માનાપમાનને. ઘર ત્યાગે, કુટુંબકબીલો ત્યાગે, સંસાર ત્યાગે, સાધુ થાય; ત્હો યે પછી ગાદી ને તકિયો ને મહન્તાઇનાં માનાપમાન રહે. '

ત્યાગીના યે મહાશત્રુઓ છે માનાપમાન.

બ્રાહ્મણની બ્રાહ્મણભાવના પાંગરે, તો તો ત્હેની સુવાસના દેશ ભરીને પમરે. બ્રાહ્મણ બ્રાહ્મણ નથી, ને અબ્રાહ્મણો બ્રાહ્મણવેરી

વિચરે છે; એટલે દેશ મઘમઘતો નથી. રાજ-ચંપાની કે ચન્દનમલિયાગરની વાડીઓ અપ-રિમલિત રહે ખરી ?

પુષ્પને સુગન્ધથી પરખાય; સોનાને કસોટીથી પરખાય; હીરાને એના પાણીથી પરખાય. બ્રાહ્મણ કેમ પરખાય ?

જ્ઞાન કરતાં યે બ્રાહ્મણ ગુણથી પરખાય; ને ગુણોમાં યે બ્રાહ્મણ ત્યાગ ને સાધુતાથી. પણ સર્વઅધિકો બ્રાહ્મણ પરખાય એના બ્રહ્માનન્દથી. બ્રહ્માનન્દી નથી, તે બ્રાહ્મણ નથી.

આપણા અમદાવાદના ભૂષણરૂપ બાપા શાસ્ત્રીને એક ઉદારદિલ રાજવીએ એક લક્ષ રૂપૈયા ધર્યા કે '—બાપની શુદ્ધિ કરો, ને અમને યજ્ઞ કરાવો.' આવતા એક લાખને ઠેલીને બાપા શાસ્ત્રીએ બ્રાહ્મણત્વનો ઉત્તર વાળ્યો કે 'શાસ્ત્રવિરુદ્ધ મ્હારાથી નહિ વર્તાય.' મહારાજે કહ્યું : 'હમારા બાળકનો તો વિચાર કરો.' શાસ્ત્રીજી કહે : 'બાળકનો વિચાર ભગવાન કરશે.'

છે; કલિકાળમાં યે સત્યુગના બ્રાહ્મણો છે. ન હોય તો પૃથ્વી રસાતળ જાય.

પેશ્વા દરબારમાંના રામશાસ્ત્રીનો ઇતિહાસ ભણી ભૂલ્યાં હશો તો રૂપેરી પડદાએ સ્મ-રાવ્યો છે. બ્રાહ્મણ એમ પરખાય.

એવડાં મ્હોટાં પ્રલોભનો તો ભગવાને દાખવ્યાં નથી; પણ અમદાવાદની દસ હજારની ને સૌરાષ્ટ્રની પન્દર હજારની થેલીઓને નકારી છે.

બ્રાહ્મણ દીઠા છોટુ મહારાજને; જેમને મહારાજ સયાજીરાવ ગાયકવાડ સન્માનતા. બ્રાહ્મણ દીઠા શીઘ્રકવિ શંકરલાલજીને; જેમને વાઘ મહારાજ સન્માનતા. બ્રાહ્મણ હતા ઝંડુ ભટ્ટજી; જેમની અમૃતૌષધિઓ જેટલી જ ઉદારતાની ફેરમો ફોરતી.

બ્રાહ્મણ દીઠા છે સાધુપુરુષ પઢિયારજીને ને બ્રાહ્મણ સાંભળ્યા છે મહર્ષિ દયાનંદ સરસ્વતીને.

મહર્ષિ દયાનંદ ફરતા ફરતા ઉદેપુર પધાર્યા;

## નાર આર્યભોમની



ગુલબંકી

ગુલામની ગુલામ હું નાર આર્યભોમની
પિંજરે પુરુષનાં દેવકીસમી સડું;
ઉરે છે મૂક વેદના, સહું અનેક યાતના,
હાર્દમાં ઊઠેલ મુક્તિગીત ગાઇ ના શકું.
અનંત વ્યોમમાં વિહાર હું નહિ કરી શકું ?
પુરુષ હેમ પિંજરે હવે સહી શકું નહી વધુ.
બંધનો પ્રચુર તોડીને ઊડી જઈશ મુક્ત વ્યોમમાં
મુક્તિગીત ગાઇ ગાઇ સ્વતંત્ર માતભોમને કરીશ
સ્ત્રી વિના નહીં કદી ય મુક્તિગીત ગુંજતા !

ભૂપેન્દ્ર ઠા. વકીલ

હિન્દના સૂરજ મહારાણાજીને ઉપદેશ્યા. મહા-રાણાજી રીઝયા, ને બોલ્યા : 'રહો. ને એક-લિંગીજીની જાયગાનાં જતન કરો. સવા લાખેકની જાગીર છે.' નૈષ્ઠિક બ્રહ્મચારીનું બ્રહ્મ-ચર્ય બોલી ઉઠ્યું: 'મહારાણાજી ! ભાવ છે તે નિભાવશો. પણ પરાર્ધમૂલા આત્માને લાખમાં ન વેચાય.'

નરસિંહવિખ્યાત ગોપનાથજીની જાયગા એકદા ખાલી પડી. ગોપનાથજીના મહન્ત સંન્યાસી ન હોય, બ્રહ્મચારી હોય. પઢિયારજી બ્રહ્મ-ચારી હતા. કાન્તને ને મ્હને થયું: પઢિયારજી જાયગામાં બિરાજે, તો જાયગા ખીલી ઉઠે. પઢિયારજીને વાત કરી કે, હા ભણો તો ભાવ-સિંહજી મહારાજ કને વાત અમે મૂકિયે. બ્રાહ્મણ શંખનાદે ગાજી ઉઠ્યો : 'કયા ? સોનેકે પીંજ-રેમેં હમકો પૂરને મંગતે હો ?' કહ્યું: 'ના.

પણ ત્હમે ત્ય્હાં હશો તો જ્યગાનો સદુપયોગ થશે; યાત્રિક એ સાધુવેણ સાંભળીને જશે.'

'નહિ, નહિ. હમ સ્વતંત્ર; હમ નિરંજન; હમ આનન્દરૂપ; ઓંકારગાજન્તા एकमेवाद्वितीयम्. આપ દોનું હમકો સોનેકે પીંજરમેં પૂરને મંગતે હો. કભી નહિ હોગા.'

રંક બ્રાહ્મણે ત્રીશેક હજારની જાગીરને અસ્વીકારી.

ભાવનગરમાં એકદા પઢિયારજી, કાન્ત ને હું સ્વ. વિઠ્ઠલભાઈ દિવાનને મળવાને ગયા. મણિભાઈને ઓળખતા; આવકાર્યા. મ્હને પિતાશ્રીને નામે ઓળખ્યો; નમસ્કાર કીધા. પણ પઢિયારજીને? પઢિયારનું નામ સાંભળતાં જ વયોવૃદ્ધ દિવાને બ્રાહ્મણને પ્રીછ્યો, ઉભા થઇ ગયા, બોલ્યાઃ 'અમે તો ત્હમારા અક્ષરદેહનાં દર્શન નિત્ય-નિત્યે કરિયે છીએ.' પઢિયારે પૂછ્યું, 'એ કેવી રીતે?' વિઠ્ઠલભાઇ સાહેબે વાત કહી કે 'ભાવનગર જામનગર ધ્રાંગધ્રાના નિવૃત્ત દિવાનોનું અમ મંડળ છે. રોજ ત્રણેક વાગતાં અહીં મળિયે છીએ. એક શાસ્ત્રીજી આવે છે, શ્રવણ કરાવે છે. કોઇક કારણે શાસ્ત્રીજી ન આવી શકે તે તિથિએ અમે આપનાં સ્વર્ગનાં પુસ્તકમાંથી વાંચિયે છીએ. જૂવો પેલા બાજઠ ઉપર; આપનો સ્વર્ગનો ગ્રન્થ બિરાજે છે.'

મણિભાઇને ને મ્હને પેલા સુભાષિતની પ્રતીતિ થઇ કે **स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ।**

રંકનો કે રાયનો, દિવાનનો કે નગરશેઠનો, સકલ જનતાનો, આજે અને સદાસર્વદા, ગુણવિધાને પૂજ્ય છે બ્રાહ્મણ.

*

શંકરાચાર્યનું બિરુદ છે જગતગુરુ. બ્રાહ્મણ ત્હારે જગતગુરુ હતો. બ્રાહ્મણ! પાછો બ્રાહ્મણ થા, પાછો જગતગુરુ થા.

દયાનન્દોને, વિવેકાનન્દોને, રામતીર્થોને—ભારતના નવબ્રહ્મર્ષિવરોને પૃથ્વીમાં પાઠવો; પૃથ્વી બ્રાહ્મણત્વભૂખી છે. Plain Living ને High Thinking જગત્-જનતા ભૂલી છે. અત્ય્હારે પૃથ્વીપ્રવર્તતા અબ્રહ્મણ્યનું બ્રહ્મણ્ય બ્રાહ્મણ વિના કો કરશે? વિપ્ર ભગવાન જગતને પોષે છે. વૈષ્ણવ વિષ્ણુનો ને બ્રાહ્મણ બ્રહ્મનો નિમિત્ત થશે.

સિકન્દરને ઘડ્યો હતો એરિસ્ટોટલે; કૌરવ-પાંડવોને ઘડ્યા હતા દ્રોણાચાર્યે, શ્રી કૃષ્ણને ઘડ્યા હતા સાંદીપનિએ; શ્રી રામને ઘડ્યા હતા વસિષ્ઠે વિશ્વામિત્રે.

આપણી ચોર્યાસી ન્યાતો નિરનિરાળા ચોર્યાસી પાકે યે જમે છે, એક પાકે યે જમે છે. વર્ણ શાસ્ત્રીય છે; જ્ઞાતિઓ ઐતિહાસિક છે, ભૌગોલિક છે. બ્રાહ્મણ સહુ બ્રાહ્મણ થાવ. જગત બ્રાહ્મણભૂખ્યું છે; પૃથ્વી નવબ્રાહ્મણને પોકારે છે. ગુણિજનો ગુણને પૂછે. જનોઇ તો લુવાણાને, સુથારને છે, ગરોડાને છે. ભમે ભમે, પણ પણ ભમરો નહિ; કંઠે જનોઇ, પણ બ્રાહ્મણ નહિ; એને તો વરત કહે છે રુહેંટિયો. જગત નવયુગનો નવબ્રાહ્મણ માગે છે. બ્રાહ્મણના ઉદ્ધાર વિના, નવબ્રાહ્મણના અવતાર વિના જગતના અબ્રહ્મણ્યનો ઉદ્ધાર નથી. નવવાલ્મીકિ, નવવ્યાસ, નવબુદ્ધ, નવકૃષ્ણની જગત વાટ જૂવે છે. નવશ્રુતિ નવસ્મૃતિ, નવગાયત્રી, નવગૃહ્યો, નવઉપનિષદો નવબ્રાહ્મણ વિના કોણ લખશે? નવસહજાનન્દ, નવદયાનન્દ, નવવિવેકાનન્દ, નવરામતીર્થ; ભારતના નવબ્રહ્મર્ષિઓને પૃથ્વીના ચોખૂટમાં પાઠવો. ભારત જગતનો બ્રાહ્મણદેશ છે.

*

સંસારદેશે બ્રાહ્મણગુણે બ્રાહ્મણ અગ્રપદે છે. સહુ વર્ણોમાં, તેમ બ્રાહ્મણવર્ણમાં, આજ વર્ણધર્મસિદ્ધિ ઓછી છે. આજનો વૈશ્ય ભામાશાહ નથી, ને આજનો ક્ષત્રિય પ્રતાપ નથી; તેમ આજનો બ્રાહ્મણ બ્રહ્મર્ષિ નથી. એ શબ્દોચ્ચાર આજે આપણી વાસ્તવતા નથી, આદર્શભાવના છે. બ્રાહ્મણ છે પરબ્રહ્મનો પુત્ર ને વારસદાર.

## નામદાર આગાખાનનું આદર્શજીવન ઘડનાર 'માતા સલામત'



# લેડી અલીશાહ

પરિચય કરાવનાર

**શ્રી. સત્યકામ જનક**

*

હિંદના વૉયસરૉય તરીકે 'લૉર્ડ' વિલીંગ્ડન જ્યારે લેડી વિલીંગ્ડન સાથે મુંબઈ આવી પહોંચ્યા ત્યારે સાગર–કિનારેથી સીધા જ મલબાર હીલ પરના 'સેન્ડઝ એન્ડ' નામના વિશાળ ભુવનમાં, ઇબાદત અને પ્રાર્થનામાં પોતાની સંસ્કૃતિને જરાયે વિસર્યા વિના જીવન ગાળતાં, જગતના સૌથી મહાન પુત્રની વાત્સલ્યમયી જનની, નવ્વાબા આલીયા શમ્સુલ મુલ્કને મલવા ઊપડી ગયા હતા, ત્યારે ઇતિહાસમાં આ સૌથી પ્રથમ જ આવો બનાવ હોવાથી, રાજદ્વારી મંડળો અને રાજદ્વારી વ્યક્તિઓમાં ખળભળાટ વ્યાપી ગયેલો અને લોકો અનેક પ્રકારની અટકળો કરવા લાગ્યા હતા.

આંખોની જ્યોત જેવા પુત્રની નાનીવયમાં, પિતાનું અવસાન થતાં, સ્વભાવિક મુશ્કેલીના વાદળો વચ્ચે જેણે એકલા હાથે–વિશ્વના મહાન અને આદર્શ નર ઘડીને, માતૃભૂમિ હિંદની સેવા અર્થે અર્પણ કર્યો તે નવાબા આલીયા શમ્સુલ મુલ્કઆદર્શ અને સ્નેહાળ માતા ઇરાનના શાહી ખાનદાન કુટુંબમાંથી ઉતરી આવેલાં રાજકુમારી હતાં. તેમના પિતાશ્રી નિઝામુદ્દવલા કાચારી, ઇરાનના શહેનશાહ શાહ ફતેહઅલીની પુત્રી ખુરશીદ કોલાહને પરણ્યા હતા. નવાબા આલીયા શમ્સુલ મુલ્ક સાહેબા તેમનાં પુત્રી થાય. આ સૌંદર્યવાન અને વીર પુરુષોની જનેતાનો જન્મ ઇ. સ. ૧૮૪૦માં ઇરાનમાં થયો હતો. નવાબા સાહેબાના પિતાશ્રી મીરઝાં અલીમહમદખાન નિઝામુદ્દવલા ઇરાનના શહેનશાહના વડા પ્રધાન હતા. તેઓ માતપિતાના એકના એક લાડીલાં પુત્રી હોવા છતાં ઉત્તમ પ્રકારની કેળવણી અને સદ્‌ગુણો વડે આદર્શ અને સંસ્કાર મેળવવા ભાગ્યશાળી થયાં હતાં.

નામદાર આગાખાનના પિતાશ્રી શાહ અલીશાહ આગાખાન (બીજા) સાથે તેમનાં લગ્ન ચોવીસ વર્ષની વયે ઇ. સ. ૧૮૬૭માં થયાં હતાં. તે સમયે ઝવેરાત વગેરેના મોટા દાયજા સાથે હિમ્મત, સ્વાર્થઅર્પણ માટેનું બળ, સત્ય માટેની તમન્નાનો કિમ્મતી ખઝાનો સાથે લાવ્યાં હતાં. વિશ્વના આ બે માનનીય ખાનદાનોના આ શુભ જોડાણથી ઇ. સ. ૧૮૭૭માં ઓન નામદાર આગાખાનનો કરાંચીમાં જન્મ થયો.

ના. આગાખાનની ઉમર આઠ વર્ષથી પણ ઓછી હતી તે દરમ્યાન ના. અલીશાહ આગાખાન (બીજા) જગતનો ત્યાગ કરી ગયા હતા. આ સંજોગોમાં સ્વભાવિક રીતે નવ્વાબા સાહેબા પર દુઃખનાં વાદળો ઘેરાયાં હતાં. જ્યારે તેમના ભરથારનો ઇમામતનો જામો

તેમના પુત્ર ('વિદ્યમાન આગાખાન )ના ખભે આવ્યો ત્યારે રૂહાની પ્રદેશ માટેનાં, પોતાના અચુક સનદાધિકારી અને અવિશ્રાંત ભોમિયાં તેઓ બન્યાં. સદ્વર્તનની અનંત મહત્તાનો પરિચય તેમણે પુત્રને કરાવ્યો અને સદ્‌ગુણો તથા જ્ઞાન વડે તેમનું હૃદય છલકાવી દીધું. આ રીતે કુશળ અને રાજનીતિજ્ઞ માતાની ઘણી જ સાવચેતીભરી સંભાળ હેઠળ, અને માતાની સુસંસ્કારિતા, મહાનતા અને દિવ્યતાના ફળે ના. આગાખાન સાહેબ મુત્સદ્દી અને રાજદ્વારી પુરુષ બનવા ભાગ્યશાળી બન્યા. ઇ. સ. ૧૯૧૮ની બિમારી દરમ્યાન ના. આગાખાન સાહેબ લંડનના શાહીમહાલય બકિંગહામ પેલેસમાં વિશ્રાંતિ લઇ રહ્યા હતા ત્યારે, રાજકારણીય પ્રશ્નો ચર્ચતું પુસ્તક 'ઇન્ડીયા–ઇન–ટ્રાંઝીકશન' તેમણે લખેલું, તે તેમણે પોતાની માતાને અર્પણ કર્યું છે. તેમાં તેમણે લખ્યું છે કે 'મને એક બુદ્ધિશાળી અને દુરંદેશી માતાના લાલનપાલન અને સંભાળ હેઠળ ઉછરવાનો અમુલ્ય લાભ મળ્યો છે.'

લેડી અલીશાહ રાજદ્વારી અને સહકારી કાર્યમાં મશગુલ રહેતાં હોવા છતાં, આમ વર્ગ પ્રત્યેનો તેમનો ચાહ અવર્ણનિય હતો. ગરીબો અને બિમારોને તેઓ કિંમતી સલાહ અને મદદ આપતાં હતાં. ગરીબો માટે તેઓ "દાતાર" હતાં. એમના દ્વારે આવેલ કોઇ માણસ ખાલી હાથે પાછો ફરતો નહિ. તેમણે જેમ ધનનો ઝરો વ્હેતો મૂકયો હતો તેમ ગંભીર બિમારી-પ્રસંગે, કિંમતી અને અપ્રાપ્ય ઔષધી વડે પણ સહાય કરતાં હતાં. સ્વચ્છ "મજાહ" અને "વાઘની ચરબી"—જે સામાન્ય રીતે ભાગ્યેજ અપ્રાપ્ય અને અલભ્ય છે, તેનો તેઓ મ્હોટો જથ્થો રાખતાં હતાં; અને ગંભીર બિમારીઓથી પિડાતા બિમારો અને જરૂરીયાતવાળા લોકોને તેઓ કાંઇપણ મુલ્ય લીધા સિવાય આપતાં હતાં. એથી જનતા તેમને "માતા–સલામત"ના ભાવભર્યા નામે ઓળખતી હતી.

લેડી અલીશાહ જેટલાં ગરીબ પરવર હતાં તેટલા જ પ્રજાના ભલાં માટે ખંતીલાં અને હિમ્મતવાન હતાં. ઇ. સ. ૧૮૯૬માં હિંદુસ્તાનમાં પ્લેગનો જીવલેણ રોગ ફાટી નિકળ્યો હતો, અને દરેક ઠેકાણે લોકો ત્રાહિ ત્રાહિ પોકારતા હતા ત્યારે ડૉ. હાફકીને પ્લેગની કહેવાતી ઝેરી રસી શોધી કાઢી હતી. તેના પ્રથમ અખતરા તરીકે એ રસી મૂકાવવાની ના. આગાખાન સાહેબે તૈયારી કરી ત્યારે આ ભલા સ્નેહાળ માતાએ લોકહિતને ખાતર તેમના એકના એક ફરજંદને સંપૂર્ણ ખુશીથી સંમતિ આપી હતી.

નાના બાળકો પ્રત્યે તેઓ અત્યંત માયાળુ હતાં. 'સુંદર બુટાદાર ઇરાની કલા–કસબથી' ભરપુર જાજમોથી અને પ્રાચીનકાલના કલામય બહુમુલ્ય ભવ્ય ફરનીચરોથી શણગારેલા ઓરડામાં ગાદી–તકીએ બેસીને પોતાના કુટુંબીજનો અને મિત્રોનાં બાળકો અને રત્નાકર સાગરના મોજાંઓથી ભીંજાતી તેમના ભુવનની રેતી પર રમતા નાના મ્હોટા કિશોરોને સ્નેહપૂર્વક મેવા–મિઠાઇ આપતાં હતાં અને તેમના તરફ ઉંડું વાત્સલ્ય દાખવતાં હતાં.

દેશના હાકેમો, રાજદ્વારી નરો, પરદેશના મુત્સદીઓ અને વિખ્યાત પુરુષો તેમની મુલાકાતનું માન મેળવવમાં ગર્વ માનતા હતા. અને લેડી અલીશાહ, મળનાર પ્રત્યે, ચિરપરીચત હોય એવી માયાળુ રીતે વર્તતાં હતાં.

ઇ. સ. ૧૯૩૨માં યુરોપીય પ્રજાની વિનતી માન્ય કરીને યુરોપની મુલાકાતે તેઓ ગયાં હતાં. તેઓ લંડનમાં જેટલો વખત રહ્યાં તેટલો સમય તેમણે પોતાના ઘરે હોય એવી જ સાદી રીતે ગાળ્યો હતો. અને જાણે મુંબઇથી લંડન એક તસુ જેટલું ય દૂર ન હોય તેવી રીતે પોતાની

ધાર્મિક ફરજ બજાવતાં હતાં. એ મુલાકાત દરમ્યાન પરલોકવાસી શહેનશાહ જ્યોર્જ પાંચમા અને શહેનશાહ બાનું ક્વીન મેરીએ તેમને બકીંગહામ પેલેસમાં મુલાકાતનું માન આપ્યું હતું. અને એ જ વર્ષમાં શાહી દરબાર ભરીને, શાહી બાનુઓને અપાતો ઉચ્ચ અને માનવંત ખેતાબ 'ક્રાઉન ઓફ ઇન્ડિયા' નો ચંદ્રક અર્પ્યો હતો. મી. એફ. જી. પ્રિન્સ વ્હાઇટે ઇંગ્લાંડના પ્રસિદ્ધ વર્તમાનપત્ર 'ડેઇલીમેલ' માં લખ્યું હતું કે, 'તેમનો પ્રતાપ શાહી હતો અને વફાદારીનું એ દ્રશ્ય ભવ્ય હતું.' ના. શહેનશાહ પાંચમા જ્યોર્જે પોતાના રજત મહોત્સવ (સીલ્વર જ્યુબિલી) સમયે ફરી તેમને યાદ કરી માનપૂર્વક જ્યુબિલી ચંદ્રક અર્પ્યો હતો.

## સંતોષ

મારી નિંદરને આકાશ રમે ગાંડી વીજલડી,
મારી જાણી અજાણી જે આશ જતી
અજવાળી ઘડી!
જૂની બાળપણાંની એ વાત હતી,
ઘેલી સારસ જોડની વાત હતી,
મને યાદ નં'તી એવી વાત હતી!—મારી નિંદર
હું તો સાસરવાસમાં સુખી હતી,
મારાં ઘરને-ઘોલકે સુખી હતી,
મને યાદ નં'તીઃ હેત ભૂખી હતી.—મારી નિંદર
કોઈ નેણુએ નેણુથી ઝંખ્યું નથી,
મને મળિયું એથી વધુ માગ્યું નથી,
તોયે જીવન આવું સૂનું ? લાગ્યું નથી!—મારી નિંદર

સ્વપ્નસ્થ

લેડી અલીશાહ દિવસનો મ્હોટો ભાગ ઇબાદત અને પ્રભુ–પ્રાર્થનામાં ગાળતાં હતાં. જીંદગીના અંત સુધી એમણે પોતાના અત્યંત સાદા અને સફેદ પહેરવેશમાં જરાયે ફેરફાર કર્યા વગર, બાનુઓને છાજતી અત્યંત મર્યાદા સાથે, પોતાની જુની સંસ્કૃતિને જરાયે વિસર્યા વિના, એક આદર્શ નારી તરીકે જીવન ગાળ્યું હતું. તેઓ વારંવાર કહેતાં કેઃ 'હું આજની દુનિયા સાથે હળતીમળતી નથી, પરંતુ તેનાથી અજાણ્યુ તો નથી જ.' તેમના મનોબળ પ્રમાણે તેમનું શારીરિક બળ પણ એટલું જ અદ્‌ભૂત હતું. બિન–ખર્ચાળ ભોજન અને માત્ર પાણી જ તેઓ પીતાં. અને વારંવાર અપવાસ અને ઇબાદત-બંદગી કરતાં હતાં. આથમતા સૂર્ય બણી જ્યારે તેઓ નજર કરતાં હતાં ત્યારે તેમની કાળી ઉંડી આંખોમાં તલ્લીનતા તરવરી રહેતી અને તેમનો આત્મા અનંતતામાં એકતાન થઇ જતો હતો.

હૃદયની તકલીફના કારણે તેઓ જર્મન તબીબોની સારવાર હેઠળ હતાં. અને વાયુ-પરિવર્તન અર્થે પોતાના પ્યારા વતન ઇરાન તરફ ગયાં હતાં. ત્યાં બગદાદમાં ૫મી ફેબ્રુઆરી ૧૯૩૮ની સાંજે ૯૫ વર્ષના પરમાર્થી અને પરગજુ જીવન પછી હંમેશના માટે વિશ્વ પરથી તેઓ અદશ્ય થયાં, ત્યારે તેમના પુત્ર ના. આગાખાન સાહેબના ખોળામાં તેમનું પવિત્ર મસ્તક હતું અને ના. આગાખાન સાહેબના શાહજાદા પ્રિન્સ અલીખાન અને તેમનાં અંગ્રેજ મહેરદાર આ વૃદ્ધ 'દાદીમા'ના ચરણો ચાંપતાં હતાં. આવા સુખદ અને પરમ આનંદ વચ્ચે તેઓ અનંતતામાં વિલીન થયાં હતાં.

બુઝર્ગ વયનો તેમને બોજ હોવા છતાં, સ્પષ્ટ અવલોકનકાર, સ્પષ્ટવક્તા, સત્તાશાળી, ભૂતકાલનાં કડક રક્ષક અને વર્તમાન કાળમાં થોડુંજ યોગ્ય કે ઇચ્છવા યોગ્ય જોનાર હિંદમાંના એક સમર્થ વ્યકિત તેઓ હતાં.

તે પૂજ્ય બાનુની 'માના' તરીકેની કાળજી અને ફિકર તેમના પરિચયમાં આવનાર બધાં યાદ કરતા રહેશે. તેમણે હિંદના દરિદ્ર વર્ગ માટે જે કર્યું છે, તે તો કદીયે વિસરાશે નહિ.

# બંગાળના વિદ્યાર્થી—આલમના રાહબર



## સ્વ. કુ. જ્યોતિર્મયી ગાંગુલી

*

બંગાળના નવજુવાનોનાં એ રાહબર હતાં. જુવાનો વચ્ચે, જ્યોતિર્મયી ગાંગુલીનું નામ પ્રેરણા આપતી યાદ સમુ જીવંત હતું. જુવાનો એના કાર્યમાંથી પ્રેરણા લેતા હતા. એ જ્યોતિર્મયી ગાંગુલીનું, રાસબીહારી એવન્યુમાં મીલટરી લોરી સાથે તેમની મોટર અથડાઇ પડવાથી, અકસ્માતના ભોગ બનતાં પચાસ વર્ષની ઉમ્મરે અવસાન નીપજ્યું છે.

કલકત્તા નગરી પર તે દિવસોમાં ઉશ્કેરાટનું એક પ્રચંડ મોજું ફરી વળ્યું હતું. આઝાદ હિંદ ફોજના સૈનિકોનાં છુટકારાની માંગણી કરતા વિદ્યાર્થીઓના એક જંગી જુલુસને, કલકત્તાની પોલીસે, ડેલ્હાઉસી તરફ આગળ વધતાં અટકાવ્યું હતું અને વિદ્યાર્થીઓએ એની સામે મક્કમપણે વિરોધ ઉઠાવ્યો હતો. વિદ્યાર્થીઓ મક્કમ હતા; તે સામે પોલીસ પણ હઠે ચડી હતી. ગોળીબાર થયા, ખૂનામરકી થઇ, પણ મામલો શાન્ત પડતો નહતો.

વિદ્યાર્થીઓને સમજાવવાને, શરતબાબુનો સંદેશો નિષ્ફળ નિવડયો. કિરણશંકર રોયનાં પ્રેરક વચનો પણ નિષ્ફળ નિવડ્યાં; ત્યારે વિદ્યાર્થીઓને સમજાવવાને, અને ધરમતલા સ્ટ્રીટમાં પોલીસ ગોળીબારથી મૃત્યુ પામેલ રામેશ્વર બેનરજીની સ્મશાનયાત્રામાં ભાગ લેવા કેરાતલા સ્મશાન ઘાટ તરફ કુ. જ્યોતિર્મયી ગાંગુલી જઇ રહ્યાં હતાં. ચોમેર ઉશ્કેરણી ફેલાઇ હતી, ત્યારે, કદાચ જ્યોતિર્મયી ગાંગુલીની દોરવણી સફળ નિવડી હોત અને નિર્દોષ જાનોની વ્યર્થ ખૂનામરકી પણ અટકી હોત. કારણ કે, જ્યોતિર્મયીનો શબ્દ બંગાળના વિદ્યાર્થીઓ અને નવજુવાનોને માટે હુકમ બરાબર હતો; પણ કમનસીબે તેઓ જ્યારે પોતાની મોટરમાં ત્યાં જઇ રહ્યાં હતાં ત્યારે, એક મીલટરી લોરી સાથે તેમની મોટર અથડાઇ. અકસ્માત થયો અને તેમનો જીવન-દીપ બુઝાઇ ગયો.

બંગાળના રાજકારણમાં મહાસભાવાળાઓ વચ્ચે પક્ષાપક્ષીનું જ્યારે જોર હતું ત્યારે કુ. જ્યોતિર્મયી ગાંગુલી મહાસભાના નિર્ભેળ સેવક હતાં. પક્ષાપક્ષોથી પર રહીને તેમણે જુવાનો અને વિદ્યાર્થીઓ વચ્ચે મહાસભાનો સંદેશો પહોંચાડવાનું કાર્ય કર્યું હતું, એટલું જ નહિ, પણ જ્યારે જ્યારે મહાસભાએ સંગ્રામ હાકલ પાડી, ત્યારે ત્યારે સ્વાતંત્ર્ય સંગ્રામમાં તેમણે ઝુકાવ્યું હતું.

૧૯૨૧ના ઐતિહાસિક જંગની શરૂઆતથી જ તેમનું નામ બંગાળમાં ચમકતું થયું અને ત્યારથી જીવનના અંત સુધી મહાસભાને પોતાની સેવાઓ તેઓ અર્પતાં રહ્યાં હતાં.

તેઓ માત્ર રાજદ્વારી ક્ષેત્રોમાં જ લોકપ્રિય હતાં એમ નહિ, પણ આજીવન કેળવણીકાર તરીકેનું માનવંતુ સ્થાન પણ વિદ્યાર્થીઓમાં પામ્યા હતાં. મોટી બહેન જેવો પ્રેમ અને માન

તેમણે વિદ્યાર્થીઓ તરફથી મેળવ્યાં હતાં. વિદ્યાર્થીઓ તેને 'દીદી'–મોટી બહેન માનતા અને તેમના ઉપનામ 'ચમી દીદી' કહીને તેમને સંબોધતા. સીલોન અને બંગાળની અનેક કેળવણી સંસ્થાઓના ગાઢ સંપર્કમાં તેઓ હતાં અને એમ. એ. થનાર તેઓ પહેલાં હિંદી સ્ત્રી હતાં. એમના અનુપમ ચારિત્ર અને વિજયી પ્રતિભાને કારણે જે લોકો તેમના સંપર્કમાં આવતા તે તેમના જીવનભરના મિત્ર બની જતા. અકસ્માત પહેલાં થોડા વખતથી જ તેઓ ડંગેઇલની સ્ત્રીઓ માટેની કોલેજના પ્રિન્સીપાલ તરીકેનું રાજીનામું આપીને કલકત્તામાં આવ્યાં હતાં.

તેઓ કલકત્તાના એક પ્રખ્યાત બ્રહ્મો-સમાજ કુટુંબનાં હતાં. તેમના પિતા શ્રી. દ્વારકાનાથ ગાંગુલી પ્રખ્યાત કેળવણીકાર અને સમાજસુધારક હતા. તેમના માતુશ્રી સૌ. ડૉક્ટર કદંબિની એમ. બી.ની પરીક્ષા આપનાર અને જાહેર પ્રેકટીસ કરનાર પ્રથમ હિંદી સ્ત્રી ડાક્ટર હતાં. જ્યોતિર્મયીના ભાઇ પ્રભાતકુમાર જાણીતા કોંગ્રેસ કાર્યકર્તા છે. તેઓ અત્યારે બંધ પડેલા 'ભારત' પત્રના સ્થાપનાર હતા. આ પત્ર ૧૯૪૨ના ઑગસ્ટની ચળવળ દરમ્યાન બંધ થઇ ગયું છે. કુ. જ્યોતિર્મયી કલકત્તાની સિવીક ગાર્ડ ચળવળમાં આગેવાની ભર્યો ભાગ લેતાં અને કલકત્તા મ્યુનિ. કોરપોરેશનના કાઉન્સીલર તરીકે થોડો વખત તેમણે કામ પણ કર્યું છે.

તેમના મૃત્યુથી વિદ્યાર્થી આલમને મોટી ખોટ પડી છે. તેમની જરૂરતી વખતે તેઓ હંમેશાં વિદ્યાર્થીઓને રાહબર થતાં; તે જીવનની છેલ્લી પળ સુધી તેમણે વિદ્યાર્થીઓની સેવા કરી છે.

એમનું જીવન પણ ધન્ય હતું અને એથીય અધિક ધન્ય તો એમનું મૃત્યું થયું.

*

## રાતરાણી



ચુપકે ચુપકે રાતની રાણી,
જીવનગીત ગાવાને આવી.
ઓરડે મારે ચેતન જાગ્યું,
શુદ્ધ પડેલું હૈયું હાલ્યું:
આવો આવો આજે મારી—ચુપકે ચુપકે

રજની અડધી વિતી ગઇ છે
ચાંદો વાદળમાં છુપ્યો છે.
શાને કાજે વાર કરે તું—ચુપકે ચુપકે

સૂર્યમુખી ભાનુથી ખીલે,
વારિ વિના એ વેલડી વીલે.
નિત નિત રમતી દિલડે મારે—ચુપકે ચુપકે

અંધારે તું સ્વર્ગ પ્રગટતી,
જીવનને પરિમલથી ભરતી,
ઘડીભર દૂર ખસેના એવી—ચુપકે ચુપકે

રડતી હસતી યાદ તું આવે,
કપોલ રમતી લટ બે લાવે.
એકાન્તે સ્મૃતિ જગવે તારી—ચુપકે ચુપકે

દિનકર બી. ત્રિવેદી.

# ‘આકાશપરી’ ગણાતી
## ઇંગ્લેંડની અજોડ-સ્ત્રી-વિમાની
# એમી મોલીસન

લેખક :
### શ્રી. લક્ષ્મીદાસ દાણી

*

( ગતાંકથી ચાલુ )

યુરલ પહાડોની આ ઉત્તુંગ હારમાળાએ આવી જવાંમર્દ ઓરતને આજસુધી આકાશમાં ઉડતી જોઇ નહોતી. બગદાદ નજીક આવતાં રેતીના એક ભયંકર ઝંઝાવાતમાં એમી સપડાઇ ગઇ. સુસવાટા મારતા પવનના સપાટાનો એ શિકાર બની અને વિમાન આપ મેળે બે હજાર ફીટ નીચે ધસી ગયું. લાંબા સમય સુધી રણની ધગધગતી રેતીના ઝપાટાઓની સામે એમીએ બાથ ભીડી અને છેવટે આકાશ સ્વચ્છ થતાં એમી નીચે ઉતરવા માંડી. બે કલાકની અવિરત મથામણ પછી વાવાઝોડું શાંત થયું અને થાકીને લોથપોથ થયેલી એમી બગદાદ ઉતરી. બીજે દહાડે સવારે એમીએ વિમાનને ઉંચે હંકાર્યું. વરસતી લૂમાં એણે ૮૫૦ માઇલ કાપ્યા.

અરબસ્તાનની બાળી નાખે એવી ગરમીમાં એમી અત્યંત શ્રમિત થઇ ગઇ હતી. ૧૧૦ ડીગ્રી વધારે ગરમીનો પારો ચડયો હતો. એ જ રાત્રે એમી અબ્બાસ પહોંચી. આ પ્રદેશના આરબ લોકો આ નવજુવાન ગૌરાંગનાને એકી ટશે જોઇ રહ્યા. કરાંચીમાં એમીને સરકાર તરફથી માન મળ્યું. ૭ દહાડામાં પાંચ હજાર માઇલ કાપીને એમીએ બર્ટ હીંકલેરનો રેકર્ડ તોડયો.

માથા ઉપરથી બરછી જેવો પવન પસાર થતો હતો, છતાં એ જ દહાડામાં પુરાણા ભરતખંડને પાર કર્યો, અને આઠમે દહાડે એમી કલકત્તા પહોંચી. નવમે દિવસે વળી એમીનો માર્ગ ભીષણ ઝંઝાવાત, વરસાદની ઝડીઓ, અને ધુમ્મસના ગોટાથી વિકટ બન્યો. આંધળુકીયા કરીને એમીએ ઉડવા માંડયું. પાસેના ઉંચા મકાનો જોઇને, રંગુન નજીક છે એમ માનીને, એમીનું હૃદય પુલ્કિત થયું. પણ પવનની સાથે મુકાબલો કરતું ‘જેસન’ ખાડામાં પડયું. પ્રોપેલર તૂટી ગયું. જેસનની જમણી પાંખને નુકશાન થયું. એ રંગુનનું હવાઇ મથક નહોતું, પરંતુ ઇન્સેનનું ફુટબોલનું મેદાન હતું. એમીની જગ્યાએ બીજી કોઇપણ સ્ત્રી હોત તો એણે કંટાળી જઇને લંડનની આગબોટ પકડી હોત, પરંતુ એમીને હજુ ઘણાં સાહસો ખેડવાનાં હતાં. એનાં અવયવો થાકેલાં હતાં, ગાત્રો શિથિલ હતાં, છતાં એમીએ વિમાનનું સમારકામ શરૂ કર્યું. બે દહાડા સુધી એમી એની પાછળ લાગી. આખા ગામના લોકોએ એને શકય મદદ કરી અને છેવટે જુનું હતું એવું ‘જેસન’ ખડું થઇ ગયું. કેટલીક અગવડને લીધે રંગુન સુધી ‘જેસન’ને ખેંચી જવું પડયું. રંગુનથી બેન્કોકના ૩૫૦ માઇલના દૂર માર્ગે એમીએ પ્રયાણ કર્યું.

ભરચોમાસું બેસી ગયું હતું. મુશળધાર વરસાદ શરૂ થઇ ચૂકયો હતો. ફરીથી એમીને વાવાઝોડાનો સામનો શરૂ કરવો પડયો. ચોમાની ઉંચી પર્વતમાળા ઉપરથી એમીને ઉડવાનું હતું. ગીચ અરણ્યોને વટાવવાનાં હતાં. અંધકારને લીધે એને દિશા સૂઝતી નહોતી, છતાં તેરમે દિવસે એમી સિંગાપુર પહોંચી. વળતે દિવસે પહેલાંના કરતાંય વધારે જોરથી વાવાઝોડું ફુંકાવા લાગ્યું. બપોરના ત્રણવાગે ‘જેસન’ સિંગોરા ઉતર્યું. સિયામના લોકોએ એમીનું દબદબાભર્યું સ્વાગત કર્યું. સિંગાપુરમાં પણ એમીને હજારો લોકોએ ગગનભેદી હર્ષનાદોથી વધાવી હતી. ખરાબ હવામાનને કારણે સુરાબાયા બીજે દહાડે એ ન પહોંચી શકી. અને



લંડનથી મેલબોર્નનો હવાઇમાર્ગ

જોયલ નામના ગામની લીલી ધરતી ઉપર 'જેસન' પછડાયું. 'જેસન'ની એક પાંખમાં કાણાં પડી ગયાં હતાં. ડચ ઇસ્ટ ઇન્ડીઝ ઉપરથી પસાર થતાં એમીને ભારે સંકટો વેઠવા પડયાં. શાર્ક નામની માછલીઓથી ભરેલો સપેરનો સાગર પાર કરીને એમીને હજુ જવાનું હતું. કલાકો વીત્યા છતાં એમીને ધરતી દેખાઇ નહીં. ઉપર આભ પથરાયું હતું, નીચે સાગર ગર્જના કરતો હતો. છેવટે નિરાશાની થોડીક પળો પછી એમીએ લીલી ધરતી જોઇ અને એની આંખોમાં અજબ નૂર આવ્યું. એની નસોમાં થીજી ગયેલું લોહી બમણા વેગથી ફરવા લાગ્યું.

સાંજે ઘાટા ધુમ્મસના ડુંગરાઓ આવતાં 'જેસન'ને નીચે ઉતરવું પડયું. જમીન ઉપર એમી ઉતરતાં જંગલી લોકોનાં ટોળાં ભાલા લઇને ઉભા હતા. આભ સાથે વાતો કરતી ડુંગરમાળ સેંકડો વર્ષોથી જાણે ઉભી હતી. સૂર્ય પશ્ચિમના સાગરમાં ડૂબતો હતો. અંધારપટ ધીમે ધીમે ધરતી પર છવાતો હતો. અજાણ્યા મુલકમાં અશિક્ષિત અને અસંસ્કારી લોકોથી વીંટળાયેલી એમી ફસી હતી. ઘડીભર જીવતનો અંતકાળ એમીને નજીક લાગ્યો. જંગલી લોકોથી એમીનું શરીર વીંધાઇ જવાને બદલે એમી ઉપર જંગલી લોકોની ન્યાતના વડાનું વાત્સલ્યપૂર જાણે વહેવા માંડયું. પહાડો, કેડીઓ અને પગદંડી ઉપર થઇને માઇલો સુધી જંગલી લોકો સાથે એમી ચાલી, ડચ પાદરીના અધ્યક્ષપદે ચાલતા એક દેવળ નજીક બધા આવી પહોંચ્યા. એ વૃદ્ધ પાદરીએ દૂરથી આવેલી આ જુવાન ઓરતને સાદી પથારી અને ખાણું આપ્યું. પહાડોની ધારમાં આવેલા દેવળની છાયામાં પથારીમાં પડતાં જ એમી ઘસઘસાટ ઉંઘવા માંડી. આવતી કાલની ટીમોરપરની એની ભયંકર સફર હજુ બાકી હતી. પ્રકૃતિના દેવતાઓએ એક કસોટી હજુ બાકી રાખી હતી.

પ્રભાતના સુરમ્ય વાતાવરણમાં 'જેસન' ઉડવા માંડયું. થોડા જ સમયમાં એમીએ ઓસ્ટ્રેલીયાનાં ઝાડવાં જોયાં. 'ઓસ્ટ્રેલીયાનો કિનારો જોઇને મેં રોમાંચ અનુભવ્યો. મ્હારૂં હૃદય કોઇ અનેરા આનંદથી નાચવા માંડયું. આનંદની ભરતીમાં મારૂં 'ઓથીક' સાગરમાં નીચે તરતા એક ડચ ટેન્કર ઉપર ફેંકયું, અને એની પીઠ પર બેઠેલા ખલાસીઓ મ્હારા તરફ જોઇ રહ્યા, અને મ્હને અભિનંદવા લાગ્યા.' એમીની એક રોજનીશીમાં ઉપરના શબ્દો ઓસ્ટ્રેલીયાની ધરતી ઉપર પગ માંડયા પછી લખાયેલા નજરે પડે છે. ડાર્વીનના હવાઇમથક ઉપર એક જબ્બર માનવ સમુદાય ફેલાયેલો જોયો. જાણે એમી નામની માછલી લોકસાગરમાં તરી રહી હતી. શહેરનો એકેએક આદમી, ઓરત અને બાળક એમીની સાથે હાથ મિલાવવા આતુર હતાં. બધા જ એમીનું હાસ્ય

ઝીલવા અધીરા બન્યા હતા. અભિનંદનના સેંકડો તારો એમીના હાથમાં પડ્યે જતા હતા. ઓસ્ટ્રેલીયાના ગવર્નર પર આવેલો તાર છેવટે એના હાથમાં મૂકાયો "ઇન્ગ્લેંડની બહાદુર કુમારી એમી ઓસ્ટ્રેલીયાના કિનારે સલામત પહોંચી તેના દીલેર અભિનંદન. એની ચમત્કારિક સિદ્ધિ માટે અમારાં હાર્દિક અભિનંદન" શહેનશાહનો આ તાર વાંચતાં એમીની આંખો હર્ષાશ્રુથી છલકાઇ ગઇ. લોકપ્રિયતાનો નશો એટલે શું, એનો આછો, ખ્યાલ એમીને આવ્યો હતો. લાખો ઓસ્ટ્રેલીયનોના સ્વાગતથી એમી ચગદાઇ જતી હતી. ઠેરઠેર યોજાતા સન્માન્ સમારંભોથી એમીને હવે થાક લાગ્યો હતો. એમીને માટે આ કસોટીનો કાળ હતો.

ડાર્વીનથી એમી ક્વીન્સલેન્ડના પાટનગર બ્રીસ્બેઇન તરફ પૂરપાટ ઉડતી હતી, પરંતુ હવાઇમથકને ખુણે જ 'જેસન' અથડાયું. 'જેસન' પહેલી જ વાર આવા મોટા અકસ્માતનો ભોગ બન્યું. એની ઉડવાની બધી શક્તિ જાણે અલોપ થઇ ગઇ. મરામત માટે નીચે મૂકીને એમી એક બીજા વિમાનમાં બેસાર તરીકે બેઠી. એક સુંદર, ચાલાક, અને શક્તિશાળી જુવાન વિમાની આ વિમાન હંકારતો હતો. હવામાં વિમાન ઉડતું જતું હતું. જોબનના અને જુવાનીના મનોરથોના પ્રતીક જેવાં આ બે નવજુવાન અને નવયૌવના જાણે કોઇ અજાણી ક્ષિતિજમાંથી પસાર થતાં હતાં. ઠંડી મીઠી લહરીઓ આ બેઉ વિમાનીઓને એક સાથે સ્પર્શીને દૂર ચાલી જતી હતી. એ યુવાન વિમાનીની નજર દૂરથી એન્ટલી પરીની માફક ઉડીને આવેલી એમીના ઉપર ખોડાઇ ગઇ. ચાર આંખો મળી અને યુગયુગની મૈત્રીના એંધાણ બેઉને દેખાયાં. મૈત્રીનો આવો સુભગ આરંભ કોઇકના જ તકદીરમાં હોય છે. આનું નામ જીમ મોલીસન, જેની સાથે થોડા જ સમય પછી એમીના લગ્ન થવાનાં હતાં.

ઇંગ્લેંડ ઓસ્ટ્રેલીયાની પહેલી હવાઇ સફર પછી પેકીંગ જવાનો એમીયે સંકલ્પ કર્યો. તેના આ સંકલ્પને એનાં મિત્રોએ પાગલ કહ્યો, છતાં કરેલા નિરધારને પહોંચી વળવા એમીમાં પ્રબળ ઇચ્છાશક્તિ હતી. શિયાળાની શરૂઆત થઇ ચૂકી હતી. આખું રશિયા અને સાઇબીરીઆ આ ઋતુમાં બરફથી ઢંકાઇ ગયાં હતાં. રશિયાની આ હાડકાંને ગાળી નાખે એવી ઠંડી એને જરાય ડગાવી ન શકી. જાન્યુઆરીની ૧લીએ એમી ફરી આસમાનના પ્રદેશમાં ઉપડી. હવા અત્યંત ખરાબ હતી. બર્લીન પહોંચતાં એને ત્રણ દહાડા થયા. વૉર્સો જવા માટે એણે બર્લીનને વહેલી સવારે સલામ કરી. થોડા જ સમયમાં એમી ક્યા પ્રદેશમાં હતી એની એને સુઝ ન પડી, અને પોલેન્ડના એક જંગલી પ્રદેશમાં એનું વિમાન પછડાયું. એમી બચી ગઇ હતી, પરંતુ 'જેસન'ને ઇજા થઇ હતી. ત્યાંના એક માણસે એમી ઉપર હુમલો કર્યો. એને લૂંટવાનો પ્રયાસ પણ થયો, પણ એમી છટકી ગઇ અને પાસેના શહેરમાં પહોંચી ગઇ. ત્યાંથી એમીને મોસ્કો સુધી ગાડીમાં મુસાફરી કરવી પડી. એ દરમ્યાન વિમાનનું સમારકામ થઈ ગયું હતું. જુલાઈના ઉનાળામાં ફરી પાછા આવવાનું નક્કી કરીને એમી પાછી ઇંગ્લેન્ડ ગઈ. આ વખતે એમી ટોકીઓ જવા સજ્જ થઈ. જાપાનમાં એમીનો ભારે સત્કાર થયો. સહિસલામત પાછી આવીને લગ્ન જીમ મોલીસન—જેણે ઓસ્ટ્રેલીઆમાં ખાનગી વિમાનમાં બેસાડીને એમીને સીડની ઉતારી હતી—એની સાથે થયાં. એમી એની જીવનસાથી બની. આસમાન વીંઝતાં જામેલી મૈત્રી જીવનભરની દોસ્તી બની ગઇ.

૧૯૩૨ના જુલાઇ માસમાં એમીનાં લગ્ન થયાં. મધુવાસનો સમય હજુ પુરો થયો નથી ત્યાં જ ઓગસ્ટની ૧૮મીએ જીમ મોલિસન એના વિમાનમાં એકલો આટલાંટિક

## હિંદની બહાદુર નારી : શ્રીમતી ધિલ્લાં



હાલ દિલ્હીમાં લશ્કરી અદાલત સમક્ષ જેમની સામે કેસ ચાલી રહ્યો છે તે લેફ. ધિલ્લાંનાં પત્ની શ્રીમતી ધિલ્લાંએ દિલ્હીમાં ભરાયલી એક સભા સમક્ષ ભાષણ કરતાં લોકોને માતૃભૂમિની આઝાદી માટે તન, મન, ધન કુરબાન કરી દેવાનો આગ્રહ કરતાં કહ્યું કે, હિંદની આઝાદી માટે હું જરા પણ ખંચકાયા વિના મારા પતિનું બલિદાન દેવા તૈયાર છું. હિંદની બધી માતાઓ અને પત્નીઓને, તેમના પુત્રો તથા પતિઓને. હું માતની આઝાદી માટે લડવા મોકલવા માટેની હાકલ કરૂં છું. હિંદીઓ એક કાયર પ્રજા નથી. તેમની વીરતા તેમણે પુરવાર કરી આપી છે. દુનિયાનાં વિવિધ રણક્ષેત્રો ઉપર તેમણે જે તાકાત દર્શાવી છે, તેણે તો આખી દુનિયાના મોંમાં આંગળાં નખાવી દીધાં છે. આજે બ્રિટીશ સરકાર આઝાદ હિંદ ફોજના અફસરો સામે કેસ ચલાવી રહી છે. આ માટે તો મારે બ્રિટીશ સરકારનો આભાર જ માનવો રહ્યો, કારણ કે આ કેસને પરિણામે આઝાદ હિંદ ફોજની શૌર્યગાથા દુનિયાને સંભળાવવાનો મોકો મળે છે. નિઃશસ્ત્ર પ્રજા ઉપર લશ્કરની સહાય વડે મનસ્વી રીતે ગોળીઓ ચલાવવાનું અને બોંબ ફેંકવાનું પગલું હવે વધુવાર ચાલે એમ નથી. પ્રજા આ અગ્નિપરીક્ષાને પરિણામે વધુ મજબૂત બનવાની છે.

સાગરની પૂર્વથી પશ્ચિમની જોખમભરી હવાઈ સફર ખેડવા ઉપડયો.

એમી જગતની અજોડ સ્ત્રીવિમાની હતી, પરંતુ આજે એ પત્ની બની હતી. મોલીસનના ઉડયા પછી બીજા દિવસ સુધી છમના ખબર ન આવતાં એમી સ્વાભાવિકરીતે ચિંતાતુર બની. બપોરનો ખાણાનો સમય પસાર થઇ ગયો, છતાં એના કશા જ ખબર ન હતા; છેવટે એક છોકરો દોડતો દોડતો આવ્યો અને 'સલામત'નાં ખબર આપ્યાં. એમીના હૈયાના ધબકારા શાંત પડયા. મોલીસનના માર્ગમાં ધુમ્મસના ડુંગરા આડા થઇને પડયા હતા. ૭ કલાકના માત્ર ૧૫૦ માઇલ જ એ કાપી શકયો હતો. સાડાત્રણ દિવસમાં આવવાજવાની સફર પુરી કરવાની એની યોજના ઉંધી વળી ગઇ હતી, છતાં વિમાની સ્મિથનું રેકર્ડ તોડવાને એ સમર્થ થયો હતો.

મોલીસન આટલાંટિકની એક સફર પુરી કરીને સ્વદેશ પાછો આવ્યો અને એમીની સાથે સહજીવનનો થોડો મધુરો કાળ પસાર કર્યો. થોડા જ દિવસના સહવાસમાં એમની પ્યારની લાગણી વધારે સુકોમળ બની ગઇ હતી, છતાં પોતાના પતિનો કેપટાઉન પહોંચવાનો રેકર્ડ તોડવા એમી કટિબદ્ધ બની અને ૧૯૩૨ ના નવેમ્બરની એક પ્રભાતે 'જેસન' ઉપર સવાર થઇને પોતાના પતિને હરાવવા એ

નીકળી પડી. પાંખ ફફડાવીને 'જેસન' ઉડવા માંડયું, પણ પ્રારંભમાં જ અંતરાયો આવવા લાગ્યા. ટાંકી ચૂવા માંડી, એથી સહરાની દક્ષિણમાં એમી ઉતરી પડી.

ઘોમધખતા એ સીદીઓના મુલકમાં એમી પેટ્રોલની ટાંકી ભરીને ઉપર ચડવા માંડી ત્યારે ૪૦ ગેલન પેટ્રોલ હતું પણ એક જ કલાકમાં ૫ ગેલન પેટ્રોલ સ્ટોકમાં રહ્યું હતું. આ બધી મુસીબતો છતાં ૪ દિવસ ૬ કલાક અને ૫૪ મિનિટમાં એમી કેપટાઉન આવી પહોંચી. ઉજાગરાને કારણે એમી આફ્રિકાના દક્ષિણ ભાગમાં પહોંચતા બેભાન જેવી બની ગઈ હતી. ઇંગ્લેન્ડ છોડયા પછી એમી માત્ર પાંચ જ કલાક ઉંઘી હતી. પાછા ફરતાં સહરાના રણમાં એ નંખાઇ ગઈ હતી. એટલાસ પર્વતના હિમાચ્છાદિત શૃંગોએ એમાં ઉમેરો કર્યો. એમીએ સાત દિવસે ઇંગલેન્ડનો કિનારો ભાળ્યો.

હવે પછી એમી અને જીમે સાથે લંડનથી ન્યુયોર્ક અને ત્યાંની બગદાદ વણથંભ્યા ઉડવાનો નિશ્ચય કર્યો. ૧૨૦૦૦ માઇલનો પંથ ખેડવા બેઉ સાથે ઉપડયાં. દુનિયાના વિમાની ઇતિહાસમાં આ અપૂર્વ પ્રસંગ હતો. થોડા જ સમયમાં ભીની જમીન ઉપર વિમાન પડયું. એકલવિહારમાં એમી કયાંય જખમી થઈ નહોતી, એ જ એમી પોતાના પતિ સાથે જખમી બની. એ મહાન અને ઐતિહાસિક સહપ્રવાસની યોજના મોકૂફ રાખવી પડી.

એમી હજારો માઇલનો જોખમી પ્રવાસ કરી ચૂકી હતી. કેડલોરેડો નદીના ગ્રાન્ડકેન્યન જેની લંબાઇ ૨૫૦, પહોળાઇ ૧૨ અને ઉંડાણ ૧ માઈલ હતા એ જોવાની એમીની ઉત્કટ ઇચ્છા હતી. ૧૯૩૫માં એમીને એ તક મળી અને એમીએ એ ઝડપી લીધી. એક કલાકમાં ૮૦ માઇલની ઝડપે ત્યાં વાવાઝોડું દોડે છે એવા ખતરનાક પ્રદેશમાં એમી ઉડી રહી હતી. અનેક આફતોમાંથી ઉગરી હતી, પરંતુ જીંદગીની એક નિષ્ફળતામાંથી એને હજુ પસાર થવાનું હતું.

૧૯૩૯ની લંડનથી મેલબોર્નની શરતમાં મળેલી નિષ્ફળતા એ એમી તથા જીમ મોલીસનના જીવનમાં કમનસીબમાં કમનસીબ પ્રસંગ હતો. છતાં એમી અને મોલીસને હિંદનો રેકર્ડ તોડયો.

રવિવારના એક ખુશનુમા અને સોહામણા પ્રભાતે બન્નેએ ભારતની પવિત્ર ભૂમિનાં દર્શન બીજા હરીફોની પહેલા કર્યાં અને કરાંચી પહોંચ્યાં. તરત જ દુનિયાના આ બે અજોડ વિમાનીઓએ વિમાન ઉપાડયું, પણ ખરે વખતે વિમાને દગો દીધો. વિમાનની મરામતમાં આખો દિવસ ચાલ્યો ગયો. તેઓ અલ્લાહબાદ તરફ ઉપડયાં. રસ્તામાં પેટ્રોલ ખૂટતાં જબલપુર એમને ઉતરવું પડયું.

મેલબોર્નની શરત પૂરજોસમાં ચાલી રહી હતી. અલ્લાહબાદ પહોંચતાં એન્જીન બગડયું. તેલની નળી તૂટી ગઇ હતી અને પરિણામે એક બે પીસ્ટન ઝલાઇ ગયા હતા. સીલીન્ડર બળીને ખાખ થઇ ગયું હતું. વિમાનને જબ્બર નુકશાન થયું હતું. સફળતાની ક્ષણો પસાર થઇ ગઇ હતી. એકલે હાથે મેળવેલા મહાન વિજયો પછી પતિની સાન્નિધ્યમાં કેવડો મોટો અને કરૂણ પરાજય? આ પરાજયમાં બેઉ હાથમાં હાથ અને પગમાં પગ મીલાવીને ઉભાં હતાં; એટલો સંતોષ આ વિમાની દંપતીને અત્યારે હતો.

# ચીનની સ્ત્રીઓ



મૂળ લેખિકા : મેડમ ચાંગ કાંઇ શેક
અનુવાદક :
શ્રી. પ્રિયબાળા શાહ એમ. એ.

જાપાનના હુમલા સામે પોતાના દેશના બચાવ માટે જાગ્રત થઇને, ચીનની સ્ત્રીઓએ જે ભાગ ભજવ્યો, તેનો વિચાર રજૂ કરવામાં ન આવે, ત્યાંસુધી ચીનના પુનરુત્થાનનો ખરડો અધૂરો જ રહેશે.

યુદ્ધપૂર્વે અહીંની સ્ત્રીઓએ પોતાના દેશની સાવધતા માટે સામાજિક અને આર્થિક કાર્ય શરૂ કરી દીધાં હતાં. તેનામાં મુખ્ય બે કારણોથી જાગૃતિ આવી હતી:

(૧) ચીનમાં નવા વિચારોનો ફેલાવો-રાજ્યમાં ઉથલપાથલ કરવી. મુખ્યત્વે આ જ વિચાર પશ્ચિમના દેશો કરતાં પણ વધુ પ્રચલિત હતો. જ્યાં જ્યાં તક મળે ત્યાં ત્યાં આ વિચારને સરળતાથી અને અસરકારક રીતે વ્યવહારમાં મૂકવામાં આવતો, આમ છતાં પણ ચીનાઓનું માનસ વધુ સંકુચિત હતું.

(૨) ચીની મહિલાઓ કેળવણી પામી હતી, પણ તેઓ બંધનથી મુક્ત નહોતી. ત્યાંનું વાતાવરણ અને રીતભાત, તેમની ગ્રહણ-શક્તિ અને હંમેશાની પલટાતી નાજુક સામાજિક સ્થિતિ પર પણ અસર કરતી.

ગમે તે કારણ હોય, પરંતુ આ યુદ્ધે જ તેમને જાગૃતિ અને સ્વતંત્રતા બક્ષી, એ નિઃસંકે છે. આથી તેમનું સ્વદેશાભિમાન જાગ્યું. તેમને માટે કાર્યપ્રદેશ પણ ખૂલ્યો. યુદ્ધ પહેલાં તો આવા કાર્યપ્રદેશના તો તેમને સ્વપ્નમાં જ સેવવાનાં હતાં. આ રીતે પુરુષની સાથે બરાબરી કરીને, સમાજની જ એક મુખ્ય વ્યક્તિ તરીકે કાર્ય કરવાનો પ્રસંગ તેમને આવી મળ્યો. લાંબા અનુભવથી પુરુષોએ અધૂરી મૂકેલી જવાબદારી પર પણ સત્તા ભોગવવાની શક્તિ આ યુદ્ધે જ તેમને આપી. ટૂંકમાં, પોતાની માતૃભૂમિ સાથે લડનારાઓ સામે મદદ કરવા માટે સ્પષ્ટવક્તા બનીને તે પોતાના વિચારો વ્યક્ત કરવા લાગી.

સઘળાં સરકારી તંત્રો સ્ત્રીકાર્યકર્તાઓની મદદથી જ ચાલવા લાગ્યાં. જાહેર કાર્ય માટે હેરત પમાડે તેટલી શક્તિ તેમણે બતાવી છે. લોકોની રાજકીય સંસ્થામાં દસ સ્ત્રીઓ સભ્ય છે. તેઓ રાજકીય અભિપ્રાય સારી રીતે દર્શાવી શકે છે. આ રીતે તેઓ નેતા બની ચૂકી છે. ૨૧ પરગણાઓમાંથી ૩૧૭ સ્ત્રીઓ યુદ્ધકાર્ય માટે પ્રચાર કરે છે. આવી જ વસ્તુસ્થિતિ દૂરનાં પરગણાંઓ જેવાં કે સિકોંગ, શાદર, શેંગાઇ, સુયાન વગેરેમાં પણ છે. 'સ્ત્રીઓનું યુદ્ધરાહત મંડળ' તેની પણ ૩૫ શાખાઓ ચીનમાં જ છે અને તે આંતરદેશો સાથે સંબંધ ધરાવે છે. દુનિયાના બીજા ભાગોમાં આની નવ શાખાઓ છે. આથી ચીની મહિલાઓને ત્યાં પણ અભિનંદન અપાય છે. દુનિયાનાં વર્તમાનપત્રોમાં પણ સ્ત્રીઓની

જાગૃતિ ધ્યાન ખેંચે તેવી છે. સ્ત્રીઓથી સ્ત્રીઓ માટે ચાલતા સમાચારપત્રો ત્રણ વર્ષ પહેલાં ફક્ત બે જ હતા (Woman's Life અને Woman's Voice). જ્યારે હાલમાં ૫૦ ઉપરાંત અઠવાડિક, પખવાડિક અને માસિક સ્ત્રીઓ માટે પ્રસિદ્ધ થાય છે.

ચીનનું સમગ્ર નારીજગત જાગ્રત થયું છે એમ કહેવું કદાચ અતિશયોક્તિથી ભરપૂર લાગશે. આમ કહેવા માટે હજુ થોડો સમય જોઈશે. બહુ જ થોડી અનુકૂળતા અને સમાજનો મોટો ભાગ અજ્ઞાન હોવા છતાં ઘણું પ્રાપ્ત કરી શકાયું છે.

યુદ્ધની શરૂઆતમાં બહુ જ ઓછી સ્ત્રીઓનું પોતાના દેશમાં પ્રચારકાર્ય હતું, પરંતુ ત્યારબાદ વાંસ ફૂટે તેટલી ઝડપથી તેમનું કાર્ય દેશના એકેએક ભાગમાં વધવા માંડ્યું.

ખોટો નકલી પ્રચાર અટકાવવા માટે સ્ત્રીઓની એક પરિષદ કુલિંગ ખાતે ઇ. સ. ૧૯૩૮ના મે માસમાં ભરાઇ. આ પરિષદમાં દરેક કાર્યમાં નિષ્ણાત એવી ૫૦ સ્ત્રીઓ દેશના જુદા જુદા ભાગમાંથી આવી હતી, અને તેમણે યુદ્ધકાળમાં સ્ત્રીઓના જ મુખ્ય હિસ્સા માટે Women's Advisory Council of the New Life Movementનો જ ઉપયોગ કરવાનું નક્કી કર્યું. આ સંસ્થા હજુ પણ સ્ત્રીઓના યુદ્ધના સીધા કાર્યપ્રદેશ સાથે સંપર્ક સાધી રહી છે. આ સંસ્થાનાં જુદાં જુદાં ખાતાંઓમાંથી સ્ત્રીઓને દોરવણી મળી રહી છે. તેઓ મજૂરી કરે છે અને કાંતે છે. તેઓ નકામી—પડતર જમીનને સહકારથી સુધારે છે, વળી સૈનિકોને પ્રાચીન અને અર્વાચીન શૌર્યની વાતો સંભળાવી ઉત્તેજિત કરે છે, ગાયનો ગાઇ તેમને આનંદ આપે છે, તેમની સગવડ જુએ છે. અજ્ઞાન સ્ત્રીઓ પણ તેમની જાતે ભેગી થઇને તેઓનાં લૂગડાં ધોવા તેમજ સીવવા, અને હૉસ્પિટલોમાં ઘવાયેલા સૈનિકોને લઇ જવાનું કામ કરે છે.

ચીનની સ્ત્રીઓને પણ તેના નિશ્ચયમાંથી કોઇ ડગાવી શકે તેમ નથી. જાપાનીઓએ પોતાના હલ્લા દરમ્યાન ચીનની સ્ત્રીઓનો મજબૂત સામનો જોયો અને તેમને પોતાનો દોષ સાલ્યો. અમુક પ્રદેશમાં તો જાપાનના સૈનિકોએ સ્ત્રીઓને સતાવવી શરૂ કરી. આથી ગામડાની ઘરડી સ્ત્રીઓએ—માતાઓ અને સાસુઓએ—તો કુહાડીઓ લઇને જ તેમને સીધા કરી નાંખ્યા અને આ રીતે કેટલાયે દુશ્મનોનાં માથા ભોંય ભેગાં કરી નાંખ્યાં.

જાપાને સર કરેલા પ્રદેશની પાસેના ઘણા ભાગમાં યુવાન તેમજ વૃદ્ધ સ્ત્રીઓએ તેમની જાતે જ આબાલવૃદ્ધને સરસ રીતે કેળવ્યાં. આથી તેઓ હંમેશા જાસૂસો અને દેશદ્રોહીઓનું જ ધ્યાન રાખતા (યુરોપમાં જેને પાંચમી કતાર કહે છે). બાળકોને પણ આવી જ કેળવણી આપેલી છે. આથી કોઇપણ વ્યક્તિ શંકાશીલ દેખાય કે તરત જ તેઓ ખબર આપે. આ પ્રમાણે દેશની સ્ત્રીઓની જાગૃતિથી ઘણા દેશદ્રોહીઓ અને દગાખોરો ફસાઇ પડ્યા છે.

એક વખત ત્રણ સ્ત્રીઓ નદીકીનારે લૂગડાં ધોતી હતી. અજાણ્યા ત્રણ ચીનાઓ તેમની પાસે આવીને જાપાને સર કરેલા ગામડાનો રસ્તો પૂછવા લાગ્યા. એક સ્ત્રીએ ગૂંચવાડા ભરેલી સૂચનાઓ આપતાં તેમને રોક્યા. બીજી સ્ત્રીએ તેમને મદદ આપવાનો ઢોંગ કરતાં કહ્યું: "અરે, આ બહેનના આપેલા વર્ણનથી તમે તે નહિ શોધી શકો. ચાલો, મારું ઘર એ જ બાજુ છે. હું તમને રસ્તો બતાવીશ." પછી તે ધીરે ધીરે તેમની સાથે જવા લાગી. જ્યારે ત્રીજી સ્ત્રીએ સ્થાનિક સત્તાવાળાઓને ખબર આપીને તેમને પકડાવી દીધા.

અહીં અનિયમિત યુદ્ધ કરનાર સ્ત્રીઓની એક ટોળકી છે. તેમના પતિ જ્યારે યુદ્ધમાં જાય છે ત્યારે તેઓ દેશનું રક્ષણ કરે છે. જાપાનીઓને આગળ વધતા અટકાવવા તેઓ

રસ્તાઓ કાપી નાંખીને વ્યવહારમાં વ્યુહેલ પહોંચાડતા. હોપાઇ, શંતુંગ, કવાંગસી, શાંઘાઇ, કાંસુ વગેરે પ્રદેશોમાં સ્ત્રીઓ ઊંચા રસ્તાઓ બાંધવામાં મદદ કરે છે. આ રીતે ૨૪૦ માઇલનો રસ્તો ત્યાંની સ્ત્રીઓના અમર કીર્તિસ્તંભ તરીકે ઊભો રહેશે. પાવડા, કોદાળા, કુહાડા, અને દાતરડાંથી હજારો સ્ત્રીઓ રસ્તો બનાવવામાં મદદ કરે છે.

બીજી બાજુ નજર ફેરવતાં આપણે જોઇ શકીશું કે સ્ત્રીઓએ રાજકીય અને બંધારણીય કાર્યમાં ગામના વડા તરીકે ચૂંટાઇને પોતાની કેવી કાર્યશક્તિ બતાવી છે. કેટલીક સ્ત્રીઓએ પોતાના સ્વદેશાભિમાનને વશ થઇને જાપાનના રમકડા જેવા બનેલા પોતાના પતિ સાથે છૂટાછેડા લીધા છે, અને તેવા રમકડા જેવા પિતાની દીકરીઓએ તો જાહેરમાં ખુલ્લી રીતે, જાપાનની સાથે કાર્ય કરતા એવા પોતાના પિતાને, પિતા તરીકે નાકબૂલ્યા છે અને વળી વધુમાં ધિક્કાર વરસાવ્યો છે.

કુમારી સુંગ પી-લેન સૈનિકોને વિકટ પર્વતોમાંથી કૂચ કરવાની દોરવણી આપતી હતી. તેણે એક દિવસ જાણ્યું કે તેની ગેરહાજરીમાં જાપાનના સૈનિકોનું એક ટોળું પોતાના ઘરમાં આશ્રય લઇ રહ્યું છે. આથી ગામને છેડે પોતાના તમામ કુટુંબીજનોને એકાએક ભેગા કર્યા અને અનિયમિત યુદ્ધ કરનારાઓની મદદથી પોતાના બાપદાદાનું ઘર બાળી નાંખ્યું અને આ રીતે એક પણ જાપાની બચ્ચો જીવતો નાસી ના છૂટયો.

સ્વતંત્ર ચીનમાં જ ફક્ત આવી હિંમત અને નિશ્ચય દેખાય છે એમ નથી, પરંતુ જાપાને કબજે કરેલા દેશોમાં પણ દેખાય છે. શાંગાઇમાં ચીનાઓના એક કારખાના પર, રમકડા જેવા તેના માલિકે ઉગતા સૂર્યનો વાવટો (પોતાના દુશ્મનોનો) ફરકાવ્યો. અહીં કામ કરનાર સ્ત્રીઓ જ હતી. તેઓએ આ ધ્વજને ધિક્કાર્યો. તે પર કાદવ ફેંક્યો, પથરા નાંખ્યા અને તેને ખેંચી નાંખવા માંડ્યો. જાપાનના સૈનિકોએ તેમને વશ કર્યો, છતાં પણ તેમણે દુશ્મનનો વાવટો લઇ ના લેવાય ત્યાં સુધી કામ કરવાનું બંધ રાખ્યું—હડતાળ પાડી. જાપાનીસ સૈનિકો બીજા કારખાનામાં પણ છૂટથી દખલ કરવા લાગ્યા, ત્યાંની સ્ત્રીઓને સતાવવા લાગ્યા. આ વખતે પણ ત્યાંના કાર્યકરો ભોળપણથી વશ થવાને બદલે હડતાળ પર ગયા. આ પ્રમાણે ત્યાંના સત્તાવાળાઓને પોતાના સૈનિકોને અંદર દાખલ થતા અટકાવવાની ફરજ પાડી.

શાંઘાઇ બેન્કર મંડળના પ્રમુખની ૧૭ વર્ષની દીકરી કુમારી નૈ વિન્ગ-યો દેશનું કામ કરવા માટે ઘરમાંથી ચાલી ગઇ. અને કરુણાથી ભરપૂર એવો પત્ર તેણે તેની માતા પર લખ્યો છે. તેમાં તેણે સ્વદેશના પ્રેમને વશ થઇને અપાયેલાં બલિદાનો તરફ પોતાની લાગણી ઢાલવી છે. આ એક જ સ્ત્રીનો ચીનના અજય સ્ત્રીત્વનો નમુનો છે. હજારો સ્ત્રીઓ—જેમાંની ઘણી હાલ પણ ઉત્તમ કાર્યકર્તાઓ છે તે પોતાના સુખી ઘરોમાંથી દોડી જઇને, સતત પરિશ્રમ વેઠીને પોતાની સેવા દેશને આપી રહી છે.

મોંગોલિયાની રાજકુમારીઓ-ચી-ચુન-ફેન્ગ (મોંગોલના ઇતિહાસની પ્રથમ સ્ત્રી) અને પાઇ યુન-યીંગ-આ બે તો સખ્ત ધાતુની માફક ધ્યાન ખેંચે તેવા નમૂનાઓ છે. આ બંનેથી સમગ્ર ચીનનું સ્ત્રીત્વ ઘડાયું છે. બંને ઘોડેસ્વારીમાં નિપુણ હતી. તદુપરાંત નિશાનબાજ પણ હતી. તે બંનેએ સ્વતંત્ર ચીનમાં પહોંચવા માટે જાપાની ફોજની કતાર ભેદી. આ છેવટના અંતરાયમાંથી પસાર થતા પહેલા તેમણે અનિયમિત યુદ્ધ કરનારી સેંકડો ટુકડીઓ ઉભી કરી હતી. આ તમામ ટુકડીઓ દુશ્મન સામે લડવા વફાદાર રહી હતી. રાજકુમારી ચી પોતાની વૃદ્ધ માતા અને પોતાના ત્રણ વર્ષના નાના બાળકને પણ બહાર લાવી શકી હતી. રાજકુમારી પાઇ પોતાના અગિયાર વર્ષના દીકરાને સાથે રાખી [illegible]મ કરતી

હતી, આ બંને યુવતીઓ ખૂબ જ નાજુક અને કોમળ હતી. છતાં પણ ખૂબ વફાદાર હતી. તે બંનેના પતિ પણ તેવી જ વફાદારીમાં મૃત્યુ પામ્યા હતા. આ રીતે ચીનની સ્ત્રીઓની એકતા અને તેમના કડક સ્વભાવે મને ખૂબ અસર કરી છે.

આ પ્રમાણે ચીનની સ્ત્રીઓનું સ્વદેશાભિમાન, તેમનું બલિદાન અને યુદ્ધપ્રચારનાં કાર્યો અહીંની દરેક સંસ્થામાંથી મળી આવે; પરંતુ સ્થળના અભાવે હું તે નહિ આપું, પણ તેની આછી રૂપરેખા વર્ણવીશ. "સ્ત્રીઓની સલાહકાર સમિતિ"ના આશ્રય હેઠળ સ્ત્રીઓએ સમગ્ર દેશમાં યુદ્ધ પ્રચાર માટે કરેલાં કાર્યોનો આછો ખ્યાલ હું નીચે આપું છું. આ સમિતિ પણ ફક્ત અગ્રગણ્ય સ્ત્રીઓની જ બનેલી છે. જેમાં એચ. એચ. કુંગ, હો યાંગ–ચીન, ચેન ચેન્ગ, ફેન્ગ યુ–સીઆંગ, મા ચો–સુન, ;શેંગ ચા–ચુંગ, ડૉ. લુ વી–ફેન્ગ ડૉ. સેન્ગ પાઓસેન્ગ અને હું (મેડમ ચાંગ કાંઇ શેક) અને તેના મંત્રી મિસીસ વિલિઅમ સી. વેન્ગ છે. આ સમિતી નીચેનાં ખાતાઓ મારફત કામ કરે છે:

(૧) એકતા સાધવી, (૨) તાલીમ કેન્દ્ર, (૩) યુદ્ધસેવા, (૪) ગ્રામોદ્યોગ, (૫) ભરણપોષણ, (૬) સંસ્કૃતિને લગતું કાર્ય, (૭) યુદ્ધ રાહત, (૮) બાળકોને આશ્રય, અને (૯) ઉત્પાદનકેન્દ્ર.

દેશના પુનરુત્થાન માટે સમગ્ર શક્તિ અને ધ્યાન પ્રથમ ઝે સુઆન પ્રદેશમાં કેન્દ્રિત કરવાનું મુખ્ય કાર્ય—આ કામ બે જ વર્ષમાં પૂરું કરવાની અમારી ઉમેદ છે. જર્મન કરતાં પણ અમારો પ્રદેશ ઘણો મોટો છે. અહીંની વસ્તી ૫૨,૦૦૦,૦૦૦ છે. ઝેસુઆનમાં તો અનેક પ્રાંતો છે. (૧૩૪ પ્રાંતો) ફક્ત ૩૪ પ્રાંતોમાં તો અમારું કાર્ય કેટલાયે વખત પહેલાં શરૂ કીધેલું છે. અને બીજા બે વર્ષમાં જ યુદ્ધનો સામનો કરવા અમે સ્ત્રીઓને તૈયાર કરી શકીશું.

બીજા આઠ પ્રદેશોમાં કામચલાઉ સમિતીની સૂચના પ્રમાણે કામ કરવાનું છે, દરેક પ્રદેશના મંત્રીની પત્ની જ પોતાના પ્રદેશની સ્ત્રીઓના કાર્ય માટે આ સમિતિમાં જવાબદાર છે. કવીચો પ્રદેશના મંત્રીની સ્ત્રી મેડમ વુ ટીંગશાન છે, તે તદ્દન જૂના જમાનાની અને રૂઢિચુસ્ત છે. તેના પ્રદેશમાં કરેલાં કાર્ય માટે ખૂબ ધ્યાન ખેંચે તેવી એ બાઇ છે.

ચીનમાં કવીચો ખૂબ જ ગરીબ પ્રદેશ છે. અફીણના ધંધાને લીધે તે કાંઇક આગળ પડતો હતો, પણ આ તો યુદ્ધ પહેલાંની વાત. હાલમાં તો ત્યાં અફીણ તૈયાર થતું જ નથી. મેડમ વુ જાતે ત્યાંના કામમાં દેખરેખ રાખે છે. જેને તે સુસ્ત જુએ તેની તે દુશ્મન બને છે. ગરૂડના જેવી કરડી નજરથી તેણે કવીચોનો ખૂબ પાક વધાર્યો છે.

તદુપરાંત કાંસુની મેડમ ચુ શો–લીંગ અને શાંધાઇની મેડમ મા પુ–ફેન્ગ બંને ખૂબ જ રૂઢિચુસ્ત છતાં પણ ધ્યાન ખેંચે તેવી સ્ત્રીઓ છે. અવિરત દેશકાર્ય કરીને બીજા દેશોની સ્ત્રીઓને પણ યુદ્ધકાર્ય માટે તેમણે જાગ્રત કરી છે. મેડમ ચુએ થોડા જ સમય પહેલા સલાહકાર સમિતિને શિ. ૧૫૦,૦૦૦ રાહતના કાર્ય માટે મોકલ્યા છે.

દરેક ઠેકાણે તે તે પ્રદેશના મંત્રીઓની સ્ત્રીઓ–આગળ કે પાછળ, યુવાન ગ્રેજ્યુએટ કે રૂઢિચુસ્ત–કાર્યની ગંભીરતા સમજીને રસપૂર્વક પોતાની ફરજ અદા કરી રહી છે. તેઓ સારી રીતે સમજે છે કે, હવે પોતાના અસ્તિત્વનો આધાર પોતાના પતિ પર રાખવાનો રહ્યો નથી, પણ પોતાના દેશના ઉજ્જવળ ભાવી માટે વ્યક્તિગત રીતે કાર્ય કરવાનું, અને સારી રીતે વિચારવાનું પ્રભાત ઊગ્યું છે. આથી બધાના સારા માટે મારા મનમાં પણ હું ઊજળું ભવિષ્ય દેખું છું.

# સ્ત્રીકેળવણીની પુનર્ઘટના

મૂળલેખક : શ્રી. એસ. એન. મુકરજી

અનુવાદક : શ્રી. રમણીકલાલ જે. દલાલ

[ જગત એક ભયંકર ઝંઝાવાતમાંથી પસાર થયું છે. માનવતાના ઇતિહાસમાં અજોડ એવા વિનાશની ઝડી વરસાવવામાં વિજ્ઞાનની તમામ શક્તિઓ ખર્ચાઇ ચૂકી છે. નવી સૃષ્ટિ સરજાવવી હશે તો આપણે આધ્યાત્મિક મુલ્યાંકન કરતાં શીખવું પડશે, એટલું જ નહિ, પણ સ્ત્રીકેળવણીની પણ નવીનતર યોજના ઘડવી પડશે. આપણી પૌરાણિક સંસ્કૃતિમાં જે શ્રેષ્ઠ તત્વ હોય અને પાશ્ચાત્ય પ્રગતિશીલ સંસ્કૃતિમાં જે ઉત્તમ હોય તેનું સમીકરણ કરી સ્ત્રી-કેળવણીની પુનર્ઘટના સાધવાનાં આ લેખમાં સુંદર સૂચનો છે. —તંત્રી. ]

અર્વાચીન હિંદનુ સૌથી: મહત્વનું તત્વ સ્ત્રીજાગૃતિ છે. છેલ્લા એક સૈકામાં તો સ્ત્રીની પદ્વીમાં ભારે ક્રાંતિ થવા પામી છે. તે વખતે સ્ત્રીકેળવણીના ખુલ્લા વિરોધીઓ જોરમાં હતા. અત્યારે સ્ત્રીકેળવણી હિંદના સામાજીક ને રાષ્ટ્રીય વિકાસનું અંગ બની રહેલ છે. એ પરિણામ લાવવા માટે અનેક મુશ્કેલીઓમાંથી માર્ગ મોકળો કરવો પડયો છે. પડદો, બાળલગ્ન, દીકરીઓની કેળવણી પ્રત્યે માબાપની બેદરકારી, છોકરીઓને અપાતી પાશ્ચાત્ય કેળવણી પ્રત્યે અવિશ્વાસ, મધ્યમવર્ગની આર્થિક કટોકટી, છોકરીઓ માટે યોગ્ય અભ્યાસક્રમની ઉણપ, સ્ત્રી-શિક્ષિકાઓનો ને કન્યાવિદ્યાલયોનો અભાવ વગેરે અનેક વિઘ્નો નડતાં રહ્યાં છે.

પરંતુ છેલ્લાં પચીસ વર્ષમાં સ્ત્રીકેળવણી પ્રત્યેની બેદરકારી ને તુચ્છકાર આતુર પ્રવૃતિમાં પલટાઇ ગયાં છે. હિંદની માતાઓને દેશને માટે પ્રાણાર્પણ કરવા મહાત્મા ગાંધીજીએ હાકલ કરી, તેના પરિણામે તેમની રાષ્ટ્રભક્તિ જાગ્રત થઇ છે. હિંદની સ્ત્રીઓ હવે પ્રકૃતિનાં સાવકાં સંતાન રહી નથી, તેમ કિસ્મતની 'સિન્ડ્રેલા' નથી. રાષ્ટ્રજીવનમાં હવે એ પોતાને એક શક્તિશાળી તત્વ લેખે છે. છેલ્લાં થોડાં વર્ષોમાં તો જવાબદાર નોકરીઓ માટે જેટલી પ્રખર બુદ્ધિશાળી સ્ત્રીઓ હિંદમાં પસંદગી પામી છે એટલી જગતના કોઇ દેશમાં જડી આવી નથી.

## અર્વાચીન પરિસ્થિતિ

આવી રાષ્ટ્રીય જાગૃતિ નજરે પડતી હોવા છતાં ઇસ્વીસન ૧૯૪૧ના સેન્સસ રીપોર્ટની હકીકત વાંચી નિરાશા થયા વિના નહિ રહે. હિંદની સ્ત્રીઓમાંથી હજી ફક્ત બે ટકા સ્ત્રીઓ જ કેળવાયલી છે. હજી કન્યાકેળવણી માટે જોઇએ તેવી સમજણ નથી. વિદ્યાર્થી-કેળવણી માટે જેટલા પગલાં લેવાયાં છે તેટલાં પણ કન્યા–કેળવણી માટે લેવામાં આવ્યાં નથી. ઇસ્વીસન ૧૯૩૭માં આખા બ્રિટીશ હિંદના ૨૧૪૮ ઇન્સ્પેકટરોમાં ફક્ત ૧૪૧ સ્ત્રીઇન્સ્પેકટરો હતી. પંજાબ સિવાય એક પણ પ્રાંતમાં સ્ત્રી-ડેપ્યુટી ડીરેકટર નથી. કન્યાકેળવણી માટે વપરાતી રકમ પણ ઘણી જ ક્ષુલ્લક છે. વિદ્યાર્થીકેળવણી પાછળ જે રકમ વપરાય છે તેના ૧૬.૫ ટકા જ કન્યાકેળવણી પાછળ વપરાય છે. ઘણીવાર કન્યાકેળવણીને વિદ્યાર્થીકેળવણીની સમાનકક્ષાએ લેખવામાં આવતી જ નથી. 'ફાજલ પડેલાં નાણાં પણ કન્યાકેળવણી ને વિદ્યાર્થીકેળવણીમાં સરખે હિસ્સે વહેંચાયાં નથી' પ્રાંતિક સરકારોએ 'પણ સ્ત્રીકેળવણી

પ્રત્યે ફક્ત મૌખિક સહાનુભૂતિ જ દાખવી છે. સ્થાનિક સંસ્થાઓએ તો સ્ત્રીકેળવણીની પરવા જ નથી કરી. સ્ત્રીકેળવણી માટે સ્થાનિક સંસ્થાઓને દરેક વાતમાં નાણાંભીડ નડતી રહી છે. વિદ્યાર્થીકેળવણી કરતાં એને પસંદગી આપવાની વાત તો ક્યાં રહી, પણ પ્રમાણમાં એને ટેકો આપવામાં આવ્યો નથી.

કેળવણીનું સમગ્ર તંત્ર પ્રાથમિક કેળવણી પર અવલંબે છે. છતાં તેની ઓછામાં ઓછી દરકાર લેવાય છે. પ્રાથમિક શાળાઓમાં નેવ્યાસી લાખ છોકરાઓ છે ત્યારે છોકરીઓની સંખ્યા ફક્ત એકત્રીસ લાખ છે. દર સો વિદ્યાર્થીઓ-માંથી ૨૭·૭ છોકરાઓ ચોથા ધોરણ સુધી પહોંચે છે જ્યારે ૧૪·૩ ટકા વિદ્યાર્થીનીઓ એટલે સુધી જાય છે. વિદ્યાર્થીઓની શાળાઓ કરતાં કન્યાશાળાઓ ઓછી આકર્ષક હોય છે. એક શિક્ષકવાળી કન્યાશાળાઓ ૬૪·૩ ટકા છે જ્યારે વિદ્યાર્થીઓની એક શિક્ષકવાળી શાળાઓ ૪૫·૮ ટકા છે. બ્રિટીશ હિંદના ૨૨ વિભાગો સિવાય બીજે ફરજીયાત કન્યાકેળવ-ણીનો અભાવ જ છે.

જેમ જેમ કન્યાકેળવણીની નીસરણીનાં પગથિયાં ચઢવામાં આવે છે તેમ તેમ આ ભેદભાવ ઘટવાને બદલે વધતો જ જાય છે. ઇસ્વીસન ૧૯૩૬માં બ્રિટીશ હિંદમાં ૬૫૦૦૦ છોકરાઓ મેટ્રિકની પરીક્ષામાં પસાર થયા ત્યારે ફક્ત ૪૫૦૦ છોકરીઓ પાસ થઇ. બાર હજાર પુરૂષ-સ્નાતકો થયા, ત્યારે ફક્ત ૫૦૯ સ્ત્રીસ્નાતકો બહાર પડ્યાં. સ્ત્રીઓમાં પ્રૌઢ શિક્ષણનો તો મોટે ભાગે અભાવ જ છે; છતાં સર્વત્ર આશાની ઝાંખી થવા લાગી છે. હવે કન્યાઓ શાળાઓ ને વિદ્યાલયોમાં ટકતી જણાય છે. ઉચ્ચતર પરીક્ષામાં સફલ થતી વિદ્યાર્થીની-ઓની વધતી જતી સંખ્યા આ વાતની સાખ પૂરશે. ઇ. સ. ૧૯૧૭માં ૬૧૫ વિદ્યાર્થી-નીઓ મેટ્રિકમાં પસાર થઇ હતી અને ઇસ્વી-સન ૧૯૩૭માં એ સંખ્યા ૫૦૮૩ સુધી પહોંચી હતી. સ્નાતકોની સંખ્યા ૫૬ થી ૯૮૨ થવા પામી હતી.

અર્વાચીન કન્યાકેળવણીની પદ્ધતિ પ્રત્યે પણ અસંતોષ વધતો જાય છે. કન્યાશાળાઓ વિદ્યાર્થીઓની શાળાઓનું જ આંધળું અનુકરણ કરે છે એ વાત હવે ખૂંચે છે. સ્ત્રીઓની જરૂરીઆતો પર બીલકુલ ધ્યાન આપવામાં આવ્યું નથી એ હકીકત કબુલ કર્યા વિના હવે છૂટકો નથી. કન્યાકેળવણી પ્રત્યે દુર્લક્ષ કર-વાથી વિદ્યાર્થીકેળવણીનો પણ હ્રાસ થયો છે એ વાત હવે લોકો સમજી શક્યા છે. અભણ માતા સંતાનોની કેળવણીમાં ગંભીર આડખીલી થઇ પડે છે એ હવે અનુભવની વાત બની ગઇ છે.

### કેટલાક કોયડાઓ

કન્યાકેળવણી વધી છે, પરંતુ એના ઉદ્ધાર માટેનાં પગલાં પ્રોત્સાહક નથી. સંભાળપૂર્વક યોજનાઓ કરવાની જરૂર છે. સ્ત્રીકેળવણીનો વહીવટ એકલા પુરૂષોને જ સોંપી દેવો વ્યાજબી નથી. પુરૂષો પર પણ અત્યારે ઓછો ભાર લાદવામાં આવ્યો નથી. કન્યાકેળવણીના ફૂટ પ્રશ્નોનો વિચાર કરવાની પણ તેમને ફુરસદ નથી. ઘણી વાર ઉતાવળી ને અવિચારી યોજનાઓ રજુ કરવામાં આવે છે અને પરિણામે કન્યાકેળવણીનું કાર્ય કથળે છે. દરેક પ્રાંતમાં એક સ્ત્રી-ડેપ્યુટી ડાયરેકટરની નિમણુંક કરવી જોઇએ. તે જ આખા પ્રાંત માટે કન્યા-કેળવણીની યોજના ઘડી કાઢે. એના હાથ નીચે સ્ત્રી-ઇન્સ્પેક્ટરોની પણ પૂરતી સંખ્યા જોઇએ. વધારામાં કન્યાકેળવણી માટે પૂરતાં નાણાં ખર્ચવાની પણ જોગવાઇ કરવી જોઇએ. હિંદી કેળવણીની સર્વદેશીય પ્રગતિ માટે હવે દરેક વિકાસની યોજનામાં કન્યાકેળવણીને પ્રથમ પસંદગી મળવી જોઇએ.

સ્ત્રીકેળવણીની ધીમી પ્રગતિનું બીજું કારણ તે મરજીઆત રાખવામાં આવી છે તે

છે. આમજનતાની અભણ દશા નાબુદ કરવી હોય તો છોકરા છોકરીઓની પ્રાથમિક કેળવણી ફરજીયાત કર્યે જ છૂટકો. હજી ઘણાં માબાપો પોતાની છોકરીઓને શાળામાં મોકલતાં સંકોચ અનુભવે છે, માટે કન્યાકેળવણી ફરજીયાત કરવી જોઇએ. કન્યાઓનું શાળાજીવન વિદ્યાર્થીઓના શાળાજીવન કરતાં ટુંકુ હોય છે, કારણ કે છોકરીઓ છોકરાઓ કરતાં ઘરકામમાં વધારે ઉપયોગી હોય છે, એટલે ફરજીયાત કેળવણી જ સાચો ઉપાય છે. સ્ત્રીશિક્ષિકાઓની પૂરતી સંખ્યા એક બીજો કોયડો છે. યુદ્ધોત્તર કેળવણીની પુનર્ઘટના માટેની યોજના પ્રમાણે ૧૦૮ કરોડ શિક્ષકોની જરૂર પડશે. અત્યારે તો કન્યાશાળા માટે જ પુરતી શિક્ષિકાઓ નથી. એનાં કારણો પણ દેખીતાં છે. ઘણી ખરી કેળવાયલી છોકરીઓ કેળવણી ખાતામાં જોડાઇ નથી. પુરુષશિક્ષકો પેઠે સ્ત્રીશિક્ષિકાઓ ફરતી નથી. ઘર છોડી દૂર જવા શિક્ષકાઓ તૈયાર હોતી નથી, તેમજ એકાંત સ્થળોએ નિમણૂંક કરવી પણ વ્યાજબી નથી. શિક્ષિકાઓની કેળવણી માટે પણ જોઇતી સગવડો નથી. સારી કેળવણી પામેલી છોકરીઓ કેળવણી ખાતામાં જોડાય તે માટે પ્રયત્નો કરવાની જરૂર છે. શિક્ષિકાઓને વધારે સગવડો આપવાની પણ અગત્ય છે.

વળી દેશની માગણીને પહોંચી વળવા માટે સંસ્થાઓની સંખ્યા પણ ઘણી જ નજીવી છે. કન્યાશાળાઓની પૂરતી સંખ્યા ના હોવાથી ઘણી છોકરીઓને શિક્ષણ મળી શકતું નથી. સહશિક્ષણને ઉપાય તરીકે સૂચવવામાં આવ્યું છે ને હિંદમાં તે લોકમાન્ય પણ થયું છે. ઇસ્વીસન ૧૯૩૭માં વિદ્યાર્થીઓ સાથે ભણતી કન્યાઓ ૪૩·૪ ટકા હતી. પ્રાથમિકશાળાઓ અને વિદ્યાલયોમાં સહશિક્ષણ વધારે છે-લગભગ ૬૦ ટકા હશે; પરંતુ માધ્યમિક શિક્ષણ માટે સહશિક્ષણ આવકારવામાં આવ્યું નથી. એ વયે છોકરીઓને સહશિક્ષણ આપતી શાળાઓમાં મોકલતાં હજીયે હિંદી માબાપો સંકોચ ધરાવે છે. પુખ્તવયનાં ચિહ્નો જણાતાં જ જુદા શિક્ષણની વ્યવસ્થા હોવી જોઇએ એવી મક્કમ માન્યતા છે. માધ્યમિક કન્યાશાળાઓની સંખ્યા વધે નહિ ત્યાં સુધી સહશિક્ષણ સિવાય બીજો ઉપાય જ નથી.

વળી સહશિક્ષણ આપતી શાળામાં પણ કન્યાઓની જરૂરીઆતો પ્રત્યે વધારે ધ્યાન આપવાની જરૂર છે. સહશિક્ષણ આપતી શાળાઓમાં આરોગ્યની ને કવાયતની જુદી સગવડો હોતી જ નથી. ગૃહવિજ્ઞાન ને સંગીતને સ્થાન જ મળતું નથી. છોકરીઓ શાળાજીવનનું કદી અંગ બની રહેતી જ નથી. વળી આવી મિશ્રશાળાઓ સસ્તી પણ હોતી નથી. જુદી શાળાઓ કરતાં તે હંમેશાં વધારે ખર્ચાળ નિવડવાની જ. સારી કેળવણી સંસ્થાએ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ-બન્નેની જરૂરીઆતો પ્રત્યે લક્ષ્ય આપવું જોઇએ અને પ્રથમ શ્રેણીના શિક્ષકો જ એ કાર્ય પાર પાડી શકે.

અત્યારે જે કન્યાકેળવણી અપાય છે તે પ્રજાકીય સહાનુભૂતિ મેળવી શકી નથી. હિંદી સમાજની સંસ્કૃતિ ને વ્યવહારિક જરૂરીઆતોને સ્પર્શવામાં તે નિષ્ફળ ગઇ છે. જીવનના વ્યવહાર પાસાં માટે છોકરીઓને બીલકુલ તૈયાર કરવામાં આવતી નથી. આખી યે પદ્ધતિ એક ઘેલું અનુકરણ છે ને કન્યાઓની ખાસ જરૂરીઆતો પ્રત્યે કદી લક્ષ્ય અપાયું જ નથી. પરિણામે વિદ્યાર્થી કેળવણીમાં જે ખૂંચે એવાં તત્વો છે તે કન્યાકેળવણીમાં પણ ડોકું કાઢતાં જણાય છે. ચોમેરથી ચેતવણીના સુરો ફુંકવામાં આવે છે. વિદ્યાર્થી કેળવણીનો ઇતિહાસ તપાસી સાવધ થઇ જવાની ખાસ જરૂર છે, નહિ તો કન્યાકેળવણી પણ એ જ ઉંડી ગર્તામાં ધસી પડશે. અત્યારનાં ચિહ્નો ઘણાં જ સૂચક ને ભયંકર છે અને ખૂબ જ તકેદારી રાખવાની

અગમ્ય છે.

આટલા સાવધાનીના સૂર આપણે માટે બસ છે. પુરુષોની બેકારી હાલ આપણને સાલે છે અને સ્ત્રીઓની બેકારી એથી યે ભયંકર નીવડશે. વિદ્યાર્થી કેળવણીનું ધ્યેય જીવનમાર્ગ પસંદ કરવાનું હશે, પણ કન્યાકેળવણી તો ગૃહજીવન માટે સંસ્કૃતિ આપવાની છે. હિંદમાં છોકરીઓ લગ્નજીવન માટે જ નિર્માણ થયેલી છે, તેથી આપણાં ગૃહજીવન સુંદર થાય એ હેતુથી કેળવણીતંત્રની યોજના થવી જોઇએ. ભાવિ માતાઓને એમના ઘરથી દૂર લઇ જવાનો હરકોઇ પ્રયત્ન આપણે ન જ કરવો જોઇએ. એટલે વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓ માટે એક જ અભ્યાસક્રમ નભી શકે જ નહિ. હિંદી વિદ્યાર્થીનીઓ માટે જુદો જ અભ્યાસક્રમ ઘડી કાઢવાની જરૂર છે. પ્રાથમિકશાળામાં ભલે જુદો અભ્યાસક્રમ ન હોય, છતાં તેમાંની વિગતોમાં તો જરૂરી ફેરફાર કરવો જ જોઇએ. છોકરીઓ માટે ગૃહવિજ્ઞાન પ્રથમથી જ ફરજીયાત હોવું જોઇએ. માધ્યમિક શાળામાંથી ખાસ શિક્ષણની યોજના કરવી જોઇએ. ગૃહવિજ્ઞાન માધ્યમિક શાળાઓ અને વિદ્યાલયોમાં ખાસ વિકાસ પામવું જોઇએ. દિલ્હીની લેડી ઇરવીન કૉલેજ જેવી સંસ્થાઓ સ્વધારે થપાવી જોઇએ. આજુબાજુનું વાતાવરણ સમજી પોતાનો જીવન-માર્ગ મોકળો કરી શકે એટલી માનસિક કેળવણી દરેકને મળવી જ જોઇએ. આપણી બહેનો માટે ગૃહજીવનમાં પૂરાઇ રહેવાનું નથી જ સરજાયું. ઘર ને ઘરબહારની જવાબદારીઓ ઉપાડવા માટે તેમને સર્વાંશે લાયક બનાવવાં જોઇએ. આપણી ભાવિ માતાઓ આગળ વિશાળ કાર્યક્ષેત્ર પડ્યું છે. એ ભવિષ્યની પ્રજાની સંસ્કૃતિ સાચવનાર છે. હિંદુ ગૃહોની સુધારણા તેઓ જ સાધી શકશે. મજબૂત પાયા પર હિંદી જીવનનું સામાજીક ને આર્થિક તંત્ર ઉભું કરી શકશે.

## ઉપસંહાર

હિંદી સ્ત્રીઓની જાગૃતિ હવે પરાકાષ્ટાએ પહોંચી છે. આંતરરાષ્ટ્રીય બાબતોમાં પણ હવે તેઓ પોતાનો પ્રભાવ પાડે છે. દેશમાં સમાન સત્તાઓની માગણી થવા માંડી છે, માટે સ્ત્રીપુરુષ એક બીજાનાં અન્યોઅન્ય અર્ધાંગો છે એ વાત દરેકે સમજી લેવી ઘટે. બન્નેની પ્રવૃત્તિનાં ક્ષેત્ર પણ એકબીજાથી બીલકુલ ભિન્ન છે. દરેક પોતપોતાના ક્ષેત્રમાં શ્રેષ્ઠ છે. પાશ્ચાત્ય આદર્શો હવે પૂર્વાત્ય આદર્શો પર પ્રભાવ પાડવા લાગ્યા છે. શાળા ને વિદ્યાલયોની વિદ્યાર્થીનીઓ હવે પુરૂષોના આદર્શો ને સંસ્કૃતિને વધાવવા દોડે છે. પશ્ચિમને પણ પોતાની પદ્ધત્તિની ઉણપો હવે સાલે છે. આ પ્રકારની કેળવણીથી અતિશય શક્તિપ્રચાર થયો છે. પરંતુ નવું બળ પ્રાપ્ત થતાં જૂની કુમાશભરી સુંદરતા નષ્ટ થઇ છે. જાતીય સમાનતાની કડક વેદી પર સ્ત્રીત્વના વ્યક્તિત્વનું બલિદાન દેવાયું છે.

સમાનતાની ભાવનાથી વ્યક્તિત્વનો વિનાશ થવો ન જોઇએ. દરેકે પોતપોતાની લાક્ષણિક શક્તિઓને જ ખીલવવી જોઇએ. હિંદી સ્ત્રીઓએ પોતાનું વ્યક્તિત્વ જ. વિકસાવવું ઘટે. એમણે પોતાની પૌર્વાત્ય સુંદરતા ને પૌર્વાત્ય સંસ્કૃતિ જાળવી રાખવી જોઇએ. ઘણીવાર પાશ્ચાત્ય કેળવણીને નાહક વગોવવામાં આવે છે. એણે 'સામાજીક પતંગિયા' પેદા કર્યાં છે એવું કહેવામાં આવે છે, પરંતુ એવો અભિપ્રાય ઉચ્ચારવામાં ઘણી જ ઉતાવળ થાય છે. અંગ્રેજી શિક્ષણ લેતી દરેક વિદ્યાર્થીની અર્વાચીન વિદ્યાર્થીની બની જતી નથી. ઘણી એ વિદ્યાર્થીનીઓ એવી છે કે જેમને અર્વાચીનતાનો ઓપ પણ ચઢ્યો નથી. અપવાદ બધે જ હોય છે તેમ આપણા શિક્ષણમાં નજરે ચઢે તેથી આખીએ શિક્ષણપ્રણાલીને ઉવેખવાંમાં સાર નથી જ.

*

# મહાન સ્ત્રી-વૈજ્ઞાનિક



# મેડમ ક્યુરી

લેખક

ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ

*

(ગતાંકથી ચાલુ)

(૫)

૧૮૮૫નો ડીસેમ્બર: માન્યાને એક પૈસાદાર વકીલના ઘરમાં ગવર્નેસ તરીકે નોકરી મળી. થોડા વખતમાં તો તેની સ્થિતિ ત્યાં અસહ્ય થઈ પડી. માન્યાએ પોતાના ઘરમાં એકપણ અપશબ્દ સાંભળ્યો નહતો. સ્કલોડોવ્સ્કીના સંસ્કારી ઘરમાં કલેશ-કંકાસ માન્યાએ કદી જોયા ન હતા. પણ આ નવા વાતાવરણમાં બધું ઉલટું ચાલતું હતું. પોતાની ભત્રીજીના એક પત્રમાં માન્યાએ હૃદય ઠાલવ્યું કે 'મારી સ્થિતિ એક કેદી જેવી થઈ પડી છે.' 'પૈસા વડે અનીતિએ ચડેલા લોકો'નો પ્રથમ અનુભવ માન્યાને મળ્યો. તેને વિચાર કરતાં લાગ્યું કે બ્રોન્યાને સમજાવેલ યોજના ખૂબ પુનર્વિચારણા માગી લે છે.

શહેરમાં નોકરી લેવામાં માન્યાનો ઇરાદો એવો હતો કે, કુટુંબથી દૂર પડયા વિના અને મિત્ર-સ્નેહીઓનો વિયોગ સહન કર્યા વિના ખૂબ પૈસા કમાઈ લેવા. પણ શહેરમાં તો ખર્ચ ખૂબ આવતું: મહીનાની આખરે બચત કાંઇ ન રહેતી. બ્રોન્યાને મોકલવા કાંઇ તૈયારી ન થઇ શકી: અને થોડા વખતમાં પિતા પણ નોકરીમાંથી નિવૃત્ત થવાના છે. હવે શું કરવું?

માન્યાએ વિચાર કરવામાં લાંબો સમય ન ગુમાવ્યો; શહેર છોડી નાના ગામમાં સારી નોકરી મળે તો લેવાનું નક્કી કર્યું, અને વકીલ સાહેબના ઘરના પ્રતિકૂળ વાતાવરણમાંથી મુક્તિ મેળવી.

૧૮૮૬ના જાન્યુઆરીની પહેલી તારીખે માન્યાએ નવી નોકરી પર જોડાવા પોતાના પિતા પાસેથી વિદાય લીધી, અને રેલ્વેના ડબ્બામાં ચડી ગઇ. ગાડી ઉપડી. જીંદગીમાં પહેલીવાર તેને એકલતા સાલી. અઢાર વર્ષની માન્યાને એકદમ ગભરાટ છૂટયો. નવા કુટુંબમાં તેની શી સ્થિતિ થશે? ઉલમાંથી ચૂલમાં તો નહીં પડાય ને? વિચારમાં ને વિચારમાં માન્યાએ ત્રણ કલાક ટ્રેનમાં પૂરા કર્યા. સ્ટેશન આવી પહોંચ્યું. હવે ઘોડાગાડીમાં મુસાફરી કરવાની હતી. શિયાળાની રાતની કડકડતી ઠંડીમાં બીજા ચાર કલાક કાઢયા. વૉરસોની ઉત્તરે એક સો કીલોમીટર દૂર રકઝુકીમાં, મુસાફરીથી કંટાળેલી માન્યા પોતાના નવા શેઠના ઘરે પહોંચી. થાકનો પાર નહોતો; ઠંડીમાં શરીર આખું ઠુંઠવાઈ ગયું હતું. ગરમ ચા-પાણી અને સદ્ભાવભર્યાં શબ્દોવડે માન્યાનો સત્કાર થયો. પછી, શેઠાણીએ નવી ગવર્નેસને તેની ઓરડી ખોલી આપી.

માન્યાના શેઠ મોન્સીયર ઝેડ... એક જાણીતા કૃષિકાર હતા: ખેતીની નવી રીતોથી વાકેફ હતા, અને બસો એકર બીટરૂટ (Beet root)ની ખેતી પર દેખરેખ રાખતા. પૈસો ઠીક હતો; સાકરના કારખાનામાં તેમનો મોટો હિસ્સો હતો. ઘરે તેમજ બહાર હંમેશાં તેમની વાતચીત પોતાના કારખાનાને લગતી જ રહેતી.

એક મહિના પછી માન્યાએ પોતાની બત્રીજીના એક કાગળમાં લખ્યું છે, 'નવી નોકરીમાં હવે હું ઠરીઠામ થઇ છું. અત્યાર-સુધી તો બધું બરાબર છે. મારા નવા શેઠ અને તેમના પત્ની સારાં માણસો છે. તેમની મોટી દીકરી સાથે મારે મિત્રાચારી થઇ છે એટલે જીવને આનંદ રહે છે. મારી શિષ્યા દશ વર્ષની છે, આજ્ઞાંકિત છે પણ ખૂબ જ અવ્યવસ્થિત છે અને મોઢે ચડાવેલી છે.'

એક દિવસ માન્યા ફરીને પાછી આવતી હતી. રસ્તામાં તેને આસપાસ રહેતા ખેડુઓનાં કેટલાક નાનાં છોકરાંઓનો ભેટો થયો. છોકરાંઓનાં શરીરપર સારૂં કપડું નહોતું: પણ તેઓનો ચહેરો બહાદુર લાગતો હતો. માન્યાને વિચાર સ્ફુર્યો: ગયે વર્ષે ગરીબને ભણાવતી હતી. આ બધાં પણ નિરક્ષર છે, તો હવે એ કામ શામાટે અહીંઆ પણ ન આદરવું? સુંદર તક સાંપડી છે. શેઠાણીને પોતાનો વિચાર દર્શાવ્યો. ઉત્સાહપૂર્ણ ઉત્તેજન મળ્યું. શેઠની મંજુરી મળ્યે કામ શરૂ થયું.

માન્યાનું રોજીંદું કામ થાળે પડી ગયું હતું. એ થયા બાદ માન્યા પોતાની ઓરડીમાં નવા વિદ્યાર્થીઓની રાહ જોતી. ગંદા ગંધાતા ખેડુ-બાળકો આવીને ટેબલ ફરતાં બેસી જતા. નવો વર્ગ શરૂ થતો. પોતાની બચતમાંથી થોડી કોપીબુક અને બીજો જરૂર સામાન માન્યાએ લીધો હતો. શેઠાણી પણ તેમાં મદદ કરતાં. પણ અજ્ઞાનના આ અગાધ દરિયામાં માન્યા લાચાર થઇ જતી, તેની શક્તિ ખૂટી જતી.

નાના બાળકોને કયાં ખબર હતી કે શિક્ષક પોતે શિષ્ય થવાનાં સ્વપ્નાં સેવતાં હતાં?

પોતાની ઓરડીની બારીએ બેઠી બેઠી માન્યા કારખાનામાં જતાં આવતાં ગાડાંઓની ગણતરી કરતી. તે વખતે બર્લિન, વિયેના, પિટર્સબર્ગ અને લંડનમાં હજારો યુવક યુવતીઓ પ્રયોગશાળા, સંગ્રહસ્થાન અને ઇસ્પીતાલોમાં કામ કરી રહ્યા હતા! ફ્રાંસમાં સોરબોનમાં ગણિત, રસાયન અને જીવવિજ્ઞાનમાં શિક્ષણ ચાલી રહ્યું હતું! એવા ભણકારા માન્યાને થતા.

બીજા કોઇ દેશ કરતાં ફ્રાંસમાં અભ્યાસ કરવાની તાલાવેલી માન્યાને ખૂબ હતી. ફ્રાંસની કીર્તિએ તેને આંજી દીધી હતી. બર્લિન અને પિટર્સબર્ગમાં પોલાંડને પીડનારાઓ સત્તામાં હતા. પણ ફ્રાંસ સ્વતંત્રતાપ્રિય હતું. ત્યાં બધાં મતસંપ્રદાયો સંઘરાતા અને ગમે તે દેશમાંથી આવનારને માટે ત્યાં બારણાં ઉઘાડાં હતાં. એક દિવસ પોતે પારીસની ગાડીમાં બેસશે એ સંભવિત છે? આ સંભાવના સત્ય થશે? આવું મોટું સુખ તેને મળશે? માન્યાની બધી આશાઓ ઉડી ગઇ હતી. દેશમાં એક વર્ષ રહેવાના ગુંગળાવતા અનુભવે તેની બધી ભૂલ-ભ્રમણાઓ ઉડાડી દીધી હતી. વોરસોમાં પિતાને પોતાની જરૂર પડશે; પારીસમાં બ્રોનીયાને મદદ મોકલવી પડશે. પૈસા ભેગા કરવાની યોજના! તેને પોતાના પ્રત્યે હસવું આવ્યું. આ બધું બાલિશ યોજના જેવું લાગ્યું! રફઝુકીમાંથી છૂટવું કેવી રીતે?

માન્યા નિરાશાના વમળોમાં અટવાણી હતી. પણ રોજ રાતે વખત મળતાં કારખાનામાંથી માગીને લાવેલા ભૌતિકશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના પુસ્તકો વાંચતી; પિતા સાથે પત્ર વ્યવહારદ્વારા પોતાનું ગણિતનું જ્ઞાન આગળ વધારતી; એ ખરેખર પ્રબળ પ્રેરણા હતી. તેને કોઇ સલાહ કે સૂચના ન હતી. જેમ ખેડુતનાં છોકરાં લખતાં વાંચતાં શીખવાની આશા મૂકી દઇને થોડું શીખેલું પણ ભૂલી જાય તેવી સ્થિતિ માન્યાની હતી, પણ ખેડુતની હઠીલાઇપૂર્વક તે પોતાનું સ્વપ્ન પૂરૂં કરવાના પ્રયત્નો જારી રાખતી.

( ૬ )

રફઝુકીમાં માન્યાનું જીવન એકધારૂં ચાલતું

હતું. ૧૮૮૬ના ડીસેમ્બરમાં માન્યા એક પત્રમાં લખે છે:

"ભવિષ્યની મારી યોજના? મારે કાંઇ યોજના નથી, યાતો એમ કહું કે, એ યોજના એવી સામાન્ય છે કે, તે માટે વિશેષ બોલવાની જરૂર નથી. જેમ બને તેમ સારી રીતે ચલાવવું, અને એમ ન થાય તો અહીંઆથી નાસી છૂટવું—અત્યારે આ મારી યોજનાએ છે.

પણ કેટલાક એમ ધારે છે કે પ્રેમ નામના એક જાતના તાવમાં હું સપડાઇ છું. આ વસ્તુને મારી યોજનામાં મુદ્દલ સ્થાન નથી. અને બીજી કોઇ યોજનાએ હોય તો તે બધાનો મેં ધૂમાડો કરી નાખ્યો છે અને દાટી દીધી છે. કારણ, એ સુવિદિત છે કે માણુસ કરતાં પરિસ્થિતિ બળવત્તર છે."

આ પ્રેમની વાતની ઉત્પત્તિ આમ છે: એક વાર શેઠનો પુત્ર કાશીમીર રજાઓમાં ઘરે આવ્યો. માન્યા જેવી હોશિયાર ગવર્નેસની સોબત મળી—તેની ઓળખાણવાળી બધી છોકરીઓ કરતાં સાવ જુદી. માન્યાના સંસ્કાર, આવડત, કળા વગેરે બધું કાશીમીરને ગમી ગયું. તેની સાથે પ્રેમમાં પડયો. અને માન્યાને પણ દેખાવડો, મળતાવડો યુવક ગમી ગયો. આ લગ્ન સામે કાંઇ વાંધા જેવું નહોતું. પણ આવી નિર્ધન, બીજાના ઘરમાં રોટલા માટે નોકરી કરતી છોકરી સાથે પોતાનો વહાલો દીકરો પરણે એ પૈસાદાર માબાપને કેમ ગમે? છોકરાંનું કાંઇ ચસકી ગયું છે? કાલે સવારે પૈસાદાર છોકરી તેને માટે લાવશું! સામાજીક બંધનો આડાં આવી ઉભાં.

છોકરી સારા કુટુંબની હતી, ભણેલીગણેલી હતી, સંસ્કારી હતી, તેના પિતા મોરકોમાં આબરૂદાર ગણાતા, એ બધું 'ગવર્નેસને ન પરણાય' એમાં ઉડી ગયું. માબાપની સમજાવટ આગળ કાશીમીરનો નિશ્ચય ગળી ગયો. માન્યાને ખૂબ લાગ્યું. તેણે પોતાનો નિશ્ચય કરી લીધો અને ફરીને આ વાતનો વિચાર સરખો પણ કર્યો નહીં. પણ પ્રેમ તૃષ્ણા જેવો છે. જેમ જેમ તેને મારી નાખવા મથો તેમ તેમ તે જીવતો રહે છે.

આવી નાજુક પરિસ્થિતિ થઇ ગયા પછી પણ માન્યા સ્કઝુકી છોડવાનું પગલું ભરી શકી નહીં; આવી સારી જગ્યા મૂકી દેવાની તેની હિંમત ચાલી નહીં. ફરીને પિતાને બારરૂપ તે થવા માગતી નહોતી. દર મહીને બ્રોન્યાને ૧૫-૨૦ રૂબલ મોકલતી. પોતાનો ગર્વ ગળી જઇને પણ તે નોકરીમાં ટકી રહી. જાણે કે કાંઇ બન્યું નથી એમ સામા પક્ષ તરફથી પણ કોઇ દિવસ એક શબ્દ ઉચ્ચારાતો નહતો.

પાછી એકધારી જીંદગી શરૂ થઇ.

પ્રેમમાં નિરાશ થયેલી, પોતાના અભ્યાસના સ્વપ્નામાં નિષ્ફળ થયેલી, પૈસે ટકે મુશ્કેલીમાં રહેતી માન્યા પોતાનું નસીબ ભૂલી જવા પ્રયત્ન કરતી. ઘરેથી પણ મદદ માગવાની બંધ કરી; ઉલટું કાગળમાં પોતાની સહાય આપવાની દરખાસ્ત મૂકવા લાગી. બધાંને તે સુખી કરવા માગતી હતી. ગવર્નેસની નોકરીમાં ત્રણ વર્ષ વહી ગયાં. ત્રણ કંટાળા ભરેલા વર્ષ! કામ ઘણું: પૈસા ઓછા; આનંદ ઓછો; દુઃખ એકસરખું.

( ૭ )

માન્યાના જીવનની દુઃખદાયી અચળતા હવે ધીમે ધીમે ખસવા લાગી. પારીસ, વોરસો અને સ્કઝુકીમાં એવા બનાવો બન્યા કે માન્યાના નસીબની અગમ્ય ચાલમાં ફેર પડવા માંડયો. આ બનાવો નાના હતા. છતાં માન્યાને જીવનમાં ઉત્સાહપૂર્ણ હતા.

પ્રોફેસર સ્કલોડોવ્સકી નિવૃત્ત થયા. તેમણે સારી જગ્યા શોધવા માંડી—પોતાની દીકરીઓને મદદ કરવી હતી. તેમને મોટા પગારની નોકરી મળી. પણ કામ ઘણું મહેનતનું હતું; વાતાવરણ પણ ખરાબ હતું, છતાં મોટો પગાર એ

સંતોષની વાત હતી. બ્રોન્યાને દરમહીને મદદ મોકલવી તેમણે શરૂ કરી. બ્રોન્યાએ માન્યાને હવે પૈસા નહીં મોકલવા, અને પિતાને પોતાને મોકલવાના ૪૦ રૂબલમાંથી ૮ રૂબલ ઓછા મોકલવા લખ્યું: આ આઠ રૂબલ માન્યાએ પોતાને મોકલેલ મદદ પેટે માન્યાના નામે જમે રાખવા સૂચવ્યું. માન્યાની મૂડી અત્યાર સુધી મીંડું હતું તે વધવા લાગી.

પારીસમાંથી બ્રોન્યાનો કાગળ આવ્યો કે, પોતે પરીક્ષામાં પાસ થતી જાય છે; પોતાના સહાધ્યાયી કાશીમીર દલુસ્કી નામના પોલંડના વતની વિદ્યાર્થી સાથે તે પ્રેમમાં પડી હતી. પણ તેને રશિયન પોલાંડમાં પ્રવેશ કરવાની મનાઈ હતી. અને પ્રવેશ કરે તો દેશનિકાલની સજા લટકતી હતી, એવી કઢંગી પરિસ્થિતિ હતી.

સ્કઝુકીમાં માન્યાને ૧૮૮૯ના એપ્રીલ પછી છૂટી કરવાની હતી. નવી જગ્યા માટે તેનો પ્રયત્ન ચાલતો હતો અને વોરસોના એક પૈસાદાર ઉદ્યોગપતિને ત્યાં લગભગ નક્કી હતું. ખૂબ આતુરતાપૂર્વક રાહ જોઈને મળતો આ ફેરફાર હતો! વિદાયનો દિવસ આવ્યો: સૌની પ્રેમપૂર્વક રજા લીધી, અને સ્કઝુકી અને તેના બીટરૂટના ખેતરોને માન્યાએ છેવટની સલામ ભરી અને નવી નોકરી પર ચઢતાં પહેલાં પોતાના વહાલા વતન વોરસોની હવા ખાવા ઉપડી.

થોડા દિવસ બાદ નોકરીમાં જોડાવા માન્યાએ ફરી મુસાફરી આદરી. બાલ્ટીક સમુદ્રના કાંઠે એક ગામમાં તેના શેઠ રહેતા હતા. પાંચ ઠેકાણે ગાડી બદલાતી હતી. મીસ્તર અને મીસીસ એફ માન્યાને લેવા સ્ટેશને આવ્યા હતા.

"તેઓ સારા માણસો છે અને તેમના છોકરાંઓ મને ગમે છે. બધું બરાબર થઈ જશે એમ લાગે છે." માન્યાએ કાઝીઆને લખ્યું.

થોડા વખત ત્યાં રહ્યા બાદ આખું કુટુંબ વોરસો જવા ઉપડયું: માન્યા પણ વોરસો આવી. શિયાળો બેસી ગયો હતો. ગયેલા વર્ષોના હિસાબે આ વર્ષ માન્યાને સુખદાયી નીવડયું. મીસીસ એફ ખૂબ ખુબસૂરત, શોભાયમાન અને પૈસાદાર હતા. તેમની પાસે ઝવેરાત હતું. તેમનો પોષાકસંગ્રહ ખૂબ કિંમતી હતો. પૈસા વડે "અમીરેલી" સ્ત્રી નજીવી વસ્તુઓ ભેગી કરે તેનો માન્યાને અનુભવ થયો. આ અનુભવ પહેલો તેમજ છેલ્લો હતો! માન્યાએ જીંદગીમાં આવી મોજમજાહ કરી નથી. મીસીસ એફ માન્યાના ખૂબ વખાણ કર્યા કરતી અને ચાપાર્ટી અને નાચના જલસાઓમાં તેને ખૂબ આગ્રહપૂર્વક બોલાવતી.

આમ ગવર્નેસ તરીકે માન્યા પરેડમાં પડી ગઈ હતી. એક દિવસ ટપાલ આવી. પારીસથી બ્રોન્યાનો કાગળ હતો; ઉતાવળે લખેલો હતો. માન્યાને આવતે વર્ષે પેરીસ પોતાના ઘરમાં રહેવા બોલાવી હતી. "જો બધું બરાબર પાર ઉતરે તો, રજાઓમાં હું પરણીશ. મારો વર દાક્તર થઈ ગયો હશે અને મારે છેલ્લી પરીક્ષા પાસ કરવાની રહેશે. મારી વહાલી માન્યા! તારે હવે તારી જીંદગીનો વિચાર કરવો જોઈએ. જો તારી પાસે બચત હોય તો આવતે વર્ષે આવી જા. ખાવા રહેવાની સગવડ અમારી સાથે; પણ ફીના પૈસા તારી પાસે હોવા જોઈએ. પહેલે વર્ષે અમે હોઈશું. પછી પિતા પણ મદદ કરશે. અત્યારે હુંડિયામણનો ભાવ સારો છે, માટે રૂબલના ફ્રાંક લઈ લેજે."

માન્યા ઉત્સાહના આવેશમાં 'હા' ન ભણી! છેલ્લા વર્ષોના અનુભવે તેને વધારે પડતી કાળજીવાળી બનાવી હતી. તેણે જવાબ આપ્યો: "હું મૂર્ખી છું, મૂર્ખી હતી અને જીંદગીભર મૂર્ખ રહેવાની. સારી ભાષામાં લખું તો હું કોઈ દિવસ ભાગ્યશાળી નહોતી, અત્યારે પણ નથી અને થઈશ પણ નહીં." અને કાગળમાં હેલા, જોસેફ અને પિતાની અનેક વાતો લખી.

પણ બ્રોન્યાનો આગ્રહ ચાલુ રહ્યો. દુર્ભાગ્યે બ્રોન્યા નિર્ણયાત્મક જવાબ ન આપી શકી. નાની બહેનનું ગાડીભાડાનું ખર્ચ પોતે આપી શકે એવી તેની સ્થિતિ નહોતી. આખરે એમ નક્કી થયું કે મીસ્તર અને મીસીસ એક્ સાથે નોકરીનો કરાર પૂરો થાય એટલે એક વર્ષ વોરસોમાં પિતા સાથે રહેવું, ટ્યુશન આપી પૈસા બચાવવા અને પારીસ આવવું.

દરમીયાન એક્ની નોકરી પૂરી થઇ. માન્યા પિતાના ઘરના અનુકૂળ વાતાવરણમાં આવી. 'તરતી યુનિવર્સીટી'માં ફરી દાખલ થઇ.

પણ...એક બનાવ! મહત્વનો બનાવ. માન્યા જીંદગીમાં પહેલીવાર પ્રયોગશાળામાં દાખલ થઇ.

માન્યાનો એક સગો 'ઉદ્યોગ અને ખેતીવાડીનું સંગ્રહદર્શન' એવા ભપકાદાર નામથી એક સંસ્થા ચલાવતો હતો. રશિયન સત્તાવાળાઓ સંગ્રહસ્થાન પ્રત્યે શંકા ન દર્શાવે એટલે આવું નામ રાખવામાં આવ્યું હતું, પણ અંદરખાને તો વિજ્ઞાનના પાઠ શીખવતા,

માન્યા સાંજે આ 'સંગ્રહસ્થાન'માં પ્રયોગો કરવા લાગી. એકલી કામ કરતી. મદદ કોઇની નહોતી. ચોપડીમાં વાંચી કામ ચલાવતી. આથી પ્રયોગિક સંશોધનનો શોખ કેળવાયો. રાત્રિએ પથારીમાં પડી પડી માન્યા પ્રયોગોના વિચાર કરતી. ઉંઘ ન આવતી. નાનપણમાં જોયેલા પિતાના 'ભૌતિક વિજ્ઞાનના સાધનો' યાદ આવતા. જીંદગીનો અત્યારસુધી અનિશ્ચિત રહેલો ધંધો સાંપડયો હતો.

આમ રાતના અનેક વિચારો મુંઝવતા: દિવસો શાંતિમાં જતા. માન્યા પોતાની અધીરાઇ સંતાડી રાખતી. તેને પિતાને સુખી કરવા હતા. ભાઇના લગ્નની ગોઠવણમાં પડી: હેલા માટે નોકરી ગોતવા લાગી, અને અંગત સ્વાર્થ તેને પારીસ જતાં રોકી રાખતો હતો. તે હજુ કાશીમીર ઝેડનો પ્રેમ ભૂલી નહોતી. પિતા પણ હૃદયપૂર્વક ઇચ્છતા હતા કે માન્યા પારીસ ન જાય તો સારૂં.'કાશીમીરની સાથે લગ્નથી જોડાઇ પોલંડમાં રહી જાય એમ તેમની અંતરની ઇચ્છા હતી!

૧૮૯૧નો સપ્ટેમ્બર. માન્યા કાર્પેથીયનમાં રજાઓ ગાળવા ગઇ હતી. કાશીમીર પણ આવેલો હતો. બંને વચ્ચે વાતચિત થઇ. બીકણુ યુવક નિર્ણયપર ન આવી શક્યો. જે થોડી ઘણી નબળી કડી બંનેને હજી બાંધી રહી હતી તે હંમેશને માટે છૂટી ગઇ.

માન્યાએ પારીસમાં બ્રોન્યાને મદદ માટે હાકલ કરી. જવાબ તૈયાર હતો. પણ માન્યા પહેલી ટ્રેનમાં ચડી ન શકી! આ તો મહા ભિનિષ્ક્રમણ હતું. કાળજીપૂર્વક જોઇતો સામાન એકઠો કર્યો.. પૈસાની તંગી તો હતી, એટલે થોડા ખર્ચમાં પતાવ્યું. સામાન ટ્રેનમાં ચડયો. ગાડી ઉપડવાનો સમય આવ્યો.

"હું લાંબો વખત બહાર નહીં રહું: બે કે વધારેમાં વધારે ત્રણ વર્ષ. પરીક્ષા પાસ કરીને પાછી આવીશ. પછી આપણે સાથે રહીશું." માન્યાએ પિતાને ચુંબન કર્યું.

"મારી વહાલી માન્યા, વહેલી આવજે. કામ બરાબર કરજે. તારી ફતેહ ઇચ્છું છું" પિતાએ ખરડાયેલા અવાજે લાગણીપૂર્ણ શબ્દો ધીમેથી કાઢયા અને દીકરીને બાથ ભરી ભેટયા.

ગાડી દૂર દૂર દોડતી હતી અને માન્યા ભવિષ્યના વિચારોમાં પડી હતી. ભણીને પાછી આવી પોતે શિક્ષક થશે એમ મન વિચારે ચડયું હતું. પણ તે ભૂલી હતી કે અજ્ઞાતતા અને કીર્તિપૂર્ણ જીંદગી—એ બેમાંથી તેણે બીજી જીંદગીનો રસ્તે પસંદ કર્યો હતો.

( ક્રમશ )

ડહાપણ અને જ્ઞાનના ભંડારસમી



# અનુપમાની ઓળખ

લેખિકા :
**શ્રી. અનિલા ઓઝ**

*

( ગતાંકથી ચાલુ )

**બાળકનું** રડવું એનાથી ખમાતું નહીં. અને એ બદલ તો એણે ઘરમાં બંડ જગાડ્યું હતું. બહોળા કુટુંબના કારભારમાં વ્યસ્ત વહુઆરૂનાં ફૂલ જેવાં બાળક ઘોડીઆમાં ચીસાચીસ કરી પોકારતાં હોય અને સાસુનાં ફરમાનની રાહ જોતી વહુ કામમાં પ્રવૃત્ત હોવાનો પ્રયત્ન કરતી હોય ત્યારે પોતે ગમે તે કામમાં હોય તોય દોડી જતી અને માતા તથા ધાવણને પૂકારતા બાળકને હુલાવવા ને છાના રાખવા મંડી પડતી. બાળકની આ દશા માટેનું દુઃખ અને તેનાં વડિલની આવી વર્તણુક માટેનો રોષ એનાં નાના જીગરમાં સમાતો નહિ અને ઘણીવાર એ બાલકને તેની માતાના ખોળામાં મૂકતાં કંઇ બોલે તે પહેલાં જ રડી પડતી; ત્યારે ઘરમાં સહુ–વ્યવહારની ઘરેડમાં ઘડાઇને પાવરધો થએલ સ્ત્રીવર્ગ–તેને હસી કાઢતો અને આવા ઢીલા પોચા ન થવાનો વ્યવહારૂ ઉપદેશ દેવા મંડી જતો. તે નાની હતી તોય અંતરમાં સમજતી હતી કે, તેનું આ પોચાપણું જીવનમાં ગમેતેટલા ઘા પડે તોય ઘસાય એવું નથી. એ એના અંતરનો સ્વભાવ હતો. માત્ર સ્નેહ કે લાગણી જ હોત તો જરૂર વય, અનુભવ, અને દૃશ્ય દેખાવની અસરથી તેમાં કંઇ ફેર પડત. આવું પોચાપણું જો દોષ હોય તો તે અનુપમાના જીવનમાં ચારેકોરે વ્યાપ્ત થઇ ગયો હતો.

સ્ત્રીજાતિને પ્રિય મનાતા ઘરેણાંનો તેને નાનપણથી જ મોહ ન હતો. એને તે શરીર–શોભા કે સૌન્દર્યનાં કારણ સમજતી નહીં. શરીરને પ્રાપ્ત રૂપરંગ જેવા ને તેવા રાખવામાં તે માન સમજતી. પફ–પાવડર અને ઝીકઝરી–યાનથી તે હંમેશા દૂર રહેતી. મોઢા ઉપર રંગ લગાડવો એનાં જેવું અશરમ અપમાન સ્ત્રીનું બીજું કયું હોઇ શકે? સ્ત્રીને શૃંગાર માટે વાળ જેવું કુદરતી સાધન છે એ જ સારૂં ને પૂરતું છે એમ તે માનતી અને મનગમતી વેણી ગુંથવામાં એનો શણગાર આવી જતો. પોતાના ઉપર અનર્ગળ લાગણી વહાવનારે ઘણીય એની સહીયરો. સાથે એને વિચારોમાં ઘણો મતભેદ થતો, તેમાં ઉપરનો એક ખાસ હતો. નિઃસ્વાર્થ ને હાર્દિક લાગણીના સંબંધોમાં મતભેદ ન હોય એમ તે માનતી નહિ. ઉપરાંત વિચારભેદથી એવા સંબંધોમાં કાંઇ બાધા નડે છે એમ પણ તે નડોતી માનતી. વિચારભેદની ચકમક જ્યારે લાગણી અને સદ્‌ભાવની સુરક્ષીત્ કીલ્લામાં ઝરતી ત્યારે પરસ્પરનાં વ્યક્તિત્વનાં વિશષ્ટતા અને ક્લીષ્ટતાનો સારો પરિચય સહજ મળે અને એમ મનુજ માનસનો અભ્યાસ જરાય ડોળડહાપણ કે ડંફાસ વગર થઇ શકે એમ તે અનુભવતી. એની આ એક માન્યતા એને ભણવામાં ગોખેલા નીતિવાક્યની વિરૂદ્ધ હતી. "સમાનશીલ વ્યસનેષુ સખ્યમ્" જ્યાં અસમાનતા છે ત્યાં સંબંધ છે–યોગ છે–જ્યાં અધૂરાપણું છે ત્યાં જ અપેક્ષા છે, એટલે પોતા જેવા જ ગુણદોષભાગી પાત્ર સાથે જ મૈત્રી હોઇ શકે કે થઇ શકે એમ વાંચેલુ એને ખોટું લાગતું. એના

ઉપર મમત્વ રાખનાર સહુ ધણીયે વાતમાં તેના કરતા ઘણાં ચઢીયાતા ને ઉતરતા હતા, પણ મિત્રતા તો પૂરી હતી. હૃદય એક એવી વસ્તુ છે કે ત્યાં કશું સારૂં નરસું ઉંચુ નીચુ કે યોગ્ય અયોગ્ય નભતું નથી, અને એવું હૃદય એ જ માનવતાની મુખ્ય નિશાની છે. કોઈપણ સદ્‌ગુણની પ્રીતિ જો તે કોઈપણ માણસ પ્રત્યે તીરસ્કાર પ્રેરતી હોય તો તેની નીતિમત્તા કે સદ્‌ગુણ પ્રીતિ નથી પણ હૃદય-શુન્ય અમાનવતાના સ્વરૂપનો આવિર્ભાવ છે એમ તે માનતી. જગતમાં લુંટારાને અને સમાજની વેશ્યાને પણ હૃદય હોઈ શકે છે અને ત્યાં તે સહુની હારમાં ઉભવા આવી શકે છે. જગતમાં આદિથી મનાએલ વાતને એક પોતાના માં જ ભરી દેવાની ભગીરથવૃત્તિ જ્યારે તેનામાં ઝળકી ઉઠતી ત્યારે તે પોતાનું ગજુ-સ્થાન-કીંમત ભૂલી જઈ, કોઈ વિરાટ આસને આરૂઢ થવા તત્પર થઈ જતી. સ્ત્રીઓ જ પ્રેમની ઉત્પાદક, પાલક અને પોષક છે અને તે પ્રેમ કેવો? કોઈ એક વ્યક્તિ પ્રત્યેનો. એકાંગી કે બેચારથી વધુ વ્હાલા સ્વજન પાછળ ઓવારી જનાર કર્તવ્યશીલ આધીનતા નહીં, પણ સમસ્તને બથમાં લઈ બથાવનાર વિશ્વમૈયાનાં વરદ હાથ જેવા આંખોનાં અમીથી આખાય જગતને નવડાવી દે એવો વિપૂલ વિરલ ને અનુપમેય. પોતે જાણે એવા બૃહત્ પ્રેમનું પારાવાર છલકતું સરોવર બની જાય અને અમાનવતાની જુગુપ્સા ભલેને અગ્નિ સ્વરૂપે એમાં આવી આવીને હોમાય પણ પોતે તો શીળા ને શાતા-કારક ને વળી પાછી એ અગ્નિની તો ઠારક જ! આવી વાત જ્યારે જ્યારે એના માનસમાં પ્રવેશતી ત્યારે તે ક્ષણે તો તેવી જ હોય તેમ પોતાને માટે મૂક આવેશ અને આત્મસંતોષ અનુભવતી. મનમાં ઉઠતા અનેકાનેક તરંગોનેય તે સકારણ સમજી તેની કીંમત ઠરાવતી. અને મનોરતિનાં વેશપલ્ટામાં આવી કીંમત તેને ઘણી ઉપયોગી થતી. તેના ઉપરથી તે પોતાના સ્વભાવનો પણ કોઈ શાન્ત-આરામની પળે અભ્યાસ પરિચય કરી લેતી.

કેવળ સંજોગ અને સ્વભાવને આધિન એવી મોટાભાગની માનવ જનતાનો સહજનનો મેળો તે આ વિશ્વ-ખંડ-શહેર-સમાજ અને ઘર. માનવ સ્વભાવની શાળા એટલે માનવ મેદનીનો મેળો. એમાં શું ન હોય? વાંચવાને સહેલા પણ આદરવાને અઘરા એવાં શાસ્ત્રો ને પૂરાણોનાં ઉત્પાદક ને વારસ વૈરાગીઓ અને લખવાને સહેલા પણ આદરવાને અઘરા એવા સેવા-સમર્પણને વરેલા શહીદો અને જગતની હળવી ને નીચી મનાતી બાજુ ઉપર જ જીવનારા અગણિત માનવજીવો-એ બધાય ત્યાં હોય. આની વસ્તીનો પ્રદેશ પણ કેવો હોય? ત્યાં પણ વસ્તીને અનુકુળ કુદરત અને વાતાવરણ હોય. એવા વિશ્વ અને વસાહતમાં વસીને એ મારગમાં થઈ જીવતરનું ગાડું હલાવવાને અને જીવનમાં કરવા યોગ્ય કર્યા વગર કે અધુરૂં રહેવા દઈને પણ ન કરવા યોગ્ય કશુંય ન કર્યા વગર જ વહી જવાનો જાગૃત પ્રયત્ન એ જ જીંદગી. અને એવો પ્રયત્નશીલ જીવ તે જ માનવ. આવા ગહન ઘેરા ચીંતનમાં પડેલી અનુપમા આગળ વીચારતી, કે જ્યાં એક તરફથી આકર્ષણનાં પૂર આવે છે ત્યાં પ્રેમ છે-તે ભાગ્ય છે. જ્યાં એકથી વધુ, પણ મર્યાદિત તરફથી, આદેશ આવે છે ત્યાં ફરજ છે-તે સૌભાગ્ય છે. જ્યાં બધાય અને કોઈ બાકી નહીં-ત્યાંથી હાકલ આવે છે ત્યાં માનવતા છે-તે બડભાગ્ય છે. અને એ માનવતાની વિશ્વ સૃષ્ટિનાં અણુ જેવા પોતાના જીવનને આદરણીય માની-તેના જ માર્ગને સદૈવ અનુસરવાનું બડભાગ્ય જીવનમાં જ્યારે આવે ત્યારે સદ્દિલ વધાવી લેવાને તત્પર રહેવા તે પોતાની જાતને મનાવતી.

એવા એક ઉચિત્ માર્ગનાં અર્થી હોવાનો કરાર એ જ એનાં ભૂતકાળની શાન્તિ, વર્તમાન કાળનું સુખ અને ભાવિની નીરાંત હતી.

# અખિલ હિંદ મહિલા પરિષદના પ્રમુખ

# શ્રી. હંસાબ્હેન મહેતાનું ભાષણ

[૧૮મું અધિવેસન : (સિંધ) હૈદ્રાબાદ]

**ભયંકર** વિનાશ અને દુઃખના વર્ષો પછી, આખરે યુદ્ધ પૂરું થયું છે. આખી દુનિયા નિરાંતનો શ્વાસ લેતું થયું છે, પણ જે શાન્તી અને સુલેહની આશાઓ રાખ્યા કરતા હતા તે હજુ આ જગત ઉપર ઉતર્યાં નથી. આ યુદ્ધે દુષ્ટતાના ભયંકર બળો છુટા મૂક્યાં છે અને સાચી શાન્તી ક્યારેક પણ આવશે કે કેમ તે વિષે ગમે તેને આશ્ચર્ય થશે. માણુસની પાશવી વૃત્તિઓએ અકલ્પીત આહ અને વેદના આણ્યાં છે અને એનું છેવટનું પરિણામ અણુંબૉમ્બમાં પ્રગટ્યું છે. પોતાના દેહવિલય પહેલાં થોડા મહિના અગાઉ ૮૦મી વર્ષગાંઠને દિવસે મહર્ષી ડૉ. રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું હતું કે:

'પશુતાના રાક્ષસે પોતાના બધા ઢોંગ-પછેડાઓ ફેંકી દીધા છે અને જગતનો વિનાશ આણવાને ભયંકર ન્હોર લઇને તે બહાર પ્રગટ્યો છે. એક છેડાથી બીજા છેડા સુધી ધિક્કારની આંખો વાતાવરણને ભ્રષ્ટ કરી રહી છે. જુલમની આ મરકી—જે આજ સુધી પશ્ચિમની સંસ્કૃતિમાં ગુપ્તપણે રહી હતી તે-અત્યારે પૂરેપૂરી માનવના આત્માને ભ્રષ્ટ કરવાને અને કત્લેઆમ ચલાવવાને ભભકી ઉઠી છે.'

લડત બંધ થઇ છે, પણ હજુ સુધી હવા સાફ થઇ નથી. માનવજાતની સેવાનો જેને આદેશ હોવો જોઇએ એવા જ્ઞાનને જો માનવના વિનાશને માટે જ કામે લગાડવામાં આવે તો પછી આ પૃથ્વીમાં કશું જ રહેશે નહિ. જે દુનિયાને અને જે સંસ્કૃતિને બાંધવા માટે હજારો વર્ષો થયાં છે તેને સમુળગી ધોવાઇ જતી અટકાવવાનો ઉપાય કરવાની, અત્યારે ખાસ જરૂર છે. સ્ત્રીઓને જ આ લડાઈની મોટામાં મોટી યાતનાઓ વેઠવી પડી છે. સ્ત્રીઓ જ શાન્તી અને સામાજીક સ્થિરતા—એટલે કે સંસ્કૃતિની સંરક્ષક છે. એથી દુનિઆની સલામતીને અને એના અસ્તીત્વને જોખમમાં મુકતા આ કાયમી સંકટ સામે સ્ત્રીઓએ જ આગળ પડીને સંગ્રામ કરવું જોઇશે. આપણી પરિષદ હમેશાં શાન્તી અને અને અહિંસાને માટે ખડી છે. આપણે જગતભરના નારીસમુદને ખાત્રી આપી શકીએ કે, આ આદર્શોને સિદ્ધ કરવાના પ્રયત્નોમાં અમે તમારી સાથે જ હોઇશું. આપણે—જગતભરની નારીઓ સાચી શાન્તી સ્થાપવાના આ મહાન કાર્યમાં એક થઇએ. એ શાન્તીનો પાયો હરીસર્વ માટે સ્વતંત્રતા, સમભાવ, ન્યાય, અને સમાનતા.

પશ્ચિમથી અહીં જે મહેમાનો આવ્યાં છે તેમને મારે પૂર્વ અને દૂરપૂર્વ વિષે થોડુંક કહેવાનું છે. સ્વતંત્રતાને માટે ઝુઝતા ઇન્ડોનેશીયનો સામે અમારાં લશ્કર વપરાય તે અમને પસંદ નથી, અને અમે સત્તાના ભ્રષ્ટ ઉપયોગનો સખત વિરોધ કરીએ છીએ. આઝાદ સેનાના અફસરો સામે દેશદ્રોહના આરોપસર કેસ ચાલે એ અમને પસંદ નથી.

પોતાના દેશને મુક્ત કરવાની અભિલાષા રાખવી એ જ જો દેશદ્રોહ હોય તો પછી હિંદુસ્તાનની એકેએક વ્યક્તિ દેશદ્રોહી છે. કોઇ પણ જાતની તપાસ વિના હજીએ અસંખ્ય દેશ બાંધવો જેલમાં સડી રહ્યાં છે, એ બીનાથી અમને અસુખ થાય છે. કટુતાના બી વાવીને તમે શુભેચ્છાના મોલ ઉતારી શકો નહિ. દૂ

આશા રાખું છું કે તમે તમારા રાજપુરૂષો ઉપર આ હકીકતની સાચી છાપ પાડશો.

સાથી રાષ્ટ્રોએ પુનરોદ્ધાર અને રાહતનું એક મંડળ સ્થાપ્યું છે અને તે લડાઇના ભોગ થઇ પડેલ દેશોમાં ભૂખ્યા અને માંદાને રાહત આપવાની યોજના કરે છે. પોતાના ઘેર ગરીબાઇ છતાં, ભૂખમરો છતાં, હિંદુસ્તાને એ ફંડમાં આઠ કરોડ રૂપીઆ રોકડા આપ્યા છે, એટલું જ નહિ, પણ પોતાના મર્યાદીત સાધનોમાંથી પણ લગભગ પચાસ લાખ રૂપીઆનો માલ આપ્યો છે. હિંદુસ્તાન પોતે પણ લડાઇની યાતનાઓમાં સપડાયેલું છે અને આ મંડળ પાસેથી મદદ મળવાનો એને હક્ક છે. છતાં આજસુધી હિંદને એક પાઇ સરખી પણ મદદ મળી નથી. કારણકે અમને કહેવામાં આવે છે કે, હિંદી સરકારે માગણી જ કરી નથી. આવા સમયે અમને દુઃખપૂર્વક યાદ આવે છે, અમારી પાસે અમારી કહીએ એવી સરકાર નથી.

લડાઇને અંગે ઉભા થએલા અનેક પ્રશ્નોમાં એક પ્રશ્ન એ પણ છે કે, સ્થાનિક, પ્રાંતિક અને મધ્યસ્થ સરકારે પોતપોતાના ખાતાઓમાં અનેક સ્ત્રીઓને નોકરી આપી હતી. હવે એ ખાતાંઓ બંધ થશે, એટલે આ સ્ત્રીઓને છૂટી કરવામાં આવશે, ત્યારે એમનું શું થશે ? એમને કોઇ બીજી જગ્યાએ આપવામાં આવશે કે કેમ ?

પણ એથીએ વિશેષ મહત્વનો પ્રશ્ન તો W. A. C. (I). S.ને નામે ઓળખાતી સહાયક ઓદળનો છે. જેઓ નર્સ તરીકે તાલીમ પામી છે તેમને તો જગ્યા મળી રહેશે, પણ જેઓ દફતર ખાતાઓમાં છે અથવા કારકુનો છે તેમનું શું થશે ? કેટલી સ્ત્રીઓ આવા ખાતામાં જોડાઇ હતી એનો ચોક્કસ આંકડો અમે જાણતા નથી. એમની પાસે શાશા કામ કરાવવામાં આવતાં હતાં તે વિષેની જે વાતો બહાર આવી છે તે કાંઇ ધીરજ આપનારી નથી.

## પ્રમુખ



શ્રી. હંસાબહેન મહેતા.

*

વળી હિંદી સરકાર આ સ્ત્રીઓને હજી એક વર્ષ કામગીરીમાં રાખવા માગે છે. એથી તો અમે એમને વિષે જાણવા વધુ ઉત્સુક છીએ. અમે એવું સાંભળ્યું છે કે, આમાંની કેટલીક સ્ત્રીઓને અનૌરસ બાળકો થયાં છે ને દર પાંચે એક સ્ત્રી ચેપી રોગનો ભોગ થઇ પડી છે. આ વાતો અતિશયોક્તિ ભરેલી હોય તો યે મને લાગે છે કે, એમાં સત્યાંશ તો છે જ. જો આવું જ છે, તો લડાઇના આવા કમનશીબ ભોગ થઇ પડનારી સ્ત્રીઓને સહાય આપવાના શા પગલાં ભરવામાં આવ્યાં છે તે જાણવાની અમને ખાસ ઇચ્છા છે. આપણી પરિષદે આ બાબતમાં તપાસ કરવા માટે એક ખાસ સમિતિ નીમવી જોઇએ અને આમાંની જે સ્ત્રીઓને મદદ જોઇતી હોય તેમને મદદ અને માર્ગદર્શન કરવું જોઇએ. જો આ સ્ત્રીઓને શિક્ષણ અને સમાજ-સેવાના કામોમાં આપણે-

યોજી શકીએ તો દેશને એ એક મુડીરૂપ થઇ પડશે. પણ ખચીળ જીવનની એમને ટેવ પડેલી હોવાથી તેઓ ગામડાંમાં વસી શકશે કે કેમ તે શંકા ભરેલું છે.

આઝાદ હિંદી ફોજની સ્ત્રીસભ્યોની સેવાઓ આપણને ઉપયોગી થઇ પડશે. 'ઝાંસીની રાણી' ની ટુકડીની હું વાત કરૂં છું. હું ડો. લક્ષ્મીને અને તેમની જોડીદારોને તેમણે ખરેખરા સંકટમાં જે મહાન હિંમત બતાવી છે તે બદલ અભિનંદન આપું છું. હું આશા રાખું છું કે તેઓ વહેલી તકે હિંદમાં આવી રહેશે. ડો. લક્ષ્મીની તાજેતરમાં જ જે ધરપકડ થઇ છે તે સમજી શકાતી નથી અને તે સામે સખત વિરોધ દર્શાવું છું. તેમને વિના વિલંબે હિંદમાં આવવા દેવાં જોઇએ. આ સ્ત્રીઓની તાલીમ અને તેમની દેશદાઝ હિંદના યુદ્ધોતર વિકાસ અને પુનરોદ્ધારમાં ખૂબ મદદરૂપ થઈ પડશે.

યુધ્ધોતર પુનર્રચનાની વાત આવી તો આપણે સમજી લેવું જાઇએ કે પુનર્રચના આપણા સમસ્ત રાષ્ટ્રજીવનની હશે. એથી સ્ત્રીઓના દરજ્જા વિષેની આપણી માગણીઓ સ્ત્રીઓના હક્કનામાના રૂપે ઘડી કાઢવી જોઇએ.

પહેલાં તો આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા માટે અને પુરૂષો સાથેની એની સમાનતા માટે ઉભાં રહ્યાં છીએ. એ સમાનતા એટલે અનુકુળતાની સમાનતા. જેવી પુરૂષ વ્યક્તિ છે એવી સ્ત્રી પણ છે. જો સ્વતંત્રતા અને સમાનતા એ માનવવિકાસના પાયા છે તો સ્ત્રીને પણ પુરૂષની પેઠે એ ભોગવવાનો હક્ક છે. પોતાના જાતીભેદને લીધે એના પર કોઇ જાતની અટકાયત ન હોય. સ્ત્રી અને પુરૂષ એ તો એક રથનાં બે ચક્ર જેવાં છે. બેઉની સરખી જ ઉપયોગીતા છે. એથી એકની બીજા ઉપર સરસાઇ ન હોવી જોઇએ, તેમજ એક બીજાનું શોષણ કરી ન શકે. સંતોષની વાત છે કે સાનફ્રાંસીસ્કો પરિષદમાં જે હક્કનામુ ઘડવામાં આવ્યું છે તેની પ્રસ્તાવનામાં આ વસ્તુનો સમાવેશ થાય છે.

હિંદી રાષ્ટ્રીય મહાસભાએ તો છેક ૧૯૩૧માં મૂળભૂત હક્કો વિષે ઠરાવ પાસ કર્યો છે. તે કહે છેઃ ' કાયદા આગળ સર્વ નાગરીકો સમાન છે. ધર્મ, જાત, માન્યતા કે લીંગનો એમાં કોઇ ભેદભાવ નથી. ધર્મ, જાતી, માન્યતા અથવા લીંગ એ કોઇ કારણને લઇ સ્ત્રી કે પુરુષને જાહેર નોકરી, સત્તા, માન અને વ્યાપાર વગેરેમાં કોઇ જાતનો અંતરાય રહેશે નહિ. ૩૦ મી ઓગષ્ટ ૧૯૪૦ ના રોજ રાષ્ટ્રીય આયોજન સમિતિએ પણ ઠરાવ કર્યો હતો કેઃ ' આયોજિત સમાજમાં સ્ત્રીઓનું સ્થાન પુરૂષનું સમોવડીઉં હશે. સ્ત્રીઓના દરજ્જાનું નિયમન સમાન દરજ્જો, સમાન અનુકુળતા અને સમાન જવાબદારીએ એ માર્ગદર્શક સિદ્ધાંતોથી નિયમિત કરાશે. સ્ત્રીને સ્ત્રી ગણીને કોઈ સ્થાન માટે બકાત રખાશે નહિ. પૂર્ણ અને સમાન નાગરીક દરજ્જા અને આર્થિક અધિકારોના ઉપભોગ માટે લગ્ન એક આવશ્યક શરત ગણાશે નહિ. '

સ્ત્રી પુરૂષની સમાનતાના પાયા ઉપર જ આ હક્કનામુ ઘડવામાં આવશે અને તેમાં એક વ્યક્તિ તરીકે, તેમજ સમાજના એક સભ્ય તરીકે સ્ત્રીઓના અધિકાર અને જવાબદારીની વ્યવસ્થા આપવામાં આવશે. વ્યક્તિ તરીકે સ્ત્રીઓને નાગરીક તરીકેના સર્વ હક્કો ભોગવવાના મળશે અને એ અંગેની ફરજો તેને અદા કરવાની રહેશેઃ પછી તે હક્કો રાજદ્વારી હોય, નાગરીક હોય કે આર્થિક હોય. રાજ્ય વ્યક્તિને સમાજના એકમ તરીકે સ્વીકારશે; નહિ કે કુટુંબને. આ રીતે સ્ત્રીઓને પોતાની સ્વતંત્ર રીતે-મતાધિકાર રહેશે; નહિ કે પુરૂષ સાથેના એના સંબંધ તરીકે. અત્યારનું મતાધિકારનું ધોરણ અમુકની પત્ની તરીકે મત આપે છે, તે સિદ્ધાંત સ્ત્રીઓ માટેનીરૂપયોગી છે તેથી તેનો

સ્વીકાર કરી, શકાય નહિ. આપણે તો પ્રૌઢ વયની હરકોઇ વ્યક્તિને માટે મતાધિકાર માગીએ છીએ.

સ્ત્રીઓએ પોતાની યોગ્યતા હોય તો રાજ-કારોબારમાં પણ વધારે ને વધારે સામેલગીરી કરવી જોઇએ. હું આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું કે, આવતી ચુંટણીઓમાં સ્ત્રીઓને ખાસ બેઠક ઉપરાંત બીજી બેઠકો માટે સ્ત્રીઓને પસંદ કરવામાં આવે.

શિક્ષણ વિના પુરૂષ કે સ્ત્રી પોતાની જવાબદારી સમજી શકે નહિ. આથી દરેક સ્ત્રી શિક્ષિત થવાને અધિકારી છે, એ વસ્તુ ઉપર આપણે ખાસ ભાર મૂકવો જોઇએ. આથી એમાં વિઘ્ન કરનારાં બાળલગ્નો, બાળમજુરી, અને પરદા જેવા અંતરાયો દૂર કરવા જોઇએ. શિક્ષણ કેવું આપવું જોઈએ એ પ્રશ્ન પણ ખૂબ ધ્યાનપૂર્વક તપાસવો જોઇએ. અત્યારની શિક્ષણ પદ્ધતિ આપણને ઝાઝી મદદ કરી શકે તેમ નથી, સાર્જંટ યોજનાએ આખી શિક્ષણ યોજના ધરમૂળથી પલટવાની જરૂરીઆત સ્વીકારી છે, ને આપણે તે વસ્તુને અનુમોદન આપવું જ જોઇએ; પણ સ્ત્રીશિક્ષણની બાબતમાં આપણે એ વાત સાફ કહી દેવી જોઈએ, કે સ્ત્રીના વ્યક્તિત્વનો પૂર્ણતમ વિકાસ થાય અને તે સમાજનું ઉપયોગી અંગ બને એ પ્રકારનું શિક્ષણ એને મળવું જોઇએ.

નાગરીક તરીકેની ફરજો સ્ત્રીઓ અને પુરૂષોને એક સરખી છે, તેથી તેમના શિક્ષણમાં પણ પાયાના ફેર નહિ હોય. ફેર ત્યારે ઉભા થશે કે જ્યારે અમુક ખાસ ધંધાને માટે તાલીમ લેવાનો પ્રશ્ન આવશે અને ત્યારે તો એ ધંધો તો પુરુષ પુરૂષ વચ્ચે, સ્ત્રી સ્ત્રી વચ્ચે, અને પુરુષ સ્ત્રી વચ્ચે-એમ જુદો જુદો પ્રશ્નહશે.

સ્ત્રીને જે કોઈ ધંધો પસંદ પડે તેમાં તાલીમ લેવાની એને અનુકુળતાઓ હશે. અત્યારે એવી અનુકુળતાઓ નથી. દાખલા તરીકે—ગૃહ-વિજ્ઞાનની તાલીમ લઇએ. એક લેડી ઇરવીન કોલેજથી આપણે સંતોષ ન લઈ શકીએ. દરેક ભાષાવાર પ્રાંતમાં અને દરેક પ્રાંતીક ભાષામાં આવી સંસ્થા અને આવું શિક્ષણ હોવું જોઇએ એમ હું ઇચ્છું છું.

સહશિક્ષણને વિષે આપણે એટલું યાદ રાખવું જોઇએ કે આપણો દેશ ગરીબ છે, માટે જો એક જ સંસ્થાથી કામ સરતું હોય તો બે જુદી જુદી રાખવાનું આપણને પોસાય તેમ નથી.

આપણા દેશનું શારીરિક આયુષ્ય ૨૭ વર્ષનું છે ને હજારો સ્ત્રી પુરુષો જાતજાતના રોગોથી પીડાઇ મરી જાય છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, પ્રજાકીય. આરોગ્ય સુધાર-વાની ખાસ જરૂર છે. સ્ત્રીઓના સંબંધમાં તો વળી એક વધારાનો ભય છે. હિંદુસ્તાનમાં પ્રસુતીની ઘાતેનો આંકડો આંખ ફાડી નાખે એવો છે. શીતળા, કોગળીયું, અને મરકીમાં માણસો મરે છે તેના કરતાં ઘણી મોટી સંખ્યામાં સ્ત્રીઓ પ્રસુતીમાં મરે છે. આના કારણોમાં-એક તો પૂરતી ઉપચારની સગવડોનો અભાવ છે, બીજું શિક્ષણની ખામી અને બાળ-લગ્નો તથા પરદાના અનિષ્ટો અને અનારો-ગ્યથી ભરેલાં ઘરો છે. સ્ત્રીઓને સારાં ઘરો અને ઉપચાર સંસ્થાઓ માગવાના હક્ક છે. ઘસડ મોળા, દુઃખ અને અકાળ મૃત્યુમાંથી સ્ત્રીઓને બચાવવી હોય તો તેમને માટે સારાં ઘરો ને ઉપચાર સાધનોની સગવડોનો અધિકાર હોવો જોઈએ.

પૈસાને પ્રભુ માનનારા આ જગતમાં માણસની કિંમત સ્ત્રી કે પુરૂષની આર્થીક પદવી ઉપર આંકવામાં આવે છે. સ્ત્રીઓએ પોતાનો દરજ્જો સ્થાપીત કરવા માટે આર્થીક વર્તુળમાં ખૂબ ઝુઝવું પડશે. કામ કરવાનો દરેક સ્ત્રીને હક્ક છે, એવી આપણે માગણી કરવી પડશે. જાહેર સેવાઓમાં, સત્તાના સ્થાનોમાં અથવા ધંધામાં સ્ત્રીને માત્ર સ્ત્રી હોવાને કારણે અટકાયત ન હોઈ શકે; અને ન હોવી જોઇએ.

આજે તો પરણેલી સ્ત્રીઓને માટે અમુક નોકરીઓ બંધ છે. જો પરણેલી સ્ત્રીઓ જે તે નોકરીઓની શરતોને પાળી શકતી હોય તો પછી તેમને શા માટે બાકાત રાખવામાં આવે છે તેનું કોઇ કારણ સમજાતું નથી. હા, આ નિયમને અમુક અપવાદો હોઇ શકે છે. સ્ત્રીઓને–ખાસ કરીને સગર્ભા સ્ત્રીઓને ભારેખમ ઉદ્યોગોમાં અને જમીન નીચેની ખાણોમાં કામે ન લગાડવી જોઇએ. હિંદી સરકારે આંતરરાષ્ટ્રીય કાનુનનો ભંગ કરીને બીહારની કોલસાની ખાણોમાં સ્ત્રીઓને કામ કરવાનો હુકમ કર્યો હતો, તે સામે આપણી પરિષદે વિરોધ કર્યો હતો; ને સંતોષની વાત છે કે એ હુકમ પાછો ખેંચી લેવામાં આવ્યો છે.

આપણે માનીએ છીએ કે, સ્ત્રીઓને કોઇ ધંધામાં જોડાતાં અટકાવવાનો અંતરાય ન હોવો જાઇએ, છતાં પરિષદે સ્ત્રીઓએ તેમની પસંગીમાં મદદરૂપ થવાનું કામ કરવું જોઇએ. રાષ્ટ્રીય આયોજનનું કાર્ય સ્ત્રી અને પુરૂષો માટે રાષ્ટ્રીય દૃષ્ટિએ કાર્યો યોજી આપવાનું છે. સ્ત્રીઓએ એવાં કામો કરવાનાં રહેશે કે જે કામો દેશને મદદરૂપ થશે. સાર્જંટ યોજનામાં અનેક શિક્ષિકાઓની જરૂર રહેશે. અને ડૉ. મીસ લેઝરસ કહે છે કે, આપણી આરોગ્યતાના કાર્યક્રમ અમલમાં મૂકવા હોય તો દેશમાં ત્રીશ વર્ષમાં દશ લાખ નર્સોની જરૂર રહેશે. જો સ્ત્રીઓ આ કામો પોતાને મેળે સ્વીકારવા તૈયાર નહિ થાય તો આપણે ફરજીઆત ભરતીની સામે આવીને ઉભા રહીશું. સ્ત્રીઓને જ કામ કરવાનો હક્ક રહેશે, એટલું જ નહિ, પણ સાચી પરિસ્થિતિ હેઠળ કામ કરવાનું રહેશે, એટલે કે કામની જગ્યા, કામના કલાક, પગાર, રજા, માંદગીનું ભથ્થું, સુવાવડનું ભથ્થું વગેરે પરિસ્થિતિઓ પણ જોવાની રહેશે.

વિશાળ પાયા ઉપર સામાજીક વિમાની યોજના ઘડી કાઢવાનો સમય આવી પહોંચ્યો છે. એ વિમાની યોજનામાં પ્રસુતિ સમયના ભથ્થાનો સમાવેશ થઇ જાય છે, અને આ યોજના એકલી કારખાનામાં કામ કરતી સ્ત્રીઓને જ લાગુ નહિ પડે, પણ શિક્ષિકાઓ અને નર્સો જેવી બીજી કાર્યકરોને પણ લાગુ પડશે.

એક કામ એવું છે કે, જે અત્યાર સુધી માન્યતા પામ્યું નથી અને એ વિષે હું તમારૂં ધ્યાન દોરૂં છું–એ ગૃહિણીનું કામ છે. વહેલી પરોઢથી મધરાત સુધી એ ધસડબોરો કરે છે. તેને આરામ નથી, તેમ રજા પણ નથી. વળી આ કામની કિંમત પણ કોઈ લેખતુ નથી, કારણ કે એ ખણખણતા રૂપીઆ લાવતું નથી. આથી જ તો ભણેલી અને જાગેલી સ્ત્રીઓને ઘરકામ સામે કંટાળો વધતો જાય છે અને તેઓ ઘર બહાર કામ ધંધો શોધે છે. કામની અગત્યતા, સ્વીકારાય અને કામની પરિસ્થિતિઓમાં સુધારો થાય એ ખાસ અગત્યનું છે. ઇગ્લાંડમાં બીવરજ રીપોર્ટમાં છે તેમ ગૃહિણીના કાર્યનો તાજેતરમાં સ્વીકાર થયો છે અને તેને સામજીક વિમાની યોજનામાં સ્થાન આપવામાં આવ્યું છે. જો એવી કોઈ યોજના આપણા દેશમાં સરકાર માથે લે, તો આપણે જોવું જોઇશે કે, ગૃહિણીના કાર્યને માન્યતા અપાઈ છે કે કેમ ? આ ઉપરાંત ઘરધણીઆણીને તેના પતિની આવકમાં હક્ક હોવો જોઇએ. તેને ઠસી જવું જ જોઈએ કે, પુરુષની પોતે પરાધીન નથી; અને એ પોતે પણ પતિની આવકમાંથી હક્કપૂર્વક ભાગ માગી શકે છે. આમ પોતાની તમામ આવક પોતાની પત્નીની સંમતી વિના ખર્ચી નાખવાનો પતિનો કોઇ જાતનો હક્ક રહેશે નહિ.

સ્ત્રી માત્રને આરામનો અધિકાર રહેશે. ઉપલા થરની ગણીમાંડી સ્ત્રીઓ સિવાય બીજી હિંદી સ્ત્રીઓ આરામનું નામ પણ જાણતી નથી. એનું જીવન તો લાંબો ધસડબોરો છે. રાંધવું, ધોવું, દળવું, પાણી ભરવું અને બાળકોની માવજત કરવી એ બધાંમાંથી એને બીજાં કામો માટે ફુરસદ મળતી નથી. આ વસ્તુસ્થિતિ એના આરોગ્ય માટે સારી નથી, તેમજ તેના માનસિક વિકાસ માટે પણ



પગનાં ઘરેણાં

અનુકૂળ નથી. કાંઇ સાંસ્કૃતિક પ્રવૃત્તિ માટે એને અવકાશ જ નથી, એટલે પછી એનું જીવન એક ગુલામ જેવું થઇ પડે છે અને એનું ઘર આનંદ વિહોણું હોય છે. માણસને આરામ ન હોય તો એ ગુલામ જ છે. આપણે હિંદી સ્ત્રીઓને આ ગુલામીમાંથી મુક્ત કરવાના ઉપાયો યોજવા જોઇશે. તે માટે ગૃહજીવનનું નિયમન કરવું જોઇશે. જીવનની સુખ સગવડો આપવી જોઇશે. અને સમય બચાવનારી યોજનાઓ કરવી પડશે. તેથી આ પ્રશ્ન ઘણે અંશે ઉકેલાશે. શીશુવિહારો અને બાળગૃહો કરીને બાળકોની સંભાળ લઇ, આપણે સ્ત્રીઓને મદદરૂપ થઇ શકીએ. સ્ત્રીઓના ઉપર આજે જે ભીંસી નાખનારો ભારો પડ્યો છે તે દૂર કરવાના ઉપાયો યોજાશે તો કસ્તુરબા સ્મારક ફાળો રાષ્ટ્રની એક મોટામાં મોટી સેવા બજાવશે.

હવે આપણે સ્ત્રીઓના સામાજીક અધિકારોનો વિચાર કરીએ. તે ત્રણ અંગોને સ્પર્શે છે. (૧) મીલ્કત, (૨) લગ્ન અને (૩) કુટુંબ. મીલ્કત સંબંધમાં આપણે દાવો કરવો જોઇશે કે મીલ્કત મેળવવી, સાચવવી, વારસામાં લેવી અને એને ખર્ચવી એ સઘળામાં સ્ત્રીઓને પુરુષોના જેવા જ અધિકારો હોવા જોઇએ. આ સંબંધમાં હિંદુકાયદો અત્યંત અસંતોષકારક છે. હિંદુ લૉ કમીટીએ હિંદુકાયદાનો જે મુસદ્દો તૈયાર કર્યો છે તે અત્યારની પરિસ્થિતિમાં મોટી ફાળ ભરનારો છે. તે મુસદ્દો સ્ત્રીઓને પોતાની મીલ્કત ઉપર પૂરો અધિકાર આપે છે, તેમજ બાપની મીલ્કતમાં પણ ભાગ આપે છે. આમ છતાં એ મુસદ્દો દીકરાઓ ને દીકરીઓ વચ્ચે જે ભેદભાવ રાખે છે તેથી આદર્શની ઉણપ રહી જાય છે. વળી આ મુસદ્દો સંયુક્ત કુટુંબની મીલ્કતને વ્યાપ્ત કરતો નથી. એ મીલ્કતમાં તો સ્ત્રીને દીકરી તરીકે કાંઇ જ અધિકાર નથી, અને વહુ તરીકે માત્ર મર્યાદિત હક્ક મળે છે. મુસદ્દા સામે સનાતનીઓએ ઉઠાવેલો વિરોધ પણ મને અસ્થાને લાગે છે, મને લાગે છે કે, આવા કીસ્સાઓમાં—એટલે કુટુંબનો ધંધો તુટી પડવાના સંજોગોમાં—એવું કરી શકાય કે, કાં તો દીકરીનો ભાગ વેચાતો લઇ લેવામાં આવે અથવા એના ભાગ ઉપર એને નફો આપવામાં આવે.

## જાહેર લગ્ન કરવામાં પાપ અને ગુન્હો માનનાર સમાજના

# પડદા પાછળનાં દૃશ્યો

*

ગેરરીતનો સંબંધ એ સમાજ ચલાવી લે છે. એ જ વ્યક્તિઓ લગ્ન કરે તો સમાજ રોષ પ્રગટ કરે છે. આવા સેંકડો દાખલા જાણવામાં છે, જેમાં ગેરરીતનું વર્તન તે ખોટી રીતે માની લીધેલું નથી અને એ વ્યક્તિઓની શુદ્ધ બુદ્ધિનું presumption કરવાની કોઈ પણ બારી નથી. એટલે કે આવી ગેરરીતિ ભલે ચાલે; એમ માની સમાજ તે સ્વીકારે છે.

૧. બહુ જૂના વખતની વાત છે, એક ભાઇનાં પત્ની ગુજરી ગયાં. પછી ઉત્તર હિંદની કોઇ વિધવા બાઇ રસોઇ કરવા ઘરમાં રહી. તેને તે જ ભાઇથી છોકરો થયો. ભાઇ સાધારણ અમલની નોકરી પર હતા. કોઇને કાંઈ લાગ્યું નહીં. ભાઇ ઓળખીતાંના અભિપ્રાય પ્રમાણે જવાબ આપે. સુધારાવાળાને કહે છે 'મેં પુનર્લગ્ન કર્યું છે.' બીજાને કહે; 'બધું ખોટું છે.' લગ્ન નહિ જ કરેલું એ સાચી વાત, છતાં એમણે ચલાવેલું પોલ પણ ચાલ્યું.

૨. સારા ધંધાદારી એક ગૃહસ્થને ત્યાં કોઇ વિધવા બાઇ આવીને રહી તે ગૃહસ્થ કુટુંબી હતા. આ બીજી બાઇ સાથે છૂટથી આડો વ્યવહાર ચાલ્યો; તેનું એક parallel કુટુંબ થયું અને મુહુ સાથે રહે. પોતે ઊંચી જ્ઞાતિ કહેવાય અને નવી બાઇ નીચી. લગ્ન ન કર્યું, તેથી સહુએ અભિનંદન આપ્યાં અને બંને સ્ત્રીઓનાં સંતાનો સારે ઠેકાણે પરણ્યાં.

૩. સામાન્ય સ્થિતિના એક ભાઇ એક વિધવા સાથે નાતજાતના જથ્થા વચ્ચે રહે છે. વિધવા આગ્રહ કરે છે કે, લગ્ન કરો. ભાઇ કહે છે કે, 'લગ્ન કરૂં તો નાતજાતમાં આબરૂ જાય, માટે છાનીમાની બેસી રહે.' બાઇને માથે ભૃણહત્યાનાં પાપ ચડે જાય છે.

૪. ગરીબ સ્થિતિની વિધવાને ભત્રીજાઓ વીસ પચીસ રુપિઆ ખોરાકીના આપે છે. બાઇ કોઇ માણુસ સાથે યથેચ્છ વર્તે છે. બાઇ લગ્ન કરવા તૈયારી કરે છે તો ભત્રીજાઓ કહે છે: 'કુટુંબની આબરૂ જાય છે માટે જેમ છે તેમ ચાલવા દે.' ભત્રીજાઓ ભેગી એક જ ઘરના ભાગમાં રહે છે. અને તેના ગેરવર્તન સંબંધે સહુને પૂરી ખાતરી છે.

૫. મોટા પ્રતિષ્ઠિત ને ધંધાદારીઓ-કુટુંબીઓ રખાતો સાથે ખુશીથી હરે ફરે છે. શ્રીમંતો છે એટલે તેવી બાઇઓને બંગલાઓ, ગાડીઘોડા, નોકરો આપે છે. ગરમીમાં હવા ખાવા જાય ત્યારે જૂના કુટુંબને ઘેર રહેવા દે અને અપરિણીત બાઇઓ અને તેમના પરિવારને સાથે લઇ જાય. ત્યાં ખુલ્લી રીતે મોજશોખ કરે છે. શ્રીમંતોની આવી રખાતોની સંખ્યા તો ઘણી મોટી છે, પરંતુ પ્રજા શાપ અને અનીતિ સંબંધે કાંઇ જ શંકા રહે નહિ.

૬. સહકાર્યકર્તા ભાઇઓ તથા સ્ત્રીઓનાં ગેરવર્તનના અને આ નવા જમાનાનાં દૃષ્ટાંતો છે. ભાઇઓ પરણેલા ને કુટુંબી બહેનો કુંવારી. એવાં કેટલાંક દૃષ્ટાંત જાણીતાં છે. બીજાં સંખ્યાબંધ હશે, પરંતુ જેમાં સંબંધની બાબતમાં ચોક્કસ માહિતી ન હોય તેવાને ગણવાં ન જોઇએ. ઉપર કહેલામાંથી કોઇ બહેનોને હૉસ્પિતાલના આશ્રય લેવા પડયા છે, કોઇનો તબિયતનો ઘાણ નીકળ્યો છે, છતાં જગતમાં ઊંચાં મોંઢાં લઈ ફરે છે. ઉપદેશ કરે છે, બીજાંનાં છિદ્રો શોધે છે, સમાજમાં ખુશાલ હરે છે ફરે છે, કેમકે લગ્નો કરવાના ગુનામાં તેઓ પડતાં નથી.

૭. બ બહેનપણીઓ યુરોપ ગઇ. ત્યાં બે હિંદીઓ સાથે પરિચય પડતાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. હિંદ પાછા ફરી એક બહેને તે અમલમાં મૂક્યો. બંને પુરુષો વિવાહીત હતા. આ બહેનનો સગાંવહાલાંએ બહિષ્કાર કર્યો. બીજી બહેનને સગાંવહાલાંએ શિખામણ

આપી કે 'લગ્નની લપમાં ન પડવું. પ્રેમપાત્ર બાઇને પોતાને ઘેર રાખવો, અગર તેને ઘેર જઇ ગમે તો રહેવું, પરંતુ લગ્ન કરવાથી આબરૂ જશે.' તે બાઇને સ્ત્રીછોકરાં છે. આ શીખામણ માની બહેને લગ્ન કરવાની ભૂલ ન કરી, જેથી તે માનાપાન પામી, હોદ્દા અને અમલ, ગમે તે મેળવી શકે છે.

૮. એક ગર્ભશ્રીમંત હતા. તેમના કુટુંબમાં વડીલોથી ચાલતી આવેલી રીત મુજબ તેમને એક રખાત હતી. તેમના દાદા ગુજર્યા, ત્યારે તેમની રખાતે કોર્ટે લઇ પોતાને તેમજ પોતાનાં બાળકો માટે મિલકત મેળવેલી. આમ રખાત સહુને માન્ય અને મંજુર હતી. કોઇ અભાગી ચોધરીએ આ બાઇની રખાતે આગ્રહ કર્યો કે, તેની સાથે લગ્ન કરવાં. બાઇની તો આબરૂ કાયમ હતી, પણ બાઇ કહે 'મારી આબરૂ હલકી પડે છે.' આ આજીજીમાં ફસાઇ તેઓએ લગ્ન કર્યાં. બાઇ વિધવા હતી, એટલે માબાપ, ભાઇબહેન મિત્રોએ ઠપકાનો વરસાદ વરસાવ્યો. બાપ કહે: 'મારી સાત પેઢીનું નામ બોળ્યું ને કુટુંબનું નાક કાપ્યું.' એમ કહી વારસામાંથી બાતલ કરી બહાર કાઢી મૂક્યાં. ભાઇ રઝળી રખડી મૃત્યુ પામ્યા. બાઇનું શું થયું તે જાણવામાં નથી.

૯. એક કારખાનાના માલિકે એક બહેનને પાળી પોષી ભણાવીગણાવી બધી રીતે હોશિઆર બનાવી. આ સમય દરમિયાન તેઓ તેના પર મોહિત થયા. પુખ્ત ઉમરના છતાં આ બાબતમાં તેમનું મન ચલિત થયું. ઘેર સ્ત્રીસંતાનોનું મોટું કુટુંબ એટલે શું થાય? પેલી બહેન તો ઉપકાર તળે દબાએલી. તે કાંઇ જ વિરોધ કરી શકી નહિ. આ બધી ગુંચવણમાંથી છૂટવા તેમણે તે બહેનને ઓફીસમાં ટાઇપીસ્ટ તરીકે રાખી અને યથેચ્છ વ્યવહાર ચલાવવાનો માર્ગ કાઢયો. બહેનનું શરીરસ્વાસ્થ્ય ધૂળધાણી થયું અને અંતે મરણશરણ થયાં. [જ્યોતિર્ધર] વિકૃત માનસ

# સૌરભ



મિસરના પાટનગર કેરો મુકામે તાજેતરમાં મળી ગએલી એક સ્ત્રી-પરિષદમાં સોએક જેટલી અરબ સ્ત્રીઓએ સમાનાધિકારનો દાવો રજૂ કર્યો હતો. એ સમાનાધિકારમાં સ્ત્રીઓના મતાધિકાર અને પદાધિકાર ઉપરાંત એકપત્નીત્વને પણ સ્ત્રીઓનો એક અધિકાર ગણાવવામાં આવ્યો હતો.

છેલ્લાં ૧૩૦૦ વર્ષ થયાં અરબ સંસ્કૃતિ ઇસ્લામ પર નિર્ભર રહી છે અને કુરાન એ એમના ધર્મનું તેમજ સમાજનિયમનું મૂળ પુસ્તક રહ્યું છે. બહુપત્નીત્વના સંબંધમાં કુરાનનો આદેશ છે. '......તમને ગમે તેવી બે, ત્રણ કે ચાર સ્ત્રીઓને તમે પરણો, પણ એથી વધુ સંખ્યાને નહિ. પરંતુ એ સર્વની તરફ સમતાપૂર્વક ન વર્તી શકવાનો ભય રહેતો હોય તો પછી માત્ર એકને જ પરણો.'

કુરાનનો આ આદેશ અક્ષરશઃ પળાતો હોવાને લીધે અનીતિનો ઉદ્દભવ અરબ સમાજમાં નહોતો થયો. અને એક કરતાં વધુ પત્ની કરનારાઓ પણ તે સૌને સારી રીતે રાખવાની કાળજી રાખતા. સ્ત્રીનું સ્થાન ગૃહમાં નિશ્ચિત હતું. અલ કિતાબ પર એના લગ્નનો કરાર નિર્મિત હતો; જે કરારની રૂએ આર્થિક ઉપરાંત બીજી પણ અનેક ભોગવાઇ એને મળી રહેતી. આ રીતે કુરાન તથા લગ્નના કરારથી વ્યક્તિ એક કરતાં વધુ સ્ત્રીઓને ખરેખર સારી રીતે નભાવી શકે તેવી સ્થિતિ ન હોય તો મોટે ભાગે એક જ પત્નીથી ચલાવી લેતી.

પરંતુ ઉસમાનિયા શહનશાહતના પતન પછી પાશ્ચાત્ય સુધારો ધીમેધીમે મુસ્લિમ મુલ્કોમાં પ્રવેશવા લાગ્યો. આધુનિક વિચારોની આયાતે બહુ વિચિત્ર અસર નીપજાવી. મુસ્લિમ ગૃહજીવન અને ધર્મજીવન ક્રમશઃ ખંડિત બનવા લાગ્યાં. મધ્યપૂર્વના એકે એક બંદર પર ધંધાદારી વેશ્યાવૃત્તિનો ઉદય થયો અને લગ્નમર્યાદાની બહાર રહીને આ રીતે લાગણીનો સંતોષ સુલભ બનતાં કેટલાક મુસ્લિમોએ કુરાનના નિયમોની અવગણના કરવા માંડી.

આનું પરિણામ મુસ્લિમ પ્રજાની નૈતિક અને શારીરિક પતિતાવસ્થામાં આવવા લાગ્યું, એટલું જ નહિ, પણ અનેક મુસ્લિમ સ્ત્રીઓ અવિવાહિત રહેવા લાગી. એક કરતાં વધુ સ્ત્રીઓ કરીને પ્રજાવૃદ્ધિમાં ફાળો આપી શકે તેવા પુરુષોએ પણ પરણેલી એક જ સ્ત્રી રાખીને પોતાની કામવૃત્તિ લગ્નમર્યાદા બહાર સંતોષવા માંડી.

બીજી બાજુ મુસ્લિમ પ્રદેશોના અંદરના ભાગના કેટલાક જુવાનો પર 'આધુનિક' વિચારપ્રવાહોની અસર થતાં 'રોમાન્સ'ના ખ્યાલમાં ચકચૂર બનીને એક કરતાં વધુ સ્ત્રીઓ, (એ સ્ત્રીઓથી થતી સંતતિના ભાવિષ્યનો કશો ખ્યાલ રાખ્યા વિના) પરણવા લાગ્યા. આના પરિણામે બાળ-મરણોની સંખ્યા વધતી ગઈ અને ગરીબાઈ અને સંતાપ પણ વધતાં ગયાં. પાશ્ચાત્ય કેળવણીએ પણ લગ્ન સંખ્યા ઘટાડવામાં પોતાનો ભાગ ભજવ્યો છે. પહેલાં તો ૨૦ વર્ષની વયનો કોઈ પણ મુસ્લિમ પરણેલો અને કદાચ એકાદ બે બાળકનો પિતા હોય, પરંતુ આજે ૨૦ની વય વીતી ગયા સુધી તો એ કોલેજમાં ભણતો હોય છે અને ત્યાર પછી બહુધા 'આધુનિક' સ્વૈરવિહારમાં રાત રહીને બહુ મોટી ઉંમરે એ લગ્ન કરે છે, અથવા તો એ બંધન સમૂળગું જતું કરે છે.

કેરો મુકામે આરબ સ્ત્રીઓએ કરેલી માગણી આ વસ્તુસ્થિતિના નિવારણ માટે જ કરાએલી છે. એમણે માત્ર બહુપત્નીત્વની જ હિમાયત નથી કરી, પરંતુ એ સાથે અપરિણીત રહેનારાંઓ પર કર નાખવાની પણ સૂચના કરી છે. બહુપત્નીત્વની સંસ્થા પડી ભાંગવાને લઈને તથા મુસ્લિમોમાં અનૈતિકતા પેસવાને લઈને કેટલાક મુસ્લિમ રાજ્યોની વસતી ઘટી છે.

કેરો પરિષદની સ્ત્રીઓ પોતાની માગણીમાં કેટલી સફળ થાય છે તે જોવાનું રહે છે.

[ધી અરબ વર્લ્ડ] ડા. જી. આઈ ખૈરુલ્લાહ

*

સુરત ખાતે એક જાહેર મેળાવડા દ્વારા હિન્દુ અબળા રક્ષાગૃહ સ્થાપવાની વિધિ થઈ ત્યારે પંડિત આનંદપ્રિયજીએ ભાષણ આપતા જણાવ્યું હતું કે 'એકવાર શ્રી લીલાવતી મુન્શીએ મુંબઈ કોર્ટની ધર્મપલટાની એફીડેવીટો એકઠી કરી હતી આવી ૬૦૦ એફીડેવીટો એક જ વરસમાં થઈ હતી. એ એફીડેવીટ કરનારી ૬૦૦ હિન્દુ બહેનો, જેઓ ૧૬ થી ૪૦ વરસના અંદર હતી. આ પ્રશ્ન બતાવે છે કે, આવી સ્ત્રીઓને રક્ષવા અબળાગૃહની જરૂર છે.'

*

પેરીસમાં આંતરરાષ્ટ્રીય સ્ત્રીપરિષદમાં મળેલી જગતની સ્ત્રીઓને પ્રજાશાસનવાદ અને શાંતિને માટે એકત્ર થવાનું મેડમ કોટને ૧૫૦૦ સ્ત્રીઓને ઉદ્દેશી જણાવ્યું હતું. આ પરિષદમાં ૪૧ દેશોની સ્ત્રીઓએ ભાગ લીધો હતો. સોવીએટ પ્રતિનિધિ મંડળના ૨૧ સભાસદો છે. ફ્રેન્ચ પ્રતિનિધિ મંડળની સંખ્યા સહુથી વધારે છે. વિગ્રહને લીધે જે દેશોને સહન કરવું પડયું છે તે દેશોની સ્ત્રીઓમાં એક પ્રકારનું સંગઠન અને પરિપક્વતા આવી ગયાં છે.

ઓસ્ટ્રેલીયાની એક સ્ત્રી મીસીઝ સ્ટ્રીટે ઓસ્ટ્રેલીયામાં હિંદ અને હિંદની લડત પ્રત્યે સહાનુભૂતિ અને સમજુતી છે એમ જણાવ્યું. અ. હિં. મહિલા પરિષદ તરફથી શ્રી. ઈલા સેન અને અ. હિં. વિદ્યાર્થી સંઘનાં એક-એમ બે પ્રતિનિધિઓ હાજર હતાં.

## રખાતને પણ પત્ની જેટલો જ ભરણપોષણ મેળવવાનો હકક છે.

# કાયદાની કલમે



રજુ કરનાર

**શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ.**

પ્રહલાદ કુલકર્ણી નામના એક બ્રાહ્મણે ધનગર જ્ઞાતિની અકકુ નામની એક રખાત રાખી હતી. અકકુ નરસુની પરણેતર પત્ની હતી ને નરસુ જીવતો હતો. પરંતુ અકકુ નરસુને છોડી પ્રહલાદને ત્યાં જ રહેતી. એમ એ લગભગ સત્તર વર્ષ રહી હશે. ઇસ્વી સન ૧૯૨૭ના જૂન મહિનાની પહેલી તારીખે પ્રહલાદે પોતાની વડિલોપાર્જીત મીલકતમાંથી કેટલીક જમીનો, અકકુના નામનું બક્ષીસપત્ર કરી, તેને નામે ચડાવી આપી. ઇસ્વી સન ૧૯૩૩માં પ્રહલાદનું અવસાન થયું. ઇસ્વી સન ૧૯૩૯ના જૂન મહિનાની પાંચમી તારીખે પ્રહલાદના પુત્ર ગણેશે અકકુ ઉપર દાવો માંડ્યો. બક્ષિસ પત્રથી અકકુને અપાયલી જમીનો વડીલોપાર્જીત મીલકત પૈકીની હતી. ગણેશ ને પ્રહલાદ હિંદુ અવિભકત કુટુંબના સભ્યો હતા એટલે વડીલોપાર્જીત મીલકતનું પ્રહલાદે કરેલું બક્ષીસપત્ર રદબાતલ હતું. વળી પ્રહલાદ ને અકકુ વચ્ચે જારકર્મનો સંબંધ હતો. અનીતિ ભરેલા એ કૃત્યને પોષવા કરાયેલું બક્ષીસપત્ર ગણેશને બંધનકારક નહોતું. પ્રતિવાદીયણ બાઇ અકકુએ જવાબ આપતાં જણાવ્યું કે, તે પ્રહલાદની કાયમી રખાત હતી ને તેથી પ્રહલાદે બક્ષીસ આપેલી જમીન પર તેનો સંપૂર્ણ હક હતો. અકકુ પ્રહલાદની કાયમી રખાત હોવાથી પ્રહલાદની મીલકતમાંથી તેની ખોરાકી પોષાકી મેળવવાનો સંપૂર્ણ હકક હતો, તેથી ગણેશ જો તેના ભરણ પોષણ માટે સંપૂર્ણ સમજુ કરી આપે તો બક્ષીસથી અપાયલી જમીનો પાછી મેળવવાનો તેને અધિકાર હતો; એવું પ્રાથમિક કોર્ટે ઠરાવ્યું. તેના ઉપર અપીલ થતાં જીલ્લા જજે પ્રહલાદ ને અકકુનો સંબંધ અનીતિમય હોવાથી પ્રહલાદની મીલકત ઉપર તેનો ખોરાકી પોષાકીનો બીલકુલ અધિકાર નહોતો એવું ઠરાવી, ભરણ પોષણની કોઇપણ પ્રકારની વ્યવસ્થા કર્યા સિવાય ગણેશને સદરહુ જમીનો કબજે લેવા હકદાર ઠરાવ્યો. તેના પર બાઇ અકકુએ મુંબઈ હાઈકોર્ટમાં અપીલ કરી. ન્યાયમૂર્તિ એન. જે વાડિયા. લોકુર અને રાજાધ્યક્ષ એમ ત્રણ હાઇકોર્ટ જજોની બેન્ચ સમક્ષ તેની સુનાવણી થઈ.

એપેલન્ટ બાઈ અકકુના એડવોકેટ મી. પી. બી. ગજેન્દ્રગડકર હતા. તેમણે દલીલ કરતાં જણાવ્યું કે, હિંદુ કાયદા નીચે અવરૂદ્ધા સ્ત્રી પોતાના અવસાન પામેલા સ્નેહીની મીલકતમાંથી, તેમનો સંબંધ અનીતિમય હોય તો પણ, નિર્વાહ મેળવી શકે કે નહિ, એ જ આ અપીલનો મુખ્ય મુદ્દો હતો. આવા પ્રકારનો સૌથી પહેલો કેસ* ખેમકોર વિરૂદ્ધ ઉમીયાશંકરનો હતો. એમાં એક સ્ત્રીએ પોતાનો પરણેતર પતિ હયાત હોવા છતાં બીજો પતિ કર્યો હતો અને બીજા પતિની રખાત તરીકે મીલકતમાંથી ખોરાકી પોષાકી મેળવવાનો તેનો અધિકાર માન્ય રાખવામાં આવ્યો હતો. એ સંબંધ અનીતિભર્યો હતો કે નહિ તે તપાસવાની તેમણે જરૂર લેખી નહોતી. પછીના[1] વૃન્દા-

* (૧૮૭૩) ૧૦ બામ્બે હાઈકોર્ટ રીપોર્ટ પ. ૩૮૧.

1 (૧૮૭૫) ૧૨ બામ્બે હાઈકોર્ટ રીપોર્ટસ પાનું ૨૯૯

વનદાસ વિરુદ્ધ યમૂનાબાઇના કિસ્સામાં પણ એ જ ફેંસલો માન્ય રાખવામાં આવ્યો. એ ફેંસલામાં બક્ષીસ રદબાતલ ગણવામાં આવી હતી; પરંતુ અનીતિમય સંબંધ હોવા છતાં ખોરાકી પોશાકી આપવાનો હુકમ કરવામાં આવ્યો હતો. પરંતુ ત્યાર પછીના[૨] નીગારેડી વિરુદ્ધ લક્ષ્માવાના કીસ્સાની હકીકત પણ આ કેસના જેવી જ હતી. એ કીસ્સામાં પ્રતિવાદીપણ પરણેતર ઓરત હતી. એણે પોતાના પતિને ત્યજી દીધો હતો. તે પોતાના સ્નેહી સાથે રહેતી હતી. એમનો સંબંધ સામાજીક દૃષ્ટિએ અનીતિમય લેખાય, પણ જો એ કાયમી સ્વરૂપનો હોય તો રખાતને ભરણપોષણનો સંપૂર્ણહક્ક મળે છે એમ ઠર્યું હતું. બાઇ મોંઘીબાઈ વિરુદ્ધ બાઇ નાગુબાઇ[૩]માં નામદાર કોર્ટે અવરુદ્ધા સ્ત્રીની વ્યાખ્યા કરી હતી. કામચલાઉ વડા ન્યાયમૂર્તિ શ્રીમાન્ શાહે એ વિષય પરત્વે શાસ્ત્રોક્ત ચર્ચા કરી હતી ને અગાઉના નિર્ણયો ટાંક્યા હતા. એમના અભિપ્રાય પ્રમાણે અગાઉના બધા ફેંસલામાં સ્ત્રી એના સ્નેહીની અવરુદ્ધા સ્ત્રી જ હતી. કેટલાકમાં સંબંધ અનીતિમય લાગતો, પરંતુ તે કાયમી, સ્વતંત્ર અને સ્નેહીના અવસાન સુધી ચાલુ હોવાથી સ્ત્રીને નિર્વાહ મેળવવાનો હક્ક પ્રાપ્ત થયો હતો. ફક્ત એ સંબંધ સ્વતંત્ર ને ચાલુ હોવો જોઇએ, એટલી જ હકીકત સાબીત કરવાની રહેતી હતી. તે સ્ત્રી પોતાના સ્નેહી સાથે ઉઘાડે છોગે વસવાટ કરતી કે નહિ એ પ્રશ્નને ઝાઝો મહત્વનો લેખવામાં આવ્યો નહોતો. પરંતુ કામચલાઉ વડાન્યાયમૂર્તિ શાહે, અવરુદ્ધા સ્ત્રીએ પોતાનાસ્નેહીના ઘરમાં તેની સાથે ઉઘાડે-છોગે વસવાટ કરવો જોઇએ એ વાતને મહત્વની ગણી હતી. અને અગાઉના ફેંસલા કરતાં એ બાબતમાં જ જૂદા પડ્યા હતા. પરંતુ કામચલાઉ વડા ન્યાયમૂર્તિ શાહ અને ન્યાયમૂર્તિ ક્રમ્પના ફેંસલાઓ તપાસતાં ખાત્રી થાય છે કે સંબંધની અનીતિમય તવારીખથી કશો જ મૂલગત તફાવત પડતો નહોતો.

બાઇ [૪]નાગુબાઇ વિરુદ્ધ બાઇ મોંઘીબાઇમાં તો છેક પ્રિવી કાઉન્સીલમાં અપીલ કરવામાં આવી હતી. ત્યાં ન્યાયમૂર્તિઓએ ટીકા કરી હતી, 'કે હવે એક જ વાસની કાંઇ જ જરૂર નથી. અત્યારે રખાત પતિની ગુલામ નથી.' માત્ર એ સંબંધ સ્વતંત્ર ને ચાલુ હોવો જોઇએ, એટલી જ વાત ઉપર તેમણે ભાર મૂક્યો હતો. તેમણે નીંગારેડી વિરુદ્ધ લક્ષ્માવાનો ફેંસલો ટાંક્યો હતો. એમનો સંબંધ અનીતિમય હોવા છતાં જો સ્ત્રી ચાલુ સ્વતંત્ર સહચાર ભોગવતી હતી એવો પૂરાવો પડે તો ખોરાકી પોશાકીનો અધિકાર તેને પ્રાપ્ત થાય છે એ દૃષ્ટિબિંદુ તેમને સ્વીકાર્ય હતું. નીંગારેડીના ફેંસલા વિરુદ્ધ કોઇએ વાંધો ઉઠાવ્યો નથી. તેમની પાસેના કીસ્સામાં તો સંબંધ અનીતિમય નહોતો એટલે કેસ વધારે મજબૂત હતો. અવરુદ્ધા સ્ત્રીનો સંબંધ અનીતિમય ન હોવો જોઇએ એવી કામચલાઉ વડા ન્યાયમૂર્તિ શ્રી શાહની માન્યતા તેમને સ્વીકાર્ય નહોતી.

આનંદીલાલ વિરુદ્ધ ચંદ્રાબાઇમાં[૫] ખોટો ફેંસલો આપવામાં આવ્યો હતો. કામચલાઉ વડા ન્યાયમૂર્તિ શ્રી. શાહ બેમકોરના કિસ્સાથી જુદા પડ્યા હતા, પણ એ દલીલો સંતોષકારક નહોતી. પતિની હયાતીથી પરિણામમાં કશો

૨ (૧૯૦૧) ઇંડિયન લૉ. રીપોર્ટ્સ ૨૬ બોમ્બે પાનું ૧૬૩

૩ (૧૯૨૨) ઈંડિયન લૉ રીપોર્ટ્સ ૪૭ બોમ્બે પાનું ૪૦૧; શોર્ટ ૩ બોમ્બે લૉ. રીપોર્ટ્સ પાનું ૧૨૭; કેસ એ બોમ્બે; લૉ. રીપોર્ટ્સ પાનું ૧૦૦૯

૪ (૧૯૨૬) લૉ રિપોર્ટ ૫૩ ઇંડિયન અપીલ્સ પાનું ૧૫૩ શોર્ટ કોઝ ૨૮ બોમ્બે લૉ રિપોર્ટ્સ પાનું ૧૧૪૩

૫ (૧૯૨૩) ૨૬ બોમ્બે લૉ રિપોર્ટ્સ પાનું ૬૩; શોર્ટ કોઝ ઈંડિયન લૉ રિપોર્ટ્સ ૪૮ બોમ્બે પાનું ૨૦૩

જ ફેરફાર પડે નહિ એવો હિંદુ શાસ્ત્રોમાં ઉલ્લેખ છે, એ હકીકતમાં ગેરસમજ થવા પામી હતી. ખેમકોરના કેસની એ વિગત રાહી વિરૂદ્ધ ગોવિંદ વલાદ તેજા[૬]ના કેસમાં વડા ન્યાયમૂર્તિ વેસ્ટ્રોપનાં વિધાન સાથે બંધબેસતી નહોતી. સ્નેહીના અવસાન સમયે પતિ હયાત ન હોય એવા કિસ્સામાં જ એ ફેંસલો લાગુ પડે એવો તેમનો અભિપ્રાય હતો, પરંતુ એ બરાબર નથી.

યશવંતરાય વિરૂદ્ધ કાશીબાઇમાં[૭] રખાતે ખોરાકી પોશાકી મેળવવી હોય તો ચાલુ સંબંધ પ્રથમ પૂરવાર કરવો જોઇએ, એમ ઠર્યું હતું: પછી ભલે એ સંબંધ શરૂઆતમાં અ-નીતિમય હોય. સ્રીનું અયોગ્ય વર્તન સિદ્ધ થાય તો ખોરાકી પોશાકીનો હક્ક નાબુદ થાય. અવરૂદ્ધા સ્રીનો સંબંધ ચાલુ ને એકભોગી જ હોવો જોઇએ. અને સ્રીએ નીતિમય જીવન ગુજારવું ઘટે.

પંચાપગેશા એઇાયર વિરૂદ્ધ કનક અમ્મલ[૮]; રામ રાજા થાવર વિરૂદ્ધ પપામ્મલ[૯]: તુકારામ વિરૂદ્ધ દિનકર[૧૦] અને કાન્તાબાઇ વિરૂદ્ધ[૧૧] ઉમાબાઇના ફેંસલા આ જ હકીકત સિદ્ધ કરે છે. તે ઉપરાંત વેસ્ટ અને બુલર પાનુ ૪૧૫, ૫૯૩ : ગોલપચંદ્ર સરકાર (૧૯૩૩ આવૃત્તિ) પાનુ ૬૯૯ પ્રકરણ ૨ પેટા કલમ ૩ મીતાક્ષર સર્ગ ૨ શ્લોક ૧/૨૭-૨૮ : સર્ગ ૧ શ્લોક ૪/૨૨ માં કરેલા ઉલ્લેખો પર આધાર રાખવામાં આવ્યો હતો.

મહામહોપાધ્યાય પી. વી. કાણે, એમ. જી. ચિતલે અને પી. જી. ખેર, ગણેશ પ્રહલાદ કુલકર્ણીના એડવોકેટ હતા. તેમણે દલીલ કરી કે, શાસ્ત્રોક્તિ પ્રમાણે પત્ની ન હોય તેવી સ્રીઓના ખોરાકી પોશાકીના હકો કાત્યાયન અને યાજ્ઞવલ્ક્ય ૨/૧૩૫ પર મિતાક્ષરાએ નોંધેલ નારદમાં દર્શાવેલા છે. કાત્યાયન કહે છે કે, પોષિત, નોકરો ને મરનારનું ક્રિયાખર્ચ જતાં જે બાકી રહે તેવી બીનવારસી મીલકત ખાલસા થાય છે. મીતાક્ષાર આ ઉપરથી કહે છે કે, રાજાએ મરનારની સ્રીની ખોરાકી પોશાકી પૂરી કરવી. નારદ કહે છે કે, બ્રાહ્મણ સિવાય જે વ્યક્તિ બીનવારસી અવસાન પામે તેની સ્રીને રાજાએ ખોરાકી પોશાકી આપવી. મીતાક્ષર પ્રમાણે યોષીત્ અને સ્રી બન્ને શબ્દો અવરૂદ્ધા સ્રી માટે જ વપરાયલા છે. પરણેતર પત્ની માટે એ શબ્દો વપરાયલા નથી. એટલે મિતાક્ષર પ્રમાણે ફક્ત અવરૂદ્ધા સ્રીને જ ખોરાકી પોશાકી મળે : ભુજીષ્યા, સ્વૈરિણી વગેરેને ન મળે. યાજ્ઞવલ્ક્ય ૨ શ્લોક ૨૯૦માં અવરૂદ્ધા સ્રીની વ્યાખ્યા આપવામાં આવી છે. 'ભુજીષ્યા' કરતાં 'અવરૂદ્ધા સ્રી' નો પ્રકાર જ જુદો છે. ૨૯૦મા શ્લોકમાં અવરૂદ્ધા, ભુજીષ્યા અને સ્વૈરિણી એવી ત્રણ પ્રકારની સ્રીઓ સાથે જારકર્મ કરવા બદલ દંડની શિક્ષા ઠરાવેલી છે, પરંતુ એ પ્રકારની સ્રી-ઓની ખોરાકી પોશાકીના પ્રશ્ન વિષે કશો જ ઉલ્લેખ નથી. અવિભાજ્ય વસ્તુઓ માટે યાજ્ઞવલ્ક્ય ૨ શ્લોક ૧૧૯માં મીતાક્ષર મનુ ૯ શ્લોક ૨૧૯ ટાંકે છે કે, વસ્રો, વાહનો, અલંકારો, રાંધેલું અનાજ, પાણી, સ્રીઓ વગેરે અવિભાજ્ય છે. 'સ્રીઓ' એટલે 'દાસીઓ' એમ મીતાક્ષરનું કહેવું છે. સ્રી-ઓની એકી સંખ્યા હોય તો સ્રીની કીંમત ગણી વિભાગ પાડવા નહિ, પણ એવી સ્રી પાસે વારા ફરતી બન્ને પક્ષનું કામ કરાવવાનું ઠરાવેલ છે. પરંતુ પિતાની સ્વૈરિણી એવી

૬ (૧૮૭૫) ઇન્ડિયન લૉ રિપોર્ટ્સ ૧ બોમ્બે ૯૩
૭ (૧૮૮૭) ઇન્ડિયન લૉ રિપોર્ટ્સ ૧૨ બોમ્બે ૨૬
૮ (૧૯૧૦) ૩૩ મદ્રાસ લૉ જર્નલ પાનું ૪૪૫
૯ (૧૯૨૫) ઇંડિયન લૉ રિપોર્ટ્સ ૪૯ મદ્રાસ ૮૦૫
૧૦ (૧૯૩૦) ૩૩ બોમ્બે લૉ રિપોર્ટ્સ પાનુ ૨૮૯
૧૧ (૧૯૨૯) ઓલ ઇંડિયા રિપોર્ટ્સ નાગપુર પાનુ ૨૭

અવરૂદ્ધા હોય તો તે ગમે તે સંખ્યામાં હોય છતાં પુત્રોએ વહેંચી લેવાની નથી. તેના ટેકામાં મીતાક્ષર ગૌતમ ૨૮ શ્લોક ૪૭ ટાંકે છે. એમાં પણ ખોરાકી પોશાકી માટે કશો જ ઉલ્લેખ નથી. વહેંચણી કરતી વખતે દાસીઓ વહેંચી લેવાય કે નહિ, એટલો જ પ્રશ્ન ચર્ચાયો છે; ને મીતાક્ષર કહે છે કે, દાસીઓ જો અવરૂદ્ધા સ્ત્રી જેવી હોય તો તેમની વહેંચણી કરવાની નથી, અને તેમની પાસે કામ પણ લેવાનું નથી. યાજ્ઞવલ્ક્ય ૨ શ્લોક ૨૯૦ પ્રમાણે મીતાક્ષર અવરૂદ્ધા, ભુજીષ્યા અને સ્વૈરિણી સ્ત્રીમાં સ્પષ્ટ રીતે ભિન્નતા છે એમ જણાવે છે, જ્યારે યાજ્ઞવલ્ક્ય ૨ શ્લોક ૧૧૯ માં अवरुद्धासु स्त्रिषु स्वैरिण्याद्याः વગેરે કશો જ ભેદભાવ દાખવતા નથી. એટલે પિતાની અવરૂદ્ધા કે સ્વૈરિણી સ્ત્રી હોય તેની વહેંચણી થઇ શકે નહિ. स्वैरिण्याद्याः પછી च અધ્યાહાર છે એમ ગણી લેવાનું છે. પરંતુ મીતાક્ષર અવરૂદ્ધામાં સ્વૈરિણીનો સમાવેશ કરે છે એમ માનવાનું નથી.

શ્લોક ૨૯૦ પ્રમાણે 'અવરૂદ્ધા' અને 'ભુજીષ્યા' શબ્દો 'દાસી' સાથે જાય છે यदा दास्य अवरुद्धा भुजिष्या–वा भवेद्गुत्तदा। મીતાક્ષર પ્રમાણે-જે દાસીઓને અન્ય જોડે સહચાર કરવાની મનાઇ હોય તે અવરૂદ્ધા ગણાય. તેથી જ તેમને ઘરમાં જ રહેવાનું ફરમાન છે. જ્યારે ભુજીષ્યાને કેટલીક ચોકકસ વ્યક્તિઓ સાથે સહચાર કરવાની જ મનાઇ છે. એટલે ભુજીષ્યાને સ્વામીના ઘરમાં જ રહેવું એવો આદેશ નથી. અવરૂદ્ધાને સ્વામી સિવાય અન્ય સાથે સહચાર સાધવાની મનાઇ છે જ્યારે ભુજીષ્યાને તેવી મનાઇ નથી. પરંતુ કદાચ કુટુંબની અમુક વ્યક્તિઓ સાથે જ સહચાર સાધવાની મનાઇ હશે. એકલા સ્વામી સાથે જ સહચાર રાખવો એવું ભુજીષ્યાને બંધન નથી. હવે હિંદમાંથી સૈકા પહેલાં–ગુલામી નાબુદ થઇ છે એટલે દાસીનો અર્થ 'રખાત'—'ગુલામ સ્ત્રી' નહિ. બાઇ નાગુબાઇ વિરૂદ્ધ બાઇ મોંઘીબાઇના પ્રીવી કાઉન્સીલના ફેંસલા મુજબ અવરૂદ્ધા સ્ત્રી સ્વામીના મકાનમાં જ વસવાટ કરવા બંધાયેલી નથી, પરંતુ સહચાર તો એકલા સ્વામી સાથે જ રાખવાનો છે. ભુજીષ્યાને એવું બંધન નથી. ૨૯૦માં શ્લોકમાં જાર કર્મ માટે દંડનો ઉલ્લેખ કરતાં ત્રણે પ્રકારની સ્ત્રીઓને સાથે વર્ણવી છે, તેથી એ ત્રણે પ્રકારની સ્ત્રીઓને ખોરાકી પોષાકીના સરખા હકો છે એમ માની લેવાનું નથી. આ મુકર્દમામાં ખોરાકી પોષાકી માગનાર સ્ત્રી વિજ્ઞાનેશ્વરે આપેલી મનુની વ્યાખ્યા મુજબ 'સ્વૈરિણી' છે, ને 'સ્વૈરિણી' 'અવરૂદ્ધા' સ્ત્રી નથી; ને મીતાક્ષર પ્રમાણે એકલી અવરૂદ્ધા સ્ત્રીને જ ખોરાકી પોષાકી માગવાનો જ હક રહે છે.

યાજ્ઞવલ્ક્ય ૨ શ્લોક ૨૯૦ માં મીતાક્ષરે અવરૂદ્ધા અને ભુજીષ્યા સ્ત્રીની જે વ્યાખ્યા આપી છે તે માટે બાલમભટ્ટી વળી જુદું જ કહે છે. અવરૂદ્ધા સ્ત્રીએ અન્ય સાથે સહચાર સાધવાનો નથી, એટલું જ નહિ, પણ સ્વામી સાથે પણ સહચાર કરવાનો નથી. આથી તો આજસુધી સમજાયલો અવરૂદ્ધા સ્ત્રીનો અર્થ જ પલટાઇ જાય. બાલમભટ્ટી પ્રમાણે ભુજીષ્યા स्वामिमित्रः છે એટલે સ્વામી સિવાય બીજા સાથે જ સહચાર કરી શકે. એટલે ભુજીષ્યા અવરૂદ્ધા સ્ત્રી કહી શકાય જ નહિ, ને સ્વૈરિણી તો અવરૂદ્ધા સ્ત્રી હોઇ જ શકે નહિ. મીતાક્ષર અવરૂદ્ધા ને ભુજીષ્યા માટે જુદી જુદી વ્યાખ્યા આપે છે: ખરી રીતે બન્ને સ્ત્રીઓના પ્રકાર જુદા જ છે. (ચાલુ)

# માબાપોને મુંઝવતા પ્રશ્નો

*

પ્રશ્નઃ—રહી રહીને થાકું તોય છ તો ભીંતો ચીતરવાનાં જ. ઘરમાં દેર જેઠનાં અને મારાં-એમ તેવતેવડાં ચાર છ બાળકોનો એ ધંધો અટકતો જ નથી. દીવાનખાનાની સુંદર ભીંતોનેય ચીતરીને બગાડે છે. ઘરમાં એકે ભીંત એવી નથી રહી કે જેને બાળકોએ બિલાડાં ચીતર્યાં વગરની બાકી રાખી હોય! શાળામાં જતાં થયાં તે પહેલાંય પણ કોલસા કે ઠીંકરાના ટકડા વતી લીંટા કાઢી ભીંતો બગાડતાં. અને હવે ટાંટાટપેડાં અક્ષરો લખીને ભીંતો શોભાવે છે. ઘણુંય વારીએ છીએ, પણ માને જ કોણ? મોટેરાં સૌ કોઈ ચીતરતાં દેખે કે ઠપકો દે. તો કહેશેઃ 'હવે નહિ કરીએ' પણ બીજા જ દિવસે કોઈને કોઈ જગાએ નવું ચીતરામણ થયું જ છે! બાળકોની આ આળવીંતરાઈને કેમ ટાળવી?

જવાબઃ—ઘરની ભીંતો ગમે તેવા લપેડા કે બિલાડાં ચીતરીને બાળકો બગાડે છે એ ફરિયાદ ઘણાં ઘરોની છે. અને આ વિકૃતિ વધીને મોટપણે ભારે ખરાબ સ્વરૂપમાં દેખા દેતી માલૂમ પડે છે. ધર્મશાળા, મંદિરો, સભાગૃહો, ઐતિહાસિક તેમજ હવાખાવાનાં સ્થળો વગેરે જાહેર સ્થાનોએ જોવા મળતાં લખાણો એ બાળપણમાં ચાલતા ભીંત-ચીતરામણના આગળ વધેલા પ્રયોગો છે; આ આગળ વધેલા પ્રયોગોમાં પછી તો લખનારની મનની આગળ વધેલી વિકૃતિઓ પણ ભળેલી હોય છે! એટલે એ પ્રયોગોને સમાજના માનસના પ્રદર્શન રૂપે પ્રગટ થયાં જ કહેવાયને?

આના મૂળ ઘણાં ઊંડાં હોય છે. બાળક પોતાની સ્પર્શેન્દ્રિય વડે જ્ઞાન મેળવવાના પ્રયત્નોમાં આગળ વધે છે તેમતેમ તે પોતાનાં હાથનો ઉપયોગ વધુ ને વધું કરતું જાય છે. હાથને તાલીમ આપવાની અને જાતને વ્યક્ત કરવાની પ્રેરણા સ્વાભાવિક રીતે તેને લીંટા કાઢવાની ક્રિયા તરફ લઈ જાય છે. આ સમયે જો તેને યોગ્ય એવાં સાધનો તેના હાથમાં વાપરવા સારુ મળે તો તેની ક્રિયા સ્વાભાવિક રીતે આગળ વધે અને તેને હાથની ક્રિયાશક્તિને ખીલવવાની તક પણ મળે જ. બાલમંદિરની રમતોમાં તેને આવી તાલીમ અને ક્રિયાશક્તિને વ્યવહારમાં લાવવાની તક મળી જાય છે, પણ આપણાં ઘરોમાં એ માટે કાંઈ વિચાર સરખો પણ આપણે કરતાં નથી. એથી બાળક જે કાંઈ હાથે ચડે છે તે વડે ભીંત પર પોતાના સળવળતા હાથ અજમાવે છે. એ સિવાય તેની પાસે બીજો માર્ગ પણ શો છે? લીંટી કાઢવા, ચીતરવું-અને શાળામાં પ્રવેશ કરી ચૂકેલું બાળક લખતું થાય ત્યારે-અને બિલાડાં તાણવાં, એ બધું ક્રમિક યોજના સરખું એક રીતે તો ઘરોઘરમાં બનતું હોય છે.

આના ઉકેલ માટે તો ઘરમાં એવી રમતોની યોજના બાળક પાસે ધરવી કે જેથી બાળકને તેના હાથનો આ રીતે ઉપયોગ કરતાં કરતાં તેને આવશ્યક એવી હાથની-ક્રિયાશક્તિને મોકળી મૂકવાની તક મળે અને એ વડે તેને તાલીમ પણ મળે. માટીકામ, કાગળ કાતરવાનું, પાટી કે કાગળ પર લીંટા કાઢવાનું એવી પ્રવૃત્તિઓ બાળકને મળે તો બાળક ભીંતને ચીતરવાને બદલે પોતાની જાતને આ પ્રવૃત્તિઓ દ્વારા વ્યક્ત કરશે.

બાળક લીંટા કાઢીને, ચીતરીને કે લખવાની અંતઃપ્રેરણાથી લખવા માંડીને ભીંતને શણગારે છે ત્યારે આપણે તેને વારીને-ટાળીએ છીએ, તેને બદલે તેને આ પ્રવૃત્તિઓને મુક્તપણે

ચલાવવાનાં સાધનો આપીએ તો ભીંત ચીતરવાનો પ્રશ્ન ઉકલી જશે.

**પ્રશ્ન**:—મારો દીકરો ચાર વર્ષનો થવા આવ્યો તો પણ રમતાં રમતાં ધૂળ કે માટી ખાવાનું ચૂકતો નથી. આઠ દશ મહિનાનો થયો ત્યારથી તેને ભોંયે જીભ અડકાડીને ચાટવાની આદત પડેલી. પછી ચાલતા શીખ્યો એટલે ફરતો ફરતો દીવાલ પણ ચાટવા લાગ્યો અને કોલસો, માટી કે ચાક જેવું હાથ ચડી જાય તો કરડ કરડ સ્વાદભર્યો ખાઇ જાય છે! અમે કોઇ દેખી જઇએ તો થૂ થૂ કરતો થૂંકી દે ખરો, પણ કોઇ ન દેખે તેવો લાગ મળ્યે આવું આવું શોધી પણ લાવે અને ખાય. આમ આ ટેવથી તેનું પેટ ઠીક રહેતું નથી અને અવારનવાર ઝાડા પણ થઇ આવે છે. ઝાડામાં માટી, ધૂળ, કોલસા જેવા પદાર્થો જોઇએ ત્યારે ભાઇએ ઘણું બધું ખાઇ લીધું છે તેની ખબર પડે છે! આ માટે કરવું શું?

**જવાબ**:—બાળકનાં વધતાં શરીરને જરૂરી એવા ચેતન ક્ષારો (Organic salts)ની ખામી તેના ખોરાકમાં રહે છે ત્યારે એ ક્ષારો મેળવવાની સ્વાભાવિક એવી પ્રેરણામાંથી તેને માટી, કોલસા, ચાક, રેતી વગેરેમાં રહેલા નિર્જીવ સારો (Inorganic Salts) તરફનું આકર્ષણ થાય છે. માતાના ધાવણમાં ચૂનો, લોહ, પોટેસિયમ વગેરે ક્ષારોની ઉણપ તેનામાં આ ભૂખ જગવે છે. એ ખામી આવા અચેતન ક્ષારો વડે પૂરી તો ક્યાંથી શકાય? બલ્કે એથી તો બાળકના પેટમાં નિર્જીવ અને નુકસાન કરે એવા પદાર્થો જાય છે અને તેની તબિયતને હાનિ કરે છે. અને આથી તેના શરીરના વિકાસમાં ખામી રહે છે.

એટલે પ્રથમ તો બાળકના પોષણનો વિચાર, આ ટેવ ટાળવા માટે, કરવો જોઇએ. ધાવણમાં પૂરતાં તત્ત્વો જળવાય તેવો ખોરાક માતાએ લેવો જોઇશે; અને બાળક ખાતું થયા પછી પણ તેના ખોરાકની યોજના એવી હોવી જોઇશે કે જેથી તેના પોષણ અને શરીરવિકાસમાં રહેલી ખામી સમારી શકાય. ચૂનો, લોહ, સોડિયમ વગેરે ક્ષારો તેને પૂરતા પ્રમાણમાં મળી રહે તેમ કરવું જોઇશે. પછી તેને પડેલી ટેવ માટે જાગ્રત રહીને તેને એ માર્ગેથી વાળવો રહેશે. પૂરતા પ્રમાણમાં શરીરને જોઇતા ક્ષારો તેને મળવા લાગ્યા હશે એટલે એને વરતાતી એક પ્રકારની ભૂખ (craving) તો તરત જવા લાગશે. પછી તો પડેલી આદત ટાળવાનો સવાલ માત્ર રહેશે. તમારા બાળકની ઉંમર જેવડાં બાળકોને તો તેની આ ટેવ વિષે વાતચીતદ્વારા—તે વિષેના ગુણદોષ કહીને—તે તરફનો અણગમો દર્શાવીને, તેનું ધ્યાન ખેંચી શકાય અને તેને તેના નુકશાન માટે જાગ્રત બનાવવાના પ્રયત્નો કરી શકાય. પણ તેમાં એટલું ધ્યાનમાં રહેવું ઘટે, કે તેની આ ટેવ માટે ઘરમાં કોઇ મોટેરું તેના પર ચીડાઇને કે તેને ઠપકો આપીને તે ટાળવાનો પ્રયત્ન ન કરે. આમ તેના મનને આળું બનાવીને તેની આ ટેવ છોડાવી નહિ શકાય.

આપણે ત્યાં ઘણી સગર્ભા સ્ત્રીઓને પણ સગર્ભાવસ્થામાં થતા અભાવામાં માટી ખાવાનો 'ભાવ' થાય છે! આ ટેવ ઉપર કહ્યું તેમ સગર્ભાને બાળકના ધાવણ અને પોષણ માટે તેણે લેવાં જોઇતાં સુયોગ્ય આહારનાં તત્ત્વોના અભાવે પડેલી હોય છે. અજ્ઞાન સ્ત્રીઓ આ તલપને સ્વાભાવિક સમજે છે!

*

## નવાં પુસ્તકો : સ્વીકાર

નીચેનાં પુસ્તકો આ માસમાં મળ્યાં છે

**જીવનશોધન** : (લેખક : શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા. પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ. (ચોથી આવૃત્તિ) અઢી રૂપિયા.

# પૂછપરછ

**મારાં** સાસુ મને રોજ મારા બાળકને અફીણવાળી બાળાગોળીઓ આપવા માટે આગ્રહ કરે છે. મારા પતિ એનાથી વિરૂદ્ધ છે, છતાં છાનીરીતે બાળાગોળી બાબાને કરાવવા માટે જીકર કર્યા વગર મારાં સાસુ રહેતાં નથી. એમનો પ્રમાણીક મત એવો છે કે, અફીણ બાળકને નડતું નથી. તેમણે તેમનાં દરેક બાળકોને અફીણ આપીને જ ઉછેર્યાં છે. અમારો મત અફીણ વગરની કડવાશની સોગઠી આપવાનો છે. તો એ બાબતમાં તમારો મત શો છે એ જણાવશો અને બાળાગોળી તથા બાળરક્ષક સોગઠીનો નુસ્ખો પણ જણાવજો.

—હરસુતાબહેન

પહેલાંનો જુનો જમાનો એક વખત એવો હતો અને એમ મનાતું કે, બાળકને મોટું બનાવવા માટે અને ખૂબ બાળપ લે અને નિરાંતે ઊંઘે એ માટે અફીણવાળી બાળાગોળીઓ કરાવવી જ જોઇએ. જમાનાનાં ઘરડાં–માજીઓ તો અફીણવાળી બાળાગોળીઓ દેવા માટે બાળકને દુરાગ્રહ કરવાનાં જ; પરંતુ ખરી હકીકત એ છે કે, હવે દરેક બાળકને અફીણ કે અફીણ-મિશ્રિત બનાવટો અનુકૂળ આવતી નથી. માટે વિચાર કર્યા વગર, કે તજ્જ્ઞ નિષ્ણાતના અભિપ્રાય વગરે, આંખો મીંચીને અફીણવાળી બાળાગોળીઓ દેવી એ યોગ્ય નથી.

પૂર્વે આપણે ત્યાં સ્ત્રીઓનો મધુરતાજન્ય ખોરાક મુખ્યત્વે હતો. મધુર રસપ્રધાન ખોરાકથી ધાવણ પુષ્કળ આવે. એમાં પોષક અને માદકતત્વો પણ ભરપુર હોય, છતાં મહેનતુ સ્ત્રીઓનું ધાવણ નિરોગી પણ હોય ઉપરાંત જન્મથી જ બાળક પ્રબળ અને પ્રદીપ્ત જઠરાગ્નિ મેળવીને આવેલ હોય, એટલે માતાના પૌષ્ટિક ધાવણ ઉપરાંત બહારનું દુધ પણ માતા પાય અને બાળક પી શકે. ખૂબ દુધ પીનાર બાળકને અને ખુલ્લાસાબંધ ઝાડો સહેલાઇથી આવી જનાર બાળકને અફીણ કે અફીણવાળી બાળાગોળી અને એની બનાવટો માફકઆવી જતી. ઉલટું અનાથી ખૂબ દુધ પીવાતું પચતું અને છતાં પેટ સાફ અને નિયમિત બાળકનું રહેતું અને બાળક ઉંઘ્યા કરે. બાળપ લે. એટલે વૃદ્ધોનો અનુભવ પણ સાચો છે, ખોટો નથી. પણ અત્યારે આપણા આહાર–વિહારના પરિણામે આપણી પદ્ધતિ અને આપણી પ્રજાની પ્રવૃત્તિમાં પ્રાયઃ પરિવર્તન થઇ ગયું છે. એને પરીણામે, આંધળીયાં કરીને જુના જમાના પેઠે અફીણ બાળકને આપવું યોગ્ય નથી. છતાં અત્યારે પણ કોઇ કોઇ બાળકો એવાં પણ જોવામાં આવ્યાં છે કે, જેમને અફીણ માફક આવે, ફાયદો કરે અને કશું નુકશાન ન થાય. દવા તરીકે સમજીને નિદાન કરીને અફીણવાળી બાળાગોળી હોવાથી નુકશાન ન જ થાય એવો એકાંતવાદ કે સિદ્ધાંત સ્થાપિત કરવો વાજબી નથી.

ખુબ પૌષ્ટિક ધાવણ આવતું હોય એવી માતાનાં સ્થુલ અને પેટ સાફ રહેતું હોય એવાં ખૂબ દુધ પી જનારાં બાબડીઆં બાળકોને બાળાગોળી અફીણવાળી બરાબર સદી જાય છે.

એટલે અત્યારે પણ આવી પરિસ્થિતિ અને શારીરિક સ્થિતિમાં ઉછરનાર બાળકને અફીણ-વાળી બાળાગોળી, માફક આવી જાય છે અને ફાયદો કરે છે. માટે અફીણ કે બાળાગોળી આપવામાં હરકત નથી. એક જ માબાપનાં ઘણાં બાળકો પૈકી કેટલાંકને અફીણ ફાવી જાય છે અને કેટલાકને નથી ફાવતું, એવું અત્યારે જોવામાં આવે છે.

પણ હવે તો એથી ઉલટી હકીકત છે. માતાનું ધાવણ અલ્પ, પોષણ તત્વોથી રહિત અને રૂક્ષ તેમજ કબજીઆત કરનારૂં હોય છે. બાળક પણ જન્મથી મંદાગ્નિ અને પેટનો રોગ વારસામાં લઇને આવે છે અને પુષ્ટ હોવાને બદલે કૃશ હોય છે અને કબજીઆતવાળું હોય છે. આવી પ્રકૃતિમાં અફીણ હાનિકારક છે. મારા

પરિચિત મિત્રોમાં ઘણા એવા છે કે, જેમના બાળકો પૈકી કેટલાંકને અફીણુ માફક આવે છે અને કેટલાંકને નુકશાન કરે છે. કૃશ, ભરાઈજવાની આદતવાળાં અને કબજીઆતવાળાં બાળકોને અફીણુ પ્રતિકુળ પડે છે. આવાં બાળકોને કદી પણ અફીણુ કે અફીણુવાળી બનાવટ ન આપવી. ઘણીવાર તો કબજીઆતને લીધે ચુંક આવતી હોય, એને લીધે રડયા કરતું હોય એને ઘેનમાં પાડવા કે ઊંઘાડવા અફીણુનો પ્રયોગ થાય છે. એથી બાળક ઊંઘતું જ નથી, પણ ઉલટું વધારે બીમાર પડે છે. આવી પરિસ્થિતિમાં અફીણુ કે બાળાગોળી ન દેતાં બાળરક્ષક સોગઠી અથવા કડવાણી વાળી દવા પાવી હિતકારક છે.

છતાં ઉપર વર્ણવેલી પ્રકૃતિવાળાં બાળકોને અફીણુવાળી બાળગોળી અપાય છે. તમારા બાબાને તો અફીણુ નહીં જ માફક આવે, માટે આપવાની જરૂર નથી. એટલે બાળસોગઠીનો પાઠ પહેલાં લખી, અન્ય બાળકોને ઉપયોગી થાય એટલા માટે શાસ્ત્રીય બાળાગોળીઓનો પાઠ કે બીજાં ઔષધો સાથે અફીણુ મેળવવાથી નુકશાન કરે નહીં એવો પાઠ લખું છું.

બાળરક્ષક સોગઠી બનાવવાનો નુસ્ખો. વાવડીંગ, વાપુભાં, સંચળ, ઇદ્રજવ, કરીઆતાની પાંદડી, સુંઠ, હરડેની છાલ, ડેકામારી, બાળવજ, જાયફળ, જાવંત્રી, પિત્તપાપડો, કડુ, કાળીજીરી, કાયકાનાં બીજ, કક્ષંબો, અતવખની કળી, એળીયો, રેવંચીનો શીરો, મરડાશીંગી, મંડૂરભસ્મ, ગોદંતી ભસ્મ દરેક સરખે વજને લઈ, ખાંડી, ઝીણા લુગડે, ચાળી નાંખી, ગુલાબજળમાં ત્રણ દિવસ ઘુંટી, સોપારી જેવડા પ્રમાણથી સોગઠીની આકૃતિ જેમ બનાવી, છાંયે સુકવી, ડબી ભરી રાખવી. એમાંથી સવાર સાંજ પાણીમાં ઘસી એનો ઘસારો પાવો. એનાથી પેટ સાફ રહે છે. બાળક ચુંકાતું નથી અને ધાવણુ તથા દુધ પચે છે. શાસ્ત્રીય બાળગોળી અફીણુવાળી—જાયફળ, શુદ્ધ હીંગળો, કેસર, ગોરોચંદન સાચું, જાવંત્રી, છીરૂં, ઇદ્રજવ, કેરીની ગોટલી, સુંઠ, લવીંગ, તીખાં, બીલીનો ગરભ, ચણકબાબા, કડાછાલ, અતિવિષની કળી, બોડી અજમોદ, સાકર વગેરે દરેક ૦। તોલો અને અફીણુ ૦।। ભાર લેવું. પ્રથમ ઓસડીયાં ખારણીમાં ખાંડી, ઝીણા લુગડે ચાળી લેવાં અને કેસર, શુદ્ધ હીંગળો, ગોરોચંદન તથા અફીણુ જુદાં કાઢી લેવાં. પ્રથમ અફીણુ ને ખરલમાં પાણી નાંખી કસુંબો કરવો. એ તૈયાર થયા પછી કેસર, હીંગળો શુદ્ધ, તથા ગોરોચંદન નાંખી એકત્ર કરી, બાકીનાં ઓષડીયાં નાંખી, એક દિવસ ઘુંટીને મગ જેવડી ગોળીઓ બનાવી છાંયે સુકવી દેવી. એમાંથી તદન નાના બાળકને એક ગોળી ધાવણમાં ઘુંટીને આપવી. બાળકની ઉમ્મર મોટી થાય એમ પછી જરૂર લાગે તો બબ્બે આપવી. વધુમાં વધુ ચાર સુધી અપાય. પણ જો એકથી ચાલે તો વધુ દેવાની જરૂર નથી, એ ખાસ યાદ રાખવું. વળી એક મહીનાથી નાના બાળકને આપવી જ નહિ. બાળક મહીના દોઢમહીનાનું થાય પછી જ શરૂ કરવી.

આ બાળાગોળીઓથી નુકશાન થતું નથી, તેમજ બાળકને માફક પણ આવી જાય છે. શરદી પણ લાગતી નથી. પણ આ બાળાગોળી દેતાં પહેલાં અફીણુ માફક આવનારી પ્રકૃતિ છે કે નહીં, એનો નિર્ણય કરી લેવાની ખાસ જરૂર હોય છે.

ઘણાં બાળકોને સવારે સોગઠી ઘસીને પાવાથી અને સાંજે બાળાગોળી આપવાથી પણ તંદુરસ્તી સારી રહે છે. બેઉ પ્રયોગો એક સાથે પણ આપી શકાય છે.

વુળી નબળાં બાળકોને આ અંકમાં જ આપેલો કુમાર કલ્યાણ રસ બહુ જ ફાયદાકારક નીવડે છે, એ બાળકોનું અમૃત છે એમ કહી શકાય. બાલશોષમાં પણ આ કુમાર કલ્યાણરસની ગોળીઓ વાપરવાથી બહુ લાભ થાય છે. ગતાંકમાં શરતચૂકથી બાલશોષના લેખમાં આ કુમાર કલ્યાણરસ સૂચવવાનું રહી ગયેલો એ અહીં આપેલ છે. *

આપના કારતક માહનાના અંકમાં જે બહેને પૂછ્યું તેવો જ પ્રશ્ન મારો પણ છે. મને કમરના નીચેના ભાગમાં મેદ બહુ વધી ગયો છે. મારે એક નાનું બાળક ચાર મહિનાનું છે. તે આવ્યા પછી મેં લગભગ દોઢ મહિનો પેટે પાટા બાંધ્યા હતા, છતાં પેટ વગેરે પર મેદ વધી ગયો છે. તો તેના ઉપાય આપે બતાવ્યા છે તે પ્રમાણે શરૂ કર્યાં છે. વળી 'બાળશોષ'માં આપ માત્ર મહાયોગરાજ ગુગળની ગોળીઓ બતાવો છો અને પુછપરછમાં સુવર્ણયુક્ત મહાયોગરાજ ગુગળની ગોળીઓ બતાવો છો. તો તેમાં વધારે ફાયદાકારક કઇ ગોળીઓ છે તે મહેરબાની કરીને બતાવશો અને આ સિવાય બીજા કાંઇ ખાવાપિવાના ઉપાયો હોય તો ખાસ બતાવશો.

બીજો પ્રશ્ન એ છે કે—

મારું બાળક ધાવણું છે. પણ મને પુરતું ધાવણ આવતું નથી. અને એને ઉપરનું દુધ આપવું પડે છે. બાળક જરા નબળું છે. એને ઉપરનાં દુધમાં જે તત્ત્વો જોઇએ તે મળતા નથી. આપ જો ધાવણ વધારવાના ઉપાયો બતાવશો તો મહેરબાની થશે.

મેં એવું સાંભળ્યું છે કે, બાળકને કડવાટની સાથે જરા સોનું ઘસીને આપવાથી બાળકની તંદુરસ્તી વધે છે; તો એ વાત સાચી છે? અને જો સાચી હોય તો કેટલા સોનાના ઘસારા બાળકને આપવા જોઇએ અને કેટલી ઉંમર સુધી વગેરે લખી જણાવશો. **—અનસુયાબહેન.**

મેદ માટે સુવર્ણયુક્ત મહાયોગરાજ ગુગળ વધારે ઉપયોગી છે. એ વધારે ખરચાળ છે અને મહાયોગરાજ ગુગળની કીંમત ઓછી છે. એથી મેદ ઘટાડવા માટે વાપરી શકાય છે. પણ વધુ ગુણકારક સુવર્ણયુક્ત મહાયોગરાજ ગુગળ છે. એ સિવાય બીજા ઉપાયો કારતક માસના અંકમાં પુછપરછ વિભાગમાં જણાવ્યા છે. તે અને એમાં સૂચવેલ પથ્યવિધાન એનું અવલંબન કરવાથી જરૂર વધેલ પેડુ અને મેદ વૃદ્ધિ દૂર થઇ જશે.

ધાવણ ઓછું આવવાના કારણોમાં શારીરિક નબળો બાંધો, મરચાં, ખટાસ, કઢી, ફરસાણ વગેરે પોષણ વગરના પદાર્થોનું અતિસેવન. સગર્ભાવસ્થા અને બાળક ધાવતું હોય ત્યારે પણ પુરુષ સહવાસ ઇત્યાદિ મુખ્ય છે. માટે બાદી-નાશક અને પૌષ્ટિક ખોરાક લેવો. ધાવણ વૃદ્ધિ માટે એ ખાસ જરૂરી છે અને બ્રહ્મચર્યનું પાલન કરવાની પહેલી ફરજ છે. ઉપરાંત દુધ-ઘી-માખણ અને મધુર ફળો ખાસ વધારે પ્રમાણમાં ખોરાક સાથે લેવાં જોઇએ. માખણ વાળી છાશ પણ ધાવણને વધારે છે. મરચાં વગર વઘારેલું લસણ ઘીમાં કે તેલમાં તળેલું ખાવાથી પણ વધુ ધાવણ આવે છે. ચોખા પણ ખેડા રાંધેલા (ઓસાવ્યા વિનાના) ખાવાની ટેવ પાડવી જોઇએ. ઉપરાંત નીચેના ઉપાયો કરવા. શતાવરી અને આસંધ બેઉ સમભાગે લઇ ખાંડી. વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તેની એક ડબ્બી ભરી રાખવી. એમાંથી સવારમાં ૦। ભારને આશરે એ ચૂર્ણ ૦। શેર કે ૦॥ શેર દુધમાં ઉકાળી સાકર નાંખીને પીવું. સિવાય બાલશોષના લેખમાં ગતાંકમાં બતાવેલ **સ્તન્ય સોધક કવાથ** પીવો, કે જેનાથી ધાવણ સુધરે. આ ઉકાળો અને શતાવરી આસંધના સેવનથી ધાવણ સુધરશે, પોષકતત્ત્વો વધશે અને નિરોગી ધાવણ આવશે. આ પ્રયોગો સ્તન્ય વર્ધક અને શોધક ગુણવાળા છે.

ઉપરના ઔષધોપચાર અને આહાર-વિહારથી જરૂર ધાવણ વધુ આવશે; છતાં દુધ આપવાની જરૂર જણાય તો બકરીનું તાજું દોહેલું દુધ આપવાથી બાળકને પચશે અને તંદુરસ્તી બગડવાનો સંભવ રહેશે નહીં બાળક એક વર્ષનું થયા પહેલાં ગાય કે ભેંસનું દુધ માફક નથી આવતું એવો અનુભવ થયો છે.

મેથીનો પ્રયોગ વાયુને હરનાર છે દીપન અને પાચન છે. સ્ત્રીઓના દર્દોમાં મેથી

ગુણકારક છે. વળી મેથીમાં લોટના ગુણો રહ્યા છે. એટલે પાંડુરોગને લાભકારક છે. જઠર અને આંતરડાંને સુધારે છે. આયુર્વેદમાં પણ મેદ ટાળવા માટે લોહભષ્મના ઘણાં પ્રયોગો છે. એટલે મેદ ઘટાડવામાં મેથીની થોડી ઘણી અસર છે. પણ મેદ દૂર કરવા માટે કારતક માસના અંકમાં બતાવ્યા પ્રમાણે આહારવિહાર વગેરેમાં ધરમૂળનું પરિવર્તન કર્યા વગર બીજા ઔષધોપચાર નકામા નીવડે છે. સગર્ભાવસ્થામાં આઠમો માસ અધુરે ત્યારે સ્ત્રીઓને મેથીના લાડુ તો ખાસ ખવરાવામાં આવે છે એમાં રહેલ લોહના ગુણો એ વખતે ગર્ભસ્થ બાળકને અને માતાને જરૂરી હોય છે. વળી સુવાવડ પછી પણ મેથીનો પ્રયોગ સ્ત્રીઓને બહુ જ ઉપયોગી છે. સુંવા અને મેથી તો આપણા દેશમાં સ્ત્રીઓને સુવાવડમાં આશીર્વાદ સમાન છે.

સુવર્ણ અલ્પપ્રસુત બાળકથી માંડીને આબાળવૃદ્ધને બહુ જ ગુણકારક છે. આયુર્વેદ તો ગળથુથીમાંથી સુવર્ણનો પ્રયોગ કરવાનું બાળકને ફરમાવે છે. બાળકને સોનું ઘસીને પાવા કરતાં સુવર્ણની ભષ્મ કે વરખ કોઈ દવાઓની સાથે મેળવીને આપવામાં આવે તો સારૂં એમ મારૂં માનવું છે. છતાં મધમાં કે ધાવણમાં અગર દુધમાં ઘસીને અપાય ખરૂં. કસોટીના પથ્થરની ખરલમાં ઉપર કહ્યું તેમ પાંચેક ઘસરકા ઘસીને પાયા હોય તો કાંઈ ખોટું નથી.

અથવા સોનાના વરખનું એક પાનું અધોળ મધમાં વાટી ખૂબ એકજીવ એક શીશીમાં ભરી લેવું. એમાંથી થોડું થોડું મધ ચટાડવું અથવા ચમચી ચમચી દુધમાં મધ નાંખીને પાવું. એક સોનાના વરખના પાનાંવાળું મધ એક મહીનો પહોંચાડવું. મધ સાથે સોનાના વરખ બરાબર મિશ્રણ થઇ જશે.બાળકને સોનું તરાવાની આ સહેલામાં સહેલી રીત છે.

પણ સૌથી સરસ તો આયુર્વેદમાં કુમારકલ્યાણરસની બનાવટ છે. એ બાળકને માટે બહુ ફાયદાકારક છે. પ્રતિષ્ઠિત ફાર્મસીઓમાં મળી શકે છે. એનો પાઠ નીચે મુજબ છે—

રસસિંદુર, સાચાં મોતીની પિષ્ટ, સુવર્ણ ભષ્મ, અભ્રકભષ્મ, લોહભષ્મ, અને સુવર્ણ માક્ષિકભષ્મ દરેક ૦ા ૦ા તોલો ખરલમાં મેળવી કુંવારના રસમાં એક દિવસ ઘુંટી મગ જેવડી ગોળીઓ બનાવી છાંયે સુકવી, શીશીમાં ભરી રાખવી. એમાંથી રોજ એક ગોળી ધાવણમાં કે મધમાં ઘુંટીને આપવાથી બાળકના દરેક રોગો મટે છે અને બાંધો મુજબ થાય છે.

*

સ્ત્રીજીવનના ગયા અંકમાં મેદ ઘટાડવાના ઉપાય બતાવ્યા છે. તેમાં અરણીના રસ ની ગોળીઓ કેવી રીતે બનાવવી તે જણાવ્યું નથી. તો તેની વિગત બતાવવા વિનંતી છે. વળી પેશાબની તકલીક નથી, તો ધૂપ લેવાથી ગેરફાયદો તો નહિ થાયને? —**રસીકાદેવી**

ગુપ્ત ભાગમાં મૂકવાની સ્ત્રીઓ માટે અરણીનાં રસમાં બનતી ગોળીઓનો નુસ્ખો નીચે પ્રમાણે છે.

ગંધીલો વજ, આંબા હળદર, મરડાસીંગી, વાયુંભાં, ચીમેડ, મેથી, અને સુવા તથા ઘીમાં તળેલાં કાંટાળીમાયાં.

ઉપર બતાવેલ આઠે ઓસડીયાં સરખે વજને લઇ, ખાંડી, ઝીણા લુગડેથી ચાળી, એક ખરલમાં નાંખી, અરણીના પાનમાં એક બે દિવસ ઘુંટી, પછી એમાં ફરીથી પાણીમાં અરણીનો રસ મેળવી રાબ જેવું ઢીલું કરી, કલાઇ દીધેલ વાટકીમાં નાખી, ચુલે મુકી, ગરમ કરી ફરી ખદખદાવવું. ગોળી વાળવા જેવું થાય ત્યારે ઉતારી પાછું ખરલમાં નાખી, થોડીવાર વાટી, એની સોપારી જેવડી કે મોટાં બોર જેવડી ગોળીઓ બનાવવી અને ઉપર થોડું પાતળા રૂનું એક પડ વીંટાળી છાંયે સુકવવી. એમાંથી રોજ રાત્રે સુતી વખતે યોનિમાર્ગમાં એક ગોળી મૂકી સુઇ જવું અને સવારે કાઢી લેવી. આ ગોળીઓ વાપરવાથી યોનિશુલ, પ્રદર વગેરે મટે છે અને—યોનિ સંકોચન થાય છે.

( અનુસંધાન પૃષ્ઠ. ૧૪૪ નીચે )

# સ્ત્રી-જગત  સમાચાર

મુંબઇ પ્રાંતની ધારાસભા માટે થાણા જીલ્લા દક્ષિણ વિભાગમાંથી શ્રીમતી ગોદાવરી પરૂળેકર કોમ્યુનીસ્ટ પક્ષ તરફથી ઉભા રહેવાનાં છે.

*

સુરત જીલ્લાના એરથાણના એક કડવા કણબી પોતાની ૪૫ વર્ષની ઉંમરે પત્ની અને ત્રણ સંતાન હોવા છતાં ઇચ્છાપુરની પંદર વર્ષની બાળા સાથે પરણવા તૈયાર થયા છે.

*

ઢાકાની કન્યાશાળાના પ્રિન્સીપાલે આઝાદ હિંદ ફોજ દિનના સરઘસમાં ભાગ લેનાર બાળાઓની સ્કોલરશીપો અટકાવી છે ને હોસ્ટેલમાં રહેતી બાળાઓને ટેસ્ટ પરીક્ષા પછી હોસ્ટેલ છોડી જવા કહ્યું છે.

*

પાટણના એક હિંદુ ગૃહસ્થની પંદર વર્ષની પુત્રી તેના મામાને ઘેર સુરતમાં રહેતી હતી ત્યાંથી તેને ફોસલાવી તેની સાથે નીકાહ કરવા છુપાવી રાખવા માટે ત્રણ મુસ્લીમોને સજા થઇ.

*

સામરમાં ધરતીકંપને કારણે ભારે ભરતી આવતાં મુંબઇ અને પરાંઓના સાગર કિંઠેથી ચાર સ્ત્રીઓ તણાઇ ગઇ.

હિંદમાં એક લશ્કરી નાચમાં હિંદી સેનાના મહિલાદળના સભ્યો હાજર હોવાથી ગૌરાંગ નૃત્યાંગનાઓએ નૃત્ય કરવાની ના કહી હતી. અને તેમને વિદાય કરવામાં આવ્યાં હતાં. આવા રંગભેદના કારણે હોહા થઈ છે.

*

સોનગઢમાં સૌ. કુમુદદેવી મહેન્દ્રનાથ વેદાલંકાર અને સુરતમાં સૌ. કિરણબહેન યાજ્ઞવલ્કય અગ્નિહોત્રીનાં યુવાન વયે અવસાન થયાં.

*

માટુંગામાં ,ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના આશ્રયે કુમારીકા સંઘની સભ્ય બહેનોની 'સ્ત્રી પુરૂષના સમાન હક્ક' ઉપર વક્તૃત્વ હરીફાઇ થઇ હતી.

*

કરમસદમાં રાત્રે દુધ પાઇને સુવાડેલ ત્રણ બાળકો (એક છોકરો ને બે છોકરી સવારમાં) મરી ગયેલાં માલુમ પડયાં. દૂધમાં ઝેરી તત્વો હોવાનું મનાય છે.

*

મુંબઇ ઇલાકા વીમેન્સ કાઉન્સીલના સભાસદોનો એટહોમને મેળાવડો વીલ્સન કોલેજમાં ચોપાટી પર યોજાયો હતો.

થોડા દિવસ પર લખનૌ રેડીઓ ઉપર બે છોકરીઓ નાનકડો પ્રોગ્રામ 'માઇક' ઉપર ચલાવતી હતી ત્યારે એક દારૂડીઆ ઓફીસરે ઇશારા કરવા માંડયા હતા અને એથી એક છોકરીએ ગભરાઇ જઇ ચીસો પાડવા માંડી. ઓફીસર એથી ચીડાઇ ગયો અને છોકરીને બહાર નીકળવા કહ્યું. છોકરી એટલી બધી બ્હી ગઇ કે બેભાન થઇ ગઇ.

સ્ટેશન ડાયરેક્ટરને ખબર આપતાં તે :આવી પહોંચ્યા અને છોકરીઓને પ્રોગ્રામ પૂરો કરવા કહ્યું. પણ છોકરીઓ એટલી બધી ગભરાઈ ગઇ હતી કે પોતાનું કામ પુરૂં કરવાની ના કહીને ચાલી ગઇ હતી.

*

કલકત્તાની સ્ત્રીઓની એક સભામાં શ્રી. સરોજીની નાયડુએ કહ્યું હતું કે, કોઇને પણ પોતાના પુત્ર પસંદ કરવાના હોય તો હું પોતે તો કેપ્ટન શાહનવાઝ, સહગલ અને લેફ. ધીલનને જ પુત્રો તરીકે પસંદ કરૂં.

*

સુરતના પારસી પ્રગતી મંડળ તરફથી બાળકોની તંદુરસ્તી હરીફાઇ અને બહેનોની વક્તૃત્વ હરીફાઈ રાખવામાં આવી છે.

સુરત સાર્વજનિક અસ્ક્ષ હાઇસ્કુલની શિક્ષિકાઓ રાજીનામા આપે છે. કદાચ પાર્ટ-ટાઇમ શિક્ષિકાઓને વધારે પગાર આપવા સામે વિરોધ તરીકે ૧૫ થી ૧૭ શિક્ષિકાઓ સમુહ રૂપે એકી સાથે રાજીનામું આપે એવો સંભવ છે.

*

સિંધ હૈદ્રાબાદમાં મળનારી અઢારમી અખિલ હિંદ મહિલા પરિષદની ચુંટણીમાં મતભેદ પડતાં શ્રીમતી વિદ્યા સુજાણે કુ. દેવી વીલારામનું ઉમેદવારી પત્રક ખોટું ઠરાવવા કોર્ટનો આ શ્ર ય લીધો હતો પણ સમાધાન થઇ જવાથી ચુંટણી થઇ શકી.

*

સાવંતવાડીના ના. મહારાણી સાહેબને હાથે મુ બઇ યુનિવર્સિટી કોન્વોકેશન હોલમાં પ્રદર્શન ખુલ્લુ મુકાયું હતું.

*

વીલેપારલે ગોકલીબાઈ હાઇસ્કુલનો વાર્ષિક ઉત્સવ લેડી ઠાકરશીના પ્રમુખપદે ઉજવાયો.

*

શ્રી. ઇન્દીરાબેન ત્રીવેદી આંકડાશાસ્ત્રના અભ્યાસ માટે વડોદરા રાજ્યના ખર્ચે વિલાયત જનાર છે.

*

ભાવનગર મહિલા વિદ્યાલયના મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા ભાવનગરના મહારાજા સાહેબના હાથે થઇ.

વડોદરા ભગીની સમાજનો રૌપ્ય મહોત્સવ મહારાણી શ્રી. શાન્તાદેવી ગાયકવાડના પ્રમુખપદે ઉજવાયો.

*

ક લ ક ત્તા માં ચીતરંજન સેવાસદનમાં પ્રસુતિગૃહ માટે એક વોર્ડ બીરલા કુટુંબ તરફથી અને બીજો વોર્ડ ગોએન્કા કુટુંબ તરફથી બંધાવી આપ્યા તેની ઉદ્‌ઘાટન ક્રિયા પંડિત જવાહરલાલ નહેરૂના હાથે થઇ.

*

મદ્રાસમાં મધ્યસ્થ ધારાસભા માટે શ્રીમતી અમ્મુ સ્વામીનાથન ચુંટાયાં.

*

કરાંચીમાં સગીર છોકરી ઉપર અત્યાચાર કરવાના ગુન્હા માટે એક કરોડપતિ વેપારી ગુલામહુસેન પ્રધાનને આઠવર્ષની સખત કેદની સજા થઇ.

*

કલકત્તાના શ્રીમતી લક્ષ્મીદેવી જગપાળ તરફથી જનરલ હોસ્પીટાલ અને વૈદકિય કોલેજ કરવા માટે જમીન અને રોકડ મળી આઠ લાખ અને માસિક એક હજારની ગ્રાંટ ત્યાંની સુધરાઇને આપવાનું જાહેર કર્યું છે.

*

વડોદરા રાજ્યના જાણીતા કોંગ્રેસ કાર્યકર શ્રીમતી ભાનુમતીબહેન આઝાદનું યુવાન વયે અવસાન થયું.

*

કચ્છ પરિષદ અંગે સ્ત્રીઓની એક સભા રાખવામાં આવી હતી તેમાં શ્રી. મૃદુલાબેન સારાભાઈ એ બહેનોને જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવા વિનંતી કરી હતી.

*

સીંધ ધારાસભાની બેઠક માટે કુમારી જેઠીબેન સીપાહી મલાની બીનહરીફ ચુંટાયાં.

*

કાઠિયાવાડની બહેનો માટે આંબલા (સોનગઢ)માં બહેનો માટે એક તાલીમ વર્ગ ખોલવામાં આવશે.

*

વડોદરા નરેશના જન્મ દિવસ પ્રસંગે રાજ્યમાં બનતી વસ્તુઓનું પ્રદર્શન ભરાશે. તેની વ્યવસ્થા માટે લેડી મીતરના પ્રમુખપદે એક સમીતી નીમાઇ છે

*

અમદાવાદની એક દાનવીર હરિજન બહેને પાવાગઢમાં હરિજનો માટે ધર્મશાળા બંધાવવી શરૂ કરી છે. તેનું ખાતમુહૂર્ત થઇ ગયું.

*

અમદાવાદમાં પંડિતજીની ચાલીમાં રહેતી મુસ્લીમ યુવતી અમીનાનું નાક કાપીને તેનો ધણી તે લઇને નાસી ગયો.

*

સીંધ હૈદ્રાબાદમાં અખીલ હિંદ મહિલા પરિષદનું અઢારમું અધિવેશન શ્રી. હંસાબહેન મહેતાના પ્રમુખપદે ભરાયું.

શ્રી. શરતબાબુની પુત્રી કુ. ગીતા બોઝનું લગ્ન શ્રી. શ્રી. અવનેન્દ્ર વિશ્વાસ સાથે થયું.

*

બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેમાં સ્ત્રી ઉતારૂઓની ટીકીટ તપાસવા સ્ત્રી-કલેક્ટરો રોકવામાં આવી છે.

*

પંજાબ ધારાસભા માટે બેગમ શાહનવાઝની સામે લાહોરની એક વેશ્યા ઉભી રહેનાર છે. શમશાહ બેગમના પ્રમુખપદે લાહોરની વેશ્યાઓની એક સભા મળી હતી ને તેમાં 'લીગે અમારી પાસે પૈસા લીધા હતા, અને અમારા હકોની રક્ષા માટે ખાતરી આપી હતી, પરંતુ એમ થયું નથી એટલે અમે બેગમ શાહનવાઝનો મુકાબલો કરીશું.' એમ કહેવાયુ હતું.

*

શકમંદ હાલતમાં ચોરીના મુદ્દામાલ સાથે પકડાયેલી જોધપુરની ચાર સ્ત્રીઓને એક અઠવાડીઆની સજા થઇ છે.

*

જાપાનના વડાપ્રધાન બેરન કાજુરો શીદેહારાએ પોતાની નીમણુંક થતાંની સાથે જ સ્ત્રીઓને પહેલી વાર મતાધિકાર આપવા જાહેરાત કરી.

*

અંકલેશ્વરના પ્રસુતિગૃહમાં એક મુસલીમ બાઇએ એકી સાથે ત્રણ બાળકોને જન્મ આપ્યો. ત્રણે તંદુરસ્ત છે.

ગામડામાં વસતી સ્ત્રીઓ અને બાળકોની સેવા કરી શકે તે માટે જરૂરી તાલીમ વર્ગ અમદાવાદમાં આ મહિને શરૂ થયો છે. તેમાં બંધન ન સ્વીકારનાર બહેનો પોતાના ખર્ચે દાખલ થઈ શકે છે.

*

ભરૂચ મ્યુનિસિપાલીટીએ મુંબઇના ગવર્નરને માનપત્ર આપ્યું તે સભામાં સુધરાઇના એક સભ્ય કુ. હેમલતાએ જાહેર વિરોધ દર્શાવ્યો. તેમની હિંમત માટે તેમને સર્વેએ ધન્યવાદ આપ્યો.

*

મુંબઇમાં સર કાવસજી જહાંગીર હોલમાં હિંદી વિમાનીઓના રંજન માટે નૃત્ય અને નાટય પ્રયોગોનો કાર્યક્રમ રખાયો હતો.

*

જળગાંવ ગુજરાતી મહિલા સમાજનો વાર્ષિક ઉત્સવ શ્રી. ગુલાબભાઇ રઘુનાથજી દેસાઇના પ્રમુખપદે ઉજવાયો. તેમાં સાથીઆની હરીફાઇ અને ગુંથણ પ્રદર્શન પણ રાખ્યાં હતાં.

*

બનારસ હિંદુ યુનિવર્સિટીએ કુ. કલ્યાણીદેવી નામની એક અબ્રાહ્મણ કન્યાને વેદનો અભ્યાસ કરાવવાની ના કહી.

*

માહીમમાં લક્ષ્મીબાઈ નામની યુવતી પ્રાયમસ ઉપર રાંધતા દાઝીને બળી મરી.

વડોદરામાં ચંચળ નામની બારૈયા યુવતીની લાશ ગોદડામાં બાંધેલી પોલીસને મળી આવી.

*

મેડમ મોન્ટેસોરી હવેથી હિંદમાં જ સ્થાઇ રહેવાનાં છે.

*

પારડીની અંગ્રેજી શાળાના અનાવીલ શિક્ષક શ્રી. મગનલાલ ગુલાબભાઇ દેસાઇએ તેમની પાસે ભણતી પારસી બાળા કુ. ડોલી સાથે આંતરજ્ઞાતિય લગ્ન કર્યાં.

*

દીલ્હીમાં છેલ્લી ચુંટણી પ્રસંગે કોંગ્રેસને મત આપવા પરદેનશીન બાનુંઓ ઉપરાંત ૭૨ વર્ષનાં બેવડાં વળી ગયેલ એક દાદીમા પુત્રી અને પૌત્રીઓનો ટેકો લઇને મત આપવા ગયાં હતાં.

*

લંડનમાં મળેલી ૬૪ દેશના પ્રતિનિધિઓવાળી વિશ્વ યુવક પરિષદમાં મુંબઇની પારસી યુવતી કીટી બૂમલાએ જાહેર ભાષણ આપ્યું.

*

કલકત્તામાં શ્રીમતી જ્યોતિર્મયી ગાંગુલીનું મોટર અકસ્માતને કારણે હોસ્પીટલમાં અવસાન થયું. તેઓ રાષ્ટ્રીય-સેવિકા ઉપરાંત બંગાળની મહિલા આત્મરક્ષા સમિતિના સંચાલક હતાં. તેમણે લંકાની બૌધ્ધિષ્ટ ગર્લ્સ હાઇસ્કુલના આચાર્ય તરીકે કામ કર્યું હતું અને લંકા તથા બંગાળની સ્ત્રી-પ્રવૃત્તિમાં મોખરે હતાં.

કારવાડમાં આઝાદ ફોજ-દિન સરઘસની આગેવાની લેવા માટે ત્યાંના કલેકટરની ઓફીસના હીસાબી ખાતામાં કામ કરનાર સ્ત્રી-કારકુનને નોકરીમાંથી છૂટી કરવામાં આવી.

*

જબલપુર હેડ પો સ્ટ ઓ ફી સ ના શોર્ટરને સ્ત્રીએ ઉપર લખાયેલા કાગળો ઉથાપત કરવા માટે નવ માસની સજા થઇ

*

મોરબીના નામદાર જુનીયર મહારાણી સાહેબ શ્રી. સુરજ કુંવરબા સાહેબ ( રાજપીપળાવાળાં)નુ અવસાન થયું

*

નવસારીમાં ગાયકવાડ મહારાણીશ્રી સીતાદેવીએ ચીમનાબાઇ મહિલા વિશ્રામની મુલાકાત લીધી હતી ત્યારે પ્રમુખ શ્રી. રાજરત્ન સુનામાય દેસાઈ અને મંત્રીઓ શ્રી. કાંતાબેન, તહેમીના બહેન અને કુસુમબહેને તેમને સત્કાર્યાં હતાં.

*

પારીસમાં મ્યુનિ. કાઉન્સીલર શ્રીમતી માર્થા રીચાર્ડના ઠરાવ ઉપરથી પોલીસ વડાએ શહેર અને પરાંઓના ૬૦૦૦ વેશ્યાગૃહો બંધ કરાવ્યાં.

*

મુંબઇના જૈન આગેવાન શ્રી. પરમાનંદ કાપડીઆની પુત્રીશ્રી.મેનાબહેને શ્રી. અજીત દેસાઇ નામના અનાવીલ યુવાન સાથે લગ્ન કર્યાં.

બીજાપુરમાં એક મુસ્લિમનું મકાન તૂટી પડતાં બે સ્ત્રીઓ દબાઇ મરી ગઈ.

*

વડોદરામાં શ્રીમતી તારામતી ગુપ્તે બી.ટી. કોલેજમાં અભ્યાસ કરતા હતાં. તેમની પોલીટીકલ ઓફીસમાં નીમણુંક થઇ.

*

વડોદરા રાજ્ય ધારાસભામાં લેડી મિત્રના પ્રયાસથી એક સ્ત્રીસભ્ય લેવાશે.

*

સુરત મહિલા કલબનો વાર્ષિક ઉત્સવ શ્રીમતી ઉષાદેવી રણજીતરામ મુન્સફના પ્રમુખપદે ઉજવાયો.

*

કાસીમબજારના મહારાણી સાહેબના માતુશ્રીનું અવસાન થયું.

*

મુંબઇ ધારાસભાની મુસ્લીમ વિભાગની ચાર બેઠકો માટે ૨૪ અરજી થઈ છે તેમાં શ્રીમતી સુગ્રી તૈયબજી, અતિયા બેગમ અને શ્રીમતી સીકંદર દહેલવીએ પણ ઉમેદવારી કરી છે.

*

શ્રી. વિજયાલક્ષ્મી પંડિત તેમની પુત્રી રીતાંની તબીયતને કારણે રોકાઇ જવાથી જાન્યુઆરીની અધવચમાં હિંદ પાછાં ફરશે.

હિંદની મુલાકાતે આવતા પાર્લામેન્ટના પ્રતિનિધિ મંડળમાં શ્રીમતી વોલકેડ નીકાલ પણ આવે છે.

*

ખેડા સ્ત્રી મંડળ તરફથી તેના એક સભ્ય શ્રીમતી પ્રમીલાદેવી ભાટેને વિદાય માન અપાયું હતું. તેમણે સીવવાનો હાથ સંચો અને પુસ્તકો ભેટ આપ્યાં.

*

ઇંગ્લાંડના કેન્ટ પરગણામાં એક ૯૨ વર્ષનાં ડોશીમાએ ૩૮ વર્ષના વરરાજા સાથે લગ્ન કર્યાં.

*

મુંબઇમાં વિદ્યાર્થીઓની પરિષદ શ્રીમતી સુચિતા કૃપલાનીના પ્રમુખપદે મળી હતી.

*

લંડનમાં ઇ. સ. ૧૯૩૯થી લડાઇ દરમ્યાન બીજા સાથી દેશના સૈનિકોની સાથે પરણેલી ૧૩૪૭૮૪ છોકરીઓનાં લગ્નમાં આવી પડનાર ભંગાણોને કોર્ટકોર્ટના પહેલા તબક્કામાંથી બચાવવા પ્રયાસો થાયછે.

*

વાંદરા મ્યુનિ સ્કુલબોર્ડમાં ચુંટાયેલ શ્રીમતી ગુણસુંદરી આર. જી. નાયકની ચુંટણી ગેરકાયદેસર ઠરાવવા શ્રી. સુંદર પીરભાઇએ કરેલ દાવા ઉપરથી, શ્રી. ગુણસુંદરી ચુંટાવા માટેની લાયકાત-ધરાવના ન હોવાથી, ચુંટણી ગેરકાયદે ઠરાવવામાં આવી છે.

સ્ત્રી-જીવનમાં ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક



વર્ષ સાતમું : મહા ૨૦૦૨ : ફેબ્રુઆરી ૧૯૪૬ : અંક ચોથો

# ગ્રામ પુનર્રચના

ધૂમકેતુ

**અ**ણુબોમ્બે આપણને સૌને જાગ્રત કર્યા છે. મહાન વિનાશક શક્તિ તરીકે, વિજ્ઞાનની વસ્તુ છે, એ વાત સમજાઈ ગઇ છે. પરંતુ જે એને સર્જે છે એના કરતાં એ વધુ મહાન નથી. એટલે કે વ્યક્તિ કરતાં વિજ્ઞાન વધારે મહાન નથી. એટલા માટે આપણે સામાજિક રચનામાં એવા ફેરફાર કરવા જોઈએ કે જેથી દરેક વ્યક્તિમાં રહેલ સુંદર અંશનો વધુ ને વધુ વિકાસ થાય. *તો જ અણુબોમ્બ છતાં—આપણે એક સુખી સ્વસ્થ શાંત દુનિયા જોઈ* શકીએ. આ વસ્તુસ્થિતિ શક્ય બનાવવા માટે ગ્રામજીવનની પુનર્રચના એ અત્યારની દુનિયાનો મહાન પ્રશ્ન છે.

ઔદ્યોગિક શહેરના વિકાસની પાછળ દુનિયા આંધળિયાં કરી રહી હતી. વધુ ઉદ્યોગ, વધુ ઉત્પાદન, વધુ વ્યાપાર, વધુ પ્રવૃત્તિ—અને એ સઘળાંના પરિણામ રૂપે વધુ યુદ્ધ—એ એક વખતનો દુનિયાનો કાર્યક્રમ હતો. આજે એમાં પલટો આવ્યો છે—ને પલટો આવેલો ન દેખાતો હોય તો એને આવ્યા વિના છૂટકો નથી. ઔદ્યોગિક શહેરને બદલે—શહેરનાં તમામ સાધન

ને સાધના ધરાવનારાં, પાસેપાસેનાં નાનકડાં ગ્રામજૂથો રચાય ને એ ગ્રામ-જૂથો શહેરની સગવડ ધરાવતા છતાં શહેરી જીવનનાં કલુષિત અંગો ન ધરાવે, એ હવે પછીની ગ્રામરચનાનું પ્રધાન લક્ષ રહેવું જોઈએ. અત્યારે શહેરો—સોજા ચડેલા શરીર જેવાં અપંગ ને શક્તિહીન છે. ગામડાં—માંદા પડેલા કૃશ શરીર જેવાં અશક્ત ને અંધ છે. શહેરો પોતાની મેળે ચાલી શકતાં નથી. ગામડાં પોતાની મેળે જોઈ શકતાં નથી. શહેરોમાં ધમાલ નજરે ચડે છે. ગામડાંમાં કુથલી મળે છે. શહેરોમાં ભભકો ને વિલાસ છે. ગામડામાં ધૂળ, અપંગતા, તૃષ્ણા, અને ઈર્ષા છે. ગ્રામજીવનની પુનર્રચના કરનારો, એની ખેતી—અને ખેતીને લગતા સામાન્ય ઉદ્યોગો—અને એ તમામ ઉદ્યોગોનું વિજ્ઞાનીકરણ, એના ઉપર જેટલું ધ્યાન કેન્દ્રિત કરશે, તેટલું જ એ ગ્રામને નવીન બનાવી શકશે. ગામડાંઓમાં તમે કોઈ પણ વાતનો ઝપાટાબંધ પ્રચાર કરી શકો. કેવળ એટલા પ્રચાર માત્રથી ગામડાં સરજી શકાતાં નથી. એને માટે તો આપણી પ્રાચીન પરંપરાના તલસ્પર્શી અભ્યાસની ને એ પરંપરાના સદંશને તો સમજીને રાખી લેવાની શક્તિ ઉત્પન્ન કરવી જોઈએ. એ શક્તિને જાગ્રત કરવા માટે અત્યારનાં તમામ સાધનો પણ ઓછાં પડશે. કારણ કે શક્તિ ત્યાં છે પણ એના ઉપર જે થર બાઝયા છે તે ઉખેડવા જતાં—મૂળ-તત્ત્વો પણ, અણઘડ ગ્રામસેવકને હાથે કે અણઘડ રાજકીય પ્રચારકને હાથે, ઊખડી જવાનો ને એ રીતે સર્જનાત્મક રચના કરતાં તો વધારે વિનાશ થવાનો સંભવ છે. એવું પણ બને કે અત્યારે આ વસ્તુ ન જ સમજાય—છતાં સમય જતાં એનું કટુ પરિણામ તો ત્યાં દેખાય. એટલા માટે ખરી અગત્ય તો એ છે કે એ આખા કાર્યક્રમને અત્યંત કુશળતાથી, વૈજ્ઞાનિક રીતે, આર્થિક રીતે, સામાજિક રીતે ને ધાર્મિક રીતે પણ, અભ્યાસના વિષય તરીકે ને ક્રૂરમાં ક્રૂર ટીકાઓ સામેથી માગીને પણ, દિવસોના દિવસો સુધી સતત પરિશ્રમ કરીને—ઘડવાનો પ્રયત્ન થવો જોઈએ. ઉદાહરણ તરીકે ગામડામાં કોઈ પણ દિવસ આધુનિક શિક્ષણ લીધેલા કારકુનો 'બેંકીંગ'નો પ્રશ્ન ઉકેલી નહિ શકે. એને માટે તો દરેક ગામડામાં પરંપરાથી જે વ્યાજ ખાનારો માણસ બેઠો છે—ને જે માણસે છેલ્લાં થોડાં વર્ષોમાં ગામડાંને ઉજ્જડ કર્યાં છે—એ જ માણસને અથવા એવા માણસને ધીરજ અને શાંતિથી, પ્રેમથી, બને તો ધાર્મિક વાતાવરણ સરજાવીને ને શક્ય તેટલાં રાજકીય બંધનો ઘડીને પણ—એના કાર્યક્રમમાં નવું રૂપ અપનાવી લેવા સમજાવવો પડશે. જે પ્રશ્નો ગામડાંમાં હતા જ નહિ—એવા નવા પ્રશ્નો પણ આવશે. આ સઘળા પ્રશ્નોને છણવા માટે, સાહિત્ય, રાજકારણ, સિનેમા, રેડિયો, પ્રદર્શન, મેળાવડાં, શિક્ષણ, પુસ્તકપ્રવૃત્તિ ને બીજી અનેક વસ્તુઓ કરવી પડશે. એ આખા કાર્યક્રમને

અમુક વર્ષોમાં ને અમુક પ્રદેશમાં વહેંચી લેવો પડશે. અને તે છતાં અસંખ્ય માણસો આ આખા કાર્યક્રમને સમજવાનો ને એ કાર્યક્રમને સફળ બનાવવા માટે પોતાની તમામ શક્તિનો વ્યય કરવાનો સંકલ્પ ન કરે, ત્યાં સુધી એ સફળ ન જ થાય. એવું પણ બને કે કેટલાક કાર્યક્રમો તો કેવળ સેવાભાવી વ્યક્તિઓ જ કરી શકે. એમાં રાજસત્તા—પછી તે ગમે તેના હાથમાં હોય—ડખલ કરે એ અસહ્ય ગણાવી જોઈએ. પ્રૌઢશિક્ષણનો કાર્યક્રમ એવો છે. અંગ્રેજોએ શિક્ષણને રાજસત્તાનું ગુલામીપદ આપ્યું. પણ સાચી રાજસત્તાએ, જેમ ન્યાયમાં તેમ શિક્ષણમાં, માથું મારવું યોગ્ય નથી. કોઈ પણ 'રામરાજ' પ્રૌઢશિક્ષણનો પ્રયોગ કરતાં, પોતાના ગામડામાં સાચું રામરાજ શી રીતે આવી શકે એ સમજાવવાનું જોખમ નહિ વહોરે. એ તો એટલું જ ઇચ્છે કે અત્યાર સુધી એની પ્રજા અભણ હતી ને અણઘડ રીતે એને નમતી: હવે એ અક્ષરજ્ઞાન ભલે મેળવે—પણ એ સત્તાને નમતી ભજતી તો રહે જ. એ પ્રૌઢશિક્ષણમાં કોઈ દિવસ એમ કહી ન શકે કે "રાજા ખરાબ હોય તો એને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકવાનો પ્રજાને હક્ક છે.' આ દૃષ્ટિએ જોતાં પ્રૌઢશિક્ષણના વર્ગો ચલાવનારી રાજસત્તા એ નવીન રચનાના કાર્યક્રમમાં હસ્તક્ષેપ કરે છે એમ જ કહેવાય. એનો હેતુ ભલે ગમે તેટલો સારો હોય તો પણ એ સારો રહેવા વિષેની કુશંકા અસ્થાને નથી. પ્રૌઢશિક્ષણ એ લોકસેવકોનો જ પ્રશ્ન રહેવો જોઈએ.

ગ્રામપુનર્રચનામાં શિક્ષણ, આરોગ્ય, ઉદ્યોગીકરણ અને વસ્તુઓની વૈજ્ઞાનિક સમજ—એ મુખ્ય અંગો થઈ શકે. એનું રચનાત્મક અંગ આપણા સમાજને અનુરૂપ એવું જ રહેવું જોઈએ. અને જે સામાજિક દોષોને લીધે પ્રગતિ અટકે છે તે તમામ દોષોને, કુશળ વૈદ કરે છે તેમ, નિદાન કરીને, કકડે કકડે કાઢી નાખવા માટે, વાતાવરણની સજાવટ ઉપર ઘણો આધાર રાખવો ઘટે. આને માટે તો નિત્ય ને નૈમિત્તિક એવી વ્યવહારુ અનેક રચનાઓ કરવી પડે.

આપણે વિશેષ કાંઈ નહિ તો આટલું તો કરીએ. ગ્રામપુનર્રચનાનો પ્રશ્ન આવે તે પહેલાં ગામડાના તમામે તમામ પ્રશ્નોનો એક સંગ્રહ તો કરીએ. એ પ્રશ્નોનો સંગ્રહ જ બતાવી આપશે કે આપણી ઊંચામાં ઊંચી શક્તિઓ પણ—હજી તો ગામડાના પ્રશ્નો સમજવામાં જ—અણઘડ ને અવ્યવહારુ જણાશે. એ વખતે જ ખબર પડશે કે આપણા અત્યારના શિક્ષણે એક એવો તો મહાન સમુદ્ર—આપણી આદેશિક એકતામાં પણ સરજ્યો છે કે આપણે સૌ પોતપોતાના બેટમાં જ રહી શકીએ એવા આળા ને કઢંગા બની ગયા છીએ. જનતાજનાર્દનને સમજવા માટે આપણો પહેલો પ્રયત્ન

નહિ હોય તો આવા રાજકીય વાતાવરણમાં જે અનિવાર્ય પરિણામ આવે તે એ જ આવવાનું કે જનતાને સમજવાનો પ્રયત્ન ન કરતાં, સૌ એને સમજાવવાનો પ્રયત્ન કરશે. અને એના જેવી ગ્રામ પુનર્રચનાની બીજી કોઈ પણ અણઘડ શરૂઆત નહિ હોય.

આપણે આપણી નવી સંસ્કૃતિનો ધ્વજ ગ્રામ-પુનર્રચનામાં મોખરે રાખવા માગીએ છીએ એ કુદરતી જ છે, પણ આપણી પોતાની સંસ્કૃતિની શ્રેષ્ઠતાનો દાવો આપણે સિદ્ધ કરવો હોય તો આપણે એ કેવળ નિષ્ક્રિયતાને આધારે સિદ્ધ ન કરી જ શકીએ. આપણે પણ વિજ્ઞાનને અપનાવીએ છીએ—માત્ર એ વિજ્ઞાનને જંગલી જરૂરિયાતોનું દાસ બનાવવામાં આવ્યું, એવું હાસત્વ એને ન મળે એ જોવાનું કામ આપણે કરવાનું છે. આપણી સંસ્કૃતિનો આટલો જ દાવો હોઈ શકે. જુનવાણી તમામ સાધનોનો ઉપયોગ—એટલે ગ્રામ-પુનર્રચના, એવી અણઘડ ને એકપક્ષી સમજ આપણને યુગબળની સામે ટકવાનું પણ સામર્થ્ય નહિ આપે. આપણે—આપણા નાનામાં નાના ગામડે પણ નવી દૃષ્ટિની તાલીમ લેવી જ રહી. એ પોતાનાં બાપદાદાનાં હળ જેવી રીતે તેવી જ રીતે હજી વાપર્યા કરે અને તમામ વૈજ્ઞાનિક મદદનો ઇનકાર કરીને પોતાનું સ્વત્વ જાળવી શકે, એવી મોહક જણાતી સાદી રીતથી, ગામડું પુનર્રચના પામશે એ ખ્યાલ અવૈજ્ઞાનિક ને અણઘડ છે. ગ્રામપુનર્રચના માટે—તમામ આધુનિક સાધનો વાપરવાં જ પડશે. એ આધુનિક સાધનો સરજવા માટેની વૈજ્ઞાનિક મનોવૃત્તિ પણ ગામડાએ કેળવવી પડશે. અને વિજ્ઞાનનો તિરસ્કાર કરવાથી જ ગ્રામ રચી શકાશે એ મનોદશા છોડી દેવી પડશે. જૂના ખ્યાલો ઉપર નહિ, તેમ જ નવા ખ્યાલોના પોપટિયા અનુકરણમાં નહિ—એવી એક સમન્વયી પૂર્વભૂમિકા રચવાનો સમય હવે આવ્યો છે. તો જ ગ્રામ-પુનર્રચના શક્ય બનશે.

---

(અનુસંધાન પૃ. ૨૦૮થી ચાલુ)

"વાદી-પ્રતિવાદીના વિદ્વાન વકીલોની દલીલો મેં સાંભળી છે. આખી રાત જાગીને ચુકાદો મેં તૈયાર કર્યો છે. પણ એ ચુકાદો આપતાં પહેલાં બંને પક્ષને—માદીકરાને એકાંતમાં મળવાની મારી ઇચ્છા છે."

બંને પક્ષના વકીલોએ સામસામે જોયું. ન્યાયાધીશે ફરી વિનંતી કરી. માદીકરો—વાદીપ્રતિવાદી ન્યાયાધીશને મળવાં કબૂલ થયાં. 'ચેમ્બર'માંથી થોડી વારમાં જ ન્યાયાધીશે પાછા ફરી પોતાનું આસન લીધું. વાદી-પુત્રે પિંજરમાં આવી જાહેર કર્યું "નામદાર! અમારે માદીકરા વચ્ચે પરસ્પર સમજૂતી થઈ ગઈ હોવાથી હું મારો કેસ પાછો ખેંચું છું"

અનેક અટકળો વચ્ચે કોઈને સાચી હકીકતની જલદી ખબર ન પડી—માત્ર માતાની આંખમાં હર્ષનાં આંસુ ચમકતાં હતાં. આંસુ પગ ન કરે, તે માટે તેનો સાલ્લાનો છેડો ચોરીછૂપીથી મોં પર ફરી જતો હતો.



# બા

લેખક

**શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહ**

*

**આ**જે ત્રિલોચન ન્યાયાધીશને કોર્ટમાંથી ઘેર પાછા ફરતાં ઠીક ઠીક મોડું થયું હતું.

એક પુત્રે પોતાની સગી મા સામે કોર્ટમાં ફરિયાદ માંડી હતી. માનું કહેવું એમ હતું કે, મિલકત પોતાના પતિએ જાતમહેનતે ઉપાર્જન કરી હતી; દીકરાની દલીલ એવી હતી કે, મિલકત વડિલોપાર્જિત હતી. બન્ને પક્ષે વિદ્વાન અને બુદ્ધિશાળી વકીલો હતા. પહેલા દાવામાં પુત્રની જિત થઈ હતી. 'કેસ' ઉપરની કોર્ટે પહોંચ્યો હતો. શહેરના પ્રતિષ્ઠિત અને નિષ્પક્ષ ગણાતા ન્યાયાધીશ ત્રિલોચન સમક્ષ તેની સુનાવણી ચાલતી હતી.

વાદી–પ્રતિવાદીઓના વકીલોએ દલીલદ્વારા પોતપોતાની બુદ્ધિના ચમત્કાર દર્શાવ્યા હતા. ચુકાદો કોની તરફેણમાં આવશે તે કહેવું મુશ્કેલ હતું. મા અને દીકરો–બન્ને પોતે જ જીતશે એમ દલીલોને અંતે માનતા હતા; વકીલો એમ મનાવતા પણ હતા. બન્ને પક્ષના વકીલોની દલીલોને અંતે ન્યાયાધીશ ત્રિલોચને બીજા દિવસ પર ચુકાદો મુલતવી રાખ્યો, ત્યારે બન્ને પક્ષમાં કાંઈ કાંઈ કલ્પનાઓ રમણે ચડી.

ત્રિલોચને ચેમ્બરમાં જઇ, ઘડીનોય વિલંબ કર્યો વગર, કામનાં કાગળિયાં મોટરમાં મુકાવરાવી, ઘર તરફ પ્રયાણ કર્યું. એના મગજમાં એક જ વિચાર ઘોળાતો હતો—મિલકત વડિલોપાર્જિત હોય કે જાતમહેનતે સંપાદન કરેલી હોય; પુત્રથી મા સામે ફરિયાદ શી રીતે થઈ શકે?' મા'માં ગાંડપણ નથી; ઘેલછા નથી; મિલકત ઉડાવી દેશે એવી દલીલ નથી થઈ. પછી જેણે નવ નવ માસ સુધી પોતાના પેટમાં રાખ્યો છે, એવી મા સામે પુત્ર 'કોર્ટે' શી રીતે ચડી શકે?

વિચારોની પરંપર હજુ તૂટી નહોતી ને તેણે ઘરમાં પગ મૂક્યો. સારુંય વાતાવરણ તેને ગંભીર લાગ્યું. હમેશાં રાહ જોઈ ઊભા રહેતા નોકરો આડાઅવળા હતા. ઘરમાં નીરવ શાંતિ હતી. કદાચ અડવાડિયાથી ઘડપણને લીધે બિમાર રહેતા 'બા'ની તબિયત વધુ નરમ હશે એમ સમજી કપડાં બદલ્યાં વગર તે સીધો બા પાસે પહોંચ્યો. ત્રિલોચનનાં વૃદ્ધ મા—સાઠ સુધી પહોંચી ગયેલ વૃદ્ધ બા હાથમાં માળા રાખી પથારીમાં બેઠાં હતાં. ત્રિલોચનને આવતો જોઇ પૂછ્યું:

'આવ્યો ભાઇ!' એકીટશે સામે જોઇ ઉમેર્યું 'હમણાં જ આવ્યો લાગે છે? આટલું બધું મોડું થતું હશે! તારે માટે રોટલી ચોપડાવી રાખી છે, તે ખાઇ લેજે.' અને માળા ફેરવવી શરૂ કરી.

'બા'ની તબિયત સારી જોઇ, ખબર-અંતર પૂછી, કપડાં બદલી, ત્રિલોચન રસોડા તરફ વળ્યો. હમેશાં ભર્યું ભર્યું લાગતું રસોડું આજે ખાલીખમ લાગ્યું. પાટલાબાજોઠ ચોકમાં ઢાળેલા હતા; ચાંદીનો થાળીવાટકો બાજોઠ પર વાનીઓની રાહ જોતાં હતાં. બાજુમાં પાણી ભર્યા વગરના ચકચકિત લોટોપ્યાલો પડ્યા હતા. પત્નીનો સ્વભાવ પોતે જાણતો હોઈ, બોલ્યાચાલ્યા વગર તેણે બેઠક લીધી અને સહજ ભાવે પૂછ્યું:

"કેમ પદ્મા! આજે તારી તબિયત ઠીક નથી કે શું? બાબો ક્યાં ગયો?"

ઠંડા શાકની તપેલી સગડી પર મૂકવા લંબાયેલા હાથ એકદમ પાછા ફર્યા. તપેલી નીચે મુકાઈ ગઈ અને સાડલાના એક છેડાથી પોતાનું મોં અર્ધું ઢાંકી દઈ, પદ્માએ હૃદયના આવેગને છૂટો વહેવા દીધો.

"કેમ શું છે પદ્મા!" પરિસ્થિતિ પામી જવા છતાં, પેલ્લીને શાંત કરવા ત્રિલોચને પૂછ્યું. 'વાત તો કર.'

"હોય શું-મારું કપાળ? કેટલા દિવસથી તમને કહું છું, પણ તમે મારું માનતા જ નથી. હવે તો પગે લાગીને કહું છું કે બાબાને લઈ મને પિયર જવા દો. મા-દીકરો ત્યાં થોડા દિવસ રહીશું; ને તમેય મા-દીકરો આંહીં નિરાત રહેજો." આંસુથી વાદળાં અભર ભરી, પદ્માએ વીજળી ચમકાવી.

સાસુ-વહુને થયેલી તકરારની ગંધ ક્યારનીય ત્રિલોચનને આવી ગઈ હતી. 'તકરાર'ની પ્રથા સામાન્ય થઈ ગઈ હતી; કેટલીક વખત ઉગ્ર રૂપ પકડતી, ત્યારે કાંબૂ બહારની વાત થઈ જતી; છતાં 'તકરાર'ને ટાળવા માટે ત્રિલોચને પોતાની વૃદ્ધ 'મા'ની લાગણી ન દુભાય એ માટે પોતાના બેસવાના ઓરડા પાસે, ઓરડો આપ્યો હતો. એટલે જમવા સિવાય કદી તે રસોડામાં જતાં પણ નહિ—સિવાય અડીઓપટી કે કોઈ પ્રસંગ હોય! માત્ર 'બાબો' કે નાની 'બેબી' વૃદ્ધ 'મા' પાસે રહેતાં.

નિયમિત રીતે, પોતાનું કામ શરૂ કરે તે પહેલાં, ત્રિલોચન 'બા'ની સંભાળ લે; વાતચીત કરે; નિરાંતે બેસે, અને ફરિયાદ સાંભળે. છતાં સાસુ-વહુ વચ્ચે બારેશ અગ્નિ ક્યારે પ્રજ્વલિત થશે તેની ખાતરી નહોતી.

પત્ની ઊભરો ઠાલવી શકે એમ વિચારી ત્રિલોચને પૂછ્યું. 'બા સાથે કાંઈ બોલવું પડ્યું છે શું?"

"ના!"

"ત્યારે?"

"બા મારી સાથે બોલ્યાં છે."

ત્રિલોચન ન્યાયાધીશ હતો: તેની પત્નીમાં પણ વાક્ચાતુરી થોડીઘણી આવી ગઈ હતી.

"બા બોલે કે તું બોલે—વાત એકની એક થઈ. તને મેં કેટલી વાર ના કહી છે કે, બા સાથે તારે બોલવું નહિ—કામકાજ સિવાય તો કદી નહિ; અને કામ હોય ત્યારેય ન છૂટકે.' ત્રિલોચને તકરારને શાંત કરવા અવાજને સૌમ્ય કર્યો.

"હું ક્યાં બોલી હતી? પૂછી જુઓ નોકરને! બા કેટલું બોલ્યાં હતાં એ સાંભળવું છે! કેટલાં માણસો ભેગાં કર્યાં'તાં? એમાં મારી ને તમારી આબરૂ શી?" પદ્માએ ફરિયાદ શરૂ કરી.

"બાને અઠવાડિયાથી તાવ આવે છે ને ઉભાં તો થઈ શકતાં નથી; પછી ક્યાંથી માણસો એકઠાં કર્યાં?" ત્રિલોચનને વાતનો મેળ ન મળ્યો.

"તમે કહો છો ને, બા માંદાં છે? તમારા સિવાય કોણ એમને માંદાં કહે? બારસાં દરરોજ મંદિર જાય છે. આજે કેટલું જોર કરી કરી લડ્યાં—સાંભળવા આવ્યા હોત તો ખબર પડત." પતિ ધીમા પડ્યા છે, એમ વિચારી, પદ્માએ ફરીવાર આંખમાં આંસુ લાવી ફરિયાદને આગળ વધારી.

"તારે કહેવું હોય તે શાંતિથી કહે, તો સમજ પડે." ત્રિલોચને વાતને ટૂંકમાં પતાવવા ઇચ્છ્યું.

"હું બોલું એ તમને અશાંતિ ભર્યું લાગે છે! તમારે મારું સાંભળવું ન હોય તો મારે કહેવું નથી. હું એમ સમજતી'તી કે તમે મારાં છો, પણ હવે ખબર પડી કે કોઈ કોઈનું નથી. સગામાં ઊંચે આભ અને નીચે ધરતી." પદ્માની આંખમાંથી હજુ આંસુ સુકાતાં નહોતાં; દિલની વાત પૂરી કહી શકાઈ પણ નહોતી.

"તમે કહો છો—બા અઠવાડિયાથી માંદાં છે. મેં તો તેમને હું પરણી ત્યારથી માંદાં જોયાં છે. એટલે તો અછોઅછો વાનાં કરતી'તી. મને શી ખબર કે સાઠે બુદ્ધિ નાસતી હશે. તમે દવા કરાવ્યા કરો; ખબર અંતર પૂછો; સેવાચાકરી કરો, માણસ રાખો, પણ એ તો એમની ટેવ નહિ ભૂલવાનાં, તે નહિ જ ભૂલવાનાં. દરરોજ મંદિરે જાય; ચોરી કરે..." પત્નીએ વાક્યને અધૂરું રહેવા દઈ, આંખોને સાલ્લાના છેડાથી લૂંછી.

"ચોરી?" ત્રિલોચનને આશ્ચર્ય થયું.

"હા, ચોરી! દરરોજ સવારે છેલ્લાં એક અઠવાડિયાથી બા મંદિરે જાય છે. ત્યાં ઠાકોરજીના ઘીના દીવામાંથી ઘી ચોરી લાવે છે. સાલ્લાના છેડામાં વાડકી સંતાડે છે. પાછળથી કેટકેટલી વાતો થાય છે? તમારે કોર્ટ ભલી ને કેસ ભલી. અમે બૈરાં શી રીતે દિવસ વીતાડતાં હશું એની છે તમારે ચિંતા? પડોશણો મને ફોલી ખાય છે ફોલી!" વાતની અસર પામવા પદ્માએ શ્વાસ હેઠો મૂક્યો. ચાકની તપેલીને સગડી પર મૂકી.

"બાને ના કહેવી હતી, નહિ તો મને કહેવું હતું."

"'ના' કહી એમાંથી મારાં નામની આ હાણ જાગી છે. કેટકેટલી ગાળો દીધી? મારે પિયર પિપળો ઉગાડયો; બાપને ભાંડ્યાં; મરેલાંનેય ન મૂક્યાં. મનેય આ વાતની ક્યાંથી ખબર પડત? બે દિવસ પર પૂજારી આવીને કહી ગયો કે 'બા' મંદિરમાંથી 'ઘી' ચોરી જાય છે. તમે રહ્યા મોટા માણસ એટલે કોઈએ 'બા'ને કાંઈ કહ્યું નહિ. વળી 'ઘી' ચોરી લાવે, પણ રસોડામાં આવી એનાથી રોટલી ચોપડે ને પછી મને કહે કે, આ રોટલી ભાઈને પીરસજે. ખરી વાતની ખબર પડી, એટલે 'બા'ને કહ્યું. એમાં કેટકેટલું સાંભળ્યું?"

પદ્માની વાત સાંભળતાં સાંભળતાં ત્રિલોચનની નજર સામે સારોય ભૂતકાળ ખડો થઈ ગયો. સાડા ત્રણ દાયકા પહેલાંની વાત તેને યાદ આવી ગઈ.

ત્યારે પોતે નાનો હતો. પિતાજી ગુજરી ગયા હતા. સગાંવહાલાંમાં કોઈ ખબરઅંતર પૂછે તેમ નહોતું. મા દળણાં દળીને પૂરું કરતી. પાણી ભરતી. પોતાને દરરોજ ખંતથી 'લેસન' કરાવતી. એવામાં કારમી મોંઘવારી આવી: અનાજની પણ તંગી ઊભી થઈ, અને ઘી દૂધ તો મળવાં મુશ્કેલ થયાં. ઘી લાવવું ક્યાંથી? દીકરાને 'ઘી' ન મળે તો ભણતર ન ચડે. પુત્ર ઉપરના અતિ સ્નેહને લઈ 'મા'એ ઘી મેળવવાનું સ્થળ શોધી કાઢ્યું. ઠાકોરજીના મંદિરનાં દીવામાંથી અવારનવાર 'ઘી' ઓછું થવા લાગ્યું. ત્રિલોચનના ભાણામાં ખૂબ આછી રીતે ચોપડાયેલી રોટલી પિરસાવી શરૂ થઈ. માને સંતોષ પણ થયો.

'મા'ની આવી લાડકોડવાળી સારસંભાળ નીચે ભણવામાં ત્રિલોચન આગળ વધ્યો. બે પૈસા રળતો થયો. 'મા'ની આદત આપોઆપ છૂટી ગઈ. ત્રિલોચન વકીલ થયો; સારા પગારે ન્યાયાધીશની પદવી પર પહોંચ્યો. એ પ્રતાપ હતો 'ઘી' ચોરી ભણતર ચડાવવાની અભિલાષા સેવતી 'મા'નો— 'મા'ના સ્નેહનો.

ત્રિલોચનને આખી ઘટનાની ગેડ બેસી ગઈ.

આ વાત—પોતાની દુઃખકથા કેટલીયવાર ત્રિલોચને પદ્માને કહી હતી. 'બા'ને જરાય અગવડ ન પડે તે માટે આ વાત ઉપર વારંવાર ભાર પણ મૂક્યો હતો. પદ્માએ કદી એ વાત સરખા કાન રાખી સાંભળી નહોતી; સાંભળવાની દરકાર પણ કરી નહોતી પતિ ન્યાયાધિશ; પોતે ન્યાયાધિશની પત્ની; એમાં 'મા' ને શું? એમણે એમની ફરજ બજાવી લીધી હતી; હવે પોતાને પોતાની ફરજ બજાવવાની હતી. તેમાં વચ્ચે અંતરાય નાખવાનો કોઈને-માને પણ

અધિકાર નહોતો.

ત્રિલોચને ફરી વખત પત્નીના દિલને સ્પર્શવા યત્ન કર્યો : પદ્માએ તરત છણકો કર્યો: "તમે મને એકસો ને એક વખત આ વાત કહી. એટલે જ હું કહું છું કે, મને જુદી રાખો. તમે મા–દીકરો સુખે રહો. તમને પોસાય તો ખાધાખોરાકી આપજો; નહિ તો અમારોય ભગવાન છે. હાથ પગ છે, તો ખાવાનુંય મળી રહેશે." પદ્માએ ઉગ્રતા દર્શાવી.

"પદ્મા! તું ભણેલીગણેલી છે. બા સાઠ વર્ષનાં છે. તું નહિ સમજે તો સમજશે કોણ? બા કાઢી કાઢીને હવે કેટલાં વર્ષ કાઢશે?"

'અરે, હું એમનાં પહેલાં જવાની. બાવીસ વર્ષ તો મને પરણ્યે થયાં. કોઈ દિ દેખી છે નિરાંત? તમારા કાન ભરે, કાં આડોશીપાડોશીમાં પેટ ભરીને ગાળો દઈ આવે. 'ઘી' એમણે ચોર્યું: 'રોટલી' તમારે માટે ચોપડાય, ને ગાળો મેં ખાધી." પદ્માનું દિલ હજુ પૂરું હલવાયું નહોતું.

"તારી સમજ ફેર થાય છે. બા માંદાં છે. 'માંદગી'માં તેમને 'ઘી' ચોરવાનું વેન ઊપડયું લાગે છે. તાવની ગરમી રહેશે ત્યાંસુધી એ ટેવ રહેવાની. તેં વાત સાંભળી ત્યારે જ તારે મને કહેવું હતું. તને ખબર છે પદ્મા! હું બાબા જેવડો હતો ત્યારે મને ભણતર ચડે એ આશાએ 'બા' મંદિરમાંથી ઘી ચોરી લાવતાં. તાવની ગરમીમાં બાત્રીસ વર્ષ પાછી દેખાઇ ગયાં છે. હું તેમને મન 'બાબો', જ છું. કયાં છે એમની ચોપડેલી રોટલી? લાવ; મને પીરસ." ત્રિલોચનનો સ્વર ભીંજાઇ ગયો હતો.

"ઠાકોરજીના મંદિરના ઘીએ ચોપડેલી રોટલી?" પદ્મા બેઠી હતી ત્યાં જ ડઘાઇ ગઈ.

"હા. એ જ રોટલી." ત્રિલોચને ભાણું ઠીક કર્યું. "કાલથી 'બા' માટે એક માણસ રાખી લઇએ. દરરોજ 'બા' સાથે ગાડીમાં મંદિરે જાય; 'બા'ને ઘી ચોરવા દે અને આંહી આવે એટલે તું એમને રોટલી ચોપડવા દેજે, પૂજારી સાથે વાત કરી લઇશ. મહિનાને અંતે ઘીના પૈસા હું ચૂકવી દઇશ. 'બા'નો આ ઉંમરે એ રીતે અજંપો જતો હોય તો તેમને એ રીતે સુખી થાવા દે."

"તમારે ઠીક છે, પણ અમારી નાતજાતમાં શી વલે?" પદ્માએ વિરોધ દર્શાવ્યો.

"નાતજાત તારે જ છે ને મારે નથી!" ત્રિલોચનથી પદ્માની દલીલ ન સહી શકાઈ.

"એમાં આટલા બધા તપી કાં જાવ છો?" પદ્માએ પણ થોડી ગરમી આણી. "એટલે જ હું કહું છું કે તમે મા–દીકરો સુખી થાઓ : હું તો બેબી સાથે કાલે સાંજે પિયર જતી રહીશ. 'બાબા'ને આંહી રાખવો હોય તો આંહી રાખજો, નહિ તો મારી સાથે મોકલજો."

અચાનક ત્રિલોચનનાં બા લાકડીના ટેકે ટેકે રસોડામાં પ્રવેશ્યાં—પોતે ચોપડેલી રોટલી પુત્રને પીરસવા. વહુને ઉગ્ર સાદે બોલતાં સાંભળી. તેમનું મગજ ભમી ગયું હતું: વહુનાં વાકયો સાંભળી વધુ ભમ્યું. તાવની ઉગ્રતામાં બપોરનો દબાયેલો જુસ્સો વધુ ઊછળી આવ્યો.

"ભાઇ! તું શું કામ દુઃખી થાય છે? વહુ પણ શું કામ દુઃખી થાય? તમને સુખી કરવા હું જ જઇશ—પછી રાજીને! વહુ બેટા! પેલી રોટલી પીરસી ભાઇને?" બોલતાં બોલતાં માજી ઊભાં હતાં ત્યાં જ ફસડાઈ પડયાં.

*

બીજે દિવસે વાદી-પ્રતિવાદીના વકીલો 'કોર્ટ'માં વખતસર હાજર થઇ ગયા હતા. વાદી–પ્રતિવાદીનાં સગાંવહાલાં ચુકાદાની રાહ આતુરતાથી જોતાં હતાં. મા–દીકરો આજન્મ શત્રુ હોય એમ દૂર દૂર બેઠાં હતાં. ન્યાયાધીશ ત્રિલોચને સમયસર આવી ન્યાયાસન પર બેઠક લીધી. 'કેસ' હાથમાં લઇ જણાવ્યું:

(અનુસંધાન પૃ. ૨૦૪ ઉપર)



# શ્રી. કૃષ્ણા હઠીસિંગ

મેંદી તે વાવી માળવે, તેનો રંગ ગયો ગુજરાત' એ કાવ્યપંક્તિ શ્રી. મોતીલાલ નહેરૂના મોટાં પુત્રી શ્રી. વિજયાલક્ષ્મી પંડિતની પેઠે તેમના નાનાં પુત્રી શ્રી. કૃષ્ણા હઠીસીંગને પણ લાગુ પડે છે.

શ્રી. મોતીલાલ નહેરૂના સૌથી નાનાં પુત્રી કૃષ્ણા હઠીસીંગ પણ ગુજરાતી પતિને–અમદાવાદના જૈન ઓશવાળ વણિકને પરણી મુંબઈમાં આવી વસ્યાં છે.

શ્રી. કૃષ્ણાનો જન્મ ઇ. સ. ૧૯૦૭ના નવેમ્બર માસમાં થયેલો. શ્રી. મોતીલાલ નહેરૂ જેવા દેશાભિમાની પિતાનાં એ સૌથી નાનાં પુત્રી છે. પંડિત જવાહરલાલ નહેરૂ અને શ્રી. વિજયાલક્ષ્મી પંડિતનાં એ નાનાં બહેન છે.

કૃષ્ણાબહેનનું બાળપણ સામાન્યરીતે એકલતામાં વિત્યું છે. તેમના જન્મ સમયે શ્રી. જવાહરલાલ પરદેશમાં અભ્યાસ માટે ગયેલા; તે પાછા આવ્યા ત્યારે કૃષ્ણા પાંચ વર્ષનાં હતાં. વળી કૃષ્ણાના જન્મ પછી તેમના માતા સ્વ. સ્વરૂપરાણી મોટે ભાગે માંદાં રહેતાં અને નહેરૂકુટુંબની આતિથ્યપ્રિયતાના કારણે ઘરમાં મહેમાનોની ખૂબ ભીડ રહેતી હોવાથી ઘરના બધાંનો વખત મહેમાનોની આગતા-સ્વાગતામાં જ જતો. એટલે કૃષ્ણાબહેન ત્રણ વર્ષના થયાં ત્યારથી જ તેમને મીસ કુપરની દેખરેખ નીચે મૂકવામાં આવ્યાં હતાં. મીસ કુપર આ કુટુંબના ઘણા જૂના નોકર હતાં ને શ્રી. સ્વરૂપરાણીના ગવર્નેસ તરીકે એમણે સહુનો પ્રેમ મેળવેલો. પણ કૃષ્ણા અને મીસ કુપરના સ્વભાવમાં ફેર હતો. કૃષ્ણા પ્રમાણિક હતાં ને કુપર શિક્ષણપ્રેમી, એટલે ઘડીઆળના ટકોરા પેઠે કામ લેવાનું મીસ કુપરને ગમતું. પરંતુ કૃષ્ણાને એ વાતનો ખૂબ કંટાળો, એટલે કૃષ્ણાને ઘણી વખત ભૂખ્યા ઓરડીમાં પૂરાવું પડતું. છતાં બન્ને વચ્ચે પારાવાર પ્રેમ હતો. એટલામાં મીસ-કુપરે લગ્ન કરવાનું નક્કી કર્યું ને તેમણે નહેરૂ કુટુંબની નોકરી છોડી.

શ્રી. નહેરૂ કુટુંબમાં ઘોડેસ્વારીનો શોખ લગભગ બધાને હતો અને એ રીતે શ્રી. કૃષ્ણાને પણ ઘોડેસ્વારી ગમતી. મોતીલાલજીનો ઘોડેસ્વારીનો શોખ તો જગજાહેર છે. તેમણે ૧૯૨૦ માં સત્યાગ્રહ આંદોલનમાં પોતાની પ્રેકટીસ છોડી ત્યારે ખર્ચની કાપકુપ કરવી પડેલી તે વખતે તેમને મોટામાં મોટું દુઃખ થયું હોય તો તે પોતાની માનીતી ઘોડી વેચી દેવાનું. શ્રી. જવાહરલાલ અને વિજયાલક્ષ્મીનો અભ્યાસ મોટેભાગે ઘરઆંગણે જ શિક્ષકો રોકીને કરાવવામાં આવેલો. મીસ કુપર ગયાં પછી કૃષ્ણાનાં અભ્યાસનો પ્રશ્ન ઉભો થતાં કૃષ્ણાને બીજાં બાળકો સાથે સામાન્ય સ્કુલમાં જવાનું મન થયું, એટલે તેને મોટેભાગે અંગ્રેજ

બાળકો અભ્યાસ કરતાં એવી એક શાળામાં મોકલવામાં આવ્યાં. પણ ૧૯૨૦ ની ચળવળ વખતે તેમને એ શાળામાંથી ઉઠાડી લેવામાં આવ્યાં. આ દિવસે આખા કુટુંબને ઓછું આવ્યું. કેમકે આખા કુટુંબે તે દિવસે ક્રાંતિમાં પગ મૂક્યો હતો.

પંડિત મોતીલાલ નહેરૂએ આ વખતે પ્રેક્ટીસ છોડી, તે પહેલાં લાખો કમાયેલા ને લાખોનાં દાન કરેલાં, લાખો મેળવેલા ને લાખો ખર્ચેલા; પણ આજથી તેમણે ખર્ચમાં ઘટાડો કરવા શરૂઆત કરી. વધારાનો સામાન વેચ્યો, ગાડીઘોડાં ઓછા કર્યા, કપડાંલત્તામાં કરકસર આવી. રસોઇઆ છ સાતને બદલે બે જ રખાયા. ને આજસુધી રાજશાહી ઠાઠમાં રહી ઠોમઠોમ સાહ્યબી ભોગવનાર નહેરૂ કુટુંબ અગવડો વેઠવા તૈયાર થયું હતું. જવાહરલાલ દેશભરમાં જાણીતા થયા હતા અને તેમને સરકાર પકડે તો પુત્રના કારાવાસની કલ્પના મોતીલાલજીને અસહ્ય હતી. શ્રી. કૃષ્ણા તેમના જીવન પરિચયમાં લખે છે કે 'આ દિવસો અમે કેમ વિતાવ્યા તે અત્યારે પણ લખો છે. હું 'નાની હતી તે

ઇ. સ. ૧૯૨૬ના માર્ચમાં મોતીલાલજીએ પોતાની સ્વરાજપાર્ટી સાથે એસેમ્બ્લીમાંથી 'વોકઆઉટ' કર્યો. આ વખતે કૃષ્ણાની ઉંમર ઓગણીશ વર્ષની હતી. એમને ધારાસભાના ભાષણો સાંભળવાની ખૂબ મજા પડતી. માતાની માંદગીને કારણે મહેમાનોની સરભરા પણ કૃષ્ણા ઉત્સાહથી કરતાં.

કૃષ્ણા પોતાના જીવન પરિચયમાં કહે છે કે" મારા પતિ રાજા કહે છે કે, તેમણે મને અહિં આ વખતે જોયેલી: પણ વિચાર કરતાં મને એ યાદ આવતું નથી. 'એમ કહું છું ત્યારે એ ખૂબ ચીડાય છે.'

૧૯૨૬માં શ્રી. કમળાની ગંભીર માંદગીને કારણે શ્રી. જવાહરલાલ તેમને તથા નાનીપુત્રી ઇન્દીરાને લઇને યુરોપ ગયા .અને શ્રી. વિજ્યા લક્ષ્મી પણ પોતાના પતિ શ્રી. રણજીત પંડિત સાથે આ અરસામાં યુરોપ ગયેલાં, એટલે શ્રી. કૃષ્ણાને પણ પરદેશ જવાના કોડ ઉપડયા.

તેથી તે જ વર્ષના જૂન માસમાં મોતીલાલજીએ કૃષ્ણાને આશ્વાસન આપતાં કહ્યું, 'આપણે પણ બહેન, યુરોપ જઇશું હોં.' પરંતુ

શકયા નહિ. આખરે નેપલ્સમાં કૃષ્ણા અને જવાહરલાલનો મેળાપ થયો.

જીનિવામાં એક નાનકડાં મકાનમાં જવાહરલાલ રહેતા હતા. આનંદભવન જેવા ભવ્ય રાજમહેલમાં રહેવાની ટેવવાળાં કૃષ્ણાને શરૂઆતમાં તે જગ્યાએ રહેતાં કાંઇ કાંઇ થઇ ગયું. થોડા જ દિવસમાં જવાહરલાલે કૃષ્ણાને જીનિવાનો નકશો, એક ઈંગ્લીશ ફ્રેન્ચ ડિક્ષનરી અને બસ તથા ટ્રામની કેટલીક કુપનો આપી અને એ સાધનો વડે તે જીનિવામાં કોઇ પણ સ્થળે જઇ શકશે એવી ખાત્રી આપી. કમલા નહેરૂ તે વખતે બીમાર હોવાથી ઘરની સર્વ વ્યવસ્થા કૃષ્ણાબહેનને જ સંભાળવી પડતી. પણ એમને કામનો બીલકુલ અનુભવ ન હતો, છતાં થોડા જ વખતમાં એક અંગ્રેજ સ્ત્રીની મદદથી કૃષ્ણા ઘરનું બધું કામકાજ કરવા લાગ્યાં.

અલ્હાબાદની શાળામાં એમણે ફ્રેન્ચ શીખવા માંડયું હતું પણ તેટલા ફ્રેન્ચ જ્ઞાન પર જીનિવામાં ટકું ચાલે એમ ન હતું. આથી જીનિવામાં આવ્યા પછી પ્રથમ એક સ્વિસ સહચરીની મદદથી કૃષ્ણાએ ફ્રેન્ચ શીખવા માંડયું. તે જ વખતે જીનિવામાં ઇન્ટર નેશનલ સમર સ્કૂલ નામે એક સંસ્થા થોડા જ વખતથી નીકળી હતી. ત્યાં દુનિઆના સર્વ દેશના વિદ્યાર્થીઓ આવતા. રાષ્ટ્ર સંઘ (લીગ ઓફ નેશન્સ)માં ભાગ લેતા મુસદ્દીઓ, કેમ્બ્રીજ અને ઓક્સફર્ડના પ્રોફેસરો, કેટલાક નામાંકિત લેખકો વગેરે મોટા મોટા માણસોનાં ભાષણોનો કાર્યક્રમ હતો. જવાહરલાલ અને કૃષ્ણા એ બધા કાયક્રમમાં ભારે ઉત્સાહથી હાજર રહેતાં. દર શનીવારે આ સંસ્થા તરફથી મોટી મોટી ટ્રિપો નીકળતી.

કમલાની તબીઅત ઠીક હોય ત્યારે જવાહરલાલ અને કૃષ્ણા એ પ્રવાસોમાં પણ ભાગ લેતાં. કોઇ કોઇ વાર ભાઇબહેનની જોડી બેલ્જી-

શ્રી. કૃષ્ણાનાં મોટાં બહેન:



શ્રી. વિજયાલક્ષ્મી પંડિત

*

અમ, જર્મની, ઇંગ્લેંડ વગેરે દેશોની પણ સફરે જઇ આવતી.

કેટલીક વાર કૃષ્ણા જવાહરલાલના સેક્રેટરી તરીકે પણ કામ કરતાં. તે વખતનો અનુભવ કહેતાં તેઓ જણાવે છે કેઃ—

'જવાહરના સેક્રેટરી થવું એ કાંઇ હાંસીખેલ નથી, કારણકે એમને સહેજ પણ બેદરકારી અસહ્ય લાગે છે અને અકળાય છે. છતાં બીજું કાંઇ કામ ન હતું, એટલે મેં એમનાં સેક્રેટરી થવાનું કબૂલ કર્યું. દરેક વખતે મને ડર રહેતો કે રખેને મારી કોઈ ભૂલ તો નથી થઇ ? નહિ તો જવાહર કયાંક ચીડાઇ જશે ! એ મને કદિ રજા આપતા નહિ, કોઈ કોઇ વાર તો મને એમના પર એવી ચીડ ચઢતી કે ન પૂછો વાત. વચમાં વચમાં અમે કેટલાંક પ્રેક્ષણીય સ્થળો જોવાં જતાં. તે વખતે હું કોઈ વાર કહું કે "ભાઈ, તમે જરા હમણાં એક ટેક્સી ન કરી લાવો ? મારા પગ દુઃખવા આવ્યા છે." તુર્ત જ જવાહરલાલ કહેઃ 'જો એક શરતે હું તારી વાત કબુલ કરૂં— આજ રાત્રે સિનેમામાં જવાનું આપણે ઠરાવ્યું હતું તે મોકુફ રાખવું પડે' કારણ કે જવાહરના મત પ્રમાણે આ મોજશોખની

બાબત હતી અને તેથી હું લક્ષચાઇશ એમ એ ધારતા હતા. પણ તે વખતે મને એમનું કહેવું સમજાતું ન હતું, પણ હવે તેની પળે-પળે મને ખાત્રી થાય છે.

ઈ. સ. ૧૯૨૭માં બ્રસેલ્સમાં એન્ટી ઇમ્પીરિયાલીઝમ લીગનું અધિવેશન ભરાયું હતું; તેમાં ચીન, જાવા, સીરિયા, પેલેસ્ટાઇન વગેરે દેશોના પ્રતિનિધિઓ આવ્યા હતા, હિંદુસ્થાન તરફથી પંડિત જવાહરલાલને પણ આમંત્રણ હતું. અને એ તથા કૃષ્ણાબ્હેન બંને આ અધિવેશનમાં હાજર રહ્યાં. ઈ. સ. ૧૯૨૭ના ઉનાળામાં પંડિત મોતીલાલજી યુરોપ આવ્યા અને તે વખતે એમને એવા આરામની જરૂર પણ હતી. બધું મંડળ લંડનની એક હોટલમાં મુકામ કરી રહ્યું હતું. પં. મોતીલાલજી જવાહરલાલને હેરોમાં અભ્યાસ માટે મૂકવા આવ્યા હતા, ત્યારે આ હોટલમાં જ ઉતર્યા હતા, એમ કહેવાય છે.

એક દિવસ કૃષ્ણાબ્હેન પોતાની ટપાલ સંબંધી પૂછપરછ કરતાં હતાં ત્યારે ત્યાંના નોકરે નામ પૂછ્યું.

"શું કહ્યું ? નેહરૂ ?"

"હા, નેહરૂ."

"નેહરૂ કે ?" નોકર બોલ્યો. "બ્હેન-સાહેબ, એ વાતને બહુ વર્ષ થઈ ગયાં. એ જ નામનાં એક મોટા શ્રીમંત ગૃહસ્થ આજ હોટલમાં ઉતર્યા હતા. એમના પત્ની પણ એમને શોભે એવા સુંદર હતાં. મને લાગે છે કે, એમનો એક ખુબસુરત પુત્ર પણ સાથે હતો. તે નેહરૂસાહેબ સાથે આપને કાંઈ સંબંધ થાય ?'

દરરોજ હજારો લોકો આવતા જતા હોવા છતાં પિતાની આટલી ચોકસ યાદદાસ્ત રાખતા નોકર સામે જોતાં કૃષ્ણાબ્હેન બહુ આશ્ચર્યચકિત થઈ ગયાં.

એકવાર કૃષ્ણાબ્હેન, જવાહરલાલ વગેરે બધું મંડળ પારીસમાં રહેતું હતું ત્યારે પંડિત મોતીલાલજી એકલા જ જવા નીકળ્યા. કૃષ્ણાબ્હેનને એક લેધરકોટની જરૂર હતી. પણ જવાહરલાલને તે મોજશોખ જ લાગતો હતો, તેથી તેની હાજરીમાં કૃષ્ણાબ્હેને એ વાત જ કાઢી નહિ. અને મોતીલાલજી ગરબડમાં કૃષ્ણાબ્હેનનાં શરીરનું માપ લેવાનું ભૂલી ગયાં, પરંતુ કૃષ્ણા એમની લાડકી પુત્રી હતી, ને કોઈ પણ કારણસર કોટ ન લઇ જવાય એ પંડિતજીને પસંદ ન હતું. આખરે કૃષ્ણાબ્હેનની કાઠીની એક અંગ્રેજ બાળાને સાથે લઇ પંડિતજી દૂકાને ગયા અને ત્યાંથી એમણે કૃષ્ણાબ્હેન માટે લેધરકોટ ખરીદ્યો.

ઇ. સ. ૧૯૨૭ ના નવેંબરમાં મોસ્કો ખાતે રશિયન રાજક્રાન્તિની દશમી વરસગાંઠ ઉજવવાનું ઠર્યું હતું. નેહરૂ પિતાપુત્રને ત્યાં ખાસ આમંત્રણ હતું. કૃષ્ણાબ્હેન પણ એ સમારંભમાં મોસ્કો ગયાં, ત્યાંના અનુભવનું એક સંસ્મરણ કૃષ્ણાબ્હેન આજે પણ કોઈ કોઇ વાર ગમ્મતમાં કહે છે.

એવી જ એક સભામાં શ્રી. કૃષ્ણાબ્હેન ઢાકાની સાડી પહેરીને ગયેલાં; અને એમના પોશાક તરફ કોઇનું પણ ધ્યાન ખેંચાશે એવો એમને ખ્યાલ ન હતો. એટલામાં એક રશિયન બાળા વહેલી વહેલી કૃષ્ણાબ્હેન પાસે આવી. એણે કૃષ્ણાનો પાલવ કેટલીકવાર હાથમાં પકડી રાખ્યો. એ અરસામાં એનું ધ્યાન કૃષ્ણાના ચાંલ્લા તરફ ગયું. તે સામે ટીકીને જોઇ રહેતાં એ રશિયન બાળાએ પૂછ્યું, 'હાં, આ કાંઇક તમારા ધર્મનું ચિન્હ હશે, ખરું ? અમને રશિયનોને તો એવો ધર્મનો આડંબર નથી ગમતો.'

કૃષ્ણાએ કહ્યું: 'ધર્મનું જ ખાસ કાંઇ નહિ, પણ ચાંલ્લો કરવો એ અમારાં રોજના પોશાકની માફક હંમેશની ટેવની જ બાબત છે.'

આ સાંભળી રશિયન બાળા ચકિત થઇ ગઇ. એણે પૂછ્યું, 'હા, એટલે તમે તમારું સૌંદર્ય વધારવાને જ ચાંલ્લો કરો છો, એમ ને?

અમને કમ્યુનિસ્ટોને આવા કૃત્રિમ અલંકારોથી કુદરતી સૌન્દર્ય વધારવાની બાબત જરાયે પસંદ નથી.'

સેરોના અધિવેશન પછી થોડાક દિવસે નહેરુ કુટુંબ હિંદુસ્થાન આવવા નીકળ્યું. અલાહાબાદ પાછા ફર્યાં પછી દરેક જણ પાછું પોતપોતાનાં હંમેશના કામકાજમાં પરોવાઈ ગયું. એકલાં કૃષ્ણાબહેનને જ ખાસ કાંઈ કામ નહતું ! તે જ વખતે અલાહાબાદમાં મોન્ટીસોરી શિક્ષણ પદ્ધતિ પર એક શાળા ચલાવવામાં આવતી હતી અને એ શિક્ષણ પદ્ધતિનો કૃષ્ણાબહેને ઘણો સારો અભ્યાસ કર્યો હતો. એટલે આ શાળામાં એમને નોકરી કરવાની ઇચ્છા થઇ. પણ પંડિતજીને આ વાત કદિ પસંદ નહિ આવે તે પણ એ જાણતાં હતાં.

આથી એક દિવસ પં. મોતીલાલજી ખુશમિજાજમાં હતા ત્યારે કૃષ્ણાબહેને એ સંબંધી વાત કાઢી. ધાર્યા મુજબ જ પંડિતજી ચીડાયા. પોતાની પુત્રી અલાહાબાદમાં શિક્ષિકા તરીકે કામ કરે એ ખ્યાલ જ એમને વિચિત્ર લાગ્યો. વળી નોકરી કરવી જ હોય તો તે બીન પગારે—ઓનરરી કરવી, એવો પંડિતજીનો આગ્રહ હતો. પણ જવાહરલાલ વચમાં પડયા, કેમકે એમને કૃષ્ણાબહેન શાંત બેસી રહે એ ગમતું નહોતું, અને કરેલા કામનો બદલો લેવામાં કાંઇ જ હરકત નથી એમ પણ એમનું ધારવું હતું. એમના મતનો સ્વીકાર થતાં કૃષ્ણાબહેન શિક્ષિકા બન્યાં. ગાંધીજીની અસહકારની ચળવળ ચાલું થતાં સુધી કૃષ્ણાબહેન આ શાળામાં નોકરી કરતાં હતાં.

તે વખતે ઠેકાણે ઠેકાણે વિદ્યાર્થીઓની સંસ્થાઓ સ્થપાતી હતી. આ વખતે અલાહાબાદના યુવક સંઘ [યુથ લીગના]ના કૃષ્ણાબહેન મંત્રી બન્યાં. જવાહરલાલ તેના પ્રમુખ હતા.

ઇ. સ. ૧૯૩૦ ના માર્ચની ૧૨ મીએ ગાંધીજીનો પ્રસિદ્ધ દાંડીનો સત્યાગ્રહ શરુ થયો. નેહરુ પિતાપુત્રને ધારવા મુજબ પકડવામાં આવ્યા. કૃષ્ણાબહેનને પણ પોતાની શાળા છોડી દેવાની જરૂર પડી અને સ્વયંસેવિકા તરીકે એ ભારે ઉત્સાહથી કામ કરવા લાગ્યાં.

કૃષ્ણાબહેન અને કમળા નેહરુ—નણંદ ભોજાઇને બંદોબસ્ત માટે આખો દિવસ તાપમાં ઉભા રહેવુ પડતું.

પં. મોતીલાલજીએ પ્રેક્ટીસ છોડયા પછી થોડા જ દિવસની વાત. અગાઉના ઘણા પક્ષકારો હજી પણ પંડિતજીની સલાહ લેવા આવતા. પણ પંડિતજીને ફરીવાર પ્રેક્ટિસ ચાલુ કરવાનો મોહ કદિ થયો નહિ. એક વાર એવા જ કોઇક ગૃહસ્થ મોતીલાલજીને એક લાખ રૂપીઆ આપવા આવ્યા. કૃષ્ણા એ વખતે પિતાની પાસે જ ઉભાં હતાં; પિતાએ પુત્રીને ઉદ્દેશીને કહ્યું, "બહેન, તને લાગે છે કે મારે આ લાખ રૂપીઆનો સ્વીકાર કરવો !"

કૃષ્ણાને ખબર હતી કે ઘરમાં પૈસાની ભારે ટાંચ હતી. એટલે એ લાખ રૂપીઆ ઘણા ઉપયોગી થઇ શકશે, પણ પિતાને એ વાત કદિ પસંદ પસંદ નહિ પડે એની એમને ખાતરી હતી, તેથી એમણે તત્કાળ કહ્યું: 'આપ એ પૈસા લો એ મને તો વાજબી નથી લાગતું.' અને પછી કેટલાક દિવસ સુધી પંડિતજી પોતાના પ્રશ્નના કૃષ્ણાના એ જવાબ માટે ઘણા આશ્ચર્યચકિત બની જતા.

ઇ. સ. ૧૯૩૨ માં ચળવળ એક વાર ફરીથી ઉછળી આવી. કૃષ્ણાબહેને પણ આ ચળવળમાં અગ્રગણ્ય ભાગ લીધો. ૨૬મી જાન્યુઆરીના સ્વાતંત્ર્ય દિનને દિવસે અલ્હાબાદમાં એક મોટી સભા ભરવામાં આવી. સભાના પ્રમુખપદેથી પંડિત મોતીલાલજીનાં પત્નીએ ખૂબ જોરદાર ભાષણ કર્યું. ૨૭મી જાન્યુઆરીને રોજ સવારે સાડાનવ વાગે આનંદભવનના ચોગાનમાં પોલિસોની લોરી આવીને ખડી થઇ, અને કૃષ્ણા તથા વિજયા-

લક્ષ્મી એ બંને બહેનોને ગિરફતાર કરવામાં આવી. બંનેને એક વરસ સખ્ત મજુરીની સજા થઈ.

આ એક વરસનો અનુભવ જણાવતાં કૃષ્ણાની આંખો ક્વચિત્ ગર્વથી ચમકી ઉઠે છે, તો ક્વચિત્ ત્યાંની સ્ત્રી ગુનેગારોની યાદ આવતાં એમની આંખો આંસુથી ઉભરાઈ જાય છે. તેઓ કહે છે, 'એમાંના એકએ પ્રસંગો તો હું કદિ નહિ ભૂલું.'

સજા થતાં પહેલાં કૃષ્ણા અને એમની સહચરીઓને ત્રણ અઠવાડિઆં 'અંડર ટ્રાયલ' તરીકે પૂરી રાખવામાં આવ્યાં હતાં. દરરોજ સવારમાં એક અંગ્રેજ સુપ્રિન્ટેડન્ટ સામે આવી તેમને ઉભા રહેવું પડતું.

એક દિવસ સવારમાં કૃષ્ણાની એક સહચરીને આવતાં જરા વાર થઈ તેથી સુપ્રિન્ટેડંટ ખૂબ જ ચીડાઈ જઈ બોલ્યોઃ 'વખતસર હાજર રહેવાનું તમને કેટલી વાર કહેવું પડે? મારી ટેનિસની મેચ મારી જાય છે.'

આ સાંભળી પોતે કેદી હતાં એ ખબર હોવા છતાં કૃષ્ણાએ સાત્વિક ક્રોધથી ઉછળી પડતાં કહ્યુંઃ 'સાહેબ, ટેનિસની મેચ એક દિવસ ચૂકી જવાય તે માટે તમે આટલા ફફડી જાઓ છો, પણ અમારી મેચ અમે દરરોજ ચૂકીએ છીએ તેનો તમે કદિ વિચાર કર્યો છે ખરો?'

દરેક જણને છ જ સાડીઓ આપવામાં આવતી. તે વખતે ખાદીની સાડીઓ અત્યાર કરતાં ખૂબ જ જાડી અને ખડબચડી આવતી. અને કૃષ્ણા અને વિજયાલક્ષ્મીને અસબસ્ત તે પોતાને હાથે જ ધોવી પડતી. ખોરાક તો તદ્દન ખરાબ જ આવતો. આખરે કૃષ્ણા અને વિજયાલક્ષ્મી પોતાની રસોઈ જાતે જ કરી લેવા લાગ્યાં. સાંજે પાંચ વાગે બધાંને કોટડીમાં પૂરી દેવામાં આવતાં. એક સહચરીએ કૃષ્ણાને ઉઠાડી કહ્યું, 'બહાર કાંઈ ખળભળાટ સંભળાય છે? કૃષ્ણા, મને લાગે છે, અગાઉ કોઈક નાચનારી અહીં મરી ગઈ હશે તેનું ભૂત તો નહિ નાચતું હોય?'

કૃષ્ણાને લાગ્યું કે એની સહચરી ઉંઘમાં જ કાંઈ બબડતી હશે. તેથી એણે તેને જાગૃત કરવા માંડી. એટલામાં વચમાં થતો ખળભળાટ વધારે સ્પષ્ટ સંભળાવા લાગ્યો. કૃષ્ણાએ એ રાત બહુ ત્રાસમાં વીતાવી. બીજા અને ત્રીજા દિવસની રાત્રે પણ બરાબર તે જ અવાજ સંભળાયો.

આખરે ઘણા દિવસે કૃષ્ણાને માલૂમ પડ્યું કે રાત્રે રાઉન્ડ લેતી પહેરેગીર સ્ત્રીઓની ચાવીઓનો તે અવાજ હતો.

કૃષ્ણા અને વિજયાલક્ષ્મી છૂટીને પાછાં ઘેર આવતાં જ એમણે આનંદભવનને મોટું ખંભાતી તાળું લાગેલું જોયું. કારણ કે એમનાં છૂટવાની, કોઈને જ ખબર ન હતી. બન્નેને તેમની સારી વર્તણુંક માટે પંદર દિવસ વહેલાં છોડયાં હતાં. કમલા નહેરૂ કલકત્તામાં બીમાર હોવાથી કૃષ્ણાનાં માતુશ્રી કલકત્તા જ હતાં. આખરે ખબર પડતાં જ કમળા અને સ્વરૂપરાણી અલાહાબાદ આવ્યાં. વિજયાલક્ષ્મીની ત્રણ પુત્રીઓ તે વખતે પૂનામાં ભણતી હતી. તેથી વિજયાલક્ષ્મી સાથે જ કૃષ્ણા પણ પૂના આવ્યાં. પાછાં ફરતાં રસ્તામાં કૃષ્ણા કેટલાક દિવસ મુંબાઈ રહ્યાં અને ત્યાં જ એમનો ને શ્રી. હઠીસિંગનો પ્રથમ મેળાપ થયો.

"પ્રથમ મેં રાજાને એક પાર્ટીમાં જોયા. તેઓ એક ખૂણામાં બેસી કેટલી શાંતિથી ચિરૂટ પીતા હતા! બધા લોકોમાં એ કાંઈ જુદા જ જણાતા' એમ તે સમયનું વર્ણન કરતાં કૃષ્ણાબહેન કહે છે.

પછી મુંબાઈમાં કૃષ્ણા ફરીથી એક વાર આવ્યાં ત્યારે એ બંનેનો પરિચય ઘણો જ વધ્યો. પોતાનાં સ્નેહલગ્નની વાત નીકળતાં

કૃષ્ણાબહેન ખાસ કહે છે કે: 'અમારું લગ્ન થશે જ એમ અમને પણ લાગતું ન હતું કારણ કે રાજા અને હું ખૂબ જ સાથે ફરતાં, સિનેમામાં જતાં, પ્રવાસ કરતાં, છતાં એ બધી જ વખતે રાજાએ ભૂલેચૂક્યે પણ કદિ મારી સામે વાજબી કરતાં વધારા પડતું ધ્યાન આપ્યું નહતું. આખેરે હું પાછા ફરવા ઉપડી ત્યારે રાજાએ એક દિવસ મને કહ્યું, 'કૃષ્ણા, આપણે હવે ક્યારે લગ્ન કરવું છે?'

મને આ પ્રશ્નથી એટલું તો આશ્ચર્ય લાગ્યું કે ન પૂછો વાત. પણ મને રાજા બહુ જ ગમતા હતા.

હું અલ્હાબાદ ગઇ તો પણ તેમની યાદ આવતાં હું બેચેન બની જતી. તેથી મેં રાજાને હકારમાં જવાબ આપ્યો.

આ પ્રમાણે સંમતિ આપી કૃષ્ણા અલ્હાબાદ ગયાં તે વખતે એમની બા બીમાર હતાં તેથી તેમને લખનૌ દવા કરાવવા લાવવામાં આવ્યાં હતાં. જવાહરલાલ તે વખતે જેલમાં જ હતાં, તેથી વિજયાલક્ષ્મીને આ ગુપ્ત રહસ્યની કૃષ્ણા મારફત જ ખબર પડી.

માને સાધારણ ઠીક લાગતું જોઇ વિજયા લક્ષ્મી મારફતે ઉપરની લગ્નની વાત કાને નાખી.

આ સંબંધમાં શ્રી. કૃષ્ણાબહેન પોતાના શબ્દોમાં કહે છે :—

"મેં ઘરમાં કોઇને પણ પૂછ્યા વિના લગ્નનું નક્કી કર્યું હતું, પણ તેથી જવાહર અને બા ચીડાશે એમ મને લાગતું ન હતું. કારણ કે મારા પર સૌને વિશ્વાસ હતો. અને હું યોગ્ય બાબત જ કરીશ એવી સૌને ખાતરી હતી. બા મને એક જ વાતનો વારંવાર ડર બતાવતી હતી; અને એ કે, મારે અને રાજાને ઘણા દિવસનો પરિચય ન હતો. અને એવા મામુલી પરિચય પર હું જીવનસાથી પસંદ કરું તે કદાચ જવાહરલાલને નહિ ગમે. આખરે

:શ્રી. કૃષ્ણાના પતિ :



શ્રી. ગૌતમ હઠીસિંગ (રાજા)

*

મારી ધારણા મુજબ જ બન્યું. જવાહરે મને એક વાર એમના ખંડમાં બોલાવી પૂછ્યું: "કૃષ્ણા, તારા ભાવિ પતિ સંબંધી કાંઇક ખ્યાલ તો આપ !"

મેં કહ્યું "રાજા બેરિસ્ટર છે અને થોડાક વખતથી એમણે પ્રેક્ટીસ શરૂ કરી છે."

જવાહરે પોતાની પ્રશ્નમાળા ચાલુ જ રાખી: "રાજાને ત્યાં કોણ કોણ માણસો છે? એમને ભાઇ કેટલા છે? ઓક્સફર્ડની કઇ કોલેજમાં એમણે અભ્યાસ કર્યો છે?–વગેરે વગેરે–" પણ એમાંના એકે પ્રશ્નનો જવાબ આપવાનું મારાથી બની શકે એમ ન હતું, કારણ કે એમાંની કોઇજ બાબતની મને ખબર ન હતી! આખરે જવાહરે ચીડાઇને પૂછ્યું: "તું એમને રાજા કેમ કહે છે તેની પણ તને ખબર છે કે! તેમના નામના ટુંકાક્ષર તો જી. પી. છે છતાં રાજા શા માટે કહે છે?"

આ વખતે તો હું ખરેખરી ડઘાઇ જ ગઇ. કારણ કે રાજાએ મને એ સંબંધમાં કાંઇક કહ્યું હતું ખરૂં, પણ તે હું સાવ ભૂલી ગઇ હતી તેથી મેં બ્હીતાં બ્હીતાં કાંઇક ગોળ ગોળ જવાબ આપ્યો.

જવાહરે ખૂબ જ ચીડાઇ જઇ કહ્યું, 'પૂરી પાગલતા કરી છે હોં, કૃષ્ણા!'

'અને એ ખંડમાંથી તુર્ત જ ચાલ્યા ગયા, પણ ત્યાર પછી યે કેટલીક વાર સુધી મારી છાતી ધડકયા કરી.'

* *

પરંતુ કૃષ્ણાએ પોતાની એ ભૂલ તત્કાળ સુધારી લીધી. એમણે શ્રી. ગૌતમ હઠીસિંગને પત્ર લખી તેમની સર્વ હકીકત મંગાવી અને શ્રી. હઠીસિંગે જે ઉત્તર મોકલ્યો તે યાદ કરતાં કૃષ્ણા હજી પણ હસી હસીને થાકી જાય છે.

મિ. હઠીસિંગે બધી માહિતી લખી મોકલી હતી. આખરે જવાહરલાલ મિ. હઠીસિંગને મળવા ખાસ મુંબાઇ ગયા અને એમણે આ વાત ગાંધીજીને કાને નાંખી. શ્રી. હઠીસિંગના કુટુંબ સાથે ગાંધીજીને સારો પરિચય હતો તેથી એમણે મિ. હઠીસિંગને એક વાર જાતે જોવાની ઇચ્છા દર્શાવી. મિ. હઠીસિંગ ગાંધીજીને મળવા ગયા અને ગાંધીજીએ તેમને એટલા અવળા-સવળા સવાલ પૂછયા કે તેથી તે કાંઇક ચીડાયા પણ ખરા. આખરે ૨૦મી ઓકટોબર ૧૯૩૩માં કૃષ્ણાબ્હેનનું મિ. હઠીસિંગ સાથે લગ્ન થયું. ખુદ ગાંધીજી સમારંભમાં આવી ન શકવાથી એમણે પોતાના તરફથી શુભ આશીર્વાદ મોકલ્યો હતો.

આખરે કૃષ્ણાએ અલ્હાબાદ છોડયું. અમદાવાદમાં સાસરે આવતાં પ્રથમ કેટલાક દિવસ એમને બહુ બેચેની લાગી. બધા જ કાશ્મીરી લોકોની જેમ કૃષ્ણાને પણ માંસ અને મચ્છીનો ખોરાક પ્રિય હતો; પણ શ્રી. હઠીસિંગના ઘરનાં બધાં માણસો શાકાહારી હતાં. તેથી કૃષ્ણાને શરૂઆતમાં બહુ વસમું લાગ્યું. શ્રી. મહાદેવભાઇ દેસાઇના આગ્રહને લઇ કૃષ્ણાબ્હેને નાનપણમાં માંસ ખાવું છોડી દીધું હતું. પણ તે બેત્રણ વરસ પૂરતું જ. પરંતુ હવે સૌ. કૃષ્ણા હઠીસિંગને પૂછીએ તો કહેશેઃ "માંસ કે? મને અગાઉના જેટલું જ પ્રિય છે, પણ હવે તેના વિના મને અટકી પડતું નથી."

થોડા વખતમાં હઠીસિંગ દંપતીએ મુંબઇમાં એક નાનકડા બ્લોકમાં પોતાનો ઘરસંસાર માંડયો. શરૂઆતમાં કોઇનો ખાસ પરિચય ન હતો, પણ પોતાની આજુબાજુ સ્ત્રીપુરૂષોનું મિત્રમંડળ જમાવવાની કૃષ્ણાબ્હેનની સહૃદયતા વખાણવા લાયક છે.

અત્યારે કૃષ્ણાબ્હેન ૩૯ વર્ષનાં છે. પણ એ થોડી ઉંમરમાં પણ એમણે દુનિયાનો વિવિધ અનુભવ લીધો છે. થોડાં વર્ષ પર થયેલા રણજિત પંડિતના અવસાનથી તો નહેરૂ કુટુંબ પર સખત આઘાત થયો છે જ; વળી ૧૯૪૨માં ઓગસ્ટમાં શ્રી. હઠીસિંગ પણ જેલમાં ગયા હતા. આ સર્વ પ્રસંગો યાદ આવતાં શ્રી. કૃષ્ણાબ્હેન આંખો મીંચી શાંત પડી રહે પણ તે એક ક્ષણ વાર જ. તત્કાળ એ કહે કે, "મારો હર્ષ અને અજિત મોટા હોત તો હું પણ રાજકીય ક્ષેત્રમાં નક્કી ઝુકાવત. ગાંધીજીના માર્ગમાં મને સંપૂર્ણ વિશ્વાસ છે. જવાહર માટે મને ભારે ગર્વ થાય છે. રાજાના વિયોગથી મને કદિ કદિ ગમગીની થતી તો પણ તે ક્ષણિકજ, કારણ કે સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવી હોય તો આવા કેટલાં ય બલિદાન આપવાંજ પડે. તો પછી તે સ્વાતંત્ર્ય માટે મારાં પ્રિયજનો જેલમાં જાય તો શું? બલ્કે ખુદ તેમના પ્રાણનું બલિદાન આપવું પડે તો પણ તેનું મને દુઃખ ન થાય.'

શ્રી. કૃષ્ણાબ્હેનની કલમમાં પણ જાદુ છે અને તેની સાક્ષી તેમણે પોતે પોતાનો જીવન પરિચય લખ્યો છે તે પુસ્તક With No Regret પૂરી પાડે છે.

સમાજ અને કુટુંબના ત્રાસથી કંટાળેલી વિધવાનાં



# તીડનાં ટોળાં

લેખક:
શ્રી. ગુણવંતરાય આચાર્ય

*

હવેલીની શેરી મૂળમાં જ સાંકડી હતી. સવારના પહોરમાં મંગળાના દર્શન માટે મુમુક્ષો જ્યારે દોડતાં દોડતાં હવેલી તરફ જતાં, અને બપોરે જ્યારે હવેલીની ગાયો શેરીમાં રઝળતી ત્યારે એ સાંકડી શેરી વધારે સાંકડી બનતી.

ચોપાસ વેરાયેલાં અને છંટાયેલાં પાણી, કચરો અને લગભગ એકેએક પ્રકારની ગંદકીવાળા કાદવમાંથી એક માનવી ચાલી શકે એવી પગથી પડી હતી, એટલો જ ભાગ રાહદારીઓને ચાલવા માટે, ભક્તોને દોડવા માટે અને ગાયોને રઝળવા માટે નક્કર હતો. બાકી બધે ભીની ને ભેજવાળા પોલાણ જેવું જ હતું. એવી એ શેરી સાંકડી હતી.

પરંતુ આજ આ સાંકડી શેરી વધારે સાંકડી બની હતી. મંગલા-દર્શનની આતુર દોડધામને પણ મંદ કરી નાખે, ભક્તિના કેફને હળવો કરી નાખે એવી એક વાત આજે બની હતી. એ વાત બહુ રસિક હતી એમ સહુના એ વાતના તાર ઉપર મંડાયલા સરવા કાનો ઉપરથી દેખાઇ આવતું હતું.

'કેમ સાંભળ્યું કે?'

'શું?'

'પેલી રમાની જ વાત તો. તમને ખબર નથી કાંઈ?'

'ના, શું છે? કહો તો ખરાં! રમા તો પેલી માસ્તરાણી કે નહિ?'

'હા, હરખા હરિરામની છોકરી. નાનાલાલ નાગરવેલિયા સાથે એને પરણાવેલી. બાળરાંડ હતી. વિધવા થયા પછી સાસરામાં આઠ દશ વર્ષ રહી ને પછી સાસરામાંથી નાસી ગયેલી. અને પછી કન્યાશાળામાં માસ્તરાણી થઇને રહેલી.'

'હા. હા. એ રમાને તો અમે ઓળખીયે છીએ. પણ એનું છે શું?'

'ભાગી ગઇ.'

'ભાગી ગઇ!'

ખરે, આ વાત રસિક હતી: રમા ગામમાં એક જાણીતી વ્યક્તિ હતી. સસરાના ઘરમાં એ આઠ વર્ષ સુધી રહેલી. બાળકમાંથી જુવાન ત્યાં થયેલી. સસરો ગામનો એક 'સારો' માણસ હતો. એવા સારાં સાસરામાંથી એ એક રાતે પહેરેલે કપડે નાઠેલી. સસરાએ લોકપ્રતિષ્ઠા, સંયુક્ત કુટુંબ, પોતાની કૌટુંબિક આબરૂ વગેરેને આગળ કરી, એને મેળવવા નાતના પંચમાં ને દરબારી અદાલતમાં ખૂબ મથામણ કરેલી, પરંતુ એ ફાવેલો નહિ. અને રમા સસરાની છાતી ઉપર ગામની કન્યાશાળામાં મહેતીજીની નોકરી કરતી હતી. આવી રમાને ગામમાં કેમ કોઇ ના જાણે? પીઠ પાછળ ઘણા એને 'માથાં ફરેલી' કહેતા. એવી એ રમા હતી. એના નાસી જવાની વાત રસિક કેમ ન હોય?

ભક્તોની ભક્તિ જાણે કે આ વાતના રસપુરમાં તણાતી હતી.

'પણ સાંભળ્યું, એ નાસીને ગઇ ક્યાં? એણે તો મેમણ શકુરનું ઘર માંડયું. બ્રાહ્મણી વંઠે ત્યારે તરકવાડે જાય.'

'હેં!'

આશ્ચર્યના આ એક ઉદ્‌ગારમાં વાત સાંભળનારના માનસનો પરિચય થતો હતો. ઘણાને તો એમાં સ્ત્રી–ચરિત્રનો ભાસ થતો. ઘણાને એમાં સ્ત્રી સ્વાતંત્ર્યનો આખરી અંજામ દેખાતો. કોઇકને એમાં ગલીપચી દેખાતી.

પરંતુ માનવસ્વભાવની નિર્બળતાઓ છતાં પણ સમાજના ઉત્કર્ષની આશા નાબુદ નથી થતી, કેમકે હજાર માનવીઓનાં સંઘમાં કોઇ એકાદ તો પારખુ હોય છે.

સહુ કોઇના આશ્ચર્યના ઉદ્‌ગારનો પ્રધાન સૂર હતો: 'એ તો અમે એ વખતે જ ધાર્યું હતું. એના કરતાં આટલું મોડું કે વહેલું થયું એની જ અમને નવાઇ લાગે છે.' ત્યારે આવા એકાદ બે પારખુઓના આશ્ચર્યના ઉદ્‌ગારનો ધ્વનિ વેદનાભર્યો હતો: 'આવું અમે નહોતું ધાર્યું. આ વાતે આવું અણધાર્યું સ્વરૂપ કેમ લીધું હશે?'

*

આ અને આવી લોકચર્ચાઓ જેટલી ઝડપથી જાગે છે એટલી ઝડપથી નથી શમતી. પવનમાં સુકાં પાદડાંઓ પણ ઉડે એમ, આ વાતોવૃક્ષના પાંદડાંઓ પણ લોકોની ચર્ચાઓની પાંખ–ચર્ચાઓની પાંખ ઉપર બેસીને ચોપાસ ઉડવા લાગ્યાં. કોઇએ રમાને ઊછાંછળી કહી. કોઇએ રમાને તોફાની કહી. કોઇએ રમાને વંઠેલી કહી. કોઈએ રમાને 'ઉસ્તાદ' પણ કહી. કોઇએ એને 'કુટુંબબોળુ' કહી. કોઇએ નાતને તો કોઈએ સસરાને નમાલો ગણાવ્યો. કોઇએ આવું આવું બનતું અટકાવવાની જવાબદારી રાજ્ય ઉપર નાંખી. લોકચર્ચા સદાકાળ હકીકત કરતાં અભિપ્રાયને વધારે વજુદ આપે છે. એટલે સમાજ અનાચાર કરતાં અનાચારનાં આભાસને વધારે નિન્દે છે. એટલે જ સમાજની દ્રષ્ટિએ મેમણ શકુર કરતાં રમા વધારે દોષપાત્ર હતી.

આ લોકચર્ચાની નાયિકા રમા બાર વર્ષની વયે વિધવા બનેલી. એ વખતે શારદા કાયદો અમલમાં ન હતો. અમલમાં હોત તો એના માતાપિતા પાડોશના કોઇ દરબારી ગામમાં જઇને પરણાવત. આઠ વર્ષે એ પરણેલી. બાર વર્ષે વિધવા બનેલી. ત્યાર પછી રમા સાસરે રહેતી.

આઠ વર્ષ એ સાસરે રહી ને એક રાત્રે એ નાઠી. પહેરેલે લુગડે ને ઉઘાડે માથે એક અંધારી રાતે એણે સાસરાનું ઘર છોડયું. પણ એણે જવું ક્યાં? પિતા ઘરમાં સંઘરશે? નાત એને પિતાના ઘરમાં સંઘરાવા દેશે? કોઇ ઘોર આંધી એના મગજમાં ત્રાડતી હતી. ઘોર નિરાશા તેના હૃદયમાં હતી. આંધળો વેગ એના પગમાં હતો. પોતે ક્યાં જાય છે એની એને સુઝ પડે એ પહેલાં તો એ ગામના પાદરના કૂવાને કાંઠે આવી ઊભી. હિંદુ વિધવાના હૃદયમાં કૂવા, વાવ કે સરોવરના જળનો અનહદ સાદ સદીઓથી જાગે છે. કૂવો એ એમની બુદ્ધિનો વિષય નથી—પ્રેરણાની નિષ્પત્તિ છે.

કૂવાને કાંઠે એક ગૃહસ્થ નહાતા હતા. ગામની ધર્મશાળામાં એ ઉતર્યા હતા. આખા દિવસની ગરમીનો ઉકળાટ એક નોકરે એંચેલા કૂવાના જળ વતી એ શમાવવા માગતા હતા. એ હતા કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર. એણે રમાને વારી, આશ્વાસન આપ્યું. રમાને લખતાં વાંચતાં શીવતાં ગૂંથતાં ને રાંધતાં આવડે છે એમ જાણી સ્થાનિક કન્યાશાળામાં નોકરી પણ આપી.

વળતે દિવસે રમા ગામમાં નામચીન બની. ને પછી એકાદ વર્ષ સુધી એનું નામ કોઈ ને

કોઇ પ્રસંગે ગામની જીભ ઉપર રમતું રાખ્યું. પિતાએ રમાને આપેલો હપ્તો ને પોતાના ઘરમાંથી એને ફરમાવેલી કાયમી હદપારી, રમાનો કબજો પાછો મેળવવાના સસરાએ નાત ને કેળવણી ખાતાથી માંડીને અદાલત સુધી કરેલા પછાડાએ લોકના કાનોમાંથી ને કાન દ્વારા જીભમાંથી રમાને નહોતા ખસવા દેતા.

ને પછી તો એ વાતને ચાર વર્ષ થઇ ગયાં. વળી ફરીને એક વાર પાછી રમા નાઠી. ગયે વખતે નાસીને એ કન્યાશાળામાં રહી હતી. આ વખતે નાસીને મેમણ શકુરને ત્યાં રહી. લોકચર્ચાને આવો રસિક વિષય બીજો કયો મળે એમ હતું ?

*

નદીને સામે કાંઠે મેમણ શકુરનો બંગલો હતો. મેમણ શકુરની આબરૂ જુદા જુદા લોક-વર્ગમાં જુદી જુદી હતી. ગામમાં એની કટલરીની દુકાન હતી. વેપારીઓમાં એનો વહેવાર સારો ગણાતો. ગામમાં રેલસંકટ હોય, દુષ્કાળનું કામ હોય, સંઘની ગાયો આવી હોય કે એવું બીજું કોઇપણ કામ કોઈ કરતું હોય તો મેમણ શકુરના સહકારની એને ખાત્રી રહે. ગાંધનું ગોપીચંદન ઘસવામાં, પગ ઘસવામાં કે પાંચ પૈસા જાતના ખર્ચી નાખવામાં પણ એ મિંયાં પાછો પગ ન ભરે એમ ગામના લોક અનુભવથી જાણતા હતા. નાટક કંપની આવે તો 'મિંયાં શકુરભાઈ' એના ઉતારા, સાધનો વગેરેની સગવડ કરી આપે. ગામમાં કંઈક ધાંધલ કરવું હોય તો પણ 'મિંયાં' આગળ થાય. માનવસ્વભાવના ચોકકસ ખંડો પાડીને માનવીઓનું વર્ગીકરણ કરનારાઓને શકુરને 'સારો' માણસ ગણવો કે 'નઠારો' ગણવો એની સૂઝ નહોતી પડતી. એટલે લોકોએ શકુર અને શકુર જેવાઓ માટે એક અલાહેદો વાડો રાખ્યો છે. જેને પૂછો એ શકુરના સ્વભાવનું વર્ણન એક જ શબ્દમાં કરે: 'એ તો મિંયાંભાઇ છે.' એવો એ શકુર મેમણ હતો. અને એવા મેમણના ઘરમાં બ્રાહ્મણ વિધવા રમા આજ બેઠી હતી.

*

બંગલાની ઉંચી અટારી નદી ઉપર પડતી. એ અટારીમાં એક દિવસ રમા બેઠી હતી. નદીના જળમાં પોતાના જીવનની જાણે કે એ ઝાંખી કરતી હતી.

એણે નદીનાં પાણીમાંથી પોતાના જીવનના પરપોટાઓને ઉઠતા, ફુટતા, નવેસરથી બંધાતા જોયા. નદીનાં પાણી જાણે વમળે ચડ્યાં હતાં.

એણે જોઇ ચાર—પાંચ વર્ષની છોકરી. ઉછળતી, નાચતી, હસતી, ને રમતી. માતાના વહાલ એના ઉપર ઢોળાતાં હતાં.

ને એણે જોઈ દશેક વર્ષની એક છોકરી, કોઇ કાબેલ ચિત્રકાર પોતાના તૈયાર ચિત્રમાં નવેસરથી રંગોની મિલાવટ ને જમાવટ કરતો હોય એમ આવતી જોબનપુર રમણીયતાના રંગોની તંદુરસ્તી એના અંગેઅંગમાં પૂરતી હતી. માતાના વહાલમાં કાંઇક વેદના હતી. ભાવિની પુરોગામી પીડાએ એ કંઠને જાણે કાંઇક કઠોર કર્યો હતો. 'હવે નથી કરવું લેસન. કર્યાં લેસન બહુ. આ શાક વધારી નાંખ. સાસરે જઇને રાંધતાં નહિ આવડે તો સાસરિયાં કહેશે કે આવડી જડઘા જેવી માએ છોકરીને કાંઇ શીખવ્યું છે કે નહિ?' સાસરિયાં આમ કહેશે ને સાસરિયાં તેમ કહેશે. એ માતાનું સતત ચિંતન ક્ષણે ક્ષણે સંભળાતું. માતા જનેતા ટળીને સાસરાની સૃષ્ટિના ચોકીદાર જેવી બની હતી.

વામમાર્ગીઓનો નવરાત્રીનો શક્તિ–ઉત્સવ તમે જોયો છે? ત્યાં દેવીનું સાનિધ્ય કલ્પાય છે. નરનારીઓ રાસ ઝીલે છે. અખંડ જ્યોતે ધૂપદીપ જલે છે. આસોપાલવના તોરણે મંડપ શણગારાય છે. ને આ તમામ સામગ્રી ખડકાય છે એક અબોલ પશુના વધ માટે. એણે

જોયા ચાર ઘરરથંભો, આસોપાલવના તોરણે મઢેલો મંડપ એની આંખની કીકીમાં રમવા લાગ્યો. નગરની તો નહિ, પણ જ્ઞાતિની નારીઓ ગીતો ગાતી હતી. અખંડ દીવે અગ્નિ જલતો હતો. વિષ્ણુ દેવનું સાનિધ્ય કલ્પાયું હતું ને આ તમામ સામગ્રી ખડકાઇ હતી એક અબોલ બાલ હિન્દવાણીના વધ માટે, ને એ વધરથંભોને વીંટળાઇને શિકાર નાસી ન જાય એની ચોકી જાણે કરતો હોય એમ પુરુષસમાજ બેઠો હતો.

બસ, સ્મૃતિચિત્ર આંહી ખતમ થયું. ને પછી ઓથારની દુનિયા જાણે સળવળી. કોઇ મોટા પથરને ઉપાડીએ ને નીચેથી વીંછીના બચલાં બહાર નીકળી આવે એમ ભારે દબાયેલા હૃદયનો ભાર હળવો થતાં અંદરથી જાણે કે વીંછીના બચલાં બહાર નીકળ્યાં ને એને ડંખવા લાગ્યાં.

એનો પતિ ક્યારે મરી ગયો એની એને ખબર નહોતી. એનો ચુડો ક્યારે ભાંગ્યો એની માહિતી નહોતી. એ સમજણી થઇ ત્યારથી વિધવા જ હતી.

જલબિન્દુઓમાંથી લોહીની ધારે એણે સસરાનું ઘર રચાતું જોયું ને એ કસાઇખાનાના દેખાવને જોઇ એ કમકમી. ચાર-પાંચ વર્ષ એણે મજૂરીનાં કાઢ્યાં ને પછી એણે જુવાન દિયરની આંખો ફરેલી દીઠી. પાડોશીની આંખ ફરેલી દીઠી. આઠ વર્ષ પસાર થયાં. એ પડી હતી ? કોણ જાણે !' એ બચી હતી ? કોણ જાણે !

ને એક દિવસે પાડોશમાં રહેતા મેમણ શકુરે એને ટાઢે થરથરતી સવારના પહોરમાં પાણી સારતી જોઇને એ સાંભળે એમ ઉદ્દગાર કાઢ્યા; ' આટલું આટલું દુઃખ ભોગવે છે એના કરતાં મારા ઘરમાં બેસી જા ને ? પેટને માટે મજૂરી તો નહિ કરવી પડે ને ?'

એ શબ્દો એણે સાંભળ્યા. એને અંગે અગ્નિ લાગી. પેટને માટે મજૂરી ? શું સમજે છે આ મિંયા ? એક બ્રાહ્મણી સામે નજર નાંખવાની એની હિંમત ? શા માટે એને શૂળીએ ન ચડાવવો ? પણ સાચો ડંખ તો એ હતો કે એની વાત સાચી હતી. મજૂરો તો મજૂરી કરીને પેટનો ખાડો માત્ર પૂરે છે. એ વિધવા હતી એ માટે કામ તો સરજાયું હતું, પણ એની મજૂરીની પણ ચોરી ? એ પાણી સારતી હતી એ બીજા ઢોળતા. એ રાંધતી હતી એ બીજા ખાતાં. એ વાસણ માંજતી ને બીજા એ બગાડતા. એ કામ કરતી તે બીજા એ કામનો લાભ લેતા. ને આ બધાના બદલામાં એને શું મળતું હતું ? કોળિયો ધાન ને છાલિયું છાશ ! રમાને વૈધવ્યનું રહસ્ય તે રાત્રે સમજાયું. વિધવા એટલે જીવનદાસત્વની મૂર્તિ, હિન્દુ-હબસી—ગુલામ.

તે જ રાત્રે એના અંતરમાં સામાજીક પ્રબંધ સામે બંડની વૃત્તિ જાગી. પહેરેલા કપડે ગુલામગીરીના એ કારાગારમાંથી એ નાઠી. કન્યાશાળામાં એ પછી મહેતીજી થઇ. સ્વતંત્ર કમાણીએ એનામાં સ્વમાન જગાવ્યું. સ્વતંત્ર જીવને એનાં અંતરમાં તાલાવેલી જગાવી. એ દિવસે એ જાણે ફરીને જન્મી.

ને—ને—ને એક રાત્રે સાહેબનો પટાવાળો એને ફાનસ લઇને તેડવા આવ્યો. એનું માથું ભમી ગયું. પટાવાળાનું ફાનસ એણે ઝુંટવીને ફોડી નાંખ્યું. પટાવાળાને એણે તમાચો માર્યો. મહેતીજીના ચંડી સ્વરૂપને જોઇને છળી મરેલો પટાવાળો ગાલ પંપાળતો ' સાહેબ ' પાસે જવાને અંધારી રાતે અંધારે રસ્તે એક બાજુ દોડયો. અને રમા પહેરવાનાં લુગડાંનું એક નાનું પોટકું બાંધીને પોતાનું ઘર ઉઘાડું મૂકીને બીજે રસ્તે ચાલી નીકળી.

જો શરીર એ વિધવાનું એકમાત્ર નાણું હોય તો શા માટે એની વાજબી કિંમત ન લેવી ? મારે રીબાઇ રીબાઇને ચુંદાવાનું જ સરજત હોય તો આપમેળે જ શા માટે એ

સરજત ન સ્વીકારતું ?

તે દિવસે મધરાતે એણે મેમણ શકુરના નદીપરાના બંગલાનો દરવાજો ખડખડાવ્યો.

પાંચ વર્ષ એ વાતને થઇ ગયાં હતાં.

*

દરિયામાં ડુબકી મારીને કોઇક એકાદ મરજીવો મોતી લાવે છે ને કોઇક કાદવ પણ લાવે છે. રમાએ પણ તળાયામાં ડુબકી મારીને કેવળ કાદવ ડહોળ્યો હતો. મેમણ શકુર રંગીલો માણસ હતો ને એને બંગલે મહેફીલ જામતી.

પાંચ વર્ષમાં વાસનાનાં વહેણ સૂકાઇ ગયાં હતાં. શરીર ઉપરથી જોબનની ખાલ ઉતરી ગઇ હતી. શરીર નીચોવાઇ ગયું હતું.

રમા મનમાં ને મનમાં ધૂંધવાતી હતી. એનું માયું ક્યારનું યે ભમી ગયું હતું ને એના અંતરમાં આતશ શેનો હતો એની રમાને ખબર નહોતી, પરંતુ એ એના શરીરને ભરખી ખાતો હતો. એનું અંતર પછડાટા મારતું હતું ને એ પછડાટ શેના હતા તે એ કહી શકે એમ નહોતું. ઘણીવાર રાતોની રાતો પરસેવાથી રેબઝેબ થતા બદને દાંતોની કરાસ બનેલી ભીડમાં પોતાના સુકાયેલા હોઠને પીસીને એ પથારીમાં પ્રેત જેવી બેસી રહેતી. ત્યારે શકુર કે એના સાગ્રીતો એને જુવે તો એનાથી હજાર હજાર જોજન દૂર નાસે એવું એનું સ્વરૂપ બનતું. અંગેઅંગમાંથી જાણે કે કાંઈક બહાર નીકળવા માગતું. કોઇક બોલવા માગતું, કોઇ ભભૂકી ઉડવા વાંછતું.

ને આ વણપારખ્યો તનમનાટ પાંચ વર્ષથી વાસનાને રૂપે કાંઇક પોષાતો. ને રમા મન મનાવતી કે એનું દબાયેલું જોબન આજ થોડાપુર માણી રહ્યું છે.

ને એ બંગલામાં રમાની એવી એક રાત પછીની રાતોની રાત સુધી વાસનાઓની ભરતી સભર રહેતી. પ્રત્યેક દિવસ એના અંતરના આતશમાં જાણે કે એક નવું ઇંધન સીંચાતું.

## કોયલને !



સંગીતના સૂર તું સુણાવ,
કોયલડી, દુનિયાને સંગે ડોલાવ !

અંધારી કેવી એ રાત હતી મેઘલી !
દૂરથી તું કૈંક ગીત ગાતી'તી એકલી !
તારો એ આંબો બતાવ ! કોયલડી...

ઉંચા આવાશ હશે, મધુરા મુખવાસ હશે,
સંગીતના શાસ્ત્રાક્ષર શીખ્યા પણ ત્યાં હશે,
તારો એ દેશ બતાવ ! કોયલડી...

કોમળ એ કેવો હશે ! લીસો પણ બહુ હશે !
ધીરો, મધુર, છતાં સંગીતે વિશાળે હશે !
તારો એ કંઠ બતાવ ! કોયલડી...

નાની શી કાળી છે કાયા તો ઉપરે !
આવાં આનંદ ગાન તો ય કેમ ઝરઝરે !
તારૂં એ હૈયું બતાવ ! કોયલડી...

જગમાં ભૂમિ માતનાં દુઃખડાં ભુલાવવા,
પ્રેમ શૌર્ય આનંદનાં કાવ્યો સૌ પ્રેરવા,
મારાં ઉદ્યાનો ગજાવ ! કોયલડી...
દુનિયાને સંગે ડોલાવ !

સંગીતના સૂર તું સુણાવ,
કોયલડી, દુનિયાને સંગે ડોલાવ !

કુ. ઉષા ધોળકીયા.

પાંચ વર્ષ એમ ને એમ વહી ગયાં. પાંચ વર્ષ પછી એક રાતે રમા નદીકાંઠે બેઠી હતી. માથે શીતળ ચાંદની રમતી હતી. હૈયામાં હુતાશન ધમતો હતો.

મેમણ શકુર થોડીવાર પછી આવ્યો અને બેઠો. 'સાંભળ્યું કે?' એણે કહ્યું.

'શું?'

'પેલા મૂળજી હરજીવનની દીકરીએ કૂવો પૂર્યો.'

'હેં! રમાને જાણે વીજળીનો આંચકો લાગ્યો. શકુર એની નણંદની જ વાત કરતો હતો! નણંદ વિધવા હતી!

'ગર્ભ રહી ગયો હતો. ગર્ભપાત કરવાની ખાનગી મહેનત તો કરી જ હશે ને, પણ ફાવી નહિ હોય. લાશને દવાખાનામાં ચીરી તો અંદરથી છોકરું નીકળ્યું.'

રમા ચૂપ બેસી રહી. ક્યાંય સુધી એ એમ ને એમ બેઠી રહી. એકાએક જાણે કે એના મગજમાં વીજળીની આગધારે પ્રેરણા આવી. એકાએક હૃદયનો આતશ બહાર ભભૂકી નીકળ્યો ને એના લાલઘેરા પ્રકાશમાં નહિ સમજાયેલી વાતો સમજાવા માંડી. રમાના પછડાટા વાસનાના નહોતા—મુક્તિની ભૂખના હતા; જગતે સંરજેલા આ ઘોર કારાગારમાંથી કેમ નીકળવું એની વિચાર વેદનાના હતા.

શકુર સાથેનો પોતાનો સંબંધ પણ એને હવે ખરો સમજાયો. શકુર એની વાસનાની મૂર્તિ ન હતો, પરંતુ આર્થિક મુક્તિની આશા હતો. અસમાન વિચારો ધરાવનારાઓનો અભંગ સમાગમ જીન્સીમાં પરિણમે છે. જીન્સી એ અસમાન વિચારોના ક્ષેત્રનું સંધિસ્થાન માત્ર છે એ એને સમજાયું.

ને રમાના અસ્પષ્ટ વિચારોએ તણખાની લાલાશ અને તિખાશ પકડી. હોઠ પીસી એ ઉભી થઈ: 'હું—હું એ કરવાની કરવાની ને કરવાની જ.' ને એના અવાજમાં સિંહણની બેપરવાભરી મગરૂરી આવી.

'હું જાઉં છું.' એણે શકુરને કહ્યું.

'ક્યાં?'

'હું જાઉં છું' હોઠ પીસીને એણે કહ્યું. 'હું હવે એક પળ પણ નહિ રહી શકું. મારે એક કાર્ય કરવું છે, એ કરવાને હું જાઉં છું.'

'નાસી જવું છે કે?' શકુરે કાંઈક તિરસ્કાર ને કાંઈક રોષથી કહ્યું. 'હવે બેસ નીચે.'

રમાના રોમેરોમ કંપતા હતાં. એણે શકુરને તમાચો માર્યો. 'તું રોકીશ? અને મને?'

શકુર ઉભો થઈ ગયો. સદા તલસતી રમામાં એને આજે કાંઈક નવું દેખાયું. તમાચો એ જીરવી ગયો.

રમાએ કહ્યું: 'શકુર, મને માફ કરજે. મારે તને તમાચો નહોતો મારવો જોઈતો, પણ અત્યારે મારૂં હૃદય મારા મગજના કબજામાં નથી. મારા અંતરમાં ભૂખ જાગી છે, કરાલ કાલી બનવાની; આ આખાયે સમાજને મારી મુઠ્ઠીમાં ભીંસી નાખવાની, પુરૂષને માથે પગ મૂકીને ઉભવાની. મને હૈયે હામ જાગી છે હવામાં ઝંડો ફરકાવવાની ને મારો રોમેરોમ 'બળવો, બળવો,' પોકારી રહ્યું છે.

શકુરને આ વાત ન સમજાઇ. એની બુદ્ધિને આ વાત અગમ્ય હતી. એ એની સામે જોઈ રહ્યો.

'શકુર, હું તારે ત્યાં કેમ આવી? પેલી વિધવાએ આપઘાત કેમ કર્યો? હજારો વિધવાઓ કેમ નાસે છે? અને નસાડીને એનો વેપાર કરનારાઓ એ વિધવાઓને કેમ ભોળવી જઈ શકે છે? એ તમામની પાછળ વાસના નથી. જોખમ નથી. જુવાની નથી.'

'ત્યારે શું છે? નાસેડુ વિધવાને છુટ કેટલી બધી?'

'અરે ઓ મૂર્ખ!' રમા તિરસ્કારથી હસી. શકુરે એને પહેલી જ વાર મુક્ત હાસ્ય કરતાં જોઈ. અને એની બુઠ્ઠી થઈ ગયેલી

લિપ્સાં નવેસરથી જાગી. ફરી વળગી પડતી ખામણી કરતાં આમ ચાહન તિરસ્કાર કરતી રમણી એને રમણીય લાગી; 'એની પાછળ કેવળ વાસના જ હોય તો સમાજની દંભી લોકલાજના પડદા નીચે એને ઓછી તકો મળે છે? શું એને ઓછી સગવડ મળે છે!' 'એવરૂ; વિધવા એટલે સાધારણતઃ નાતની વહુ ને ઘણીવાર કુટુંબની વહુ. પણ નાસતી વિધવાઓને એ સ્વતંત્રતા નથી જોઈતી. એને જોઈએ છે લોખંડી ચોગઠામાંથી મુક્તિ. આર્થિક પરાધીનતામાંથી મુક્તી. એ નાસે છે એ કોઈનો હાથ ઝાલીને પોતાનું સ્વતંત્ર ઝુંપડું બાંધવાની એકમાત્ર નેમથી. ને—ને—કેટલાક સોદાગરોએ એ ભાવનામાંથી પેટની રોજગારી શોધી!'

રમાની આંખોનો આતશ શકુરને જાણે ડામી રહ્યો. એના અંગેઅંગમાંથી વિરાટ સ્વરૂપની જાણે કે પાંખો પ્રગટતી હતી. એ પાંખો ઉપર બેસીને જૂની રમા હવામાં ઓગળતી હતી ને એનું સ્થાન લેતી સાથેસાથ 'માથાં ફરેલી' બનેલી બજારમાનને વિફરેલા સિંહણ સમી આ નારી.

'શકુર, તેં તીડનાં ટોળાં જોયાં છે?'

'હા કેમ?', આ ઓરતને આજે શું થયું હતું અને શા માટે એક વિચાર ઉપરથી બીજા વિચાર ઉપર કૂદાકૂદ કરતી હતી એની શકુરને દિશાસૂઝ પડતી નહોતી.

'રણના ખારાપાટમાંથી તીડનાં ટોળાં ઉપડે છે. એ ટોળાંની ઉપર સમળી, કાગડાઓ, શકરાઓ વગેરે ઉડતા ફરે છે ને અપરંપાર તીડોને હવામાં ખાઈ જાય છે. એ તીડનાં ટોળાં જમીન ઉપર બેસે છે ને ખેડુતો એને મારી નાંખે છે. એ ઉપરથી મરે છે. નીચેથી મરે છે. ને આખરે કોઈ વિશાળ ખારા નીલા સાગરમાં ડૂબી મરે છે. છતાં શકુર, એ તીડો શા માટે પોતાનું રણ છાડીને સાગર તરફ ઉડે છે?'

## પૂર્ણિમા



અમી વરસે રે બહેન અમી વરસે,
ઘેરીશી વાદળી અમી વરસે.
અમી વરસે રે બહેન અમી વરસે,
ઘેરી શી વાદળી અમી વરસે.

નિતરતો દિવ્ય ચાંદ રજનીની પ્રીતમાં,
ઘેરીશી વાદળી શરમાતી હશે,
અમી વરસે બહેન અમી વરસે,
ઘેરીશી વાદળી અમી વરસે.

રજનીની પ્રીત ચારુ ચંદાને ભાવતી
છાની લપાતી રજની રાગ ઝીલે;
અમી વરસે રે બહેન અમી વરસે,
ઘેરીશી વાદળી અમી વરસે.

આંખ મીંચોલી ખેલે ચંદાની સંગમાં
પૂર્ણિમાની રાત રંગ રંગે ખીલે;
અમી વરસે રે બહેન અમી વરસે,
ઘેરીશી વાદળી અમી વરસે.

અબીલ ગુલાલ ભરી કુમકુમ થાળસજી
પૂર્ણિમાનું પ્રીતે પૂજન કરીયે;
અમી વરસે રે બહેન અમી વરસે,
ઘેરીશી વાદળી અમી વરસે.

નટવરલાલ પંચાલ

'કોની, ઘોડાતીડની વાત કરે છે? એનું તો એમ જ થાય ને? અમે તો કાંઇ બીજું થતાં નથી જોયું.'

શકુરને એ સવાલો પૂછતી હતી. છતાં એની અંતરતમ અભિલાષા એ હતી કે, શકુર ચૂપ રહે. શકુરનો પ્રત્યેક શબ્દ એની બુદ્ધિની મર્યાદા વધારે ને વધારે ટૂંકાવતો હતો. શકુરે એને આશ્રય આપ્યો હતો. પોતે એનો આશ્રય શોધ્યો હતો. શકુરનું વધારે લીણું ન બને એ જોવાની એની આખરી ઇચ્છા હતી.

રણના ખારી એકરાગી ઉજ્જડતામાંથી મુક્ત થવા, નવી સૃષ્ટિ સર્જવા નવા આવાસ શોધવા અને નવા આવાસમાં સ્વતંત્રતાથી જીવન વિતાવવું એ પ્રત્યેક તીડના અંતરની આશા છે. આ આશા એને આવા મૃત્યુ પંથે ધકેલે છે. આસમાનમાં એ સમડીઓ ને શકરાઓ જુએ છે, ધરતી ઉપર એ ખેડુતને જુએ છે તે છતાં કોઇ ઉગ્ર તમન્ના તીડને આગળ ધકેલે છે. ને હિન્દુ વિધવાઓ પણ તીડો જેવી જ છે. એ લોખંડના પીંજરામાં પૂરાયેલી છે. એ કારાગારના બારણા પાસે એના શિકારીઓનું ટોળું પણ જુએ છે. એના વેપારીઓના ટોળાં એ જુએ છે. એ જાણે છે, સમજે છે કે પુરૂષને એના આચારવિચારોથી પર એનું શરીર જોઇએ છે. એને હડધૂત કરનારાઓ એને કોઇ નવે ચીલે ચડતાં જ અટકાવવા માગે છે. આટલું છતાં એ કારાગારોનો દરવાજો જરાક જેટલો પણ ખુલ્લો રહી જાય તો નાસે છે. એ શા માટે નાસે છે? બંધિયાર હવા એને ગુંગળાવે છે. એને તાજગીભરી હવા જોઇએ છે અને એ માટે બધાં જોખમો વહોરે છે.

શકુરને મન આ બધી વાતો પર હતી. પણ આ જાજરમાન બનેલી સ્ત્રી પોતાના દુઃખની કથની કહી રહી છે. એવો એને ખ્યાલ આવ્યો.

'મારૂં માની જા ને તું આંહીં રહે. તને અહીં કોઈ નાહ પજવે.' એણે કહ્યું.

'જે દિવસે સ્ત્રીએ કાયના ઘરમાં રહીને સલામત રહેવાનું મંજૂર કર્યું તે દિવસથી એ પરાધીન બની છે. હું તો જઇશ. વિધવાના શરીર ઉપર બેઠેલી જળોને નાબુદ કરીશ. મારી જિંદગી તો એળે ગઇ, ભલે ગઇ, મને એની પરવા નથી, પરંતુ મારી હજારો બહેનોની જિંદગીને એળે જતાં ઉગારીશ. મારી શેષ જિંદગાની હવે એમાં જ ખતમ થશે. મારા આત્માની હું વેદી રચીશ. ને એમાંથી જે ધૂપ નીકળશે એ મારી બહેનોનાં મડદાં ચુંથવા ભેગા થયેલા ગીધોને ગુંગળાવશે. શકુર, અસ્લાહ માલેક, સલામ આલેક.'

ને શકુરને વિસ્મિત આંખે તીકતો મૂકીને રમા નાઠી. આસમાનનો ચાંદ વાદળીએ છવાયો. ઉપર અંધકારનો ઘેરો પટ છવાઇ રહ્યો ને એ અંધકારમાં શકુરે રમાના ઓગળતાં દેહને આછો ને આંછો હવામાં પીગળતા પ્રેત જેવો જોયો. એના દોડતાં પગલાંનાં પડઘા આછા અને વધારે આછા થતા હવામાં તરતા રહ્યા.

'બુલબુલ ઉડી ગયું.' શકુરે મનમાં કહ્યું: 'ભલે ગઈ. કોઇ બીજી મળી રહેશે.'

# સ્ત્રી-જગતની આકાંક્ષાઓ



શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય

યુદ્ધોતર જગતનો સામનો કરવા માટે જ્યારે અખિલ હિંદ મહિલા પરિષદ મળે છે, ત્યારે યુદ્ધ અને શાંતિ જાણે એક જ સિક્કાની બે બાજુઓ હોય અને એક બાજુ જાણે નિષ્ઠુરપણે અને અનિવાર્યપણે બીજી બાજુમાં ઘસી જતી હોય, એવું માત્ર જ્ઞાન મેળવવા માટે જ મળી રહી હોય એમ લાગે છે. પહેલું વિશ્વયુદ્ધ, ત્યાર પછીનો વચગાળાનો સમય, બીજું વિશ્વયુદ્ધ અને સદાયે ઝઝુમી રહેલું ત્રીજું વિશ્વયુદ્ધ; આ જાણે એક જ તાંતણાના ભાગો છે! આમ આપણે આજે પહેલાં હતી તેવી જ વ્યથિત અને ત્રાસિત દુનિયા સામે ઉભા રહ્યાં છીએ. જો કંઇ પણ ફેરફાર થયો હોય તો તે માત્ર એટલો જ કે, આજના પ્રશ્નો પહેલાનાં કરતાં વધુ ગુંચવણભર્યાં અને જટિલ બની ગયા છે.

જો કે હિંદ કદીયે રીતસરનું યુદ્ધક્ષેત્ર બન્યું નથી, છતાં એના મોટા ભાગના અનિષ્ટો એને ફાળે આવ્યાં છે. દેશે અન્ન વસ્ત્ર જેવી જરૂરીઆતોની અભૂતપૂર્વ અછત અનુભવી છે. કોઇએ કદી સ્વપ્નમાં પણ ન વિચાર્યું હોય એવું કશુંક નજરો-નજર જોયું. હિંદની કંગાળ પ્રજા વધુ ને વધુ કંગાળ બનતી ગઇ. ગૃહ-જીવન અને કૌટુંબિક જીવન વિનાશકપણે તુટીને પાયમાલ બન્યાં છે. વહીવટી તંત્રમાં રૂશ્વતખોરી વધી, અને લોભ તો એટલો બેકાબુ બન્યો કે આખું તંત્ર લગભગ જડ બની ગયું. રસ્તાના સામાન્ય માનવીને પણ સતત નિર્દય હેરાનગતિનો સામનો કરવો પડતો, અને આ બધા ઉપરાંત કાયદો અને વ્યવસ્થાના નામે સરકારે ચલાવેલા જુલમો કડવાશનો ધગધગતો સળિઓ જનતાના હૃદયમાં ઘોંચવા જ મથતા હતા-આપણે-એક અને સર્વે-આ સરકારથી માત્ર કંટાળી જ નથી ગયા; એને હવે જરા પણ વધુ વાર નભાવી લેવી આપણને અશક્ય લાગે છે. પોતાની જવાબદારી સમજતી હોય એવી કોઇ સ્ત્રી આજે એમ નહિ કહી શકે કે એને રાજકારણ સાથે કશી લેવા નથી. કાં તો તાત્કાલીક આઝાદી, કાં તો જળપ્રલય જ હવે તો હોઇ શકે. આવી જ પરિસ્થિતિ હેઠળ આપણે બીજું યુદ્ધ સહેવું પડે એ અકલ્પનીય છે. આ પળે આપણે ભગીરથ પ્રયાસ તો આઝાદી હાંસલ કરવા માટેનો હોય. જગતના બનાવો એટલી ઝડપી ગતિએ પલટાતા જાય છે કે અત્યારના જગતમાં નિર્બળતા માટે સ્થાન જ નથી. દિવાલ પરનું લખાણ એટલું સ્પષ્ટ છે કે એની સામે આપણે આંખમિંચામણા કરી શકીએ એમ નથી. સગવડ ભરી રીતે આંખ મીંચી શકીએ એમ નથી.

અખિલ હિંદ મહિલા પરિષદે દેશમાં પોતાનું નામ સ્થાપ્યું છે, પરંતુ રાષ્ટ્રીય બનાવોમાં એનું સ્થાન આજે એક પ્રશ્નાર્થ સમું છે. હવે એણે શું પાઠ ભજવવાનો છે તેનો

પોતાની મેળે જ નિર્ણય કરવાનો સમય આવી પહોંચ્યો છે. આ પરિષદ માત્ર સ્ત્રીઓના જ પ્રશ્નોનો ઉકેલ આણતી એક બીનપક્ષી સંસ્થા રહી છે. પરંતુ દીનપ્રતિદીન એવું વધુ ને વધુ ભાન થતું જાય છે કે, આ પ્રશ્નોને, હિંદની આઝાદીના મુખ્ય પ્રશ્નથી અલગ રાખી શકાય નહિ. પ્રત્યેક સ્ત્રીનો પ્રશ્ન અનિવાર્યપણે આ મૂળભૂત મુદ્દા સાથે સંકળાઇ ગયેલો છે. આથી આપણે બધાને જ્ઞાન થયું છે તે મુજબ આ એક માત્ર પ્રશ્નને, આપણા બધા પ્રશ્નો વટાવીને, આપણા ધ્યેય તરીકે કુદાવવાનો છે. બનાવોની સાથે કદમ ન મીલાવી શકે એવી કોઇપણ સંસ્થા માટે ભવિષ્યમાં સ્થાન નહિ હોય.

આ પરિષદ પોતાનો પાક કેવી રીતે યોગ્ય રીતે ભજવી શકે અને છતાં પોતાનું બીનપક્ષી લક્ષણ ટકાવી રાખે—કારણ કે એ જ એક માત્ર તેનું અત્યાર સુધી બળ રહ્યું—એ સવાલ આજે આ સંસ્થા સામે આવી ઉભો છેઃ

આજે આ સંસ્થા જે રૂપમાં છે તે પ્રમાણે તેની કેટલીક મર્યાદાઓ છે. એક બાજુ જ્યારે મોટા પ્રશ્નો ઉપર હિંદી સ્ત્રીઓની 'માગણી' એણે રજુ કરવા માંડી છે, ત્યારે બીજી બાજુ વાસ્તવિક રીતે જેમની વતી એ બોલવાનો દાવો કરે છે, તેમના સંપર્કથી અલગ રહી છે. સૌથી પહેલાં કેટલાક અનુભવી કાર્યકરોના કેન્દ્રની આસપાસ એક નાનકડી સંસ્થા ઉભી થઇ. આજે તે વિકાસ પામીને એક વિશાળ સંસ્થા બની. પરંતુ જેમના હાથમાં એની સ્વતંત્ર પ્રવૃત્તિ અને માર્ગદર્શન છે એ અર્થમાં વધતી જતી માંમણીઓ સાથે સદા કદમ મિલાવ્યા નથી. પરિણામે એના કદના પ્રમાણમાં એનો સંપર્ક સંકુચિત બનતો ગયો છે. તેનું પ્રવૃત્તિક્ષેત્ર અસીમ બનતું ગયું છે, એનું બંધારણ મર્યાદિત બની ગયું છે.

જો કે દેખાવમાં એ વિશાળ પાયા પર રચાયેલી લાગે છે, છતાં વાસ્તવમાં તે સંકુચિત છે—આજે હિંદી આમજનતા ઝડપથી સફાળી ઉઠતી બનતી જાય છે. કોઇ જમાનામાં કોઇએ દેશમાં આવો પ્રચંડ ઉત્સાહ—આવો ઉપર આવતો અને લાગણીને આવિષ્કાર આપવા મથતો—નહિ નીરખ્યો હોય. હિંદી જનતા બહુ જ કાર્ય—પ્રવૃત્ત, અતિ આવેશમય અને દરેક પ્રકારની પ્રવૃત્તિને અપનાવી લેનાર બની છે, કામદારો અપૂર્વ રીતે સક્રિય અને રચનાત્મક યોજનાઓ તરફ વળી રહ્યા છે. આ નવું જીવન સમગ્ર મહિલી પરિષદ પરથી પણ પસાર થઇ રહ્યું છે. સ્ત્રીઓ સભ્યો તરીકે નોંધાવવા માટે અને નવા એકમો સ્થાપવા માટે વધુ આતુરતા દાખવી રહી છે. પરંતુ પરિષદ આ પરિસ્થિતિને પિછાની શકી નથી. એની આસપાસ બંધાઇ ગયેલું અને વિકસેલું જુનુ કકણ પડ હજુ ભાંગી ગયું નથી. એક અખિલ હિંદની સંસ્થા તરીકે, એ આ સોનેરી તક ઝડપવાને, આ પ્રવાહને પકડવાને, એને ધરવા અને એના પ્રવાહને વાળવા માટે નિષ્ફળ નીવડેલી લાગે છે. આજે બધે જ શું દેખાય છે? આખા દેશમાં અસંખ્ય નાની નાની સંસ્થાઓ ઊગી નીકળતી જણાય છે,—ખાસ કરીને દૂર દૂરના પ્રદેશમાં—અને કંઇક કરવાની, કંઇક પ્રવૃત્તિ આદરવાની, ખાતર આવેગને માર્ગ આપવા પોતાની લાગણીઓને માર્ગ આપવા માટે નાની કેડીઓ રચાઇ રહી છે. આમ, જ્યારે પરિષદની કેટલીયે શાખાઓ અને ઉપશાખાઓ નિશ્ચેષ્ટ રહે છે, અને નવી હવાના સહેજ ઝપાટાથી કંપી ઉઠે છે ત્યારે આ નવી અને નાની સંસ્થાઓ પોતાની ગોદમાં નવી ભરતી લઇને ફુટી નીકળે છે.

આ લક્ષણ માટે કેટલાંક મુખ્ય કારણો તપાસી શકાય. એક તો શિક્ષિત સ્ત્રીમાં પોતાની લાગણીના આવિષ્કાર માટે કામ કરવાની ધગશ છે. એક વર્ગ તરીકે તેઓ નિષ્ફળ નીવડી છે. કેટલાક લાંબો સમય થયા આ નવી નેતાગીરી

સાધારણ શિક્ષિત સ્ત્રી પાસેથી અને કોઈક વાર તો બિલકુલ અભણ સ્ત્રી પાસેથી આવી છે. રાષ્ટ્રીય આમ આંદોલનથી જે સ્ત્રીઓ આકર્ષાઈને ખેંચાઈ આવી છે તે આ વર્ગ-માંથી છે અને નહિ કે વધારે શિક્ષિત વર્ગમાંથી. રાજકીય ક્ષેત્રમાં કે રચનાત્મક કાર્યક્રમના ક્ષેત્રમાં આ અશિક્ષિત અને થોડું ભણેલી સ્ત્રીઓએ જ ઉમદા ભાગ ભજવ્યો છે અને ક્ષેત્ર-કાર્યકર તરીકે જ્વલંત ફાળો આપી રહી છે. ઉચ્ચ શિક્ષિત સ્ત્રીની હાજરી એ નિયમ કરતાંયે વધુ અપવાદરૂપ છે. કારણ કે આ વર્ગ માટે પ્રવૃત્તિ એ ફુરસદના સમયનું કાર્ય છે. અને જેને માટે કોઈ પણ ત્યાગ કે મોટી કિંમત વધુ ન હોઈ શકે એવું જીવન ધ્યેય નથી. તેમની સહૃદયતા અને શુભનિષ્ઠા ભલે અમે તેટલી હોય પરંતુ આજના જેવા જમાનામાં કે જ્યારે વિચારો, આકાંક્ષાઓ અને પ્રવૃત્તિની ભાવનાઓ સર્વતોમુખી વિકસી રહી છે, જ્યારે તે ભરતીના પ્રચંડ મોજાની માફક ફેલાઈ રહી છે, અને જ્યારે જતા વરસાદની ધારાની માફક જમીનમાં ઊંડે સુધી ધસતાં રહ્યાં છે ત્યારે તેમનો ભાગ અનિવાર્યપણે મર્યાદિત બની જાય છે. જો એક સંસ્થાએ જનતાની કલ્પનાને ઝડપી લેવી હોય, તેનો વિશ્વાસ જીતી લેવો હોય તો પરલક્ષી પરિસ્થિતિનું પરિવર્તન એ સંસ્થાના બંધારણ અને કાર્યક્રમમાં પણ પરિવર્તન માગી લે છે. લોકોને એ સંસ્થામાં અજાણ્યું ન લાગવું જોઈએ અને માનસિક લઘુતા ન સાલવી જોઈએ. તેમને એમ જ લાગવું જોઈએ કે એ સંસ્થા એમની પોતાની છે. એમના પોતાનાં સ્વપ્નો અને આશાઓને આવિષ્કાર આપવાનું એક કુદરતી અને યોગ્ય સાધન છે. આ પરિષદને આવી એક સંસ્થામાં પલટાવવી એ આ બેઠક સમક્ષનું ભગીરથ કાર્ય છે. પરંતુ એ તો, સક્રિય કાર્યકરો જ કરી શકે. જ્યારે નેતાગીરી માત્ર દૂરથી દોરીસંચાર કરતી બંધ પડે, પોતાને જ હાથે દિનપ્રતિદિનની વિગતો અને વાતોને ઉથલાવતી રહે અને ધરતીમાંથી આવતા ધબકારાને, હવાના સહેજ ઝોકાને પણ પારખી શકે એવી જાગૃત બને, ત્યારે જ એ પુરાણા અંતરાયો તોડી નાખી શકાય.

આ સિદ્ધ કરવા માટે આ પરિષદે, પોતાના કાર્યની પુરાણી દૃષ્ટિમાં ક્રાંતિકારી પલટો આણવો જોઈએ. અત્યાર સુધી એની પ્રચાર બાજુ જ એનું બળ રહી છે! મહોલ્લા અને ગામડાની સ્ત્રીઓની સમીપ પહોંચી જઈને તેમના પ્રશ્નોને વધુ માનવીની દૃષ્ટિએ સમજીએ; તેમને માટે માત્ર સ્થાપી હક્કો જ ન માગતાં, તેમની દૈનિક ઘસડપટ્ટીમાંથી તેમને તાત્કાલિક રાહત મળે તેવાં પગલાં લઈને આ વસ્તુત, પ્રચારને વધુ મજબૂત બનાવવી જોઈએ. દિન-પ્રતિદિન, વધુ અને વધુ મુશ્કેલીઓને કારણે, પોતાની આજીવિકા મેળવવા માટે બહાર જવાની ફરજ પડે છે. સમગ્ર નીચલા થરનો મધ્યમવર્ગ, યુદ્ધ પહેલાં કામદાર વર્ગ હતો તેવીજ સ્થિતિમાં સપડી રહ્યો છે. ધીમે ધીમે મધ્યમવર્ગને પણ એની અસર પહોંચતી જાય છે. આનું પરિણામ કુટુંબ પ્રત્યેની બેદરકારીમાં આવે છે.

રાજ્યતંત્ર અને સમાજ, આની હવે વધુ લાંબો સમય અવગણના કરી શકે નહિ. જ્યાં સુધી કામદાર માતાઓને કુટુંબ ભથ્થું આપવાની સગવડ ન થાય, તેમને પોતાની નોકરી ધંધા છોડીને, પોતાનાં બાળકોની સંભાળ અને દેખરેખ રાખી શકે એવી વ્યવસ્થા ન થાય ત્યાં સુધી જરૂરિયાતને પહોંચી વળવા પુરતાં દરેક સ્થળે બાળમંદિરો, બાળકેળવણીગૃહો અને બાળઆરોગ્યધામો, એક સર્વ સામાન્ય પ્રવૃત્તિ બની જવી જોઈએ. જેમ જેમ વખત પસાર થતો જાય છે અને ઔદ્યોગિકરણ વિકસતું જાય છે, તેમ તેમ કૌટુંબિક પરિસ્થિતિ આજની સ્ત્રીઓને વધુ અને વધુ મુશ્કેલીમાં ભીંસતી જાય છે. આજની સ્ત્રીઓ, જૂની પેઢીની માફક

સંયુક્ત કુટુંબમાં ન રહેતાં, સ્વતંત્ર રીતે રહે છે, અને ગૃહકાર્યનો તથા બાળકોની સંભાળ, દેખરેખ અને કેળવણીનો બધો ભાર એને ઉઠાવવો પડે છે. અને એમાંથી બીજી કોઇ વસ્તુ શીખવા માટે એની પાસે બહુ જ થોડી શક્તિ અને બહુ જ થોડો સમય રહે છે. આવી સ્ત્રીઓને સંયુક્ત રસોડાં, સંયુક્ત બાળગૃહો, શ્રમ બચાવે એવાં સાધનો અને આવી વસ્તુઓની જરૂર છે. જે સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ આપવામાં નથી આવ્યું, યોગ્ય કેળવણી નથી આપવામાં આવી, અને જે શારીરિક શ્રમ માટે અયોગ્ય છે એવી સ્ત્રીઓને કેળવણી જોઇએ અને તેમના આર્થિક ભારને હળવો બનાવવા માટે ગૃહઉદ્યોગ પૂરાં પાડવાં જોઇએ. આવા કાર્યની યોજના ઘડવી જોઇએ, તેનો પદ્ધતિસર અમલ થવો જોઇએ; અને ગૃહના પ્રશ્ન ઉપર તો ખાસ ધ્યાન આપવું ઘટે. અત્યારની ગૃહવ્યવસ્થા વધુ ઘડતી સંખ્યા, એકાંતનો અભાવ, ગંદુ અને આરોગ્યને હાનિકર્તા વાતાવરણ, વગેરે તત્ત્વોથી કુટુંબજીવનને અંદરખાનેથી સેડવી નાખે છે. આ મહિલા પરિષદે, ગયે વર્ષે જેમ એણે 'દૂધને મોરચે' સફળ પ્રવૃત્તિ ચલાવી હતી તેમ આ વર્ષે આ બધા મોરચે ભયંકર આક્રમણ દોરી જવું જોઇએ. અખિલ હિંદના ધોરણ પર આદરાયેલી આવી પ્રવૃત્તિના શુભ પરિણામ આવવા જ જોઇએ, પરંતુ આજની કાર્યપ્રવૃત્તિ પેઠે દુનિયામાં માત્ર પ્રચાર જ બસ નથી, દરેક વર્ગની સ્ત્રીઓને તેમની રોજની જરૂરિયાતને પહોંચી વળવા અને તેમનો ભાર હળવો કરવા માટે પદ્ધતિસરનું કાર્ય ઉપાડી લેવું જોઇએ. પરંતુ આ માત્ર પગારદાર કાર્યકર્તાઓ જ કરી શકે અને તેમને સ્વતંત્રતા માટે બદલો આપવો જ જોઇએ. જાહેર જનતા આનો જવાબ આપશે જ: કારણ કે પરિષદે આવા કાર્ય માટે પૂરતી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

રોજ બ રોજના આમજનતાની વચ્ચે આવા રચનાત્મક કાર્યદ્વારા જ તેમના જીવનને સ્પર્શતા કાર્યદ્વારા જ, આ સંસ્થા, દેશની સ્ત્રીઓની સંસ્થા બની શકે. સ્ત્રીસમાજના ઘણા મોટા ભાગને આજે આર્થિક સલામતી અને શિક્ષણ જેવા સાદા અને પ્રાથમિક અધિકારો આપવાનો પણ ઇન્કાર કરવામાં આવે છે. જો આ સંસ્થાએ દેશના ભવિષ્યના નકશામાં પોતાનું સ્થાન ટકવી રાખવાનું હોય તો તેણે આ ધ્યેય લક્ષમાં રાખી ભાવિ કાર્યક્રમ ઘડવો જ રહ્યો. યોગ્ય સંખ્યાના પગારદાર કાર્યકરોના કેન્દ્રની રાહબારી નીચે ચાલતી સામાજિક સેવાસંસ્થાઓની એક સુંદર ગૂંથણી દ્વારા જ આવું કાર્ય પાર પાડી શકાય. પરચુરણ વસતિવાળા શહેરમાં એકાદ દૂધકેન્દ્ર ચલાવીને કે એકાદ ઔદ્યોગિક વર્ગ ચલાવીને પોતાની પ્રવૃત્તિને વ્યાજબી ઠરાવવાની પ્રતિક શાખાની આજની વલણ જમાનાના તાલથી વિસંવાદી છે. એક સંસ્થા સમાજનું એક અંગ ત્યારે જ બની શકે, જ્યારે એની પ્રવૃત્તિઓ સમાજની નસો સાથે વણાઇ જાય.

આજે સામાજિક કાર્યનો ભાર, રોગ મટાડવા કરતાં તેને અટકાવવા ઉપર વધારે છે અને તેથી તે પુરાણા ધાર્મિક કાર્ય કરતાં વધુ શિક્ષણ આપતો બને છે. આવી પ્રવૃત્તિ માટે તાલીમ પામેલા કુશળ કાર્યકરો અવૈતનિક કરતાં ધંધાદારી કાર્યકરો કે જેઓ પાયાથી માંડી શિખર સુધી, ચોક્કસ ઉત્કર્ષ સાધતી ફુરસદની મળેલી થોડી પળોમાં નહિ, પરંતુ ચોક્કસ સમય અને ધ્યેય સાથે, શીખા ઉપણે ગમે તેમ અહિં તહીં ગોઠવેલા ઇંટોનાં ને પથ્થરના ટુકડાઓથી નહિ, પણ શાનદાર સુંદર ઇમારત બાંધી શકે એવા કાર્યકરોની જરૂર છે. આવતા વર્ષો માટે ત્રણ કે પાંચ વર્ષની નિયત મુદતમાં આ દોરેલો કાર્યક્રમ પાર પડે તે માટે, એક સંપૂર્ણ પુનર્સર્જન માટેની વૈજ્ઞાનિક યોજનાની અનિવાર્ય જરૂર છે.

## બંગાળની ગ્રામ-સ્ત્રીઓ ઉપર થયેલો

# અત્યાચાર



લેખિકા :

**શ્રી. કલ્પના દત્ત**

*

ચીતાગોંગથી ૭ માઈલ દૂર કસાઈપરા ગામ છે. મોટે ભાગે મુસ્લિમોની જ અહીં વસ્તી છે. બાજુમાં જ લશ્કરની છાવણી છે. એ છાવણીને લીધે લડાઈના દિવસો દરમ્યાન ગામનો રોજગાર ઠીકઠીક ચાલતો રહ્યો છે. ગામના વેપાર રોજગાર ને મજુરી કરનાર માણસોએ થોડો ઘણો પૈસો ભેગોય કર્યો હતો. પરંતુ નાણાં બેંકમાં મૂકવા સુધીનો સુધારો હજી એમના સુધી પહોંચ્યો નથી ને એને કારણે ઘરનાં પેટી પટારા, ને દાણા દુણીનાં માટલામાં કે પછી જમીનમાં ખાડા ખોદીને એમણે પોતાની કમાણી સંઘરી સાચવી હતી.

ગામની વસ્તીથી બેએક ખેતરવા દૂર લશ્કરી છાવણી પડેલી હતી. એ છાવણીના સિપાઈઓ અવારનવાર ગામની એકબે ખરાબ થઈ ગયેલ સ્ત્રીઓની મુલાકાતે આવતા. જુવાનિયાઓએ ગામમાં પેધા પડેલ આ સિપાઈઓની ખો ભુલાવી દેવાનો નિર્ણય કર્યો.

તે દિવસે બન્યું એવું કે, બે મુસ્લિમ સ્ત્રીઓ તળાવે પાણી ભરવા ગયેલી. એમને જોઈને તળાવની સામી પાળે સામાન્ય પોશાકમાં બેઠેલા બે ત્રણ સિપાઈઓએ એ સ્ત્રીઓની સામે ગંદા ચેનચાળા કરવા માંડ્યા. બંને જણી તે વખતે તો પાણી ભરી ચુપચાપ પાછી ફરી ગઈ. ગામમાં આવીને ઘરના પુરુષોને વાત કરી એટલે એ લોકો ઉપડ્યા તળાવ પર. જઈને પેલાઓને ખૂબ ગેબીપાક ચખાડ્યો.

માર ખાઈને દાઝે ભરાયેલ એ સિપાઈઓ વેર લેવાના વિચારે પોતાના બીજા દસબાર ગોઠિયાઓને સાથે લઈ પાછા ગામમાં આવ્યા. આ વખતે પણ ગામ લોકોએ ભેગા મળી એ બધાને ઝૂડી નાંખ્યા. તે જ દિવસે બાજુના બે ગામડે હાટ ભરાયો હતો, એટલે ગામના પુરુષો ત્યાં ગયેલા. એ દરમિયાન છાવણીના બસો જેટલા સિપાઈ એમના કેપ્ટનને લઈને ગામ પર તૂટી પડ્યા. આખા ગામને ઘેરી લીધું. ઘર ને ઝૂંપડાંમાં પેટ્રોલ છાંટી આગ ચાંપી. લૂંટફાટ, અત્યાચાર ને જુલમથી વેરની આગને સંતોષી. ૧૬મી ગંજામ રેજીમેન્ટના સિપાઈઓનો આ કેર હતો.

આસપાસના ગામડાંનું લોક પણ આ બધો વિનાશ જોવા અહીં ટોળે મળ્યું હતું. ઘરબાર વિનાનાં થઈ ગયેલ કુટુંબો એમનાં ઘરસંસારની આ ચિતાઓ ભણી ફાટી આંખે તાકતા આસપાસ ફરી રહ્યાં હતાં. હિંદુ સ્ત્રીઓને તો પડદો નથી, પણ પડદામાં રહેનાર સ્ત્રીઓના પડદાય ઊંચકાઈ ગયા હતા. ઝાડની ઓથનો પડદો કરી તેઓ પોતાની લજ્જાને રાખી રહી હતી.

મને જોઈ એમણે અંદર અંદર વાત કરવા માંડી: 'કોક મેમ સા'બ છે!' મેં પાસે જઈ કહ્યું: 'ના, હું મેમ સા'બ નથી. હું તો તમારા જેવી જ એક બંગાળી છોકરી છું.'

'મારે મેએ પોતાની જ બોલી સાંભળી એમના મનની સંકોચ ને પરાયાપણાની ભીતી એકદમ તૂટી પડી. સમદુખિયું ને સ્વજન મળી જતાં એમની આંખોનાં આંસુ બંધ તોડી વહેવા લાગ્યાં. રાખના ઢગલાઓ ભણી એ આંસુભરી આંખોએ ટગી રહેતાં એમણે કહેવા માંડ્યું: 'આ પણે અમારા કૂબા હતા. ગઇ કાલે સેંકડો કાળા સિપાઇઓનાં ધાડાં અહીં ઉતરી પડ્યાં ને અમારું સત્યાનાશ વાળી નાખ્યું. અમારા ઘરવાળા તો ગુજરીમાં હાટે ગયા હતા. અહીં અમારી પાસે તે વખતે કોઇ ન મળે...

'એક એક કરતાં એમણે અમારા બધાં ઘરોને આગ ચાંપી. ઘરમાંથી જીવ લઇને અમે નાઠાં, તો કેટલીય સ્ત્રીઓને પકડીને એમણે માર માર્યો, કેટલીયની લાજ લૂંટી. જે એમને વશ ન થયું એને તેમણે પકડીપકડીને બળતાં ઘરોમાં પાછા ફેંક્યાં. કેટલા બધા સિપાઇ! અમે તો ડઘાઇ જ ગયાં...અમારાથી કશું જ ન બન્યું. અમે લાજ બચાવવા ગમે તેમ નાસી છૂટ્યાં. તો એમણે અમારાં ઘરબાર લૂંટી બધું સાફ કરી નાખ્યું.'

હું તો દાંત તળે હોઠ દબાવી બધું સાંભળી જ રહી. મારી પાસે શબ્દો નહોતા, હું એમને શું આશ્વાસન આપું! ઝુંપડીએ ઝુંપડીએ ફરી એમણે મને બધું બતાવવા માંડ્યું. ત્યાં એક આંધળી ડોસી, એના પોતરાથી દોરાતી અમને સામી મળી. કહે; "મા! મજ સરખી ભિખારણનું ઝુંપડું ય એમણે ન છોડ્યું. બધું વેરાન કરી ગયા..." એની આંખોના આંસુ વિહોણા લુખ્ખા ખાડા મારા દિલ પર ભયંકર લાચારી ને ગાઢ હતાશાનો ઉઝરડો પાડી ગયા.

પડોશની જ એક ડોસીને સિપાહીઓએ મરણતોલ માર મારી બાજુના પુકુરમાં(તળાવમાં) નાખી દીધેલી. મને જોતાં જ એ ડૂસકે ડૂસકે રડી પડી. 'મને અપંગ બુઢીને પણ એમણે ન છોડી.'

બાજુમાં માટીનાં ભીંતડાંવાળું એક ઘર હતું. એક મા દીકરી માથે હાથ દઇ ટીનના પતરાની ઉઘાડી પેટી સામે ટગર ટગર જોતાં બેઠાં હતાં. મને જોતાં માએ રડી દીધું. મને કહે 'હજી ગઇ કાલે જ મારી દીકરી એને સાસરેથી અહીં આવી છે. એનાં ઘરેણાં ગાંઠા વગેરે આદસોની મતા આ પેટીમાં રાખ્યા હતાં. ૪૦૦નું ઘરેણું ને ૪૦૦ રોકડા. હાય! મારા રોયા બધું સાફ કરી ગયા—અમને લૂંટી લીધાં.'

પચાસેક ડગલાં આગળ ગયાં, ત્યાં રાખનાં ઢગલા વચ્ચે અડધી બળેલી ગાય, ને બકરાં કુકડાંની ગંધથી હવા ભારે થઇ ગઇ હતી. પાંચ છ જુવાન ને વૃદ્ધ સ્ત્રીઓ શોકભર્યા ચહેરે ભેગી થઇને બેઠી હતી.

મારી પાસે રડી દેતાં એક કહ્યું: 'અમે બધાં ખાવા બેઠાં હતાં. હજી તો કોળિયો ય મોંમાં નહોતો મૂક્યો, ત્યાં એ દુશ્મન કોણ જાણે ક્યાંથીય ઉતરી પડ્યા, ને આ અમારાં રાંધ્યાં ધાન...' કહી એણે ભાંગેલ હાંલાંમાંનો બળી ગયેલ ભાત ને ભાજીનું શાક બતાવ્યું.

એમાંની કંચન નામથી એક વિધવાએ કહ્યું; 'આ ધરતી પર મારે કોઇનો આધાર નથી, એટલે મારે તો ડિપો પર કામ કરવા જવું પડતું; પણ આ મારી ભાણેજ શકુંતલા —૧૪-૧૫ વર્ષની એક છોકરી ભણી આંગળી ચીંધતાં એણે કહ્યું, 'કોઈ સિપાઈની નજર એના પર ન પડે એટલા ખાતર કોઇ દહાડો હું એને બહાર કાઢતી નહિ. જુવાન છોકરી છે. એનો ધણિ એને રાખતો નથી, એટલે મેં મારી પાસે રાખી હતી. પણ એ લોકો એને ઢસડી ગયા; છેક તેમની છાવણી—માંથી અમને એની ચીસો સંભળાતી હતી. અમે ખુબ મથ્યાં, પણ એને છોડાવી શક્યાં નહિ. આખી રાત એ છોકરી પર તેમણે અત્યાચાર ગુજાર્યો ને છેક સવારે એને છોડી. હાય

રામ, આ તે શાં નસીબ ! કોણ જાણે હવે શું થશે ?"

બીજીએ કહ્યું: "અમારા ઝુંપડાથી તેમણે આગ ચાંપવાની શરૂઆત કરેલી: મઓહા ખાતૂન ૨૨, ૨૩ વર્ષની જુવાન છોકરી છે એને પકડીને ચાર પાંચ જણાએ અમારી આંખો આગળ એના પર અત્યાચાર ગુજાર્યો. અમે એને છોડાવવા ઘણું કર્યું, એટલે તો એ લોકો અમારા પર ઝપટયા. અમે જીવ લઈને નાઠાં–મારા હાથમાં બાળક હતું એટલે જ કદાચ હું બચી ગઈ. ૫૦ વર્ષની બુઢ્ઢી રાજબીને પણ એ લોકોએ છોડી નથી તો ! એમના હાથમાંથી માંડ છટકીને ભાગતી મઓહાને એમણે પાછી પકડી લીધી ને પાછો એ જ અત્યાચાર કર્યો. રાજબી પર અત્યાચાર કરી લીધા પછી ફટકા મારી એમણે એનું માથું ફોડી નાખ્યું છે. અત્યારે એ ડોસી ઇસ્પિતાલમાં પડી છે."

અમે થોડે દૂર ગયાં ત્યાં લોહી ખરડયાં કપડાં પડેલાં હતાં–એ ત્યાં ઘવાયેલા માણસોનાં હતાં. એક સ્ત્રીએ રડતા રડતાં કહ્યું: "મારા પતિ ઘેર હતા. સિપાહીઓએ ઉંચકીને એમને સળગતા ઝુંપડામાં નાખી દીધા. અત્યારે એ દવાખાનામાં પડયા છે." આખું ગામ સ્મશાન બની ગયું છે. પોતાનું સર્વસ્વ હારી બેઠેલ ગામ સ્મશાન બની ગયું છે. પોતાનું સર્વસ્વ હારી બેઠેલા ગામવાસીઓ પ્રેતની જેમ એની આસપાસ ઘૂમી રહ્યાં છે !

*

આ લૂંટ–મારામાં એમણે લાખોનું નુકશાન કર્યું છે. ૫૬ જેટલાં ઘર ને ઝુંપડાંને રાખનો ઢગલો કરી મૂકયાં છે. એમના હુમલાનો ભોગ બનેલાઓમાં ચાર જણુની હાલત ઘણી ગંભીર છે. એમાં બે પુરુષ ને બે સ્ત્રીઓ છે. આમ આખું ગામ લૂંટી બાળીને સેંકડો માણસોને એમણે નિરાધાર ને ઘરબાર વિના રસ્તે રખડતાં કરી મૂકયાં છે. (જનયુગ)

## આજે વસંત



આજે વસંત, સખિ ! આજે વસંત !
છાનું છાનું એથી કેવું મલકે દિગંત !
આજે વસંત !

જાગે છે નવજીવન,
કમશે શાં ઉઘડે મન,
અવનિ–ગગન સકલ નયન રમતી વસંત !
આજે વસંત !

ઉપર આસ્માની ગગન,
નીચે પીળેરાં કરણુ,
નમલા રમતાં સુરંગ, સમીરણુની સંગ !
આજે વસંત !

નિર્મળ નદી નીર જાય,
ભુખરી શિલાઓ ન્હાય,
તીરે પ્રશાંત પડયાં કેવાં પ્રતિબિમ્બ !
આજે વસંત !

નયન જુવે, હૃદય ભૂલે,
પરિમલ પર જીવન ઝૂલે !
આંખોમાં ઉડતાં ને તરતાં પતંગ !
આજે વસંત !

દિશ દિશાનાં મૌનમાંહિ
કૈંક વાત સંભળાય,
વાતી અમૃતસ્વરોની વેણુ વસંત !
આજે વસંત !

'સ્વપ્નસ્થ'

### જાપાનની નુતન નારીપ્રવૃત્તિની પ્રણેતા

# શ્રીમતી શીડઝુ ઇશીમોટો

**જા**પાનની સંતતિનિયમનની સ્ત્રી–ચળવળનાં પ્રણેતા અને અગ્રણી શ્રીમતી શીડઝુ ઇશીમોટો દશ વર્ષના લાંબા મૌન પછી બહાર પડયાં છે. તેઓ ૧૯૩૬થી અટકાયત હેઠળ હતાં અને લડાઇ દરમિયાન પણ તેમની પ્રવૃત્તિ ઉપર સખત પ્રતિબંધો હતા. તેઓ શાહી કુટુંબનાં સભ્ય છે, છતાં પણ જમીનદારી જાપાની સમાજમાં સંતતિનિયમન અને સ્ત્રીસ્વાતંત્ર્યની માગણીઓની ઝુંબેશ ઉઠાવનાર તેઓં જ છે. કીરકી ઇસ્કીમોટોની સાથે છુટાછેડા લીધા પછી તેમણે જાપાનના વિનિત મજૂર આગેવાન કાંગુ કાટો સાથે લગ્ન કર્યાં છે. કાંગુ–કાટોના સંસર્ગને લીધે હવે તો તેઓ મજૂર ચળવળમાં ખૂબ રસ લેતા થઇ ગયાં છે.

હવે લડાઈ પૂરી થવાની સાથે યુદ્ધનિયમનો પણ દૂર થાય છે. તેથી શ્રીમતી ઇડઝુ ઇશીમોટો નારી–સમાજના હિતની સંતતિનિયમન અને સ્ત્રી–સ્વાતંત્ર્યની લડત ફરીથી શરૂ કરવાનાં છે. વળી બહુ નજીક આવતી ચૂંટણીઓમાં તેઓ તેમના પતિની સાથે જાપાનભરની મજુર ચળવળને જ્વલંત વિજય અપાવવા માટે ઝુકાવશે. આને માટે તેઓ રેડીયો પ્રવચનો દ્વારા ચૂંટણી જંગને વેગ આપવાનાં છે. અને તે ઉપાયે જાપાનના રાષ્ટ્રજીવનમાં ત્યાંની નારીશક્તિ પૂરો હિસ્સો આપે તે જ તેમનાં સતત પ્રયાસો છે.

દેશની એક મધ્યસ્થ નારીસંસ્થા બનાવવા કરતાં ઠેરઠેર નાની નાની સ્ત્રી–સંસ્થાઓ દ્વારા સ્ત્રી–ઉન્નતિની તેઓ હિમાયત કરે છે. અત્યારનાં જમીનદારી પદ્ધતિ અને રીતરિવાજોથી રંગાયેલ નારીસમાજને સ્થાને રાષ્ટ્રજીવનમાં પુરુષો સાથે સમાન કક્ષાએ કદમ મિલાવતા સ્ત્રીસમાજની તેઓ કલ્પના કરે છે. સંતતિનિયમન દ્વારા તેઓ ભલે મર્યાદિત હોય, પણ ભાવિની પોલાદી જાપાની પ્રજાની ઝંખના કરે છે. આ માટે તેમણે અમેરિકાનો પ્રવાસ કરીને જાપાની સ્ત્રી–ચળવળ માટે પુષ્કળ માહિતીઓ પ્રાપ્ત કરી છે.

તેઓ સંતતિનિયમનનું એક દવાખાનું ચલાવતા હતાં. સમાજના સ્થાપિત હિતો તેમની વિરૂદ્ધ હોવા છતાં પણ અડગ રીતે તેમણે પોતાનું કાર્ય આગળ ધપાવ્યું. લડાઇ દરમિયાન દેશભરમાં બધે સ્થળે પુરૂષો સાથે કામ કરવાથી હવે સ્ત્રીઓમાં ઘણી જાગ્રતિ આવી છે. યુવાન સ્ત્રીઓમાં પોતાના હક્કને માટે લડી મરવાની તમન્ના પેદા થઇ છે. બુઢ્ઢી સ્ત્રીઓ પણ એમ માનતી થઇ ગઇ છે કે, તેઓ પણ રાષ્ટ્રજીવનમાં યોગ્ય હિસ્સો ધરાવી શકે છે. આમ શ્રીમતી શીડઝુ ઇશીમોટો માટે વાતાવરણ આશાસ્પદ બન્યું છે.

હમણાં તેઓ એક નાની પુત્રીની માતા બન્યાં હોવાથી તેમના વિરોધીઓને પ્રચારનું બહાનું મળ્યું છે, પણ શ્રીમતી શીડઝુ ઇશીમોટો પ્રજોત્પિત્તિની વિરૂદ્ધમાં નથી. તે પ્રજોત્પત્તિનું નિયમન માંગી રહી છે. જેથી જાપાની રાષ્ટ્ર મજબુત શક્તિશાળી રાષ્ટ્ર તરીકે દુનિયામાં રહી શકે.

## નામર્દની ઓરત થવા કરતાં વૈધવ્યને ઉત્તમ ગણનાર સ્વમાની સ્ત્રી

# રાણી



લેખક :

**શ્રી. વ્રજલાલ ધ. મેઘાણી**

જ્યારે તોગા આંયર જેવા બળિયા સાથે દરબારે બગાડ્યું ત્યારથી જ ગામને બીક તો હતી કે, જરૂર કોઇ વખતે તે દેરડી ઉપર ત્રાટકશે અને દરબારનું વેર તેની રાંકડી રૈયતને રંજાડીને લેશે. તખુભા તો હતો ગામધણી, અનેકનો પાલનહાર, એટલે તેને તો હાથ ન અડાડી શકાય, એવો તે દેવી માનવી ગણાય, તેથી 'પખાલીને વાંકે પાડાને ડામ'ની જેમ રાંકડી રૈયત સિવાય વેર લેવુંય કોના ઉપર? સતયુગથી આમ ચાલતું આવ્યું છે, અને આ તો કળિયુગ હતો.

કાયદાથી પગારદાર માણસો દ્વારા જ્યારથી પ્રજાનું રક્ષણ થવા માંડ્યું છે ત્યારથી ધીમે ધીમે ભય અને તેના પ્રતિકારનું ભાન લુપ્ત થતાં તેનું લડાયક ખમીર અને શૌર્ય ઓસરતું જાય છે, તેને જીવવું વધુ ને વધુ વહાલું બનતું જાય છે અને નિર્માલ્યતાભર્યો વિલાસ અને એકલપેટાપણું તેનામાં પ્રવેશતું જાય છે. ઘણાં વર્ષો થયાં ગામનું રક્ષણ સરકારી પસાયતાઓ કરે છે, તેથી અનેક સદીના પાળિયાથી શોભતા પાદરવાળાં દેરડી ગામમાં સરકારી પોલીસ-પટેલ મૂળજી સિવાય બીજું કોઇ ત્યાં પડકાર કરે તેવું નહોતું. મૂળજી કંઇક છાતીકઢો હતો અને તેને થોડીક હથિયારની અને થોડીક સરકારી હોદ્દાની હૂંફ હતી, એટલે તોગો સરકારી માણસને પજવતાં જરાક મનમાં ધા ખાઇ જતો. પણ જ્યારે તેણે જાણ્યું કે તે રજા લઇને પોતાને ગામ ગયો છે, એટલે રેઢા પડમાં દેરડી ઉપર આવવુંએ તો 'આકડે મધ, જેવું લાગતાં તેણે એક ખેડુ સાથે તખુભા દરબારને કહેરાવ્યું કે, 'હવે માટી થાજે. મારા ચોરને ઓથ આપી રહ્યો છો તો તેનો હિસાબ સરભર કરવા દેરડી ધમરોળવા આઠ દિવસમાં આવું છું. આજથી એક બાંધતો હો તો બે બાંધજે!'

તખુભાએ એકને બદલે બે તો ન બાંધી, પણ તોગાના તાપે સીમ દી-છતાં ઉજ્જડ થઈ જતી, અને ગામનો ઝાંપો દીવાટાણે દેવાઇ જતો. રાત્રે ગામની ઉજ્જડ ચોકી કોટવાળ આલમ ગામેતીને દરબારે સોંપી. લોકોએ પોતાનું જોખમ સગેવગે કરવાં માંડ્યું. પણ એક રાત્રે જ્યારે છોકરાં ઢીબડિયો તારો ઉગ્યો અને ગામમાં ઘમ્મર ઘંટી શરૂ થઇ ત્યારે આલમની ઘરવાળી રાણી પણ ઉઠી. પંડ કરતાં પણ કયાંય નાની ખાટલીમાં ટૂંટિયાં વાળીને સૂતેલા પોતાના ધણી ઉપર આસ્તેથી એક ગોદડું નાખી જ્યાં ઘંટીએ બેસવા જતી હતી ત્યાં તેણે લોકોના રીડિયા સાંભળ્યા. તુરત તે કળી ગઇ કે જરૂર તોગો ગામમાં આવ્યો છે. તેને એકદમ યાદ આવ્યું કે, ગામમાં કંઇક ગણાય તેવો મૂળજી રજા ઉપર હતો અને બીજો કોઇ એવો કાંડાબળિયો નહોતો કે તોગાને પડકારે અને મોઢો આવ્યે તેની ગ્રીક ઝીલે. પણ રાણીને આલમ માટે ભારે પોરસ હતો એટલે તેને લાગ્યું કે, ભલે ને તોગો આવો લાગ સાધીને આવ્યો હોય, પણ એનો ધણી આલમ ગામેતી

તેનાથી ક્યાં કમ છે ? એય છે તો સંધીનો દીકરો. જુવાન છે, વળી ગામનો કોટવાળ છે; પણ વધુ તો તે તમાચી જમાદારની બેટી રાણીનો મરદ છે. એટલે જો એના બેઠાં તોગો દેરડી મારી જાય તો તો સંધીની જનેતા લાજે. રાણીનો નેહભર્યો સંસાર લાજે. ગામનું રક્ષણ ધણીધણીયાણીએ કરવું ઘટે. મૂળજી નથી તો શું થઈ-ગયું, કામ કરે ઈ મૂળજી. આમાં ભય હતો, જીવ-સટોસટનું કામ હતું, બળિયા સાથે બાથ ભીડવાનું હતું, છતાં કોણ જાણે કેમ રાણી અજબ ઉલ્લાસમાં આવી ગઈ અને બીજું બધું ભૂલી ગઈ.

રાણી તમાચી જમાદારની દીકરી. આ તમાચીએ જુવાનીમાં એકલે હાથે બહારવટિયાઓને તગડી મૂકયા હતા અને ઝપાઝપીમાં એક આંખ ખોઈ હતી. આધેડ અવસ્થામાં પોતાની જમીન માટે એક હાથમાં તસબી અને બીજામાં તરવાર લઈ રાજ્ય સામે બહારવટું ખેડતાં તે કામ આવી ગયો હતો. પછી જ્યારે ઘરમાં રાણી એકલી થઈ ગઈ ત્યારે તેના હાથ માટે સગાંસબંધીઓએ ઘણાં ઠેકાણાં બતાવેલાં, ઘણા જુવાનિયાઓએ ઝાવાં નાખેલાં, પણ પોતાના સ્વભાવને મળતો મરદ વધુ ફાવે એમ સહજ લાગતાં સૌ ઠેકાણાં પાછાં ઠેલી, બધાની મરજી ઉપરવટ, તેણે સૈયદની દીકરી થઈને સંધી આલમ ગામેતીનું ઘર માંડ્યું હતું. તેને ગામ આખામાં બીજા બધા કરતાં આલમ કોઈ જુદી માટીનો લાગ્યો હતો. આજે એ પાણી બતાવવાનું ટાણું આવ્યું છે એ ખ્યાલે તે ભય ભૂલી ગઈ. ઘરમાં જઈ તેણે આલમને ઢંઢોળ્યો. આલમ અર્ધનિદ્રામાં કચવાતો કચવાતો પડખું ફરી ગયો. રાણીએ ફરી વખત તેને હડબડાવ્યો, ' જમાદાર! ગામને પાદર દુશ્મન આવ્યો છે અને તને ઊંઘ કેમ આવે છે ?' આલમ મીંચેલી આંખે જ બોલ્યો, ' જીવ શેનો ખાઇ, ઊંઘવા દે ને! અત્યારમાં શું દાટ્યું છે કે જાગી છો ?' એમ કહીને ગોદડું માથે ઓઢી ગયો. ગામમાં બોકાસો વધતો જતો હતો અને નજદીક ને નજદીક સંભળાતો હતો. રાણીની અધીરાઈ વધી. આલમનું ઓઢવાનું ખેંચી લઈ તેણે જરા તીખાશથી બૂમ પાડી, ' ગામમાં બહારવટિયાઓએ રંજાડ માંડી છે ને તને, સંધી, કયા સુખે નીંદર આવે છે ? ઊઠ ઊભો થા!'

બહારવટિયાનું નામ સાંભળી આલમ ઉઠ્યો: 'ક્યાં છે ? કેટલા જણ છે? ક્યારના આવ્યાં છે?'

'ઝાંપે. માતાના મંદિર પાસેથી અવાજ આવે છે. ઊઠ, ઊભો થા. આજે ગામમાં કોઈ હોંકારો દે એવું નથી. નથી મૂળજી કે નથી પસાયતો. તખુભાએ તો ડેલી બંધ કરાવી દઈ પોતાના માણસોને અંદર ગઢ સાચવવા બેસારી દીધા હશે. આજે તો, મારા કોટવાળ, મારા સંધી, ગામ આપણે ભરોસે છે. આવો મોકો ક્યારેક જ આવે છે કે આપણે ગામને પડખે ઊભાં રહીએ. ભલે ગામ પણ જાણે કે ગામમાં એક મરદ હતો—કે જેણે એકલ હાથે બહારવટિયાનેતગડી મૂકયા હતા.' આમ કહીને રાણીએ ઉમળકાભેર આલમના કપડાં, તલવાર અને લાકડી લઈ તેની પાસે મૂક્યાં. 'લે સાબદો થા.'

' જરા સબૂરી થા. આંખ તો પૂરી ઊઘાડવા દે. એટલી વારમાં ઝટપટ એક રોટલો ઘડી નાખ. ભૂખ્યે પેટે થોડું ધિંગાણું ખેલાશે ? ઉતાવળે શું છે; આવ્યો છે તે કાંઈ થોડો એમ ને એમ ભાગી જવાનો છે? ક્યાં અજાણ્યો છે ? હાથવેંતનો મામલો છે.'

'અરે, ચુલો સળગાવું, રોટલો ઘડું અને તું ખા ત્યાં તો તોગો ગામમાં હાહાકાર વર્તાવી દે અને એક-બેનાં ભોડાં રોડવી દે. અત્યારે ખાવાનું હોય કે રૈયતની વાર કરવાનું હોય ? ઊઠ, ઊભો થા. અત્યારે ખાવાનું નામ લેતાં લાજ્ય ! આ કાળી ચીસો-નથી સંભળાતી કે તને ખાવાનું નામ સાંભરે છે ! જરા તો શરમા !

એડિયાં ને કાતરા લાગે છે! તારી ફાટફાટ થતી જુવાની લાજે છે!-જરા જાત સામું જો,

'એક વાતની સો વાત. ખાધા વિના કશુંય નહિ સંચરાય; ખાવાનું સાંભર્યું એટલે ખાધા વિના જવામાં સાર નહિ નીકળે. ઝટ ટીપી નાખને એક રોટલો, એમાં શું વાર લાગી જવાની છે? નાહકનો ખોટીપો તો તું કર છ!'

'ઠીક જમાદાર! તારા દિલમાં ખુશામણનું કૂડું પાપ જાગ્યું લાગે છે' નીકર આમ કાંઈ હોય! પૂંછલેલની પેઠે પાણીમાં થોડા બેસી જા! હવે તું નિરાંતે ખાજે. હું નહિ રોકાઉં. જોઉં છું, તમાચી જમાદારની દીકરી અને આલમ ગામેતીની ઘરવાળાથી થોડું શિરામણના ચાનકા સેકવા આવે ટાણે રોકાવાશે? એલા પેટભરા, તેં તો ગામની સલામું લજવી! ખળાના ગરીબ ખેડુના દીધેલા દાણા બગડયા!' લોટની સૂંડલી છૂટી આલમના માથામાં મારી તેની કુહાડી લઈને તે બહાર નીકળી ગઈ. જતાં કહેતી ગઈ કે, 'જમાદાર, અલ્લાબેલી! હવે રામરામ છે–આ પહેલા ને છેલ્લા મેળા!'

આલમ ફાટી આંખે ચંડિકા જેવી રાણીને જતી જોઈ રહ્યો! ગમે તેમ હોય પણ આજે આલમ તે આલમ નહોતો. કાં તો અમલદારોની ખુશામત ભરી નોકરી કર્યા પછી તેનું પાણી મરી ગયું હોય, કે બીજાની દેખાદેખીથી કાં તો જિહ્વવિષાની ભૂખ જાગી હોય, કે કાં તો પછી તોગાએ તેને સાધી લીધો હોય! ગમે તે હોય, પણ આજે રાણીનો જવાંમર્દ મરદ આલમ મરી ચૂક્યો હતો. ગામની મોહોબ્બત, લોકોની લાગણી, તેના પેટમાં પડેલું ગામનું ધાન–બધું તે ભૂલી ગયો! પોતે રાણીનો ગૌરવવંતો–પોરસવંતો મરદ હતો તેય ભૂલ્યો. તેની જુવાનીનું ખમીર અને રાણીની આશા એક સાથે ભાંગીને ભૂકો થઈ ગયાં. એ ક્યાંય સુધી રાણીને જતી જોઈ રહ્યો. પછી ધીમે રહીને ઉઠયો. 'કોઈ ખતરનાક ઓરત છે ને! સાલી બેઅમજાત!

## નિમંત્રણ



ઉષાની નવરંગ ચુંદડીએ,
સૂરજની કુંમકુંમ પગલીએ,
જીવનની અંધારી ગલીએ;
મળજે, હેરૂ તું!

પુલકિત અંતરના ઉલ્લાસે,
પ્રકૃતિના છલકંતા હાસે.
સામ્ય સમીરના શ્વાસે શ્વાસે;
મળજે હેરૂ તું!

સંધ્યાના આશા ઓવારે,
જયારે દિનકર'અશ્રુ સારે,
છેલ્લા કિરણ કણની ધારે;
મળજે હેરૂ તું!

નિઃશબ્દ, રજનીના કિનારે,
તારક-ફુલડાં ખેરા ક્યારે,
રાહ જોઈ જ્યાં નયન મિચાયે!
મળજે હેરૂ તું!!

'વિરાટ'

મરવા દે! બાપેય આમ જ મર્યો' આમ ગણ-ગણતાં તે ડેલીની બહાર નીકળી ગયો.

માતાના મંદિરે પહોંચી રાણીએ જોયું તો અભરામ ખોજા, કપૂર પારેખ અને લખમણ

પટેલને તોગો ડરાવવા માટે તરવારના ઘોંકા મારતો હતો. એટલે તેણે પડકાર કર્યો કેઃ 'તોગા, બાપ, આ તને નથી શોભતું! દેરડી તો તારા બાપનું ગામ, એની એટલી આબરૂ તો રાખ અને ખમૈયા કરી પાછો વળી જા. ભાઇ મારા! વતન માથે વેરી બન મા! મલકનો મલ્લ થા મા!'

'બાપનું ગામ છે ઇ તો જાણ્યું, એની કોણ ના પાડે છે? ત્યારે ભાઈ એ ભાગ હોય ને? આજે ભાગ લેવા આવ્યો છું. ધોળે દિએ ભરબજારે મારી બાયડીની આબરૂ ઉપર ગઢ-વાળાએ હાથ નાખ્યો ત્યારે ગામવાળા બધા મારા ભાઇ ક્યાં ગયા હતા? ગામે મારી શું આબરૂ રાખી છે કે મારે આજે તેની રાખવાની હોય? બિચારી દેવુ તો આ ગામની વચમાંથી ભાંભરડી ભાંભરડીને ગઇ, પણ આખા ગામમાંથી કોઇ મૂકી ધાનના ખાતલે તે ગભરુની આબરૂ બ-ચાવવાની ધા સાંભળી? સાલા સૌ નમાલા! ભાઈ થવા આવ્યા છે! એવા ધાન-બગાડનારને ન મારૂં તો શું પૂજા કરૂં? એ તો ઠીક, પણ આજે ગામમાં શું કોઇ મરદ નથી મૂઓ કે તને બાઇ-માણસને આગળ કરી છે? ક્યાં ગયો પૂંછ જેવી મોટીમોટી મૂંછવાળો ગામનો દરબાર? ક્યાં ગયો અમલદારની આડશમાં ગરીબોને દબડાવનાર તારો ભડકમદાર કટી સંધી? ક્યાં ગયા મોટા ઓડિયા, તસતસતી ઉરેબ અને સુરમેલ આંખ-વાળા પારકી બૈરના થનારા રંગીલા માટી? શું બધા બાયડીની સોડમાં ભરાણા છે કે તારે આજે મારા જેવા મોં-બળ્યા બહારવટિયા પાસે આવવું પડ્યું? અમને મળીને છેતરવા માટે તો નથી મોકલી ને? પણ રાણી બોન, એ દી ગયા. જ્યારથી દેવુએ દરબારને ઓરડે પુરાઇને આબરૂ માટે પ્રાણ કાઢી આપ્યો અને મારે નસીબે આ રખડપાટ આવ્યો ત્યારથી તો માવડી, દુનિયાના બધા રંગ, બધી મમતા મૂક્યો છું. માટે હાલી જા, મારી બોન! હાલી જા, પાછી હેમખેમ! નાહકનો જો કોઇ અવ-ડચવડનું વેણુ બોલશે તો મને કપાળમાં કાળી ટીલી લાગશે! જા માવડી, 'મોલ્યા તારા ધણીને મોકલજે એટલે 'અમે હિસાબ પતાવી લઇશું! ભાઇડાની રમતુંમાં બાયડીનું કામ નહિ. જા, મારી બોન જા. તારો સંધી આવશે ત્યાં સુધી નહિ ખસું. સાબદો કરીને મારા બનવીને મોકલજે એટલે કાપડું દઇ મેલીશ, હમણાં જા.'

'સમજી, ભાયડાને શિરામણ સાંભરે, દર-બાર ડેલીએ ભરાય અને જુવાનિયાઓને જીવવું વા'લું થઇ પડે એટલે જ બલોયાંવાળીને આમ કટાણે નીકળવું પડે ને! ગભરા મા! દરબારના વેરની ભઠ્ઠીમાં રાંકડી રૈયતને શેકી નાખતાં તને અરેરાટી નથી થતી તો પછી બાયડીની જાતની દયા ખાવાની શી જરૂર? મારાં બેઠાં ગામમાં તારાથી જુલમ નહિ થાય. આ બાનને છોડી દે, નાહકના બિચારા ફાટી મરશે!'

'રાણી, ઘર ભેગી થઇ જા. અમને અમારૂં કામ કરવા દે. તને બોન કીધી છે તો તારા ધણીનું નામ નઇ લઉં. આટલું મારૂં વેણુ છે. રૈયત તો રાજાનું નાક કહેવાય, એટલે નાક દબાવીએ તો જ મોઢું ઊઘડે!'

'તોગા, તને દરબાર સાથે વેર, એને બદલે રાંકડી રૈયત ઉપર સુરસાંઢ થઇ આવ્યો છે એમાં કાંઇ તારી મરદાઇ નથી. તોગા જેવો તોગો થઇ દેડકાં શું ડાંભ છ! બળ હોય તો ત્રાટકને દર-બારની ડેલી ઉપર! ત્યારે હું આડી નહિ આવું; ઉલટી ભાઇને પડખે દેવુબેનનું વેર લેવા ઊભી રહીશ. પણ આ અત્યારે કાળો કામો મુકી દે. આમાં સાર નહિ કાઢ!'

'એટલી બધી વાત છે? બાયડીજાતની મરજાદ રાખી, એટલે તો તેં હદ વટાવી. ભાણુ, જરા આ લપને વળાવી દે! અમથી લવારો નહિ મૂકે!'

ભાણુ રાણીનું કાંડું પકડવા ગયે। ત્યાં રાણી-એ તેના પગના નળામાં કુહાડી મારી, એટલે તે

ચક્કરી ખાઇને પડયો. એને પડતો જોઈ કપૂર પારેખ ને અભરામે તેગાને પકડી પછાડયો. રાણીએ કુહાડીનો ઘા કરી તેનો જમણો હાથ જોખમી નાખ્યો. લખમણે બીજાના માથામાં લાકડીનો ઘા ફટકાર્યો. નબળાઇ કે બહાદુરીનો ચેપ કોઇ વખતે તો એવો લાગે છે કે કલ્પેલી બાજી તદ્દન પલટી જાય. જ્યારે કોઇ મરદ માથાની પરવા પરવા વિના ઝુકે છે ત્યારે આજુબાજુના માણસો પણ મરણિયાં બને છે. જ્યારે કોઇ ભીરુ પીઠ બતાવી ભાગે છે ત્યારે તેનો ચેપ પણ તેવો જ લાગે છે. મોખરાનો આદમી શું કરે છે તેની ઉપર બધો આધાર હોય છે. રાણી અને બીજાને મરદ બનતાં જોઈ બીજા ગામવાળાઓ પણ બહારવટિયાંની ઉપર તૂટી પડયા. તેગો તેના ઘાયલ થયેલા સાથીઓને પડતા મૂકી પાંચ સાથીઓ સાથે નાસી છૂટયો. રાણી ચુપચુપ ઘરે જઈ ડેલીની સાંકળ બંધ કરીને બેસી ગઇ. થોડી વારે આલમે આવીને ડેલી ખખડાવી. રાણીએ જવાબ આપ્યો: 'ડેલી નહિ ખૂલે, જમાદાર! હવે આ ઘરમાં તારું બેસણું ન હોય! વાણિઆ–બામણની કે કોળી વાઘરીની કોઇ નમાલી છોકરી ગોતી લે! ખાઇ પીને પરવાર્યો એટલે બાયડી સાંભરી? હવે રાણીના લાળા છોડ! ગામને માથે જ્યારે આફત આવે ત્યારે જ શિરામણ સાંભરે એવો પેટભરો રાણીનો મરદ ન હોય! પાછો વળી જા. તું ઘર ભૂલ્યો. વતન માથે આફત આવી ત્યારે તને ધાન સાંભર્યું? ગરીબોએ કકળતી ધા નાખી ત્યારે પેટનો ખાડો ભરવો સૂઝયો? જા બેલીડા, પાછો વળી જા! આપણા સંબંધનાં આયેખાં પૂરાં થયાં. આટલી જ લેણાદેણી! હું તો તારી મૂછના આંકડા અને ઓડિયાંથી છેતરાણી હતી કે તું માથાની રમત રમનારો કોઇ માણીગર હઇશ; ગામની ભીડ ભાંગનારો ખરો કોટવાળ હઇશ, શુદ્ધ સંધીની ઓલાદ હઇશ, અને એમ જાણીને તો મેં તારું ઘર

# પૂનમની રાત!



મીઠી લાગે છે મને પૂનમની રાતડી!
રસીલી ચાંદની રેલાય રે,
મનોહર લાગે રાતલડી!

સાગર સાગર ત્હારા ભણકારા વાગતાં,
ભરતી જુએ ત્હારી વાટરે,...મનોહર.

ફૂલડે ફૂલડે ત્હારાં જાગે સંભારણાં,
રટતાં સુધારસ કાજ રે,...મનોહર.

ઉરે ઉરે રે ત્હારી ઉછળતી ઊર્મિઓ,
તલપે વિયોગીની માટરે,...મનોહર.

અંધારી રાતડી અમને ગમતી નહિ,
ગમતી અનંતની જ્યોત રે,...મનોહર.

ચાહે માનવ તને, ચાહે દાનવ તને,
ચાહે સદા ય દેવલોક રે,...મનોહર.

પુનિત પૂજારીઓ પૂનમને પૂજતાં,
જુએ શું પૂનમની વાટ રે?
મનોહર લાગે રાતલડી!

**નૈષધકુમાર દેસાઈ**

માંડયું; અંગની એબ દેખાડી. ઓળખીતામાં અળખામણી થઇ. તારે મને આવી ભોંઠામણ આપવી'તી? આવું ખુટામણ કરવું' તું! હું હવે મોઢું કોને બતાવીશ? જા સંધી, જા. મારાં ગાતર ગળે તે પહેલાં સમજણ આવી એય ઠીક થયું, નીકર ઊતરતી આવરદાએ કોને કે'વા જાત! સંધી, તારાથી રાણી નહિ મણાય! મોટા પેટવાળા અમલદારની પીળી પચકેલ બાયડીયુંનાં કામ કર, તેનાં શેડાળવાં છોકરાં રમાડ, ડેલીએ કૂતરાં તગડ અને સાહેબોનાં પથારી–

## ત્રણ કોયલ



વાગે વસન્તની વાંસળી ને
બોલે કોયલ ત્રિકાલના બોલ;
ભાવની ભરતી ચઢે રે.
કાળી કોયલડી વસન્તની
આંબે મંજરી કૂજે કાલા બોલ;
ભાવની ભરતી ચઢે રે.
ગોરી કોયલ ગૃહકુંજની
કરે ઉર, ગૃહ સ્વર્ગ, રસ બોલ;
ભાવની ભરતી ચઢે રે.
અરંગ, અનંગ એક આતમ કોયલડી
બોલે સદાય ગૂઢબોલ;
ભાવની ભરતી ચઢે રે.
વાગે વસન્તની વાંસળી ને
બોલે કોયલ ત્રણે દિવ્યબોલ;
ભાવની ભરતી ચઢે રે.

અનામી

પાગરણ ભેગાં કરી સલામું ભર, એટલે સુખની ચાકરી અને મનમાન્યું શિરામણ બેય આપશે. પછી નિરાંતે બેઠો બેઠો મૂછ આમળજે, એટલે કોઈ હૈયાફૂટી મળી રહેશે. હવે અહીં તારું કામ નહિ! રાણી તો કાંટાની બિછાત છે!'

'રાણી! એ રાણી!'

'નફ્ફટની પેઠે 'રાણી રાણી' કરીને ભોંગર મા! તારે ને રાણીને હવે શું? તારી રાણી તો ક્યારની મરી ગઈ. મારા સંધીયે મારે મન આજથી મરી ગયો.

ઉભો રે સંધી, મહોબતની પહેલી રાત્રે દીધેલાં તારાં બલોયાં પણ પાછાં લેતો જા. કોઈ હૈયાફૂટીને રમાડી-રીઝવવા તને કામ આવશે. આપણી તો લેણાદેવી છૂટી. હવે મરદ કરીશ જો કોઈ મરજીવો માણીગર મળશે તો, નીકર અલ્લાબેલી! નમાલા પેટભરાની સોડ નહિ સેવું. ખૂટલનું ઓઢણું નહિ ઓઢું કે બાપલાનાં બલોયાં હવે આ કાંડે નહિ પે'રું!'

'રાણી, મારી એક વાત તો સાંભળ! ડેલી તો ઉઘાડ!'

'જા, જા. હવે તારી રાણીને ભૂલી જા. રાણી તારી ન હોય! મારગ ભૂલી ભેગાં થયાં હતાં; હવે મારગ મળી ગયો અને છૂટાં થયાં-આપણા મારગ જુદાઃ તારો જીવવાનો, મારો મરવાનો!'

રાણીનો આ લગ્ન-વિચ્છેદ કોઈ સુધારક દૃષ્ટિનો નહોતો. રાણીએ કાયદ મેરેજ કે પ્રાયોગિક લગ્ન કરેલ નહોતાં કે તેમાં ન ફાવ્યું એટલે માર્ગ જુદા કરી નાખ્યા. જેમ લગ્ન-સંબંધ સહજ હતો તેમ આ લગ્ન-વિચ્છેદ પણ એટલો જ સહજ હતો. તેને લાગ્યું કે જીવનનો જો મેળ ન મળે તો તેને ખેંચવામાં શું સાર? એમાં તો બંનેને ખોટ જ ખાવાની હોય!'

આલમ શરમનો માર્યો નીચું જોઈને ચાલ્યો ગયો, ફરી કદી તે દેરડી ગામમાં ડોકાયો નહિ. દરબારે આલમની જગ્યા ઉપર રાણીને કોટવાળ બનાવી.

'નમાલાની સોડ નહિ સેવું. મરદ કરીશ જો કોઈ મરજીવો માણીગર મળશે તો, નીકર અલ્લાબેલી!'

આ વેણ પાળવા કોઈ મરજીવાની પ્રતીક્ષા કરતાં રાણીનાં ચાળીસ ગયાં-તેમ કદાપિ ભવો-ભવ જાય તોય શું!

કુતુબમિનાર



# હિંદનું પાટનગર
# દિલ્હી

લેખક
શ્રી. વસુભાઈ દેસાઈ

જેણે પોતાની ઉપર થયેલા અનેક આક્રમણો સહ્યાં છે ને વિજેતાઓએ એના ભસ્મમાંથી નવાં સ્વરૂપો સર્જ્યાં છે એવા દિલ્હી શહેરે દેશવિદેશના માનવધાતાઓને પોતાની ગોદમાં સમાવ્યાં છે. એની ધનસંપત્તિએ અનેક પરદેશી આક્રમણકારોને આવવા લલચાવ્યા છે, ને પરદેશીઓ એની ખ્યાતિથી આકર્ષાઈ એના ઉપર તૂટી પડયા છે. એને લૂંટી, બાળી, ખેદાનમેદાન કરી નાખ્યા છતાં ગૌરવવંતું પાટનગર દિલ્હી આજે પણ અણનમ ઉભું છે.

હજારો વર્ષો પહેલાં હસ્તિનાપુરની ગાદી ઉપર અંધરાજા ધૃતરાષ્ટ્ર હતા. એમના નાનાભાઈ પાંડુએ રાજ્યનું સામ્રાજ્ય સર્જ્યું. પાંડવ કૌરવે યુદ્ધ ખેલ્યાં અને પાંડવોએ ઇન્દ્રપ્રસ્થ વસાવ્યું. આજના દિલ્હીની એ સ્થાપના. એ ઇન્દ્રસ્થ આજે પુરાણા કિલ્લાને નામે ઓળખાતું સ્થાન પાંડવોની રાજધાનીનું સ્મરણ માત્ર આપે છે. દિલ્હીના આઠ દીલ્હીમાં એ પહેલું દિલ્હી.

તે પછી ઘણા વર્ષો સુધી અંધાર પછેડો ઓઢી ગાઢ નિદ્રા લેતા દિલ્હીને અગીઆરમી સદીમાં તુંવાર રાજા અનંગપાળ ઢંઢોળીને જગાડે છે. ત્યાં પોતાની રાજગાદી સ્થાપે છે. એની પછી પૃથ્વીરાજ ગાદીએ બેસે છે ને વૈર દ્વેષથી વરેલા જયચંદ્રના આમંત્રણે શાહબુદ્દિન દીલ્હી ઉપર ઉતરી પડે છે. દિલ્હી એના હાથમાં જઈ પડે છે.

લેવાય તેટલું લૂંટી લઈ શાહબુદ્દિન પોતાના ગુલામ કુતુબુદ્દિનને દિલ્હીની ગાદી સોંપી પાછો જાય છે. દિલ્હીની ગાદી ઉપર બેસનાર એ પ્રથમ મુસલમાન બાદશાહ. એણે અજીત ગણાતા રાજપૂત રાજ્યો ઉપર જીતો મેળવી, એની યાદમાં ૧૨૦૫માં એક મિનારો બંધાવ્યો. એ મિનારો તે કુતુબમિનાર.

દિલ્હીથી નવ દશ માઈલ દૂર આવેલો આ કુતુબમિનારો પૂરો થાય તે પહેલાં તો કુતુબુદ્દિન મૃત્યુ પામ્યો એટલે ૧૨૧૦માં એની પછી ગાદીએ આવનાર અલ્તમસે તે પૂરો કરાવ્યો.

ગમે તેવા ઇજનેરી જ્ઞાન ધરાવનારને પણ મ્હોમાં આંગળી નંખાવે એવી કારીગીરીવાળો આ મિનાર ૩૭૭ પગથીઆં ચઢીએ એટલે ૨૩૮ ફીટ ઉંચાઈના ભાળ ઉપર પહોંચાડે છે. ઉપર જઈએ એટલે દૂરદૂર સુધી પથરાયેલાં દિલ્હીના ખંડેરો નજર સામે દેખાય છે. દિલ્હીની પેઠે આ મિનારો પણ દિલ્હીની જાહોજલાલી ને ચડતી પડતીનાં સંસ્મરણો સંઘરીને અડોલ ઉભો છે. ૧૩૬૮માં તેના ઉપર વિજળી પડેલી, એટલે ફીરોજશાહ તઘલખે એ સમરાવ્યો. ૧૮૦૩ના ધરતીકંપમાં

હુમાયુનો રોજો



સફેદેરીએટની લાયબ્રેરી



એનો ઉપરનો ઘૂમટ તૂટી પડેલો તે કેપ્ટન સ્મીથે નવો બનાવરાવીને એના ઉપર મૂકાવ્યો પણ જૂના દેહે નવી પાઘડી બંધબેસતી ન લાગવાથી લોર્ડ હાર્ડિંજે એને ઉતરાવીને જુદો મૂકાવ્યો છે.

પાંચ માળવાળા કુતુબમિનારને આજે તો વિજળીના આક્રમણથી બચાવવા યોગ્ય ઉપાયો લેવાયા છે. નાના નાનાં પગથીયાં ગોળગોળ ચડતાં જઇએ તેમ તેમ દરેક ચક્રાવે હવા ને અજવાળા માટે નાની બારી ને દરેક માળે બારી ને ફરતો ઝરૂખો, એમ છેક પાંચમે માળે ચડતાં એક માણસ માંડ ચડી શકે એટલી સાંકડાશ થાય છે, છતાં જરાય ગુંગળાટ થતો નથી.

આ મિનારાની આજુબાજુ બાદશાહો—જલાલુદ્દીન, અલ્લાઉદ્દીન ને અલ્તમશની કબરો પ્રાચીન કારીગીરીનો ખ્યાલ આપે છે. ઉપર ઘૂમટ નથી, છતાં એ કબર ઉપર કોઇ ઋતુમાં તાપ તડકો ન આવે એવી એની ફરતી દીવાલોની બાંધણી છે.

કુતુબમિનારની પાસે ૨૩ ફૂટ ને આઠ ઇંચનો લોહસ્થંભ ચોથા સૈકામાં ચંદ્રરાજાએ ઉભો કરાવ્યો છે. નથી એના ઉપર વિજળી પડી કે નથી એને કાટ વળ્યો.

ત્યાંથી થોડે દૂર પૃથ્વીરાજના સમયનું માતાનું દેવળ છે. આટલો વિસ્તાર એ બીજું દિલ્હી.

આ પછી અલ્લાઉદ્દીન ખીલજીએ દક્ષિણમાં વિજયો મેળવ્યા એની યાદમાં નવું દીલ્હી વસાવ્યું. એનું નામ સીરી. આ ત્રીજું દિલ્હી. ને આગળ જતાં ભૂલભૂલૈયાંની સામે ખંડેરોનો વિસ્તાર દેખાય છે તે ગ્યાસુદીન તઘલખે બંધાવેલ ચાર માઇલના વિસ્તારનું શહેર તઘલખાબાદ તે ચોથું દિલ્હી.

એની પછી મહમદશાહે કુતુબમિનાર અને સીરી વચ્ચે દિલ્હી વસાવી જહાંપનાહ-[દુનીઆનો વિસામો] નામ આપ્યું. આ પાંચમું દિલ્હી.

મહંમદ માંડાની અજબ આકાંક્ષાએ દિલ્હીની પ્રજાને ઠેઠ દોલતાબાદમાં લઇ જવા પ્રયત્ન કરેલો ને પ્રજા ત્રાસી ઉઠેલી એ ફરી પાછી દિલ્હીમાં આવી વસી ને ફીરોઝશાહ તઘલખે 'કોટલા ફીરોઝશાહ'—ફીરોઝાબાદ ૧૩૫૪માં વસાવ્યું એ છઠ્ઠું દિલ્હી.

આજે તો ત્યાં જામી મસ્જીદનાં ખંડેરો ને અશોકનો સ્થંભ સાક્ષીરૂપ બની રહ્યાં છે.



હિંદની રાજધાની સેક્રેટેરીએટ.

આ મસ્જીદની બાંધણી ને કળા કારીગીરી એટલાં સુંદર છે કે તેમુર લંગડે દિલ્હી લૂંટયું, બાળ્યું ત્યારે આ મસ્જીદે એને મોહ લગાડયો ને એવી મસ્જીદ સમરકંદમાં બાંધવા એ હિંદી શીલ્પીઓને કેદ કરીને ત્યાં લઇ ગયો. પણ અશોકનો શિલાલેખ ફિરોઝાબાદમાં કયાંથી આવ્યો ? એ પણ બાદશાહના કળાપ્રેમની યાદ આપે છે. એ બેતાળીશ ફીટ ઉંચો સ્થંભ હતો તો અંબાલા જીલ્લામાં, પણ ફીરોઝાબાદને શોભાવવા બાદશાહ ત્યાંથી અહીં ઉપાડી લાવ્યો. એવડા મોટા સ્થંભને જરા ન પહોંચે એટલા માટે એને ફરતું સીમળાનું રૂ બંધાવ્યું ને દરેક દોરડે બસો માણસો રાખી અનેક દોરડાં પકડીને ચાલતા ૪૨ પૈડાંવાળા ગાડાને ૯૦ માઇલ દૂર સુધી સલામત લઇ આવી ખડો કરાવનાર બાદશાહ ફીરોઝશાહના શોખ માટે માન થાય.

આ પછી દિલ્હીને શણગારનાર મોગલો આવ્યા. ૧૫૩૦માં હુમાયુ બાદશાહ થયો. પ્રાચીન ઇંદ્રપ્રસ્થની જગ્યાએ ૧૫૧૩માં નવું દિલ્હી બંધાવવા માંડયું. ત્યાં શેરશાહે બંગાળામાંથી આવી હુમાયુને નસાડયો ને એ બંધાતા દીલ્હીને પુરૂં કરી 'શેરગઢ' નામ આપ્યું. ૧૫૫૫માં ફરી હુમાયુએ દીલ્હી જીત્યું ને એ દિલ્હીને સમૃદ્ધ કર્યું એ દિલ્હી 'પુરાણા કિલ્લા' નામે આજ ઓળખાય છે.

ત્યાંથી એકાદ માઇલ દૂર દક્ષિણમાં હુમાયુની કબર છે. ચારે દિશાએ દરવાજા વાળો આ રોઝો આરસમાં કોતરેલી નાજુક ને નકશીદાર વેલ કમળ અને કબર પરનો ૭૪ ફીટનો ઘુમટ તાજુબ બનાવે છે. આ કબર હુમાયુની બેગમ હમીદાબાનુએ બંધાવેલી. પંદર લાખના ખર્ચે તૈયાર થયેલી. આ કબરમાં બેસી ૧૮૫૭ના બળવા પછી છેલ્લા મોગલ બાદશાહ બહાદુરશાહે રાજની તલવાર અંગ્રેજોને સોંપેલી.

હુમાયુ પછી અકબર બાદશાહ થયો. એણે ફતેહપુર સીક્રી ને આગ્રાને શણગાર્યાં. જહાંગીર પણ આગ્રામાં વસ્યો. ને પછી જહાંગીરે દિલ્હીને સમૃદ્ધ બનાવવા 'શાહજહાનાબાદ' ૧૬૩૯થી ૧૬૪૮ની વચ્ચે નવ વર્ષે બંધાવ્યું. આ સાતમું દિલ્હી.

અષ્ટ કોણાકારે લાલ પત્થરનો બાંધેલ આ શાહજહાનાબાદ—લાલ કિલ્લો આજે તો મશહુર બન્યો છે.

ત્રણ બાજુએથી જઇ શકાય એવી પાંત્રીસ

લક્ષ્મીનારાયણનું મંદિર : પ્રવેશદ્વાર અને વાટિકા





પગથીયાંવાળી જુમ્મામસ્જીદ, ઔરંગઝેબે બંધાવેલી મોતી મસ્જીદ અને મોગલાઈની પડતી વખતે બહાદુરશાહે બંધાવેલ હીરામહેલ કળાના નમુના જેવા મોગલ જાહોજલાલીની બાંગ પૂકારે છે.

આ પછી દિલ્હી ઉપર મરાઠાના ધાડાં આવ્યાં, ઇરાનના નાદિરશાહે દીલ્હીને ૫૮ દિવસ સુધી લુંટ્યું ને હિંદની અનેક જાહોજલાલી લઇ ગયો. ૧૮૦૩માં લૉર્ડ વેલેસ્લીએ સીંધીઆને હરાવી દિલ્હીનો કબજો લીધો. ૧૮૫૭માં દિલ્હીએ બળવો જોયો ને મોગલવંશની સમાપ્તી પણ સગી આંખે નિહાળી.

વીસમી સદીમાં અંગ્રેજોએ નવું દિલ્હી વસાવ્યું.

કોઈ જાતની કળા કામગીરી વિનાનું મોટા મોટા પહોળા રસ્તા વાળું આ નવું દિલ્હી મોટા વિસ્તારમાં પથરાયું છે. 'નવું દિલ્હી' નામે ઓળખાતું આ આઠમું દિલ્હી બ્રીટીશ રાજ્યની રાજધાની છે. સેક્રેટરીએટ, વાઇસરોયનો મહેલ, અને કાઉંસીલ હૉલ તથા લડાઈનું સ્મારક વગેરે ધ્યાન ખેંચે એવાં સ્થાનો ગણાય.

પણ ખાસ ધ્યાન ખેંચે એવું સ્થળ તો બીરલા લેઇન ઉપર લક્ષ્મીનારાયણનું મંદિર છે. આ મંદિર શ્રીમંત વેપારી બળદેવદાસ બીરલાએ ઇ. સ. ૧૯૩૮માં બંધાવ્યું.

આ ભવ્ય મંદિરમાં જૈન શિવ, બુદ્ધ, શીખ વગેરે દરેક હિંદુધર્મનાં મંદિરો છે. વચ્ચે લક્ષ્મીનારાયણનું મંદિર છે ને ડાબી બાજુ બુદ્ધનું મંદિર ને જમણી બાજુ ગીતા મંદિર છે. ચીનમાંથી ભેટ મળેલો પ્રાચીન ઘંટ પણ ત્યાં છે ને દક્ષિણ હિંદના મંદિરોની બાંધણી પણ છે. મંદિરની પાછળ વિશાળ વાટિકા છે.

મંદિરમાં ભીંતો ઉપર મહાપુરૂષોના અને ધર્મ સંસ્થાપના કરનાર પ્રભુ-પયગંબરોનાં વાક્યો, ગીતા, વેદ, ઉપનિષદમાંથી શ્લોકો કોતરાવ્યા છે. મહાપ્રસંગોનાં ચિત્રો પણ દોરાવ્યાં છે. કોઇપણ જાતના ભેદ ભાવ વિના દરેકને પ્રવેશ માટે છૂટી વાળું આ મંદિર મહાત્મા ગાંધીજીના હાથે ખુલ્લું મુકાયું હતું.

આમ અનેક જાહોજલાલી ભોગવી ચુકેલું, ચડતી પડતી અનુભવી આજે પણ ગૌરવમૂર્તિ સમું અડોલ ને અમોલ દિલ્હી જમનાજીને તીરે અનેક યાત્રીઓને આકર્ષી રહ્યું છે.

(ફોટોગ્રાફર : શ્રી. ભૂપેન્દ્ર લાલા)

( ગતાંકથી ચાલુ )

### પારીસમાં

પારીસ આવ્યું: માન્યાં કંટાળાભરેલી મુસાફરીમાંથી છૂટી. બ્રોન્યા અને તેનો વર માન્યાને તેમના રહેઠાણે લઇ ગયાં. એ જમાનામાં પારીસની બસો ઘોડાથી ચાલતી. બ્રોન્યાના ઘેરથી સોરબોન યુનિવર્સિટી પહોંચવા બે ઠેકાણે બસ બદલવી પડતી. માન્યા માળવાળી બસમાં ઉપર ચડીને બેસતી. હાથમાં જૂનું હાથપાકીટ રાખી, કપડાં સંકોરીને માન્યા લાંબી ડોક કરીને બધું જોયા કરતી; શિયાળાનો ઠંડો પવન ગાલને સ્પર્શી જતો. માન્યા જેવી પોલિશ છોકરીને પારીસ મુક્તિધામ લાગતું. સીન નદીનો પૂલ ઉતરીને બસ આગળ વધતી. માન્યાને આ વિસ્તાર આહ્લાદક લાગતો. નદીના બે કાંઠા, વચ્ચે નાના નાના સુંદર ટાપુઓ, પ્રતિમાઓ, ચોક અને તે બધાંની ઉપર દૂર દેખાતા નોટ્રેડામના મિનારા. આખરે ઉતરવાનું આવ્યું. ઘોડા ધીમા પડયા. વિદ્યાર્થી માન્યાએ દફતર લીધું, કપડાં ઠીક કર્યાં અને અધીરાઇમાં ઉતરતાં કોઇની સાથે ભટકાઇ પડી: બીતાં બીતાં ફ્રેંચ ભાષામાં માફી માગી લીધી.

૧૮૯૧માં સોરબોનના વિદ્યાધામનો દેખાવ અનેરો હતો. છેલ્લાં ૭ વર્ષથી તેની પુનર્રચના થઇ રહી હતી. જાણે કોઇ મોટો અજગર પોતાની ચામડી બદલતો હોય એવો દેખાવ થઇ રહ્યો હતો—બાંધકામની ધમાલ ચાલી રહી હતી; વિદ્યાર્થી જીવનમાં એક પ્રકારની અવ્યવસ્થા આને લીધે આવી ગઇ હતી. ભાષણો માટે રોજ જગ્યા બદલાતી; પ્રયોગશાળાઓ કામચલાઉ ઉભી કરવામાં આવી હતી. પણ એથી શું! દિવાલો પર મોટી જાહેરાત ચોંટાડેલી હતી:

ફ્રેંચ પ્રજાસત્તાક

વિજ્ઞાનની ફેકલ્ટી : પ્રથમ સત્ર

૧૮૯૧ના નવેમ્બરની ત્રીજી તારીખે સોરબોનમાં અભ્યાસનો કાર્યક્રમ શરૂ થશે. માન્યાને

મહાન સ્ત્રી–વૈજ્ઞાનિક



# મેડમ કુયરી

લેખક :

ડૉ. નરસિંહ મુળજીભાઈ શાહ

*

આ શબ્દો જાદુ જેવા લાગ્યા!

પૈસો પૈસો બચાવીને ભેગી કરેલી પોતાની નાની બચત વડે માન્યાએ આ ભાષણો સાંભળવાનો હક્ક પ્રાપ્ત કર્યો હતો. માન્યા વિજ્ઞાનની વિદ્યાર્થીની તરીકે જોડાઇ. કેટલો આનંદ!

પણ હવે માન્યા, મારી નામ બદલાઇ ગયું. ફ્રેંચ પદ્ધતિએ મેરી સ્ક્લોડોવ્સ્કા તરીકે માન્યાએ પોતાનું નામ નોંધાવ્યું. પણ સહાધ્યાયીઓને સ્ક્લોડોવ્સ્કાનો ઉચ્ચાર બરાબર ન ફાવતો અને માન્યાને મેરી કહેવડાવવું ન ગમતું, એટલે તે કોઇની સાથે ન ભળતી. આ શરમાળ, દઢાગ્રહી સુંવાળા લીસા વાળવાળી છોકરી સામે વિદ્યાર્થીઓ જોઇ રહેતા અને અંદર અંદર પૂછપરછ કરતા:

'આ કોણ છે?'

'કોઇ પરદેશી લાગે છે: નામ વિચિત્ર છે. ભૌતિક વિજ્ઞાનના ભાષણોમાં આગળી હરોળમાં બેસે છે; બહુ વાતો કરતી નથી, કોઇની સાથે

'ભળતી નથી' એમ અંદર અંદર વિદ્યાર્થીઓ સંક્ષિપ્ત જવાબ આપતા. માન્યાને-મેરીને આ યુવાનોમાં જરાય રસ નહોતો. તેનું ધ્યાન તો પ્રોફેસરોમાં હતું. તેમની પાસેથી તેને વિજ્ઞાનના રહસ્યો શીખવા હતા.

એ જમીનાની રૂઢી અનુસાર આ પ્રોફેસરો ધોળી ટાઇ અને ઇવનીંગ ડ્રેસ-સાંજના પોશાકમાં—જે હંમેશા ચાકથી ખરડાયો રહેતો— ભાષણો આપતા. મેરીનો જીવ પ્રોફેસરોના ગંભીર પોશાક અને તેમની ભૂરી દાઢીઓની સ્વપ્નસૃષ્ટિમાં ચોંટી રહેતો.

પ્રોફેસર લીપ્પમાનનું ભાષણ સાંભળ્યું: એકદમ પ્રૌઢ ગંભીર અને દલીલપુરઃસર પ્રોફેસર બાઉટીનું ભાષણ સાંભળીને મેરીને લાગ્યું કે તેમના મગજમાં વિજ્ઞાનનો ભંડાર ભરેલો છે. ત્રેવીસ પ્રોફેસરોની નામાવલિ પ્રગટ કરવામાં આવી હતી. મેરીને આ બધાને ઓળખવા અને તેમના ભાષણો સાંભળવા આતુરતા થઇ. તેને લાગ્યું કે જ્ઞાનપિપાસા ક્યારે સંતોષાશે ?

પણ અણધારી મુશ્કેલીઓ ફુટી નીકળી. મેરી એમ માનતી કે પોતાને ફ્રેંચ ભાષા સારી રીતે આવડે છે. તેની આ માન્યતા ખોટી નીવડી. ભાષણોમાં કેટલાય વાક્યો વણ સમજાયા રહી જતા. વળી ગણિત અને ભૌતિક વિજ્ઞાનમાં તે ઘણી પછાત હતી એમ માલુમ પડ્યું. ડીગ્રી મેળવવા કેટલી મહેનત કરવી પડશે ?

પોલ એપલનું ભાષણ આવ્યું: કેટલી સરસ સમજુતી અને કેટલી રંજક છટા ! એક એક શબ્દ સ્પષ્ટ. પ્રયોગો પણ કેટલા સુંદર ગોઠવેલા ! 'હું સૂર્ય લઉં છું અને તેને ફેકું છું.' માન્યા હર્ષાતિરેકમાં આવી ગઇ. તેનો આનંદ માતો ન હતો. તે સંપૂર્ણ સુખ માણી રહી હતી.

એક સાંજે મેરી પોતાની નાની ઓરડીમાં અભ્યાસમાં મત પરોવી રહી હતી, ત્યાં તેના બનેવીએ હાક પાડી.

"જલદી, કોટ અને ટોપી પહેરીલો. મારી પાસે મફત ટીકીટ આવી છે. આપણે બધાં જલસામાં જઇએ." દાક્તર દલુસ્કીએ પોતાના સ્વાભાવિક આનંદમાં કહી નાખ્યું.

'પણ...'

'પણ બણ કાંઇ નહીં. પોલાંડથી એક પીઆનો વગાડનાર આવ્યો છે. ખૂબ ઓછી ટીકીટો ખપી છે. આપણે જઇને થીયેટર ભરી દઇએ. દેશના માણસને મદદ કરવી જોઇએ. હું તો એક મોટું ટોળું એકઠું કરી લાવ્યો છું. ખૂબ તાળીઓ પાડશું. તેનો જલસો ફત્તેહમંદ કરી બતાવશું.'

દલુસ્કીની સ્વદેશાભિમાનની દલીલ આગળ ટકવું મેરીને અશક્ય થઇ પડ્યું. ચોપડી મૂકી અને ત્રણે જણ બસ પકડવા દોડયા. થીયેટરનો પોણો ભાગ ખાલી હતો. એક લાંબા પાતળા યુવકને વ્યાસપીઠ પર મેરીએ જોયો. તેના વાળ લાલ દેખાતા હતા. પીયાના પાસે તે બેઠો હતો. તેની આંગળીઓ કળાપૂર્વક પીયાના પર ફરી રહી હતી. તે કોઇ એક સાધારણ કળાકાર નહોતો લાગતો. મેરી તો તેની કળા પર મુગ્ધ થઇ ગઇ.

સંગીતજ્ઞ યુવક કોઇ વાર સાંજે બ્રોન્યાને ત્યાં આવતો. તેની સાથે એક સ્ત્રી આવતી— જેની સાથે તે પ્રેમમાં હતો. યુવક અર્ધો ભૂખ્યો પણ સુંદર હતો. બુદ્ધિ કુશાગ્ર હતી. તેનું નામ ઇગ્નેસ પાડેરેસ્કી—ભવિષ્યના સ્વતંત્ર પોલંડનો વડો પ્રધાન.

મેરી પોતાનો અભ્યાસ ઉત્સાહપૂર્વક કરતી. યુનિવર્સિટી જીવનમાં તેને આનંદ આવવા માંડયો હતો, પણ તેનો શરમાળ સ્વભાવ આડે આવતો. ફ્રેંચ વિદ્યાર્થી સાથે તે બહુ ન ભળતી, છતાં પોતાના દેશથી આવેલા વિદ્યાર્થીઓ સાથે હરતી ફરતી. આ બધા વિદ્યાર્થીઓએ સ્વતંત્ર પોલાંડની એક નાનકડી વસાહત પારીસમાં ઉભી કરી. તેઓ અહીં પોલાંડની રીતે નાતાલ ઉજવતા, નાટક ભજવતા, નાચગાન ગોઠવતા અને ખાણાં ખાતા. મેરીએ

નાટય પ્રયોગોમાં ભાગ પણ લીધો.

એક પત્રમાં પિતાને પોતાની પ્રવૃત્તિનો હેવાલ લખ્યો. પણ પ્રોફેસરને એ વાત ન રૂચી.

૧૮૯૨ના જાન્યુઆરીના પત્રમાં પિતાએ હૃદય ઠાલવ્યું:

"તારા છેલ્લા પત્રે મને દુઃખ ઉપજાવ્યું છે. આવી પ્રવૃત્તિમાં પડવા માટે હું મારી નાપસંદગી દર્શાવું છું. આ બધું નિર્દોષ ભાવે કર્યું હોય, છતાં, પેરીસમાં એવા જાસુસો છે કે જે દરેક હિલચાલ પર દેખરેખ રાખે છે. આથી ભવિષ્યમાં ધંધા માટે વાંધો ઉભો થાય. તારૂં નામ હવેથી આવી પ્રવૃત્તિમાં ન આવે એમ હું ઇચ્છું છું..." મેરી ત્યારપછી આવા જલસામાં ભાગ લેતી બંધ થઇ.

હવે એક નવો પ્રશ્ન ઉપસ્થિત થયો. બ્રોન્યાને ત્યાં અભ્યાસમાં ખૂબ ડખલ થતી. દાક્તરનો આનંદી સ્વભાવ; તેના મિત્રો તેમજ દર્દીઓની આવ જા પણ ખૂબ, એટલે અભ્યાસમાં એક ધ્યાન ન થવાતું. ઉપરાંત ત્યાંથી સોરબોન જતાં ખાસો એક કલાક લાગતો. બસના ભાડાનું ખર્ચ ખૂબ આવતું. આખરે નક્કી થયું કે મેરીએ યુનિવર્સિટી નજીક રહેવા જવું. બહેનને છોડતાં હૃદયના તાર ઝણઝણી ઉઠયા.

*

## મહિને ચાલીસ રૂબલમાં

બ્રોન્યાની સાથે પારીસમાં રેવાતાં થોડા મહિના જતા રહ્યા હતા. હવે માન્યા એકલી પડી. જૂના મિત્ર નહોતા. ત્રણ વર્ષ સુધી એક વિદ્યાર્થિની જીંદગીમાં રહેવાનું હતું. મેરીના સ્વપ્નાનું આ જીવન હતું.—કોઇ એક ત્યાગી સાધુનું જીવન હતું! નરી સાદાઇનું જીવન હતું.

બહેનના ઘેરથી નીકળ્યા પછી રહેવાનું રહેવા ખાવાનું ખર્ચ મેરીના માથે આવી પડ્યું. તેની આવક તો બધી મળીને માત્ર ચાળીસ રૂબલ જ હતી. ભાડું, ભોજન ખર્ચ, કપડાં, પુસ્તકો અને ફી—બધું ૪૦ રૂબલમાં શી રીતે ચાલે? રોજના માત્ર ત્રણ ફ્રાંક. થયા. આર્થિક પ્રશ્ન ખડો થયો. મેરીએ એ પ્રશ્નનું નિરાકરણ કર્યું. તેના જેવા બીજા ગરીબ વિદ્યાર્થીઓ પણ આમ જ રહેતા. પોલાંડના તેના મિત્રો પણ આવી જ ગરીબ અવસ્થામાં રહેતા હતા. કેટલાક એક ઓરડીમાં સાથે રહેતા; સાથે જમતા, રાંધવા સિવવાનું કામ કરી પેટનું પુરૂં કરતા. બ્રોન્યાએ પણ રસોઇયણ તરીકે કામ કર્યું હતું. પણ માન્યાને આ રીત ન ગમી.

માન્યાએ એક તદ્દન સસ્તું બંડકીયું શોધી કાઢયું. તેમાં કોઇ જ સગવડ નહોતી—નહીં ગરમીની સગવડ, નહીં વીજળીની ગોઠવણ કે નહીં પાણીના નળની વ્યવસ્થા. આવી ઓરડીમાં મેરીએ પોતાનું 'ફરનીચર' ગોઠવ્યું—એક ખાટલો, ચટાઇ, સ્ટવ, ટેબલ અને ખુરશી, એક ધોવાનું વાસણ અને કુંજો; જેમાં નીચેથી પાણી ભરી લાવી મેરી રાખી મૂક્તી. બીજું ખર્ચ કમી કર્યું: અઠવાડિયાઓ સુધી માખણ રોટી અને ચા પર ચલાવવા માંડયું. કોઇવાર જમણનું મન થાય ત્યારે ઇંડાં, ચોકલેટ કે ફુટ કોઇ સસ્તા રેસ્ટોરાંમાં ખાઇ લેતી. પરિણામે મેરી ફીક્કી પડવા લાગી: સ્વાસ્થ્ય લથડયું; અશક્તિ વધવા લાગી; માથું ફરવા લાગ્યું—ભૂખમરાનો રોગ મેરીને લાગુ પડયો. પણ કોઇને એ વાત ન કરે. બહેન બનેવી પૂછપરછ કરે તો હા—ના—નો જવાબ આપે, અને વધારે પડતા કામનું બહાનું આગળ કરે.

એક દિવસ મેરીને મૂર્છા આવી ગઇ. મિત્રોએ બ્રોન્યાને ખબર આપી. દાક્તર દસ-રકી આવી પહોંચ્યા તેમણે તબીયત તપાસી.

'આજે ખાધું છે?' દાક્તરે સવાલ પૂછ્યો.

'આજે! ખબર નથી. થોડા વખત પહેલાં જમી હતી.' મેરીએ ટુંકાવ્યું.

'શું ખાધું હતું?'

'કાંઇક.' પણ દાક્તર છોડે એમ નહોતું.

તેમણે દર્દીનું માપ કાઢી લીધું હતું. આખરે મેરીને કબુલ કરવું પડયું. આખો દિવસ થોડા મૂળા ખાઇને ચલાવ્યું હતું. દાક્તરનો પિત્તો ઉછળ્યો. મેરીની કોઇ પણ દલીલ સાંભળ્યા વિના એકદમ તેને પોતાને ઘેર લઇ ગયા. બ્રોન્યાએ તેને ગરમ સુપ પાયો. એકાદ અઠવાડિયામાં મેરીની તબીયત સારી થવા લાગી. પણ પરીક્ષાનું બહાનું આગળ કરી થોડા દિવસ પછી મેરી પોતાના ભંડકીયામાં પાછી ફરી. દાક્તરને વચન આપ્યું કે હવેથી આવું નહીં કરું. બીજા જ દિવસથી તેણે હવા પર જીવવાનું શરૂ કર્યું !

કામ, કામ, બસ કામ ! મેરીએ અભ્યાસમાં ઝંપલાવ્યુંઃ માનવીએ જેટલી વિદ્યા અસ્તિત્વમાં આણી છે તેટલી બધી શીખી લેવા મેરીએ હામ ભીડી. ગણિત, રસાયણ ને ભૌતિક વિજ્ઞાનના ભાષણોમાં જવા માંડયું. પ્રયોગોની રીત રસમોથી વાકેફ થઇ—પ્રોફેસર લીપ્પમાને તેને પોતાના મદદનીશ તરીકે સંશોધનમાં જોડી, પોતાની હોશિયારી અને વિચારશક્તિ દાખવવાનો તેને અવકાશ મળ્યો. આખો દિવસ પ્રયોગ કરવાના મેજ પાસે મેરી ઉભેપગે રહેતી. પ્રયોગશાળાના વાતાવરણને માન આપતી. અને શાંતિથી અને ધ્યાનપૂર્વક પોતાનું કામ કરતી.

એક પદવી બસ નહોતી; તેણે બે લેવા નિશ્ચય કર્યો—એક ભૌતિક વિજ્ઞાનમાં અને બીજી ગણિતમાં. તેની મહેચ્છાઓ વધવા લાગી. નમ્ર યોજના કરીને આવેલી મેરી મહત્ત્વાકાંક્ષી થઇ ગઇ—એટલે સુધી કે પિતાને પણ આ બાબતના ખબર ન આપ્યા. એને ખબર હતી કે પિતા તેને જલદી પોલાંડ પાછી બોલાવી લેવા ઉત્સુક હતા.

સોરબોનમાં પરદેશી વિદ્યાર્થીનીઓ પ્રત્યે આદરમાન રાખવામાં આવતો. મેરીને લાગ્યું કે તેના સહાધ્યાયીઓ તેના પ્રત્યે માયાળુપણે વર્તતા—કેટલીકવાર આ માયાળુપણાનો અતિરેક લાગતો. મેરી આ ઉંમરે ખૂબ સુંદર હોવી જોઇએ. એકવખત આવા વધારે પડતાં માયાળુ મિત્રો સામે મેરીની એક બહેનપણી ડીડીરકાએ અંગરક્ષક તરીકે કામ કર્યું; એણે બધાંને પોતાની છત્રી વડે ટબકાર્યા. મેરીને પ્રેમદેવને પૂજવાનો વખત નહોતો. તેનો પ્રેમ તો ગણિત અને ભૌતિક વિજ્ઞાનને વરેલો હતો. ૧૮૯૩માં પ્રથમ નંબરે ભૌતિક વિજ્ઞાનમાં અને ૧૮૯૪માં ગણિતમાં તેણે એમ. એ.ની પદવી મેળવી. ફ્રેંચ ભાષામાં પ્રવીણતા મેળવી. મહીને ચાલીસ રૂબલમાં તેણે વિદ્યાર્થી જીવન ગાળ્યું.

રજાઓ પડવાનો વખત આવ્યોઃ મેરીએ સ્વદેશ જવા તૈયારી કરવા માંડી. પોતાની બધી જંગમ મીલ્કત—ખાટલો, પથારી, સ્ટવ અને વાસણો—એક સ્નેહીને ત્યાં રાખ્યાં; મુસાફરી માટે થોડો સામાન લીધો. જે કાંઇ હવે બચત રહી તેમાંથી અત્યાર સુધી જે નહોતું કર્યું તે ખરીદ કરવા મેરી એક મોટી દુકાને ગઇ—એ રીંગ, દુપટ્ટા ઇત્યાદિ ફેન્સી ચીજો લીધી. ખીસ્સામાં પૈસા બચાવીને સ્વદેશ જવું એ એક શરમની વાત ગણાતી. કુટુંબીજનોને ભેટ આપવા વસ્તુઓ લઇ જવી એ રિવાજ સર્વત્ર છે.

કુટુંબીજનોના હેતાળ વાતાવરણમાં મેરીની તબીયત સુધરવા લાગી. જોસેફ અને હેલા તેને આગ્રહપૂર્વક જમાડતાં. મેરીનો આનંદી સ્વભાવ પાછો આવવા લાગ્યો. શરીર પણ જરા જાડું દેખાવા લાગ્યું. ત્રણ મહિના ચાલ્યા ગયા. પાછા જવાનો વખત આવ્યો. પૈસાની ચિંતા સામી આવીને ઉભી રહી. પારીસ કેવી રીતે જવું ? પૈસા ક્યાંથી કાઢવા ? મહિને ૪૦ રૂબલ—પણ બચત ખલાસ થવા આવી હતી. અને પિતા પણ તેને મદદ કરવા કેટલું સહન કરતા હતા ? પરિસ્થિતિ એકદમ ગંભીર થઇ હતી, એને કાંઇ સુઝતું નહોતું. મેરી પારીસ જવાનું છોડી દેવાના નિર્ણયપર આવતી હતી, ત્યાં એક ચમત્કાર બન્યો. અંગરક્ષક ડીડીરકા

( અનુસંધાન પૃ. ૨૪૯ ઉપર )



# હાલરડાં

શ્રી. મૃત્યુંજય



બાળકોનું મન બહુ કૌતુકપ્રિય હોય છે. તેઓ સંગીતના પ્રેમી હોય છે. બાળક, નાગ અને મૃગ એ ત્રણે સંગીતના શોખીન છે.

ઘણુંખરું આપણે સંગીતથી બાળકને ભૂલાવામાં નાંખીને આપણું કામ કાઢી લઇએ છીએ, અને આપણું મનોનુકુળ કાર્ય કરાવી લઇએ છીએ. બાળકને નવરાવવું, ખવરાવવું અને સુવાડવું કેટલીકવાર દુષ્કર થઇ પડતું હોય છે ત્યારે હાલરડાં આપણી મદદે આવે છે.

જો કે હાલરડાં પ્રત્યેક પ્રાન્ત, જાતી અને આખા દેશમાં પ્રચલીત હોવા છતાં એને સાહિત્યમાં બહુ સ્થાન મળ્યું નથી

હાલરડાંનું નામ સાંભળતાં જ આપણે એવી કલ્પના કરીએ છીએ કે, એ બાળકને સુવરાવવા માટે ગવાય છે. અતિજીજ્ઞાસુ, ચંચળ-સ્વભાવનું બાળક ક્યારેય એક સ્થળે સ્થિર બેસી રહેતું નથી. સ્વાસ્થ્યની લાભ-હાની એ સમજતું નથી અને અહિં-તહીં, ગમે ત્યારે તડકામાં અને વરસાદમાં રખડે છે. એમને એમ કરતાં અટકાવવા માટે માતાઓ હાલરડાંનો આશ્રય લ્યે છે.

હાલરડાંમાં ભાવસમૃદ્ધિ કરતાં કાર્ય-સમૃદ્ધિ જ અધિક પરિલક્ષિત હોય છે.

પુષ્કળ બાળકો એવાં હોય છે કે જે પાણી જોતાં જ પોતાનાં ઘુંટણોથી ત્યાં પહોંચી જાય છે અને રમવા લાગે છે, જ્યારે કેટલાક પાણીથી ડરતાં હોય છે અને પાણી જોતાં જ રોવા લાગે છે. આવા બાળકોને નવરાવવા એ બહુ કઠીન કાર્ય છે. પણ આ વખતે માતા કેવી બુદ્ધિથી કાર્ય (નવરાવવાનું) કાઢી લ્યે છે તે જુઓ; બંગાળની એક સ્ત્રી હાલરડું ગાઇને એના બાળકને નવરાવી રહી છે.

'શાક શાક આમારો શાક,
તારપર એલો ઢેંકી શાક,
ઢેંકી શાક લાગલે મન્દ;
તારપર એલો ભાંડાલી છન્દ
ભાંડાલી છન્દે માથાય આડુ,
તારપર એલો ખીરેર લાડુ
ખીરેર લાડુ લાગલો તીત,
તારપર એલો આરકે પીઠા,
આરકે પીઠાર શુકે ખુદ,
તારપર એલો પોકા દૂધ.
પોકા દૂધ લાગલો ભાલો,
નેકાર માથાય ઘોલ ઢાલો.

અને બાળકના માથા ઉપર પાણી નાંખવું શરૂ થાય છે. ગાયનની મીઠાશથી બાળક રોવું ભૂલી થાય છે અને નવરાવવાનું કાર્ય સહેલું થઇ જાય છે.

બાળકને ખવરાવવું પણ એટલું જ અઘરું છે. નજરમાં આવતી પ્રત્યેક ચીજને બાળક ખાતું હોઇને સમય ઉપર એને ભૂખ લાગતી નથી. એનું ફળ એના સ્વાસ્થ્ય ઉપર પડયા વગર રહે નહિ, પણ શિક્ષિત માતાઓ તો સમજે છે કે, બાળક એનો સમય થાય ત્યારે ખાય-પછી ભલે એને ભૂખ ન પણ લાગી હોય-એ સારું છે. એવે વખતે પણ માતાઓ

અધિકતર હાલરડાંનો આશ્રય લે છે.

બાળકને દૂધ પીવરાવવું તો વળી એથી પણ અઘરૂં કામ છે. એ માટે તો એક અપૂર્વ અભિનયનું આયોજન કરવું પડે છે.

મા બાળકને ગોદમાં લઇને દૂધ પીવરાવવા બેઠી છે. હાથમાં ગરમ દૂધની ટબુડી છે. બાળકની દૂધ પીવાની જરી પણ ઇચ્છા નથી તો પણ હાલરડું ગાઇને મા એની ઇચ્છાને જબરજસ્તીથી કેવી રીતે બોલાવી રહી છેઃ

ચન્દા મામા આરે આઓ
પારે આઓ, નદિયા કિનારે આઓ
સોનેકે કટોરવામાં દૂધ–ભાત લે–લે–આઓ
આર બબુઆકે મુંહમેં ઘુટુક.

માતાના 'ઘુટુક' શબ્દના અવાજની સાથે જ ટબુડીમાંનું દૂધ ખલાસ થઇ જાય છે!

સહુથી અધિક કઠીન કામ છે રોતા બાળકને છાનું રાખવાનું અને સુવરાવવાનું. એવે સમયે મા હાલરડાની સહાયતાથી જ એ કાર્ય કરે છે. બે ચાર આન્તરપ્રાન્તીય નમુના જુઓઃ

આન્ધ્ર પ્રાન્તની એક તન્વી રોતા બાળકને છાનું રાખી રહી છેઃ—

એડ્વકુ[1] વિહ્નાં[2], એડિરને[3] નિન્નેવરુ[4]
એતુ–કોણે–વારુ[5]
બુસી[6] બરતુન્દી[7] અય્યા[8] અલ્લરિ[9] ભેયકુ[10]
અલ્લરિ ચરતે[11] એતુકુ[12] પોતુંદિ બાબ્બ!

મલાયલમની સુંદરી પોતાના બાળકને સુવરાવી રહી છે—

ઓ—ઓ—ઓ—
કુંજીમોન[13] ઓરંગીકો[14]
બાબામન[15] ઓરંગીકો
કુંજીમોન કરેમેંડા[16]
ઓ—ઓ—ઓ—
કુંજીકોઇ[17] બાબામ ઓરંગીકો

અશિક્ષિત જંગલીઓમાં પણ હાલરડાંનો પુરો પ્રચાર છે. દિવસ રાત જંગલોમાં ઘુમનારા એક સંથાલ જાતીની યુવતીને ગોદમાં નાના બાળકને સુવરાવતી હાલરડું ગાતી સાંભળોઃ—

લલ બેટા લલ રે!
બેટા દોઇ જાપીદ તાલેયા
લલ લલ લલ રે!
બેટ બેટા કનાઇ રે
બેટા દોઇ જાપીદ તાલેયા
લલ લલ લલ રે!
બાપુ દોએ જપીદ તાલેયા
લલ લલ લલ રે!

ખાવું પીવું અને સુવું એ સિવાય મનોરંજન પણ બાળકોને ખાસ જરૂરી છે. બાળકને હસાવવા માટે ઘરના તેમજ પાડોશીઓ પ્રયત્નશીલ રહે છે. આખો વખત બાળકને પોતાની ગોદમાં રાખીને એની મા ફરી નથી શકતી. એટલે બાળકને સંભાળવાનું કામ ઘરના બીજાઓને પણ કરવું પડે છે.

એક વયસ્ક બાળક પોતાના નાનાભાઇને પોતાના ઘુંટણ ઉપર ચઢાવીને, એના બેઉ કોમળ હાથને હલકે હાથે પકડીને એ હાલરડું ગાઇ રહ્યો છે, સાંભળોઃ—

ઘુઘુઆ ઘુ ઘુઘુઆ ઘુ
બબુઆ કે નાના ઘુ
બબુઆ કે નાની ઘુ
બબુઆ કે ચાચી ઘુ

બાળકની મા ભોજન કરી રહી છે. ઘરની એક વૃદ્ધા શિશુને પોતાની પાસે બેસાડીને હાલરડું ગાઇગાઇને એની માનું ભોજન ખરાબ કરવા જતા કેવી રીતે અટકાવે છે એ જુઓ. એ એક મીથીલાની વૃદ્ધા છે. સાંભળોઃ—

હમર બુબુઆ બડ લટ ઝાર,
તોરા લૌ આનતૌ, મોતીકે હાર
હમર બબુઆ બડ બદનામ,
તોરા લૈ આનતૌ પકલે લતામ.

---

૧. રો નહિ. ૨. બચ્ચુ. ૩. રોઇશ તો ૪. તને. ૫. કોણ ગોદમાં લેશે. ૬ હાક. ૭ હાક આવશે ૮. બાબુ. ૯. હશો. (બહુ અવાજ) ૧૦. ન કર. ૧૧. કરીશ તો. ૧૨ ઉઠાવી લઈ જશે. ૧૩ નાના. ૧૪. સુઈ જા. ૧૫ બચ્ચુ ૧૬. રો નહી. ૧૭. નાના વ્હાલા બચ્ચુ.

આટલું જોયા પછી ગુજરાતી હાલરડાં બાકી રાખીએ તો આ લેખ અધુરો ગણાશે, એક બે નમુના એના પણ જુઓ—

ભાઇ મારો ડાહ્યો ને પાટલે બેસી નાહ્યો
પાટલો ગયો ખસી, ને ભાઇ ઉઠ્યો હસી.
ઉડ્ડુડુ હાલોવાલો, ભાઇને ઘોડીયો ઘણો વાલો
હાલવાલ ને હેવૈયો, લાડવો જમે સેવૈયો.
સેવ પડી શેરીમાં ને ભાઇ રમે મહાદેવની દેરીમાં.
દેરીએ દેરીએ દીવા કરૂં, ભાઇ ઘેર આવે
તો વીવાહ કરૂં.

આ એક કાઠીયાવાડી હાલરડું છે, ને બાળકને સુવરાવતી વખતે ઘણી વાર સાંભળવા મળે છે.

---

## મેડમ ક્યુરી ( અનુસંધાન પૃ. ૨૪૬થી )

આ વખતે વધારે થાઈ. મેરી ભવિષ્યમાં અવશ્ય મહાન કાર્ય કરવા સર્જાયેલી છે એવી ખાત્રી ડીડીરકાને હતી. તેણે વોરસોમાં પોતાની બધી લાગવગ વાપરીને એલેક્ષાંડ્રોવીચ શિષ્યવૃત્તિ મેરીને અપાવી. પરદેશ અભ્યાસ કરતા આશાસ્પદ વિદ્યાર્થીઓ માટે આ શિષ્યવૃત્તિ કાઢવામાં આવી હતી. છસો રૂબલ! પંદર મહીના સુધી ચાલશે. બીજાઓને માટે મદદ માગવાની પરોપકાર વૃત્તિવાળી મેરી પોતાને માટે પૈસા મેળવવા કોઇ દિવસ આવી હિંમત ન કરત. આનંદના આવેશમાં મેરી ફ્રાન્સ જવા ઉપડી.

શિષ્યવૃત્તિ અકસ્માત દૈવયોગે મળી ગઇ. એ પૈસામાંથી જેમ બને તેમ વધારે વખત ફ્રાંસમાં રહેવાય એવી યોજના તેણે ઘડી.

થોડા વર્ષ પછી એક દિવસ મેરી શિષ્યવૃત્તિ આપનાર સંસ્થાના મંત્રી પાસે ગઇ અને છસો રૂબલ પાછા આપ્યા. શિષ્યવૃત્તિના ઇતિહાસમાં આ અદ્વિતિય દાખલો હતો. મંત્રી તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. મેરીએ આ શિષ્યવૃત્તિ એક માનવંતા દેવા તરીકે સ્વીકારી હતી. બીજી છોકરીઓને ઉપયોગી થાય એ પૈસા-પોતાની પાસે હોય-છતાં પાછા ન આપવા એ મેરીને મન અપ્રમાણિકતા હતી. [ચાલુ]

---

## સાગર—દેવને



ધીરે ધીરે...એ...ધીરે ધીરે.......
મારી નાવડી હંકાર; ધીરે ધીરે...

ચડે મોટા જુવાળ, ઘેરે નાવને તે વાર,
ડોલે નાવ વાર વાર—ધીરે ધીરે...
મારી નાવડી હંકાર ધીરે ધીરે......

લીધું બખ્ખર વિશાળ, ઊંડું તારું પેટાળ
એ પર નાવડી હંકારઃ ધીરે ધીરે,

માથે ઊંચું આકાશ, બધે જળજળ ચોપાસ
એમાં નાવડી હંકારઃ ધીરે ધીરે,

ચંદાની દૂધધાર, તારલિયા તેજધાર,
તેજે તું નાવડી હંકારઃ ધીરે ધીરે,

છોળો જળની અપાર, ખેલે છે મગરજાળ,
એની સંગાથ મારી નાવડી હંકારઃ ધીરે ધીરે

મારે જવું પેલે પાર, એ છે મારો નિર્ધાર,
મારી નાવડી હંકારઃ ધીરે ધીરે,

ધીરે ધીરે એ...ધીરે ધીરે
મારી નાવડી હંકારઃ ધીરે ધીરે,

'સ્થિતપ્રજ્ઞ'

## ગરવી ગૂજરાતણોને સંસ્કારનાં અમૃત પાનાર



# સ્વ. મહાકવિ ન્હાનાલાલ

ઉલ્લી બે સદીઓથી ગૂજરાતને કાવ્યરસ પાઇ પાઇને સંસ્કાર સીંચનાર કવિ દલપતરામ અને તેમના પુત્ર કવિ ન્હાનાલાલનું નામ દરેક ગૂજરાતી નરનારીઓના હૃદયમાં ગુંજે છે.

મહાકવિ શ્રી. ન્હાનાલાલ એ કવિશ્રી દલપતરામના ચોથા પુત્ર. એમનો જન્મ અમદાવાદમાં સંવત ૧૯૩૩ના ચૈત્ર સુદી પડવાને દિવસે થયેલો. જ્ઞાતિએ તેઓ શ્રીમાળી બ્રાહ્મણ હતા, અને બ્રાહ્મણત્વના સંસ્કાર એમનામાં ખૂબ ખીલ્યા હતા.

કવિશ્રી ન્હાનાલાલ બાળપણમાં તોફાની ગણાતા. તેથી મોરબીમાં કાશીરામ દવે પાસે તેમને ભણવા મૂકેલા. ૧૮૯૩માં તેઓ મેટ્રીક થયા. પછી મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં ભણ્યા. તે પછી ૧૮૯૬માં અમદાવાદની ગૂજરાત કોલેજમાં.અને ૧૮૯૮માં પૂનાની ડેક્કન કોલેજમાં જોડાયા. ૧૮૯૯માં તેઓ તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્ર લઇને ગ્રેજ્યુએટ થયા. ૧૯૦૧માં ઇતિહાસ, રાજકારણ અને રાજકીય અર્થશાસ્ત્ર લઇ ને તેઓ એમ. એ. થયા.

પાસ થયા પછી ૧૯૦૨માં તેઓ સાદરાની રહોડ્સ કોલેજમાં એંશી રૂપીઆના પગારે હેડ માસ્તર બન્યા. ૧૯૦૪માં દોઢસોના પગારથી રાજકોટમાં રાજકુમાર કોલેજના પ્રાધ્યાપક થયા અને તેમનાં સૌજન્ય, જ્ઞાન અને પ્રતિભાથી આકર્ષાઇ રાજકોટનરેશ સ્વ. લાખાજીરાવે તેમની નોકરી ઉછીતી લઇ તેમને સરન્યાયાધીશ બનાવ્યા. અને છેવટે ૧૯૧૯માં તેઓ કાઠિયાવાડ એજન્સીના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર થયા.

૧૯૨૧માં રાષ્ટ્રીય આંદોલનથી ખેંચાઇ એમણે નોકરીનું રાજીનામું આપ્યું. તે પછી તેમણે કોઇની નોકરી સ્વીકારી નહિ અને ગૂજરાતને સંસ્કારધન જેવાં પુસ્તકો સંપડાવ્યાં. આજસુધીમાં એમણે ગૂજરાતને ૮૦ પુસ્તકો સંપડાવ્યાં છે.

ગુજરાતણોને કવિએ આદર્શ લગ્નનો મંત્ર ઘૂંટાવ્યો છે. એમના કંઠમાં ગુંજતાં ગીતોના રાસસંગ્રહો આપ્યાં છે. એમના સંસ્કારને સીંચે એવાં કાવ્યો સંપડાવ્યાં છે અને ગૂજરાતણને ઠેરઠેર ખીરદાવી છે. ગૂજરાતણોના ગુણગાન, એમની કાર્યદક્ષતા અને કળાભાવના, પહેરવેશ અને આભૂષણો, એમના આત્મભોગ ને બલિદાનની કથાઓ પોતાના ભાવણોમાં ઠેરઠેર મૂકીને કવિશ્રીએ ગૂજરાતણોમાં આશા, શ્રદ્ધા, ઉલ્લાસ અને નવી જીવનદૃષ્ટિ મૂકયાં છે.

એ ગૂજરાતના મહાકવિનું આ મહિને ૭૦ વર્ષની ઉંમરે અવસાન થયું છે. ગૂજરાતને આ મહાન પુરુષની ખોટ પૂરાવાની નથી. એઓ પોતાની પાછળ યશઃપુંજ મૂકી ગયા છે.

# સ્ત્રીઓનો પ્રશ્ન



'વિરાટ'

*

આ છેલ્લા મહાયુદ્ધે જગતને બતાવી આપ્યું છે કે સ્ત્રીઓ શું શું કરી શકે છે. દરેકે દરેક ક્ષેત્રમાં પશ્ચિમની સ્ત્રીએ સફળતાપૂર્વક પ્રગતિ કરી છે. જ્યારે પુરુષો લડાઇમાં જોડાયા ત્યારે નાગરિક વ્યવસ્થાને ખાતર સ્ત્રીઓએ પુરુષો જેવાં કામો કરવાં માંડ્યાં. સ્ત્રીઓએ વાહન વ્યવહારના, વાહન ચલાવનારનાં અને ચોકીદારના સુદ્ધાં કાર્યો કર્યાં. કારખાનામાં માલના ઉત્પાદનમાં પણ સ્ત્રીઓએ ઓછો ફાળો નથી આપ્યો. આમ પશ્ચિમમાં સ્ત્રીઓએ અભૂતપૂર્વ કાર્યો કર્યાં છે અને કરે છે અને જગતને પોતાની શક્તિનો સાક્ષાત્કાર કરાવે છે.

એ બધું જોઈને, અને ત્યારપછી આપણી હિંદની સ્ત્રીઓની પરિસ્થીતિ નીહાળીને અને એને પશ્ચિમની નારી સાથે સરખાવતાં કમકમા છૂટે છે. કદાચ શહેરની થોડીક યુવતીઓ સ્વતંત્ર હશે, બહાર ફરતી હશે, અને કદાચ પુરુષ જેટલી છૂટછાટ ભોગવવા સમર્થ હોય એ બનવા જોગ છે; પરંતુ આખા હિંદની સ્ત્રી સંખ્યાની સરખામણીમાં આ સંખ્યા કેટલી? અલ્પ—અતિ અલ્પ.

મોટી સંખ્યાની નારીને તો ઘરની ચાર દિવાલો વચ્ચે જ જીવન વ્યતિત કરવાનું હોય છે. વાર તહેવારે દેવદર્શન માટે બહાર નીકળે એ જ; અને ત્યારે જ એ ખુલ્લી હવા જોઇ શકે. એમને નશીબે તો મોટે ભાગે હોય છે સાસુ સસરાની સતામણી, પતિ અજ્ઞાન હોય તો તેનીયે જોહુકમી, નણંદ દીયરની ખટપટો અને કાન ભંભેરણીઓ. આ બધી નીચતા અને હલકી વૃત્તિઓ આજે તો આપણી સ્ત્રીશક્તિને ચૂસી લેતી જણાય છે. સ્ત્રી નિસ્તેજ, નિષ્ક્રીય, ગુલામ જેવી બની ગઈ છે. એનામાં જે ઓજસ જોઈએ, જે જીંદગીમાં પમરતી સુવાસ જોઇએ એ લુપ્ત થયાં છે, અને કરમાઇ રહેલ પુષ્પ જેવી એની જીંદગી બની રહી છે. એમને જીવનમાં નથી હોતો આનંદ કે જીવનની ઉષ્મા. જીવન એટલે એમને ભાગે તો સંસારનો ઘસડબોળો, પતિના પડયા હુકમ ઝીલવાના, એની વાસના સંતોષવા દરેક પળે તૈયાર રહેવાનું, સાસુ સસરાના ઠપકા ઝીલવાના, દીયર નણંદના મસ્તી તોફાનોને હસતાં હસતાં સ્વીકારી અપનાવવાનાં. એ બધાંયે સામે વિરોધનો એક શબ્દ પણ ન કઢાય. અને આવી પરિસ્થિતિમાં એ તો સ્વાભાવિક જ છે કે સ્ત્રી બિચારીને જીવન એટલે એક બોજો જ બની રહે એમાં શી નવાઇ!!

સ્ત્રીકેળવણીએ આધુનિક યુગમાં ખૂબ જ પ્રગતિ સાધી છે. ઠેરઠેર, કન્યાશાળાઓ ચાલે છે. હાઇસ્કૂલોમાં પણ કન્યાઓ સારી એવી સંખ્યામાં અભ્યાસ કરે છે. કોલેજોમાં પણ અગાઉ કરતાં ઘણીયે બહેનો શિક્ષણ લે છે. અને આ બધું નિહાળી કદાચ આપણે નિરાંત અનુભવીએ. એમ સંતોષ માનીએ કે હવે થોડા સમયમાં સ્ત્રીઓ ખૂબ જ પ્રગતિ સાધશે અને પુરુષોની હરોળમાં ઉભી રહેશે. સ્ત્રીઓ પોતાની પરિસ્થિતિ સુધારી લેશે.

પરંતુ આ માન્યતા ભૂલભરેલી છે એમ

ચારે કહેવું પડે છે. આ કન્યાઓને અભ્યાસ કરાવતા માબાપોને પૂછી જુઓ કે, શું તમે ખરેખર હૃદયથી આ શિક્ષણ ફક્ત એમના કલ્યાણ અર્થે અને ભવિષ્યમાં તમારી પુત્રી સ્વતંત્ર થાય એ માટે આપો છો? અને મને ખાત્રી જ છે કે; જો સાચો સહૃદયતાભર્યો જવાબ હશે તો એ મોટા ભાગે તો 'ના' જ હશે. પુત્રીના શ્રેય કરતાં સમાજમાં એને માટે કોઈ સારો 'સુરતીઓ' મળી જાય એની વધુ પડી હોય છે. સારૂં ઘર શોધવા માટે, આજનાં ઉછાંછળા યુવાનો અશિક્ષિત કન્યા પસંદ નહિ કરે એ ભયે, આ સ્ત્રીશિક્ષણ આટલું ફાલ્યું ફૂલ્યું છે. જો પોતાની પુત્રીએ સારો અભ્યાસ કર્યો હશે, તો અત્યારના યુવકોમાં ધડો થશે એમ સમજી લાએલોભે કન્યાકેળવણી આ દેખીતી પ્રગતિ સાધી રહી છે. એક વખત પોતાની પુત્રીની સગાઈ થઈ ગઇ એટલે એનો અભ્યાસ છોડાવી દીધાનાં અનેક દૃષ્ટાંતો મળી રહેશે. આમ આખાયે સ્ત્રીશિક્ષણમાં ગંભીર પોકળતા રહેલી છે. સ્ત્રીકેળવણી એ સ્ત્રીઓની ઉન્નતિ માટે બનવા કરતાં સ્ત્રીઓના સોદા માટે બનવા પામી છે. આધુનિક સ્ત્રીશિક્ષણ તો ફક્ત ( Marriage qualification ) લગ્ન માટેની યોગ્યતા બની ગયું છે.

હવે આ સ્થિતિ સુધારવા માટે માત્ર ભાષણો કરી બેસી રહેવાથી કે લેખો લખવાથી અને વાંચવાથી કંઇ જ નહીં વળે. એ માટે તો પ્રચંડ આંદોલન જગાવવું જોઇએ. શહેરે શહેરની અને ગામડે ગામડાની સ્ત્રીઓના સંગઠનકરી એમની અજ્ઞાનતા દૂર કરવી જોઇએ. ઘરે ઘરે ફરીને સ્ત્રીઓએ ઝુંબેશ ઉઠાવવી પડશે. આ માટે નક્કર રચનાત્મક કાર્યની રૂપરેખા નક્કી કરવી પડશે અને તો જ આ દિશામાં કંઇક ઝડપી પ્રગતિ થઇ શકશે. દરેકે દરેક યુવકે ખુલ્લા દીલથી એ સમજવું જોઇએ કે પોતાના જેટલી જ પોતાની સ્ત્રી પણ સ્વતંત્ર હોવી જોઇએ. પોતે યથેચ્છ ઉપભોગ કરે અને સ્ત્રીને ઘરમાં ગોંધી રાખે એ તો નરો અન્યાય જ છે. સંપ, સુમેળ અને એખલદિલી સિવાય સ્ત્રીઓને ઉંચે સ્થાને બેસાડવાના પ્રયત્નો કદી સફળ થઇ શકે નહીં. દરેકે દરેક ઘર, દરેકે દરેક કુટુંબ, દરેકે દરેક વ્યક્તિ જો સ્ત્રીસ્વાતંત્ર્યની ભાવના અપનાવે અને આચરે તો જ સ્ત્રીઓમાં ફરીવાર ઓજસ દીપી નીકળશે: તેમની જીવન–નાડી ધમધમી ઉઠશે. વેગ અને પ્રોત્સાહન મળતાં તેમની શક્તિઓ પ્રકાશી ઉઠશે અને હિંદનું ઉજ્વળ ભાવિ વધુ નજીક લાવી શકાશે એ નિઃશંક છે.

આધુનિક સમાજની દશા આજે દુર્ગંધ મારતા અંગ જેવી છે. સ્ત્રીઓ તરફની પાશવતા આ જ છડેચોક ચાલી રહી છે; અને બધાયે વિનિત મુખે એ બધું જોતાં છતાં નીભાવી રહ્યા છે. બાળલગ્નો, વિધવાઓ; એક પર બીજી, ખૂન, બળાત્કાર અને આત્મઘાતના કિસ્સાઓ રોજ–બ–રોજ અનેક બની રહ્યા છે. સ્ત્રી એટલે તો 'પગનું ખાસડું' એવી માન્યતા આજે ઠેર ઠેર જોવામાં આવે છે.

આવી સ્થિતિમાં દેશ કેવી રીતે પ્રગતિ કરવાનો? હિંદ ક્યારે સ્વતંત્ર થઇ શકશે? ચાલીસ કરોડની વસ્તીમાં લગભગ અર્ધ જેટલી વસ્તી સ્ત્રીઓની છે એ ભૂલાવું ન જોઇએ. એમના સહકાર અને સાથ વિના, એમની અજ્ઞાનના નિવાર્યા સિવાય આગળ ડગ પણ કેમ ભરી શકાશે? આ ગુલામનીયે ગુલામ બનાવાતી સ્ત્રીઓ આપણી ઉજ્વળ ભાવિની આશાઓ છે એમ કેમ કોઇ સમજતું નથી? ભવિષ્યની પ્રજા એમના હાથ નીચે જ તાલીમ લેશે અને આ નારીઓ જેવી જ ઘડાશે એમ શું કોઇ જ જાણતું નથી? જાણતા હોય તો આ દિશામાં સક્રીય પગલાં કેમ લેવાતાં નથી? ગુલામ હિંદની અધિકતર ગુલામડી સ્ત્રીની કૂખેથી તમે ભવિષ્યની સ્વતંત્ર

પ્રશ્ન નીપજાવવાની આશા રાખો છો? જો રાખતા હો તો એ નરી મૂર્ખાઈ નહીં તો બીજું શું છે? એક બાજુનું આખું અંગ જ નાકામ હોય, જો સ્ત્રીઓ રૂપી અત્યંત આવશ્યક રાષ્ટ્રના અંગને ગણકારવામાં નહીં આવે—જો એને સુધારવામાં નહીં આવે તો—જેમ પક્ષઘાત હોય તો માનવીની જેવી અવદશા થાય છે તેવી જ પરિસ્થિતિ સમસ્ત દેશની પણ થાય. સ્વતંત્રતામાં સ્ત્રીઓની કાંઈ જરૂર જ નથી એમ કોઈએ ન માનવું જોઈએ. આમ રાષ્ટ્રિય ઉત્થાનને માટે પણ સત્વેળાએ સ્ત્રીઓએ જાગૃત થવાની જરૂર છે. એમના અજ્ઞાનના અંધકારને દૂર કરવાની ઘણી જ આવશ્યકતા છે.

જ્યાં સુધી સમાજની કુરૂઢિઓના જડ ઘાલી ગયેલ ઊંડા મૂળને ઉખેડીને ફેંકી દેવામાં નહીં આવે, સમાજના ચીલાઓમાંથી બહાર નીકળવામાં જો આપણે પાછા પડીશું અને બાપદાદાઓ જે કરી ગયા તે બધું યોગ્ય જ છે—કંઈ પણ સુધારો કરવો એ મૂર્ખાઈ જ છે—એમ માનીને ચાલતા સડાઓ સામે આંખમીચામણાં કરીશું તો તેના ગંભીર પરિણામો દેખીતાજ છે. છતી આંખે કૂવામાં પડવા જેવું એ થાય છે.

પૂર્વજોએ જે સંયોગો અનુસાર સમાજના ધારાધોરણો ઘડ્યા હતા એ સંયોગો સાવ બદલાઈ ગયા છે. જગતમાં ઘણીયે ઉથલપાથલ થઈ ગઈ અને દુનિયા કૂદકે ને ભૂસકે આગળ ધપી રહી છે તેમાં આપણે અગાઉના—યુગો પહેલાના ધારાધોરણો ચલાવ્યે રાખીયે તેથી કંઈ જ જયનારો નહીં વળે. સંયોગો અનુસાર સમાજ-રચનામાં ફેરફાર કરવો જોઈએ અને સ્ત્રીઓને તેમનું યોગ્ય સ્થાન અને મોભો મળવાં જોઈએ. એમના હક્કો તરફ અજ્ઞાનના ન બતાવતાં એમને એ આપવા જોઈએ. સ્ત્રીઓને હક્ક આપવા, એની પ્રતિષ્ઠાનું પુનઃ

> **હિં**દી સરકારે કુ. સુરમા વિશ્વાસને લંડનની રોયલ કોલેજ ઓફ નર્સીંગમાં અભ્યાસ માટે મોકલ્યાં છે. સરકાર તરફથી આ રીતે અભ્યાસ માટે લંડન જનાર એ પ્રથમ બંગાળી બહેન છે. કુ. વિશ્વાસ શ્રી. અતુલકૃષ્ણનાં પુત્રી અને આસામ ઓઈલ કંપનીના ભૂતપૂર્વ સ્વાસ્થ્યનિરીક્ષક તથા રેડીઓ સપ્લાઈ સ્ટોર્સ કલકત્તાના માલિક શ્રી.કિરણચંદ્ર ઘોષન ભાણેજ થાય છે. સિસ્ટર ટ્યૂટર કોર્સ એમણે લીધો છે. કુ. સુરમાબહેને પ્રાથમિક અભ્યાસ બ્રહ્મો ગર્લ્સ સ્કુલ ને બૈથુન કોલેજ કલકત્તામાં લીધો છે. સેવાસુશ્રુષાની પ્રાથમિક તાલીમ એમણે લેડી ડફીન વિક્ટોરીઆ હોસ્પિતાલમાં લીધી છે.

સ્થાપન કરવું એ કંઈ સદાવ્રત દેવાનું હોય તેવું નથી, પરંતુ એ સ્ત્રીઓનો વ્યાજબી હક્ક છે. સ્ત્રીની પણ એ ફરજ છે કે ગમે તે ભોગે તે મેળવ્યે જ તેનો છૂટકો છે,

આપણું માનસ ભૂતજીવી બની ગયું છે. અમારા પૂર્વજોએ આવા પરાક્રમો કર્યાં હતા, હિંદ પાસે લખલૂટ સંપત્તિ હતી, સીતા જેવી સતીઓ હતી, સાવિત્રી જેવી પતિવ્રતા સ્ત્રીઓ હતી એમ થુંક ઉરાડી ઉરાડી આપણે ગૌરવ અનુભવીયે છીએ અને ઉંડો આત્મસંતોષ લઈએ છીએ; પરંતુ અત્યારની હીન દશા પ્રત્યે નિરખવાનો અવકાશ પણ મળતો નથી. ખેર જો આપણે ભૂતકાળમાં જ ગૌરવ માનતા હોઈએ અને રાચતા હોઈએ તો સાથે સાથે એ પણ સમજવું જરૂરનું છે કે, ભૂતકાળમાં સ્ત્રીઓનો દરજ્જો ઘણો જ ઊંચો હતો. અત્યારના જેવી હલકી કોટીએ સ્ત્રી ન હતી; અને એથી જ એ સમયની પ્રજા વીર અને સ્વાતંત્ર્યપૂજક પ્રજા હતી. એ સ્થાન પુનઃ મેળવવા માટે સ્ત્રીને પોતાની શક્તિની ખીલવણી કરવા દેવી પડશે. સ્ત્રીને તેનું યોગ્ય સ્થાન આપવું પડશે.

## મારી સાસુને હાથે થયેલી

# મારી સુવાવડ

(સ્નેહાળ સાસુની સુખી વહુવારીની આત્મકથા)

લેખક

**શ્રી. જદુભાઈ વૈદ્ય**

*

શું પુછ્યું તમે સૌએ મને? તમે મારી પાસેથી એ જાણવા માંગો છો કે પાંચ છ સુવાવડ જવા છતાં મારૂં શરીર આટલુ બધું કેમ સરસ છે? તમારાં સૌનાં શરીર તો દરેક સુવાવડ પછી દિનપ્રતિદિન ઘસાતાં જાય છે. તમે નીચોવાઇ જાવ છો; પ્રદર જોર કરે છે; ત્યારે હું તો ઉલટી સુવાવડો ખાઇને જામતી જાઉં છું. દરેક સુવાવડમાંથી તાજીમાજી થઇને જ ઉઠું છું. મને સુવાવડો સદે છે. તમને કેમ સદતી નથી? મારી તો એકેય સુવાવડ ઇસ્પી-તાલમાં પણ કરાવી નથી. તમારી સુવાવડો તો ઇસ્પીતાલમાં કરાવો છો, તોય તમારી દુર્દશા થઈ જાય છે એનું શું કારણ?

આથી તમને નવાઇ લાગે છે! તમને સાચી વાત કહું? જો કે તમે માનશો તો નહીં; પણ એ તો મારાં શાણાં સાસુજીના પ્રતાપ છે પ્રતાપ! મોઢું કેમ મચકોડો છો? શું કહ્યું તમે? વિશ્વાસ નથી આવતો એમ?

તમને સૌને સાસુજીનો કડવો અનુભવ છે, પણ મારાં સાસુજી તો જુનાં જમાનાનાં વૃદ્ધ છે છતાં મને તેમનો મને આવો, મીઠો અનુભવ થયો છે.

સાંભળો, ત્યાર પછી તમને મારાં કથનની ખાત્રી થશે. મારાં સાસુજી વૃદ્ધ અને જુનઃ વાણી છે ખરાં, પણ અર્ધદગ્ધ નથી. એટલે જ તેઓ સાચા હૃદયનાં હેતાળ અને હોંસીલાં છે. તેમનામાં જુના જમાનાનું સાચું જ્ઞાન ભરેલું છે.

શ્રી. જદુભાઇ વૈદ્ય આવાં એક સાચેસાચાં સાસુની અનુભવ—કથા કોઇ વિરલ ભાગ્યવંત વહુ પાસેથી પ્રાપ્ત કરીને અહીં ઉતારે છે. આ ચિત્ર દોરવાનો હેતુ તો એ છે કે—પુત્રવધુની સગર્ભાવસ્થા, સુવાવડ વગેરે આખોય અવસર એના જીવન મૃત્યુના પ્રશ્નનો અવસર છે અને એની કેટલી બારીક તૈયારી સાસુને હાથે થવી ઘટે છે. દીકરાની વહુનો દેહ દરેક જનેતાના અંતઃકરણમાં કેવો મહામૂલો સમજાવો જોઇએ એ બધા મુદ્દા ઉપર ભાર દેવાનો છે. લેખ **વાંચનારાં પૈકી ઘણાંખરાં વરવહુઓને આથી ઉલટી આપવીતી સંભારીને છાનાં આંસુડાં જ પાડવાનું રહેશે.**

આ લેખને અંતે ઉપસંહારમાં આપણી જુની સુવાવડની રીત તથા નવી જુની સુવાવડની તુલનાત્મક ચર્ચા આપવામાં આવશે.—સંપાદક

---

તેમના વિશેનો મારો અનુભવ સાંભળવા જેવો છે, કારણ કે આપણેય એક દિવસ તો સાસુ થવું પડશે ને? ભલે તમને નવા જમાનાની સાસુ થવાના કોડ હોય, પણ મારી દ્રષ્ટિએ જુનો જમાનો સાવ ફેંકી દીધા જેવો તો નથી જ.

હું પરણીને સાસરે આવી ત્યારે માંડ તેર ચૌદ વરસની હોઇશ બધો વખત સાસુ મને પોતાની સાથે જ રાખે. રાતે સુવારે પણ પોતાની પાસે જ. એક દિવસ અમારા એક પાડોશણે તેમને ધીમે સ્વરે કાનમાં કંઇક પૂછ્યું. ત્યારે મારાં સાસુએ કહ્યું હતું એ હજી પણ હું ભુલી શકી નથી. 'એમાં શું? એ તો ધરમ પ્રમાણે વહેલા પરણાવીએ. વળી રિવાજ પ્રમાણે ન તેડીએ તો લોકો શંકા કરે; પણ એનાં શરી-રનાં આપણે નાનપણથી જ રખવાળાં ન કરીએ તો બીજું કોણ કરે? એ તો હજી છોકરાં કહેવાય.' તે દિ તો મને કશી સમજણ નહોતી.

એ વખતની તમે મારા મનોદશા પુછો છો ને? એમાં શું, લ્યોને કહું, યૌવન વિકસ્યા પછીનાં પુરુષ સહવાસની વાસના જાગે જ ક્યાંથી? એ વખતે તો હું મારા પતિથી શરમાતી અને કાંઇક ડરતી.

આપણા સાસરવાસના સામાન્ય નિયમ ઉપરાંત પિયરથી તેડી લાવવાનો સાસુએ કદિ પણ આગ્રહ નહોતો રાખ્યો. તેઓ હંમેશાં એમજ કહેતાં કે, જ્યાં સુધી નાની છે ત્યાં સુધી પીયર રહેવા દો; પછી તો આખું જીવન આપણે ઘેર જ ગાળવાનું છે ને? મારો મનુએ ક્યાં મોટો થઇ ગયો છે? હજી તો એ પણ ભણે છે. અત્યારથી સંસારના બોજા શા? પછી તો ઉપાડવાના છે જ ને?

પછી તો હું વધારે સમજણી થઇ. યુવાન વયમાં આવવા લાગી. પરંતુ જ્યાં સુધી મને સોળ વરસ પુરાં ન થયાં અને ન્હાતી-ધોતી ન થઇ ત્યાં સુધી મેં પતિનું શયનગૃહ કદિ જોયું નહોતું. મારા સસરા સનાતન ધર્મી હતા, પણ શ્રુતિ સ્મૃતિની સાથે સાથ વેદના જ્ઞાનને તથા જાત-અનુભવને પણ અમારા ઘરમાં પ્રધાન પદે રાખતા હતા.

જો કે એક વખતે તો અમને—અને ખાસ કરીને મારા પતિને—આ મારાં સાસુની ચોકી ખૂબ ખટકેલી. પોતાની માને તો મારા પતિ કહી શકતા નહોતા, પણ મને છાના છાના સંદેશાઓ મોકલતા. કોઇ વખત મારા ઉપર ખીજાતા પણ ખરા, પરંતુ અમને આ કરજીઆત સંયમનું મહત્વ તો પાછળથી સમજાએલું.

શું તમે એમ પૂછો છો કે ત્યારે તો અમારાથી પ્રણયપત્રો પરસ્પર નહીં લખી શકાયા હોય? અલબત જીવનના એ લ્હાવાથી અમે વંચિત રહી ગયાં છીએ ખરાં, પણ એથી અમારા દાંપત્ય જીવનમાં અમને અત્યારે કશી ઉણપ નથી લાગતી, તેમજ પશ્ચાત્તાપ પણ નથી થતો.

મારાં સાસુની સમજણ અને હોંશની વાત કહેતાં તો હું ધરાતી જ નથી. દર શિયાળે મારા પતિની સાથે મારા માટે ખાવાનું તો કરે જ; કાં તો ખારેક આથે, કાં તો કાળા તલ, ખજુર, ગુંદર અથવા ચીમેડ ગુંદરનું કચરીયું ખવરાવે, કાં તો મથીઓ ગુંદર કરે, કાં તો મેથીના લાડવા બનાવે. કહેશે, 'તમે તો અમારી મૂળગી મૂડી છો. તમારાં તો હજી અમારે ઘણાં દિવસ વ્યાજ ખાવાં છે. તમને તો બરાબર જાળવવાં જોઇએ. તમારૂં શરીર સારી રીતે ન બંધાય, તમારી કેડ ખૂબ મજબુત ન થાય તો તમારૂં શરીર ભવિષ્યમાં ભાંગી જાય ને! તમારે માથે તો હજી સુવાવડો અને બાળકછોકરનો બોજો પડવાનો છે.' મને કોઇ દિવસ ચાહ તો પીવા દીધી જ નથી. એમની માન્યતા એવી હતી કે, ચાહ બીજી રીતે નુકશાન કરતી ન હોય તોયે એનાથી ખોરાક તો ઘટે જ છે. ખવાય ઓછું ત્યારે શક્તિ તો ઘટે જ. મને દુધ તો પરાણે ખવરાવે. શરૂઆતમાં મને દુધ ન ભાવે, પણ દુધ પીવાની ટેવ એમણે મને વઢી વઢીને પાડી. ઉપર ગણાવી એ શિયાળુ પૌષ્ટિક ખાદ્ય પણ મને સાહુડીને પડેલાં તો ન ભાવતાં. પણ પછી તો ટેવ પડી અને સારા લાગ્યાં. એને પરિણામે મારૂં શરીર બરાબર બંધાઇ ગયું.

સવારમાં ચાહને બદલે મને શું મળતું કહું? સવારમાં કાં તો રોટલો, ભાખરી કે દેશી ગોળ અથવા સાથે માખણ, ઘી, દુધ અગર દહીં દરરોજ ખાવાનું. આવું મળે પછી ચાહ ચૂસવાની શી જરૂર?

દૂર બેસતી ત્યારે દુધ ખાવાને ન દેતાં, પણ હું છાશ અથાણું માગતી તો કહેતાં કે એવું ખાઇને જો શરીર બગાડશો તો જીવનભર દુઃખી થશો. કોઇ દિવસ એવા અવસરે ટાઢા પાણીએ તો નાહવા જ દીધી નથી કે મોઢાં ખાંસડા બંધાવી લૂગડાં ધોવા પણ મોકલી નથી.

મારા સસરાને શાસ્ત્રોમાં ભારે શ્રદ્ધા હતી. એટલે રજસ્વલાના બધા નિયમો મારી પાસે બરાબર પળાવતા. રાતે રામાયણ કે ભાગવત, અથવા મહાભારત ખાસ સંભળાવતા. સુસંસ્કાર વાચન શ્રવણથી પડે એટલે પ્રજા સારી થાય છે એવો તેમનો મત હતો. દર્ભની પથારી અને ઉનનાં વસ્ત્રોને અમારા ઘરમાં ધાર્મિક દૃષ્ટિએ પવિત્ર ગણવામાં આવતાં, એટલે એવા સાધનોની ખૂબ વિપુલતા હતી. એટલે એનાથી આચારવિચાર પાળવામાં અનુકૂળતા પડતી. અને આવે વખતે હું કદી પાગરણ પથારીએ પણ દુ:ખી થઈ નથી.

હવે મારી સુવાવડ મારા સાસુ કેવી રીતે કરતાં એ સુદ્ધાની વાત ઉપર આવવાનું તમે કહો છો ને! થોડીક ધીરજ રાખો. એ જ વાત આવે છે.

અઢારમે વર્ષે પ્રભુએ મને સારો દહાડો દેખાડ્યો અને સીમંત આવ્યું. મારાં સાસુને તો ઉમંગનો પાર નહોતો. હું એમના ઘરની લક્ષ્મી હોઉં એવી રીતે મને સાચવે. જ્યારથી ખબર પડી ત્યારથી સવારમાં દૂધ અને ઘી ભેળવીને પાય. એનાથી મને સાફ ઝાડો આવી જતો, કબજિયાત તો કદી જણાઈ જ નથી.

ત્રણ મહિના સુધી જરાક હેળને લીધે મોળ, બકારી, ઉલટીઓ કે અરૂચિ જણાય, છતાં સાત્વિક ખોરાક જ ખાવા આપે, અને અસ્વસ્થ શરીર હોવાથી કામકાજમાંથી પણ નિવૃત્ત રાખી આરામ લેવા દે.

સગર્ભાવસ્થામાં પ્રસવ થતાં સુધી કાયમ દુધ—ઘી પીવાથી જણતરમાં કષ્ટ થતું નથી, એવો એમનો ખાસ મત હતો. વળી એથી પ્રસવકાળે સ્ત્રી નબળી પડી જતી નથી. એમ તેઓ કહેતાં. ભુલેચુકે પણ મને આવે વખતે માટી ખાવાની ટેવ ન પડે એની ખાસ કાળજી રાખે.

ત્રીજે મહિનેથી તો મને કાયમ પોતાની પાસે જ સુવાડતાં અને પાડોશણો સાથે વાત કરીને મને આડકતરું સૂચન કરી દેતાં કે સ્ત્રી જો અત્યારે એના ધણી સાથે શારીરિક સંબંધમાં આવે તો ગર્ભનો જીવ બહુ જ દુખી થાય અને જો ગર્ભમાં દીકરી હોય તો ઘણું પાપ લાગે, એમ પણ તેઓનું માનવું હતું. જાણે અજાણે પણ ભુલ ન કરી બેસીએ એટલા માટે અમારી ઉપર હંમેશા કડક નજર પણ રાખતાં.

કેમ હસો છો! તમને અમારી પરતંત્ર દશાની દયા આવે છે? પણ તમે મારી વાત બરાબર સાંભળો. જુઓ, મને તો ગર્ભ રહ્યાં પછી પતિ સાથેના શારીરિક સંબંધની બીલકુલ ઈચ્છા જ થઈ નથી. મને તેમની તો ખબર નથી, પણ મારા સસરા ગર્ભને સારા સંસ્કાર પડે માટે કાયમ મોડી રાત સુધી અમને પુરાણો કે ધાર્મિક ગ્રંથોમાંથી સારી સારી વારતાઓ સંભળાવતા. એટલે એમને પણ ઊંઘ આવી જતી, એમ મને મારા પતિએ જ એક વાર કહેલું. વળી તેઓ મહાત્મા ગાંધી અને ટોલ્સ્ટોય જેવા વિચારકોના અનુયાયી હોવાથી આવે વખતે શી રીતે વર્તન રાખવું જોઈએ એ બરાબર સમજતા હતા.

આવા પ્રસંગોમાં મારી સાસુએ કદીયે કામ કરાવ્યું નથી. ઉભડક પગે ન બેસવા માટે, વાંકા વળીને કંઈ કામ ન કરવા માટે વારંવાર રોક્યા કરે. ઉતાવળે પગલે ચાલવા પણ ન દે. ઝાઝીવારથી બેઠી હોઉં તો કહેશે: 'બે ઘડી આડી પડ, અંદરના જીવને દુઃખી ન કરીએ. જો અત્યારે તમે મારા કહેવા પ્રમાણે નહિ વરતો તો પછી હમેશાં વેઠવું પડશે.' દરેક વખતે ત્રીજે મહિનેથી પાણી ભરવાનું કામ તો છોડાવી જ દે.

આ વાત સાંભળીને તમને મારાં સાસુ હવે સારાં લાગે છે કેમ! એમના સારપણની વાતો તો હજી હવે આવે છે. **અપૂર્ણ.**

# કાયદાની કલમે



રજુ કરનાર
શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ.

[ ગતાંકથી ચાલુ ]

આ માટે તો આનંદિલાલ વિરુદ્ધ ચંદ્રાબાઇનો મુકરદમો બરાબર બંધબેસતો છે. બીજા કોઇ કેસમાં સાચો મુદ્દો ઉઠાવી, તે પર ચર્ચા કરવામાં આવી નથી. બાઇ નાગુબાઇ વિરુદ્ધ બાઇ મોંઘીબાઇના કેસમાં પ્રીવી કાઉન્સીલ મુંબઇ કોર્ટના ફેંસલાનો એક જ મુદ્દો રદ કરે છે ને ઠરાવે છે કે, ખોરાકી પોષાકી મેળવવા અવરૂદ્ધા સ્ત્રીએ સ્વામી સાથે એક જ મકાનમાં રહેવું આવસ્યક નથી. પરણામી સ્ત્રી અવરૂદ્ધા સ્ત્રી થઇ શકે અને ખોરાકી પોષાકી મેળવી શકે, એવો મુદ્દો એ મુકર્દમામાં ઉઠાવવામાં આવ્યો જ નહોતો: નીંગારેડી વિરુદ્ધ લક્ષ્માવા પ્રમાણે એક જ ઘરમાંના વસવાટનો જ મુદ્દા ચર્ચવામાં આવ્યો હતો. એટલે આ મુદ્દા પર પ્રિવી કાઉન્સીલે ફેંસલો જ આપ્યો નથી એમ લેખાવું જોઇએ. ખરું પૂછો તો જારકર્મની ખોરાકી પોષાકીના અધિકાર પર શી અસર થાય એ મુદ્દો જ ચર્ચાયો નથી. એટલે ૨૬ બોમ્બે લો રિપોર્ટસ પાનું ૬૩માં નક્કી થયેલો કાયદો જ ચાલુ છે ને તેની વિરુદ્ધ જવાનું કોઇ જ કારણ નથી.

બેમકોર વિરુદ્ધ ઉમિયાશંકરમાં લગ્ન રદબાતલ કરાવવામાં આવ્યું હતું, કારણકે સ્ત્રીનો પહેલો પતિ હયાત હતો. બીજા પતિની મીલકતમાંથી સ્ત્રીને ખોરાકી પોષાકી મળી શકે કે નહિ, એટલે જ પ્રશ્ન હતો. લગ્ન વિષે જ કોર્ટે નિર્ણય કરવાનો હતો. છોકરાંની માતા તરીકે ખોરાકી પોષાકી આપવામાં આવી હતી. હિંદુશાસ્ત્ર પ્રમાણે લગ્ન ગેરકાયદે કે રદબાતલ હોય, છતાં સ્ત્રી માતા તરીકે ખોરાકી પોષાકી માટે અધિકારી છે. ( ધર્મશાસ્ત્રનો ઇતિહાસ ગ્રંથ ૨ ભાગ ૨ પાનું ૪૯૭ )

વૃંદાવનદાસ રામદાસ વિરુદ્ધ યમૂનાબાઇમાં સ્ત્રી જારકર્મવાળી નહોતી. બક્ષીસપત્રનો જ મુખ્ય મુદ્દો હતો. સ્ત્રી રખાત હોવાનો ઝઘડો નહોતો, એટલે બેમકોરના મુકર્દમા પ્રમાણે કોર્ટે ખોરાકી પોષાકી બાંધી આપી હતી.

નીંગારેડી વિરુદ્ધ લક્ષ્માવામાં પણ બક્ષિસપત્રનો સવાલ હતો. આ મુકર્દમામાં વૃંદાવનદાસ વિરુદ્ધ યમૂનાબાઇનો ઉલ્લેખ છે, પણ બેમકોર કેસનું નામ પણ લેવામાં આવ્યું નથી. ગોવિંદ રેડી સાથે રહેવા સ્ત્રીએ પોતાના ઉદ્રકી પતિનો ત્યાગ કર્યો હતો. એનો પતિ હયાત હતો એ વાત પર ભાર મૂકવામાં આવ્યો નહોતો. એ મુદ્દો ચર્ચાયો જ નહોતો.

વૃંદાવનદાસ વિરુદ્ધ યમૂનાબાઇમાં મોંઘીબાઇ નાગુબાઇમાં રજુ થયેલો કાયદો સ્વીકારવામાં આવ્યો છે. ફક્ત એક જ ઘરના વસવાટનો પ્રશ્ન જ સ્વીકારાયો નથી. એટલે વસવાટ સિવાય અવરૂદ્ધા સ્ત્રીની વ્યાખ્યામાં કશો જ ફેર પડતો નથી.

અવરૂદ્ધા સ્ત્રીને અપાયલો ખોરાકી પોષાકીનો અધિકાર તો તેનો ખાસ હકક છે. હિંદુ શાસ્ત્રની કલમો પર તે રચાયેલો છે. એ બધી જ કલમો પ્રમાણે વર્તન હોવું જ જોઇએ. વડીલોપાર્જીત મીલક્ત ઉપર પુત્રોનો જન્મસિદ્ધ હકક છે. એમના પર આવી આડકતરી જવાબદારી ન લાદવી જોઇએ. જાહેર હીત ખાતર પણ આનંદિલાલ વિરુદ્ધ ચંદ્રાબાઇનો ફેંસલો કાયમ રહેવો જોઇએ.

શ્રી ગજેન્દ્ર ગડકરે જવાબ વાળતાં

આ અપીલમાં એક જ મુદ્દો છે, કે અક્કુને ગણેશ પાસેથી પ્રહલાદની મીલક્તમાંથી ખોરાકી મળી શકે કે નહિ?

આ મુદ્દામાં આ હાઇકોર્ટના નિર્ણયોમાં મતભેદ છે. તેથી શાસ્ત્રોના આધારોની પૂરી છણાવટ કરી આખો મ કાયદો ફરી વિચારી જવાની જરૂર છે. અક્કુએ ઘણાં વર્ષોથી પોતાના પરણેતર પતિનો ત્યાગ કર્યો હતો. પ્રહલાદના અવસાન સુધી—લગભગ સત્તર વરસ સુધી—તેની કાયમી રખાત તરીકે વફાદારીથી રહી હતી. એટલે નાગુબાઇ વિરુદ્ધ મોંઘીબાઇના ફેંસલા પ્રમાણે તેનું સ્થાન ફક્ત પરણેતર પત્નીથી જ ઉતરતું હતું.—લગભગ પત્ની. ફક્ત અનિયમીત અર્થી એટલે જ રખાતઃ અનીતિમય વેશ્યા નહિ.

રખાતને ખોરાકી પોશાકીનો હક આપતો સ્મૃતિનો સ્પષ્ટ આધાર નથી. એટલે રખાનના અધિકાર ને તેના મૃતસ્નેહીની મીલક્તમાંથી પોશાકી મેળવવાના અધિકાર માટે મીતાક્ષરમાં વિજ્ઞાનેશ્વરે ટાંકેલા કાત્યાયાન અને નારદના ઉલ્લેખ મળી આવે છે (જૂઓ પ્રકરણ ૨ સર્ગ ૧ શ્લોક ૭, ૨૭ ને ૨૮) સાતમા શ્લોકમાં મૃતપતિની મીલક્ત પર પત્નીના વારસા હક્ક દર્શાવેલા છે. સત્તાવીસમા શ્લોકમાં વિજ્ઞાનેશ્વર કહે છેઃ બિનવારસી મીલક્ત થાય તે પહેલાં મૃત્યુ પામેલાની ધર્મક્રિયાનું ખર્ચ અને સ્ત્રીવારસોની ખોરાકી પોશાકીની રકમ કાપી લેવી જોઇએ.' અઠ્ઠાવીસમા શ્લોકમાં આનું વધુ વિવરણ કરતાં વિજ્ઞાનેશ્વર કહે છે—

સ્ત્રીઓની ખોરાકી પોશાકી પૂરતી અને ધર્મક્રિયાઓના ખર્ચ પરતી રકમો જુદી કાઢી ને બાકી રહે તે જ ખાલસા થઈ શકે. આમાં રખાતોનો પણ સમાવેશ થઇ જાય છે. કારણ કે યોષિત્ શબ્દ વાપરવામાં આવ્યો છે. નારદનું લખાણ પણ રખાતને લાગુ પડે છે. કારણ કે એમણે સ્ત્રી શબ્દ વાપર્યો છે. (હિંદુઓના વારસાનો કાયદોઃ કોલબ્રુક પાનું ૩૩૫)

અસલ પ્રતમાં રખાત માટે અવરુદ્ધ સ્ત્રી શબ્દ વાપરેલો છે. એટલે સાતમાં શ્લોકમાં નારદ ટાંકી વિજ્ઞાનેશ્વર કહે છે:

એક ભાઇ સંતાન વિના ગુજરી જાય અગર તો સંસારત્યાગ કરે તો તેની પત્નીની વિભક્ત સિવાયની એની મીલક્ત બાકીના ભાઇઓ વહેંચી લે છે. પતિવ્રતા રહે તેવી પત્નીઓની ખોરાકી પોશાકીની જવાબદારી રહે છે, પરંતુ એ ચરિત્રહીન થાય તો તે જવાબદારી રહેતી નથી.

આ શ્લોકમાં પણ સ્ત્રી શબ્દ વાપરવામાં આવ્યો છે.

વ્યવહાર મયૂખ (સર્ગ ૪ શ્લોક ૫; ૬, ૭, ૮ માંડલિક પાનું ૧૪૯)માં પણ એ જ મંતવ્ય રજુ કરવામાં આવ્યું છે. હિંદુ અવિભક્ત કુટુંબના અવસાન પામેલા સભ્યોની પત્નીઓ માટે નિર્વાહની સામાન્ય જોગવાઇ કરવામાં આવી છે. ને તેના આધારે જ અવસાન પામેલા સભ્યોની વિધવાઓના નિર્વાહની પાછળના વારસો ઉપર જવાબદારી રહે છે. પરંતુ યશવંતરાવ વિરુદ્ધ કાશીબાઇમાં[1] ન્યાયમૂર્તિ નાનાભાઇ હરિદાસના અભિપ્રાય પ્રમાણે સ્ત્રી શબ્દમાં 'રખાત'નો સમાવેશ થઇ જતો હતો. એટલે અવરુદ્ધા સ્ત્રીને ભરણપોષણનો અધિકાર છે એ વિષે તો કાંઇ શંકા જ નથી. માત્ર વિવિધ ફેંસલાઓએ એ અધિકાર માટે જુદાં જુદાં બંધનો ઠરાવ્યાં છે.

પહેલી શરત એ ઠરાવી છે કે, પતિવ્રતા હોવી જોઇએ. અવરુદ્ધાનો અર્થ જ એક વ્યક્તિની જ રખાત થાય છે. પતિના અવસાન પહેલાં કેટલા વર્ષથી એની રખાત હોવી જોઇએ તે માટે કાંઇ ખાસ ચોક્કસ નિયમ નથી. નિંગારેડી વિરુદ્ધ લક્ષ્માવામાં[2] ન્યાયમૂર્તિ

૧ (૧૮૮૭) ઇંડિયન લૉ રિપોર્ટર ૧૨ મુંબાઈ ૨૬,૨૮
૨ (૧૯૦૧) ઇંડિયન લૉ રિપોર્ટર ૨૬ મુંબાઈ ૧૬૩
સેટ કૉપ ૩ બોમ્બે ઇંડિયા રિપોર્ટસ ૧૪૭

# રસોઇ ઘર

સંપાદિકાઃ
સૌ. મણીબહેન એચ. મહેતા
લખાવનાર:
સૌ. જશવંતીબહેન એમ. દેશાઇ



**નાનખટાઇઃ**—(મીઠાં બીસ્કીટ)

**સાધનઃ**—મેંદો ॥ શેર, ઘઉંનો રવો ઝીણો ॥। શેર, બેકીંગ પાઉડર ૧ ચપટી, બુરૂ ખાંડ ॥ શેર, માખણ પાશેર, કાજુ આખા પાશેર.

**બનાવવાની રીતઃ**—પહેલાં એક કલાઇ–વાળા વાસણમાં માખણ અને બુરૂંખાંડ ફીણીને એકરસ કરવાં. ફીણવાથી એકદમ સફેદ ખુલતાં રંગનો થશે. પછી તેમાં રવો મેંદો અને બેકીંગ પાઉડર મેળવી રાખી મુકવો. બે કલાક બાદ તેમાંથી નાનાં લીંબુ જેવડા વજનનાં બીસ્કીટનાં આકાર બનાવી એક પીતળની કથરોટમાં બબે આંગળને છેટે ગોઠવી દેવા. પછી બીજી કથ–રોટ તેનાં પર ઉંધી વાળી એક કથરોટથી મોટી લોઢાની કડાઇ ચુલા પર મુકી તેમાં રેતી નાંખી, તે ગરમ થવા આવે એટલે નાનખટાઇ મુકેલી કડાઇ તેનાં ઉપર મુકવી. અને ઉપર ઉંધી વાળેલી કથરોટ ઉપર ગરમ કોલસા મુકવાં. ટુંકામાં બંને તરફથી ગરમી લાગે તેવી ગોઠવણ કરવી અને થોડીવાર રાખી પછી થાય એટલે ઉતારી લેવા. દરેક ઘાણવો દર પંદર મીનિટ સુધીમાં તૈયાર થશે. ઉપરની બનાવટમાં કડાઇનું સાધન ન હોય તો બાજુની કોઇ બેકરીમાં ભુંજાવી શકાય છે. ભઠ્ઠીમાં ભુંજાવવાથી ખર્ચ, મહેનત, અને ટાઇમ બચી જાય છે. દરેક નાનખટાઇ ઉપર આખું કાજુ ચોડી દેવું. કકડા હોયતો ઉપર ત્રણચાર મુકી પછી ભુંજવા મુકવા. આ ખટાઇ ઘણાં દહાડા સુધી બગડતી નથી.

## ખારી મોળી પુરીઓ

**સાધનઃ**—ઘઉંનો ઝીણો રવો પાશેર મેંદો પાશેર, ચણાનો લોટ રૂ.૦)= [પાંચ તોલા] ઘી તોલા વીશ, મીઠું વાટેલું તો. ૧ હળદર ૧ તોલો ચપટી જીરૂ તોલો ૦ ચોખાનો ઝીણો લોટ

---

ચંદાવરકરના અભિપ્રાય પ્રમાણે તે એટલા લાંબા વખતથી રખાત હોવી જોઇએ કે તેને કાયમી ગણી શકાય: તો જ એને મરનાર સ્નેહીની મીલકત પર ખોરાકી પોશાકીનો અધિકાર રહે. એની હયાતિ દર્મીઆન એવી સ્રીને ખોરાકી પોશાકીનો હક્ક રહેતો નથી, કારણ કે ગમે તે પળે એને હાંકી કાઢવા એનો સ્નેહી કુલ મુખત્યાર હોય છે. રમણરસુ વિરૂદ્ધ મુચામ્મા,[3] અને નાગુબાઇ વિરૂદ્ધ મોંઘીબાઇમાં પાંચ વર્ષ રખાત રહી હોય તો તે પૂરતું લેખવામાં આવ્યું છે. આ કેસમાં તો પ્રતિવાદીયણ નં. ૧ વાદીના બાપની સત્તર વર્ષથી રખાત હતી. એટલે એને કાયમી લેખી શકાય ને પહેલા બંધનનો બાધ એને બીલકુલ નડે નહિ [ચાલુ]

૩ (૧૮૯૯) ઇંડિયન લૉ રિપોર્ટ્સ ૨૩ મદ્રાસ ૨૮૨

તોલા ૫, મરીનાં તાંદળા તોલો ૦ાા

કરવાની રીતઃ—બધા આટાઓ ચાળી સાફ કરવા, પછી ઘઉંનો રવો, મેંદો, ચણાનો લોટ આ ત્રણે આટાને મેળવી મુઠીયા વાળવું મોણ દેવું; તેમાં વજન સાર મીઠું હળદળ જરૂ મરીનો ભુકો વીગેરે મેળવીને પોલે હળવે) હાથે પાટલા ઉપર પથરાય તેવી રીતે નરમ બાંધવો. પછી પાટલા પર પાથરી પાંચ તોલા ચોખાનો આટો જુદો રાખ્યો છે તેમાં ફીણવા માટે ઘી ટાઢું નાંખી ફીણવો અને પાતળો રાખવો. તે સારો કહેવાય. પેલા પાથરેલા લોટ ઉપર ચોખાનો સારો પાથરવો અને એવી સફાઇથી તેનો વીંટલો કરવો કે સારો બહાર નીકળી જાય નહી. પછી એક છરીથી તે ગોળ વીંટલાનાં ગોળ ટુકડા કરવા; પણ સારો ન નીકળે તેની સંભાળ રાખવી. આવી રીતે હાથીને પુરીઓ બનાવીને પછી અરધો રતલ ઘી ગરમ મુક્યું હોય તેમાં તળવા મુકવી અને એક ઝારીથી બંને બાજુનાં પાસાં બદામ રંગનાં થાય એટલે ઉતારીને પીરસવા. આ પુરીઓ લાંબી મુદત બગડતી નથી. મુસાફરીમાં ઘણી જ સ્વાદિષ્ટ લાગે છે. તેને ખારી મોળી પુરીઓ કહીએ છીએ.

*

## ઘઉંની મશાલા રોટલી

સાધનઃ—ઘઉંનો કરકરો લોટ શે. ૧ ઝીણો ઘઉંનો રવો શે. ૦ા ગોળ શે. ૧ બદામના બીજ શે. ૦ા ધોળી દ્રાક્ષ શે. ૦ા સોડા (પાપડનાં) તોલો ૧ જાયફળ નંગ ૧ ઘી તોલા ૭ાા ચારોલી તોલો ૦ાા.

કરવાની રીતઃ—ઘઉંના આટા અને રવાને સાફ કરી તેમાં ઘી તોલા ૭ાાનું મોણ દેવું. પછી ગરમ પાણી કરી તેમાં બદામનાં બીજ નાંખી, ફોતરા ઉતારી, એકદમ ઝીણી કાતરી કરી, તે તૈયાર રાખવી. પછી ગોળ શેર એકમાં એક વાટકો પાણી નાખી મીસરાવીને તૈયાર રાખવું. પછી દ્રાક્ષ વીગેરેને ગરમ પાણીથી ધોઇ સાફ કરવી. હવે પેલા ગોળના પાણીમાં રવો, ઘીનું મોણ દઇ રાખેલ છે તે મેળવી દેવું. તેમાં બદામનાં ચીરીયા તથા ચારોલી મેળવી દેવા. પછી તેમાં જાયફળનું ચૂર્ણ તથા સોડા મેળવી કણેક બાંધી તૈયાર કરવી. પાણી ઓછું થાય તો જરા નાંખતા જવું અને પુરીઓના આટા જેવું બાંધવું અને તે સર્વેનો એક જ ગોટો કરી તે ગોટો સમાય તેવા કલાઇવાળા વાસણમાં મુકવો અને હવા ન જાય તેવું ઢાંકણુ ઢાંકવું અને ઉપરનાં ઢાંકણુ ઉપર કોલસા મુક્તા રહેવું. ઓછામાં ઓછા અધી કલાક સુધી ચુલે રહેવા દેવું પડશે. પછી બદામી રંગનું થાય એટલે ઉતારી તેને ટાઢું પડવા દેવું. અને ૦ાા કલાક પછી તેનાં બબે ઇંચ લાંબા ટુકડા કરવા. અને ચાય, કોફી, દુધ, ગમે તે ગરમ પ્રવાહીમાં ખાવાના ઉપયોગમાં લઇ શકાય છે. એક વખત હાથ બેસી જશે એટલે બહેનોને તેમાં પડતી મુશ્કેલીઓ દુર કરવાની રહેલાઇથી સુઝ પડશે.

**સૌ. સુશીલાબહેન કોઠારી**

*

## સુધારો

શ્રીજીવનના માગશરના અંકમાં 'ગાંધીજીના જીવન પ્રસંગો' છાપેલા છે તે શ્રી. ચંદ્રશંકર શુક્લ સંપાદિત 'ગાંધીજીના સહવાસમાં' નામે પુસ્તકમાંથી લીધેલા હતા.

—સંપાદક

## લેખકોને

શ્રીજીવનનો આવતો અંક 'સ્વ. ન્હાનાલાલ કવિ' અંક તરીકે પ્રગટ થશે તે માટે પોતાના લેખો અને સંબંધીઓને પોતાના સંસ્મરણો લખી મોકલવા વિનંતી છે.

એ પદે રહીને સ્ત્રીએ પુરુષનાં ખૂંદાં ખમ્યાં છે અને તોય માન્યું છે કે, એ જ એનો જીવનાધાર, સૌભાગ્યનાથ છે. એ પદેથી જ્યારે એને દૂર કરવામાં આવે છે ત્યારે સ્વાભાવિક રીતે જ એનું જીવન શૂન્યવત્ બને છે. ત્યક્તાની દશામાં જે માનહાનિ રહેલી છે તેવી તો વૈધવ્યનીય નથી હોતી વૈધવ્ય કરતાં ય એ દશા ભૂંડી છે કેમકે વિધવા જે રીતે મન વાળી શકે કે હિંમત હોય તો ઉપાય યોજી શકે, તે રીતે આજની સ્થિતિમાં દરેક હિંદુ ત્યક્તા મન વાળી શકે કે ઉપાય યોજી શકે તેમ નથી. એનું પોતાનું માનસ, સમાજ-રચના ને કાયદો, બધું એની આડે આવે છે. વળી ત્યક્તા પ્રત્યે અનુકંપા થવી એ એક વસ્તુ છે, એનો હાથ ઝાલવો એ બીજી જ વસ્તુ છે. પુરુષની પત્ની વિશેની અપેક્ષાઓ પણ ત્યાં આડી આવે તેમ છે. એટલે ઊર્મિલા સરખી સ્થિતિમાં મુકાયેલી બહેનોને ભાગે રડવાનું કે કૂવો પૂરવાનું જ રહેતું હોય એમ અત્યારે તો મનાય છે.

જ્ઞાતિ આ સંબંધમાં કંઈ કરે એ આશા રાખવી જ ખોટી છે. જ્ઞાતિ એ મરવા પડેલી સંસ્થા છે. એને પોતાની અશક્તિનું સારી પેઠે ભાન થઈ ચૂક્યું છે, એટલે જૂની ટેવ છૂટી નહિ જવાને પરિણામે જેઓ એની સત્તા માન્ય કરે તેવા ગરીબોને જ એ દંડી શકે છે. પત્રલેખક યુવાનોએ, પોતાના પત્રમાં, આ હકીકતનું સમર્થન કરે તેવો એક દાખલો આપ્યો જ છેઃ ચંદ્રકાન્તની નવી પત્ની જે લુહાર જ્ઞાતિની છે, તે જ્ઞાતિના આગેવાનોએ, આજથી એક વર્ષની વાત પર એક બાઈએ દહાડીઆ લુહાર જ્ઞાતિના એક ભાઈ સાથે લગ્ન કર્યું હતું એટલા જ કારણસર દંડ કરવાના ઉધમા કર્યા હતા. એ જ અગ્રેસરોએ શ્રીમંતાઈની શેહમાં દબાઈને આ વખતે મોઢે તાળાં દઈ દીધાં છે.

જ્ઞાતિ વિષે એક હકીકત પણ ધ્યાનમાં રાખવાની છે. ન્યાય-અન્યાયનો વિવેક કરવાની રીતે નહિ, પણ રિવાજ જળવાયો છે કે નહિ, બીજી રીતે કહીએ તો જ્ઞાતિનું સ્વરૂપ જળવાયું છે કે નહિ, એ રીતે જ જ્ઞાતિ તો વિચારે છે. એટલે ચંદ્રકાન્તની જ્ઞાતિને મન એનો કંઈ પણ અપરાધ હોય તો તે—એક પર બીજી કર્યાનો નહિ, કિન્તુ વણિક હોવા છતાં લુહાર સાથે લગ્ન કર્યાનો જ અપરાધ વસી શકે. પણ આવી બાબતમાં પણ એ દંડ દેવા આગળ પડી શકતી નથી એટલી બધી એ શિથિલ બની છે.

આ છતાં ન્યાયની તેમજ નૂતન સમાજની પ્રાગતિક દૃષ્ટિએ જોઈએ તો જસુમતી અને ચંદ્રકાન્તે આંતરવર્ણીય લગ્ન કર્યાં છે એ એમનો અપરાધ નથી, પણ બંનેએ પોતાના સ્વાર્થ ખાતર એક નિરપરાધ યુવતીનો જે ભયંકર દ્રોહ કર્યો છે તે જ તેમનો અપરાધ છે. કાયદો, સમાજસ્થિતિ અને સ્ત્રીનું અત્યારનું માનસ એ બધું જોતાં પરણેતરને આ પ્રકારનો છેહ દેવો એનાથી વિશેષ હીચકારું કૃત્ય પુરુષને હાથે થતું હશે એમ કલ્પી શકાતું નથી. એથી સ્ત્રી સાવ અસહાય અથવા ઓશિયાળી સ્થિતિમાં ઉતરી પડે છે. એનું જીવ્યું ધૂળ બની જાય છે. વળી પરિપક્વ વયે એક સાનભાનવાળો, જુવાન લગ્ન કરે ને દશ જ મહિનામાં નિષ્ઠુરતાથી પત્નીને તરછોડી બીજું લગ્ન કરે એનો કોઈ રીતે બચાવ થઈ શકે નહિ. 'પ્રેમ'ને નામે પણ નહિ. પ્રેમ શબ્દનો ઉપયોગ આ પ્રકરના લગ્નમાં થાય એ તો એના અર્થને દૂષિત કરવા બરાબર છે. જસુમતીના પિતાની સંમતિ મેળવનાર આ લગ્નમાં કેવળ ક્ષુદ્ર વાસના કે પછી ધંધાદારી ગણતરી સિવાય બીજું કશું જ દેખાતું નથી.

જસુમતી પણ શિક્ષિકા હોવા છતાં એક બહેનના જીવનને ધૂળધાણી કરવામાં ભાગીદારી રાખી તે જોઈને તો થોડાક દિવસ પર કાકાસાહેબ કાલેલકરે એક ભાષણમાં કહેલાં વચનો

યાદ આવે છેઃ 'મારે મન આપણાં દેશમાં દબાયલા વર્ગો ત્રણ છે—સ્ત્રીજન, હરિજન અને ભૂમિજન. સ્ત્રીજન એ એવો વર્ગ છે જેને દબાવવામાં પુરુષો કરતાં સ્ત્રીઓ જ સારો ભાગ ભજવતી હોય છે!" જસુમતીએ પોતાના કૃત્યથી આ વાક્યની ભયાનક સાર્થકતા સિદ્ધ કરી આપી છે.

દ્રોહના અનેક પ્રકારોમાં લગ્નદ્રોહ એ ઘોરતમ પ્રકાર છે, કેમકે, લગ્નપ્રાપ્ત સંબંધ એ માનવજીવનમાં નિકટતમ સંબંધ છે. છતાં આ પ્રકારના દ્રોહે આપણે ત્યાં ઘર ઘાલવા માંડ્યું છે ત્યારે એનો સામાજિક દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ. કોઈ પણ કારણસર પરણનાર ઉપરની લાગણી ઊડી જતાં લગ્નનો દ્રોહ કરવાનું સૂઝી રહે છે. એના પ્રત્યેની કર્તવ્યબુદ્ધિ ઘટે એ સ્વભાવિક છે. એ ન્યાય છે કે નહિ એ બીજો સવાલ છે, પણ ન્યાયે સુદ્ધાં સ્વભાવિક થતું જ રહ્યું છે. આવા પ્રસંગોમાં એક જણ પોતાની સ્થિતિ સુધારવા જતાં બીજાનું આખું જીવન નિષ્ફળ કરી મૂકે છે તે જ વસ્તુ આપણને ડંખે છે. એટલે એક વ્યક્તિના આખા જીવનને નિષ્ફળ કરી શકે તેવા સંભાવના રૂપનો સદંતર અસ્વીકાર કરવો એ જ આ પ્રશ્નનો સાચો ઉકેલ છે. રડવાથી, બીજાનાં ઓશિયાળા થવાથી કે કૂવો પૂરવાથી એનો ઉકેલ ન જ આવે, અથવા આવે તોય ઘણો મોડો આવે. જેમકે, ઊર્મિલા પોતે કદી પરણી જ નથી એમ માનીને નિર્ભયપણે જીવનમાં વ્યવહાર કરે એ જ એના જીવનપ્રશ્નનો વાસ્તવિક ઉકેલ છે. એમ કરવાથી સમાજરચના, કાયદો કે બીજી અપેક્ષાઓ ઓળંગી જવાનું પ્રાપ્ત થાય, તો તે પણ બેધડક ઓળંગી જવી રહી. મક્કમ સવિનયભંગ સિવાય આ પ્રશ્નનો ઝટ ઉકેલ આવવાનો નથી; અલબત, જેને બાળકો હોય તેની બાબત જુદી રીતે વિચારવી પડે, પરંતુ આંસુ પાડવાં એ તો આ પ્રશ્નનો ઉકેલ નથી જ નથી. (પ્રજાબંધુ) **સંસારશાસ્ત્રી**

*

ગાંધીજીએ સ્ત્રીઓને એવી શીખામણ આપી હતી, કે તેઓ ગૃહકાર્યની ફરજો બજાવીને



પણ દેશની સેવા કરી શકે. તેઓ પુત્રીઓને લગ્નને લાયક અને પુત્રોને કમાવાને યોગ્ય કરી દેવા માટે વલખાં મારે છે. આવા કુટુંબો દેશની સેવા કરે છે એમ ન કહેવાય. પરિણિત સ્ત્રીપુરુષો, પોતાનાં બાળકોની સંભાળ રાખીને અને ગૃહકાર્યની ફરજો બજાવીને પણ દેશની સેવા માટે ઘણો સમય આપી શકે. એને બદલે તેઓ જીવનની મોજ માણવામાં પોતાના દિવસો ગાળે છે અને જીંદગી પૂરી કરે છે. કેટલાક તો મોજમઝામાં એટલાં લપટાયેલાં હોય છે કે તેઓ સંતતિનિયમનના સાધનો વાપરે છે!

જેમના પતિ જેલમાં હોય એવી સ્ત્રીઓ કેવી રીતે દેશસેવા કરી શકે? એવા પ્રશ્ન પૂછાતાં ગાંધીજીએ જણાવ્યું હતું, કે, અલબત્ત એ લોકોએ કાંતવું જોઇએ; પરંતુ એ કદાચ એમના જીવનનિર્વાહ માટે પુરતું ન પણ થાય. દ્રવ્યોપાર્જન માટે એમણે કોઇ ઉપાયો યોજવા જોઈએ, અને છતાં તેઓ દેશને માટે કાર્ય કરી શકે. કોઇ પણ સંજોગોમાં સ્ત્રીઓએ પોતાની પ્રમાણિકતા કે પવિત્રતાનો—શિયળનો ભોગ આપીને આજીવિકા મેળવવી જોઇએ નહીં. કસ્તુરબા નિધિના એક કરોડ પચીસ લાખ રૂપિયામાંથી વાર્ષિક ખર્ચ કરવાનો પ્રશ્ન મારી

સામે છે. શક્ય એટલા શ્રેષ્ઠ માર્ગે એ નાણાંનો ઉપયોગ કરવા માટે હું સખ્ત કોશિશ કરી રહ્યો છું; છતાં હજી પુરતાં સ્ત્રીકાર્યકરો અમને મળતાં નથી.

ગાંધીજીએ, શહેરોમાં રહેતી સ્ત્રીઓને ગામડાંની સેવા કરવાની સલાહ આપી હતી. પોતે ખરેખર તૈયાર છે કે કેમ, એ પોતાના હૃદયને પૂછવાની અને ત્યારબાદ એમનાં હૃદયનો જો ટેકો મળે તો કાર્ય શરૂ કરવાની ગાંધીજીએ એમને અપીલ કરી હતી.

*

એકફર્ડ શાયર ખાતે એક કેસ દરમ્યાન ન્યાયમૂર્તિ ચાર્લ્સે એવી ટીકા કરી હતી કે, છોકરીઓ પોતાના ચ્હેરા પર રંગ રોગાનના લપેડા શા માટે કરતી હશે તે સમજાતું નથી.

ભલી અને સુંદર જણાતી છોકરીઓ આવા લપેડા કરીને વાંદરીઓ જેવી દેખાય છે અને એમનાં મોઢાં જુઓ તો જાણે ટપાલની પેટીઓની કાગળ-બારી.

આ ન્યાયમૂર્તિ નામદાર પોતે ૭૪ વર્ષના વયોવૃદ્ધ છે અને 'ભલા કુંવારા ન્યાયમૂર્તિ' તરીકે પંકાયેલા છે.

એક વખત તેમણે જાહેર કર્યું હતું કે, હું સારૂં સ્થાન ધરાવતો હોવા છતાં મારી સાથે લગ્ન કરવા કદી કોઈ છોકરીએ તૈયારી બતાવી નથી. આ જાહેરાત પછી તરતજ તેમના પર ૧૬૭ લગ્નની દરખાસ્તો આવી પડી હતી.

છોકરીઓના 'મેઇક-અપ'ને લગતી ઉપરોક્ત ટીકાનો જવાબ આપતાં 'વેસ્ટ એન્ડ'ની એક સુંદરીએ જણાવ્યું હતું કે 'વિદ્વાન ન્યાયમૂર્તિને 'શેવીંગ ક્રીમ' વાપરવાનો જેટલો હક્ક છે તેટલો જ છોકરીઓને 'મેઇક અપ' કરવાનો હક્ક છે. આ બુઢ્ઢા ટીકાખોર સદ્‌ગૃહસ્થ જેઓ હજી પણ વિક્ટોરીઆના જમાનામાં જીવતાં લાગે છે તેમને ગમે કે ન ગમે, પણ પોતાનો દેખાવ સુંદર બનાવવા પોતાનાં નાણાં ખર્ચવાનો છોકરીઓને સંપૂર્ણ અધિકાર છે.'

'ન્યાયમૂર્તિઓ પેલી અળખામણી વીગો માથે શા માટે મૂકે છે એ મને પણ સમજાતું નથી.'

*

બ્રીટિશ પાર્લામેન્ટનાં એક માત્ર સ્ત્રીસભ્ય શ્રીમતી નિકોલસે જણાવ્યું હતું કે બ્રીટીશ સરકારના એકેએક સભ્યને એમ લાગે છે કે હિંદને અંગે તો હવે તેમને માટે માત્ર એક જ માર્ગ બાકી રહ્યો છે અને તે વ્હેલામાં વ્હેલી તકે હિંદને સંપૂર્ણ સ્વરાજ્ય આપી દેવાનો. હિંદને ભોગે અમારે જલસા નથી કરવા. બ્રીટનના હજારોના પ્રતિનિધિ તરીકે હું આ બોલું છું. બીજા કોઇની આઝાદીને ભોગે અમારે બ્રીટનોને સુખચેન અને એશઆરામ હવે ખપતા નથી.

બ્રીટનમાં પોતાના હક્કો પ્રાપ્ત કરવા માટેની બ્રીટીશ સ્ત્રીઓની લડતનો ટુંકો ચિતાર આપીને શ્રીમતી નિકોલસે કહ્યું હતું કે, એ લડતના શરૂના દીવસોમાં સ્ત્રીઓની કાર્ય-પદ્ધતિ ખૂબ જ લડાયક હતી.

અમે રેલ્વે સ્ટેશનો સળગાવ્યાં હતાં, અને છત્રીઓ વતી રાષ્ટ્રિય ચિત્રસંગ્રહનાં ચિત્રો પણ તોડી પાડયાં હતાં.

આજે બ્રીટનની પાર્લામેન્ટમાં વીશ જેટલી સ્ત્રીઓ બેસે છે. પણ હું તો બર્નાર્ડ શોની સાથે સંમત થઇને ઇચ્છું છું કે પાર્લામેન્ટના છસ્સોને પચાસ સભ્યોમાં ત્રણસોથી વિશેષ સ્ત્રીસભ્યો તો હોવાં જ જોઇએ.

*

હાસ્ય વેરતી સ્ત્રી એ પ્રભુનું સર્વોત્તમ સર્જન છે. એ કોઇને પણ આકર્ષે છે, કારણ કે એ પોતે જ નરી પ્રકૃતિ છેઃ વધારે વાસ્તવિક છે અને એની દેહછટામાં વધારે જીવંત લાગે છે. કદાચ એવું હાસ્ય કોઇનો ઇન્કાર કરતું હોય તોયે એના ગુલાબી હોઠ હૃદયને જકડી રાખે છે, જીવનતરંગને હિલોળે ચઢાવે છે અને ઉંડે ઉંડે આશાનો સંચાર કરે છે.

કલ્પનામાંયે નથી ઉતરતું કે જે હાસ્ય ઉંમરને જીતી લે છે તે હાસ્ય એકાએક કોઇના સારાયે જીવનને ઉજાડી દે એવું દાહક-કારણ કેમ નીવડે છે? જ્યારે સ્ત્રી કોઇના પ્રેમને તરછોડે છે ત્યારે તે સ્મિત કરતી નથી, પણ એ પછી તે નિષ્ક્રિય ને એકાકી બની જાય છે. આવી એકાકી સ્ત્રી સ્ત્રીરૂપે રહેતી નથી ને સ્ત્રી તરીકેનું એનું અસ્તિત્વ નાશ પામે છે.

આવી સ્ત્રી પ્રથમ પુરુષના પ્રેમનો ઇન્કાર કરે છે, પછી તેમનો તિરસ્કાર કરે છે, અને થોડા દિવસ બાદ એના તરફ એમને કંટાળો આવે, ઘૃણા ઉપજે એ ખાતર એમને મુશીબતમાં મૂકે છે. અને આમ છતાંય જ્યારે એ એનો પીછો નથી છોડતા ત્યારે એ એમને સખત રીતે ઠપકારે છે.

આટલું કરવા છતાંયે એ સ્ત્રી પ્રમાણિક છે. જો એ પુરુષને સ્પષ્ટપણે 'મારે તમારૂં કામ નથી' એટલું કહેવા જેટલી કઠોર થઇ શકતી નથી, તો તે એમને એના પ્રત્યેના પ્રેમની લત છોડી દેવડાવવા માટે પોતાનું ડાચું ચઢાવેલું રાખે છે, એના હૃદયમાં ઇર્ષાગ્નિ જાગૃત કરવા બીજા પુરુષ પ્રત્યે મુખ મલકાવે છે ને નયનો નચાવી એ પ્રેમનો દેખાવ કરે છે. એમ કરી એ પુરુષની એના પ્રત્યેના ધિક્કારની માત્રા વધારે છે. અને તોય એ દગો તો નથી જ દેતી એમ કહેવું પડશે. તમે એને તમારી હૃદયલાગણીઓ સાથે રમત રમવાને કારણે ઘાતકી કહો, પણ એવા ચરિત્ર વગરની સ્ત્રી એ સ્ત્રી ન જ કહેવાય એ ધ્યાનમાં રાખજો. એ પોતાના હાસ્યની કિંમત જાણે છે, સાથે સાથે ક્યાં ને ક્યારે સ્મિતનો ઉપયોગ કરવો એ પણ એ જાણે છે તમે એના ડહાપણ માટે શંકાશીલ બની શકો, પણ એના બુદ્ધિ-ચાતુર્યને પડકારી ન શકો.

*

ફિલ્મો જે રંજનસામગ્રી પીરસે છે. તેનું સરવૈયું કાઢીશું તો તરત સમજાશે કે એ ધંધાને પોતાની સફળતા માટે જાતીય આકર્ષણનો જ મુખ્યત્વે આધાર છે. માત્ર એ જાતીય આકર્ષણ સૌને એકસરખું સ્પર્શી રહે તે માટેની વિવિધ તરકીબોમાં જ માલિકો અને ડાયરેકટરો રચ્યાપચ્યા રહે છે. હવે કુદરતે તો જાતીય આવેશ માઝા મૂકી ન બેસે ને કાજે એની સાથે સાથે લજ્જા-શરમાળપણું પણ રાખ્યું છે. જાતીયવૃત્તિ ઉત્તેજવા ને તેને કૃતાર્થ કરવા માટે અમર્યાદ ચેષ્ટાઓ કે નિર્લજ્જ દેહદર્શનનો આશ્રય લેવાની જરૂર નથી. એ તો પાંપણને એક પલકારે, મુખને એક મરકલડે, કે લજ્જાભર્યાં હાવભાવે કરીને વિશેષ સતેજ થાય છે. આ મુખ્ય હકીકત ભૂલીને અધકચરી અમર્યાદ ચેષ્ટાઓ થવાને કારણે જ આપણાં ઘણાં ચલચિત્રો નિષ્ફળ નિવડે છે.

*

નૂતન યુગની નારીનું આ એક 'ક્ષ' કિરણ છે.

'જો તમે તેની દુસ્મિત કરશો તો તમે તેના ઉપર આશક થયા છો એમ માનશે. કે તમારૂં દીલ એક બરફનો ટુકડો છે. જો તમે તેને ચુંબન કરશો તો તેને તમારી છુટ વધારે પડતી લાગશે અને જો તમે તેને ચુંબન નહિ આપો તો તે બીજે કંઇથી મેળવી લેશે. જો તમે તેની ખુશામત કરશો તો તમારામાં ભલીવાર નથી એમ માનશે અને તમે નહિ કરો તો તે એમ માનશે કે તમે તેને સમજી શકયા નથી. જો તમે એક સારા છોકરા હો તો તમે માનવ કેમ નથી, તેનો જ વિચાર તે કર્યા કરશે. જો તમે તેને પંપાળશો તો તે તમારો વિરોધ કરશે. જો તમે તેની સાથે પ્રેમ કરશો તો તે એમ માનશે કે તમે બહુ સસ્તામાં પ્રાપ્ત કરી શકાય એવા છો. અને જો તમે પ્રેમ નહિ કરો તો જે કોઇ તેની સાથે પ્રેમ કરનાર મળી આવશે તેની સાથે જતી રહેશે.

# માબાપોને મૂંઝવતા પ્રશ્નો

*

મારી દીકરી તિલોત્તમા બહુ શરમાળ પ્રકૃતિની છે. બોલતાં શીખી ત્યાં સુધીમાં તો કોઈ બોલાવતું તો હસીને, કાલું કાલું બોલીને જવાબ દેતી અને તેડે તો હસતી હસતી તેની પાસે જતી. પણ જેમ મોટી થતી ગઈ તેમ તેનામાં ફેરફાર થતો ગયો. અને હવે તો એટલે સુધી તેમાં ફેર પડી ગયો છે કે કોઈ પણ નવું માણસ ઘરમાં આવે તો તે શરમાઈ મરે છે. ઘેર મહેમાન આવે તો તિલોત્તમા છાનીમૂની થઈ જાય છે. નહિ કોઈ સાથે વાત કે ચીત. "કાકાને જે જે કહે, તિલોત્તમા !" એમ ભૂલે ચૂકે એના બાપુ કહી જાય તો તો થઈ રહ્યું. તે ભાગી જ જવાની. તેના બાપુ કે હું મહેમાન સાથે ભળવા હળવાના સૂચનરૂપે આવું કાંઈક કહીશું એવા ભયે મહેમાન આવે ત્યારે સંતાતી રહે છે. તેને ગાતાં અને ચીતરતાં સારું આવડે છે. એકલી એકલી સરસ ગીતો ગાયા કરે, પણ જો ગાવાનું કહ્યું તો ચૂપ! ફળિયા પાડોશમાં પણ ઓછું ભળે હળે. તેના વિષે કાંઈ-વાત જ ન કહી શકાય. વાત કરી તો આખો દિ :તેના મોઢા પર શરમના શેરડા દેખાય! આમ કેમ બન્યું હશે?

**જવાબ:** અપરિચિતોમાં બાળક શરમ કે સંકોચ અનુભવે એ તો જાણે સ્વભાવિક છે. અપરિચિત પરિચિત થાય અને બાળકને એની જોડે પોતાપણું લાગવા માંડે તે ઘડીએ શરમ-સંકોચનો પડદો દૂર થાય છે.

ચિ. તિલોત્તમાની શરમાવાની ટેવ તો જાણે સ્વાભાવિક નથી લાગતી. શરમાળ પ્રકૃતિ થઈ જવાનાં કારણે જાણે-અજાણે બાળમનને ગળી જાય એવી સ્થિતિ ઘરમાં મોટેરાઓએ ઉભી કરી હોય છે. બાળકની પ્રત્યેક હીલચાલ ટીકા શીખામણ કે ઉપાલંભ ઉભાં હોય છે. આ હાલતમાં બાળકમાં આત્મવિશ્વાસ ઓસરતો જાય છે અને પોતા માટેનો હીનભાવ કેળવાતો જાય છે. આથી પોતાનાં સિવાયનાં માણસો વચ્ચે બીકમાં પોતાની હીલચાલ, વાતચીત કે વ્યવહારમાં સંક્ષોભ પેદા થાય છે. આવું બાળક પોતાની જાતને પોતાના સમુદાયમાં તો જેવી હોય તેવી પણ સાબાળી લેતાં શીખ્યું હોય છે. પણ નવતર માણસો કે સમૂહ વચ્ચે તે પોતાની જાત વિષે એક પ્રકારની ફડક (Nervousness) અનુભવ છે.

બાળકની ઘડાતી :શક્તિઓની મર્યાદાનો ખ્યાલ કર્યા વગર મોટેરાં તેની નબળાઈ કે અશક્તિ માટે તેને વારંવાર ટોંક ટોંક કરીને છોભીલું પાડયા કરે કે ઠપકો આપ્યા કરે; તેનાં સમવયસ્કો વચ્ચે પણ તેની અણઆવડત બતાવીને વડીલો તેને હલકું પાડે, એવી વાતો કરે ત્યારે બાળકની કોમળ એવા મનનાં ભાવો આઘાત અનુભવે છે, આવા રોજરોજના કેટલાય આઘાત પ્રત્યાઘાતમાંથી બાળમનમાં પોતાની જાત માટે અવિશ્વાસ ઠસી જઈને તે આવા પ્રસંગે અસ્પતા અનુભવતું થાય છે. પોતાથી કાંઈનું કાંઈ થઈ જશે અને વડીલોનો ઠપકો સાંભળવો પડશે, એવા સતત ભય સેવતું એકલું ને એકલું રહેવાનું પસંદ કરે છે.

મહેમાનો પાસે બોલતાં કે વર્તતાં પોતાથી વડીલો પસંદ કરે તે કરતાં કોઈ બીજી રીતે વર્તી જવાશે તો એ ભય તેને રહ્યા કરે છે. તેની કોઈ પણ પ્રવૃત્તિ–પછી તે ગીત ગાવાની હોય કે પાડોશીઓ સાથે હળવા ભળવાની હોય તેમાં એને આ પ્રકારનો વસવસો રહ્યા કરતો

હોય છે એથી તેનું મન ભળવા હળવાના પ્રસંગો ટાળતું હોય છે. ચિ. તિલોત્તમાની ભડક આવાં કોઈ કારણે જન્મેલી તો નથી? એ તમારે તપાસવું રહે. તમારે તેને તેની મરજી ન હોય તેવા પ્રકારનાં સૂચનો વડે મહેમાન સાથે ભળવા હળવાના પ્રસંગો ઊભા ન કરવા. પોતે હીણી દેખાશે એવો ભય તેને ઘરમાં કોઈની વર્તાવમાંથી પણ ન લાગે એવી સંભાળ તમારે પ્રત્યેક પ્રસંગે રાખવી જોઈશે. તેની દરેક વાત, વર્તાવ કે વલણ પરત્વે કદર અને સહાનુભૂતિની નજરથી જોવાનું ઘરમાં દરેકોઈએ રાખવું જોઈશે.

*

**પ્રશ્નઃ** મારો પુત્ર સુરેશ સાત વર્ષનો થયો તોય તે ખાવા બેસે ત્યારે મારે તેની ખૂબ કાળજી રાખવી પડે છે. એક તો એ કે, ખાતાં ખાતાં બધેય એઠ વેર્યા કરે છે. કપડાં પર દાળ શાકના ડાઘ પાડયા વગર ન રહે. એટલે આવડા મોટાનેય નાનકડાક પોતડી કે ચડ્ડી પહેરાવીને બેસાડવો પડે છે. ખાવાનુંય તેને ભાન નથી. કોઈ ચીજ વધુ ભાવતી હોય તો તે એકલી જ ખાધે રાખે. પ્રમાણનું કાંઈ ભાન ન રહે. અટકાવીએ નહિ તો હદ ઉપરાંત ખાઈ જાય અને માંદો જ પડે. બીજાને પીરસાય ત્યારે પોતાની થાળીમાં પડયુ હોય છતાંય કે પોતે હજી હાથે ન અડાડયો હોય તો પણ અચૂક માગે. એટલે તેને પીરસાવવામાં અમારે અંકુશ મૂકવો પડે છે. કોઈ મહેમાન આવે ત્યારે આ ઢંગ કેવા લાગે? આવે વખતે જમવા બેસવા ટાણે સમજાવી–મનામણ કરીને બેસાડીએ તો પણ ભાઈસાબ એના એ. જરાક ધ્યાન રાખતાં ચૂકું તો ભાઈ કાં તો એટલું બધું ખાઈ નાખે કે ઊલટી ઝાડા થાય કે એંઠ જૂઠથી બધુ ચીતરી મૂક્યું હોય, અને થાળીમાં કેટલુંય છાંડી મૂકયું હોય.

હવે કાંઈ નાનો ન કહેવાય. આટલી બધી કાળજી લઉં છું છતાં તેની ટેવમાં સુધારો થતો દેખાતો નથી. એ આમ ખાવાની બાબતમાં જ આવો લઘરો છે, બાકી બીજાં છોકરાંની જેમ જ ડાહ્યો ડમરો થઈને વર્તે છે. શાળાએ જાય છે અને ભણવા ગણવામાંય ઠીક ગણાય છે. તેની આ ટેવ ટાળવાનો કાંઈ માર્ગ બતાવશો?

**જવાબ** પહેલું તો ચિ. સુરેશના સુધારા માટે તમે જે અંકુશ મૂકયા છે તે તદ્દન દૂર કરો —એના સુધાર માટે પહેલું અને આવશ્યક પગલું.

આપણે ત્યાં ભોજન પ્રસંગના શિષ્ટાચાર (Table manners) ની તાલીમ તો ભલભલાંઓને આપવી પડે તેવી સ્થિતિ છે. ભાણાની આસપાસ એંઠને વેરણછેરણ દશામાં મૂકીને, થાળીમાં વાનીઓના ઢગલા છોડીને ઊઠનારાને આપણે અસભ્ય નથી માન્યા. પણ નવા યુગનો સમાજ હવે આમ એંઠ જૂઠના અંબાર છાંડીને ઊઠનારા ગૃહસ્થોની મોટાઈ નહિ સ્વીકારે.

બીજી વાતઃ ચિ. સુરેશને માટે તમે મૂકેલી માપબંધી પણ ઢીલી મૂકવી જોઈશે. તેને ભાવતી ચીજ તે તૃપ્ત થાય ત્યાં સુધી ખાય કે લે, તે તેની ઇચ્છા પર છોડવું જોઈશે. ભાણામાં પડયુ હોય છતા પીરસાય ત્યારે માગવાની તેની ટેવ અતૃપ્તિમાંથી જન્મી હોવાનો સંભવ છે. શકય હોય તો ઘરનાં બધાં માટે પીરસવાની વ્યવસ્થા કાંઈ આવી ગોઠવો. જે કાંઈ રંધાયુ હોય તે પોતાની મેળે પોતાના થાળી–વાટકામાં સૌ પીરસી લે. સુરેશને પોતાની પસંદગીની વસ્તુ વત્તા ઓછા પ્રમાણમાં પોતાની થાળીમાં મૂકવાનો વિવેક આથી જાતે જાળવવો રહેશે. **પોતાની જાત પર આમ તે જાતે અંકુશ મૂકશે.** પીરસનાર જમનાર સામે, થાળી કે બીજું પીરસવાનું પાત્ર હોય તે, ધરે અને જમનાર ચોખ્ખા હાથે લઈ લે. આ ગોઠવણમાં દરેકે પોતે પ્રથમ લીધેલી ચીજ ખાઈ

લીધી હોય તો જ. તે પીરસણી વખતે આવેલી ચીજ લેવી, એવું ધોરણ હોય, બીજાં સૌને આ ધોરણની જાણ હોય તે જ પ્રમાણે સુરેશને આ ધોરણ સમજાવી દેવું. મોટેરાં પણ આ ધોરણ કાળજી પૂર્વક પાળે. કોઇ વાર મોટેરાં ભૂલ કરી બેસે તો પીરસનાર ધ્યાન ખેંચે. **ધ્યાન ખેંચવાને લાયકનું પાત્ર માત્ર સુરેશ જ છે એવું આથી તેને નહિ લાગે.**

થાળીમાં ઠીક ઠીક પડયું હોય છતાં ખાઇ જવાશે એ ગણતરીએ મોટેરાં પણ પીરસાય ત્યારે ઉમેરો કરાવતાં રહે છે. એ પ્રમાણે મોટેરાં ભલે જોઇતું હોય અને લેતાં હોય; અને બાળકની થાળીમાં પડેલું હોય તેટલું પણ ભાગ્યે જ ખાઇ શકે તેમ હોય, છતાં પણ બીજાએ લીધું માટે પોતે લેવું, એવી બાળકની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. પછી ભલે ખપ કરતાં એમ વધુ લેવાઇ જાય અને પડયું રાખવું પડે. એટલે ઘરમાં પીરસવાની જ એવી વ્યવસ્થા હોય કે જેથી સૌ ખપ પૂરતું પણ આગળ લીધેલું ખાઈ ગયાં હોય તો જ લે.

દાળશાકમાં કોકમ, મરચાં કે લીમડાના પાન કે એવી ચીજ હોય છે તે કાઢી નાખીને મોટેરાં પણ ભોંયે ઢગલો કરે છે. આમ કરવાને બદલે એવી ચીજ થાળીની કોરે મૂકવાની રીત હોય તો થાળીની આસપાસ એંઠવાડ ન જામે. મોટેરાંની આવી સુઘડ ટેવ બાળકની ટેવો બાંધવામાં પ્રેરણારૂપ થાય છે. બાળકને આવી ચણખપની ચીજ જુદી કાઢી મૂકવા થાળી જોડે રકાબી જેવું કાંઇક આપવું. એંઠ નીચે ન વેરાય માટે આ રકાબી છે એટલું સૂચન તેને બસ થશે. સાવચેત બનાવ્યા પછી ભલે તેની રીતે, પણ; બાળક એંઠ નીચે ન વેરાય તેવો પ્રયત્ન કરશે જ. આ બાળકને ટોકવાને બદલે તેને જાગ્રત ( Conscious ) બનાવવાથી તે પ્રયત્નશીલ બને જ છે. એંઠ વેરાયાનો કે બાળકનાં પોતાનાં કપડાં એંઠથી ખરડાયાનો પ્રશ્ન માત્ર આપણી કાળજીનો જ વિષય નથી, પણ તે હરેકનો હોઇને બાળક જાતે જાગ્રત બનીને કાળજી લે એ માર્ગે તેને આમ જવાબદાર બનાવીને મૂકી શકાશે. 'આ તે શા ઢંગ છે?' એવું મેણું મારીને કે તેને વઢીને ટોકીને કોઈ સદ્‌વ્યવહારની તાલીમ તેને નહિ આપી શકીએ.

*

**પ્રશ્ન** : નાજુક બાંધાના અને ઘડી ઘડીએ માંદા પડી જતા મારા બાબાને દાકતર-મિત્રો સારી પેઠે દૂધનો ખોરાક આપવાની ભલામણ કરે છે. પણ કમનસીબે તેને દૂધ ભાવતું જ નથી, તેનું શું કરવું? ઠીક ઠીક ખાંડ-સાકર મેળવીને આપું તોય ન પીએ. દૂધ નહિતો દહિં છાશ તે લેતો થાય તેવો દાક્તરો આગ્રહ કરે છે; પણ તેયે ભાગ્યે જ ખાય છે. તીખું તમતમું અને મરી-મસાલાવાળું ખાવા તરફ તેનો વધુ ભાવ રહે છે. આથી તેનું શરીર સારૂં પણ રહેતું નથી. ઝટવારમાં માંદો પડી જાય છે.

આ સંબંધમાં તમારી શી સલાહ છે?

**જવાબ** :— આપણા ગૂજરાતી-અને તેમાંય નિરામીષ આહારીઓને માટે પોષણનો સવાલ ભારે અટપટો બનતો જાય છે. શરીરસંપત્તિ ઘસતી જાય છે, રોગનો પ્રતિકાર કરવાની શક્તિ ક્ષીણ થતી જાય છે, મરણ પ્રમાણમાં ચોંકવનારો વધારો થઇ રહ્યો છે અને આયુષ્ય મર્યાદા ઓછી થતી જાય છે; એ હકીકત હવે તો પ્રગટ હોવા છતાંય આપણી આંખ કેમ ઉઘડતી નથી!

સુક્તાહારના વિચારથી આપણાં ઘરોમાં ભોજનની યોજના કોણ કરે છે? અને ઘરમાં એ વિષેનો લગારે વિચાર ન હોય ત્યાં બાળકોને નાનપણમાં ખાવા પીવાની વિચિત્ર એવી ટેવો પડે એમાં શી નવાઈ?

આપણા ખોરાકમાં સૌથી આગળ તરી આવતી ખામી તે ગોરસનો નહિ જેવો ઉપયોગ છે. દહીં-છાશની ઉણપ બીજા કશાથી પૂરી

શકાય નહિ એ વાત આપણી સમજમાં નથી ઉતરતી. રાંધવાની કહેવાતી કળાએ ખોરાકનાં તત્ત્વોને હણી નાખવાનું કામ કર્યું છે. અને પોષણ કરતાં સ્વાદને પ્રાધાન્ય આપવા ટેવાયલી આપણી આહાર-પ્રણાલિમાં ફેરફાર કરવાની વાત સ્વીકારવા આપણે મનથી પણ તૈયાર નથી હોતા.,

આ હાલતથી બાળકમાં ભાવાભાવનું આવું વિષમ વલણ પેદા થયેલું દેખાય છે. ' દૂધ નથી ભાવતું ' એ જાણે સ્વભાવિક બન્યું છે. નિરામીષ ખોરાકમાં પ્રાણીજ પ્રોટીનની ખામી દૂધ-દહીં કે છાશના ઉમેરાથી ઘણે અંશે પૂરી શકાય. પણ આપણા નિત્યના ખોરાકમાં તો ભાગ્યેજ આ ત્રણનો સમાવેશ થયો હોય છે.

તમારા બાળકના દૂધ-દહીં તરફના અણગમામાં ઘરની પ્રણાલિકા પણ જવાબદાર હોય એમ પણ સંભવે છે; તો તે સ્થિતિ સુધારી લેવાનાં પગલાં તમારે ભરવાં જોઇએ. સારી જાતના દૂધના અભાવે ગમે તેવા દૂધના પરિચયે બાળકને દૂધ પ્રત્યે અભાવ થઈ જાય છે, એટલે થોડા વધારે પૈસા ખર્ચીને સારું દૂધ મેળવવાનું રાખવું. સારા ચોખ્ખા દૂધમાં ખાંડ સાકર નાખ્યા વગર જે મોઢમ હોય છે તે બાળકને ગમી જશે અને તેને ભાવવા લાગશે. બાળકને પ્રમાણસર ખાંડ સાકર આપવામાં હરકત નથી. પણ બધી જ વખતે દૂધમાં ખાંડ આપવી પડે એ સ્થિતિ ન રાખવી જોઇએ. દૂધ ન ફાવતું હોય તો તેને રૂચે તેવું મોળું યુક્તિથી જમાવેલું દહીં આપવું. દહીંને પણ રૂચતી જેમ દાઢે લાગે તેવું બનાવવાની જરૂર છે. તે જેમ તેમ જમાવેલા બેસ્વાદ કે ખાટા દહીંના કોઇ પ્રસંગે થયેલા અનુભવના બળે બાળકમાં દહીં વિષેના બંધાયલા ખ્યાલોના લીધે અભાવ થયો હોય તો તેને તો તરત સુધારી શકાય. ઘણી વાર આવા અભાવની પાછળ બાળકને કોઇને કોઇ વિચિત્ર એવા અનુભવો થયા હોય છે. તે કારણે બંધાયલી ગ્રન્થિ કારણભૂત હોય છે. એટલે અભાવ પાછળનો ઇતિહાસ પણ તપાસી જોવો. ઘણી વાર કારણ દૂર થતાં અભાવ નથી-રહેતો.

સ્રીઓ અને કન્યાઓમાં સંસ્કાર પૂરતું લોકપ્રિય માસિક

# સ્રીજીવન

: આ અંકના સંપાદકો :

પ્રોફે. અનંતરાય મ. રાવળ
પ્રોફે. ઇન્દુમતીબહેન મહેતા
શ્રી. શંકરદત્ત શાસ્રી

'સ્રી-જીવન' કાર્યાલય,
ઝવેરીવાડ, રતનપોળ,
અમદાવાદ, તા. ૨૩-૧-'૪૬.

ભાઈશ્રી
બહેનશ્રી

સ્વર્ગસ્થ મહાકવિ ન્હાનાલાલના પુણ્યસ્મરણમાં અમે 'સ્રી-જીવન' માસિકનો આવતા માસનો અંક '**મહાકવિશ્રી ન્હાનાલાલ અંક**' તરીકે બહાર પાડવાનો નિર્ણય કર્યો છે, તેમાં સ્વર્ગસ્થના પરિચયમાં આવનાર વ્યક્તિઓનાં સંસ્મરણો, સ્વર્ગસ્થની કૃતિઓ ઉપર વિદ્વાનોનાં વિવેચનો, સ્વર્ગસ્થનુ જીવનચરિત્ર, અને સ્વર્ગસ્થનો ગુજરાત અને સાહિત્યજગતમાં ફાળો વગેરે વિષયો ઉપર લેખો આપવાનો અમે વિચાર રાખ્યો છે. તો આપ આપને અનુકૂળ પડે તે વિષય ઉપર લેખ લખી મોકલાવી સ્વર્ગસ્થ મહાકવિની અજરામર યશઃકાયને અંજલિ આપશો, એટલી વિનંતિ છે. આપનો લેખ અમને ઉપરને સરનામે તા. ૧૦ મી ફેબ્રુઆરી ૧૯૪૬ સુધીમાં મળી જાય, એવી વ્યવસ્થા કરવા કૃપા કરશો.

સ્વ. મહાકવિના નિકટના પરિચયમાં આવેલાં બીજાં ભાઈબહેનો પણ આમાં સહકાર આપવાનાં છે, તો આપ આપનો લેખ જરૂર વહેલી તકે મોકલી આપશો, એટલી વિનંતી છે.

લિ. સેવક,
મનુભાઇ જોધાણી

# સ્ત્રી-જગત  સમાચાર

પાલણપુરમાં અખિલ હિંદ ફોટોગ્રાફી પ્રદર્શન પાલણપુરના જુનીયર બેગમ સાહેબે ખુલ્લું મુક્યું.

*

પાલીતાણાના રાજકુંવરી જેમનું સગપણ કીસનગઢના રાજકુમાર સાથે કર્યું હતું તે શ્રી. મહેન્દ્રકુંવરબાનું અવસાન થયું.

*

મુંબઇ ધારાસભા માટે મુંબઇ શહેર (ડી. વોર્ડ)ની એક સ્ત્રી-બેઠક માટે લીગ તરફથી મીસીસ ઝારખાતુમ દેહલ્વીને ઉમેદવાર તરીકે ઉભા રાખવામાં આવ્યાં છે.

*

આઝાદ હિંદ ફોજના ત્રણે ઓફીસરોને મુક્તી મળતાં તેઓ લાહોર ગયા ત્યારે સ્ટેશન ઉપર કર્નલ ધીલાનનાં યુવાન બહેને આંગળી કાપી ત્રણેને લોહીનાં તીલક કર્યાં હતાં.

*

વર્ધા મહિલાશ્રમના વિદ્યાર્થીની કુ. ગીરીમાળા દાસની ઓગસ્ટ ચળવળ અંગે બંગાળ સરકારની સૂચનાથી ધરપકડ થઇ. તેમને જામીન પર છોડયાં છે.

લંડનમાં હિંદી વર્કર્સ એસોસીએશન કોંગ્રેસના હિરક મહોત્સવ પ્રસંગે શ્રીમતી રૂસ્વેલ્ટ અને શ્રીમતી ચાંગ-કાંઇ શેકને આમંત્રણ આપવા ઠરાવ કરશે.

*

બંગાળ ધારાસભામાં સ્ત્રીઓ માટેની બે બેઠકો માટે અત્યાર સુધીમાં નવ બહેનોએ ઉમેદવારી નોધાવી છે તેમાં બે બહેનો શ્રી. નીરાદત્ત ગુપ્તા અને શ્રીમતી હેમપ્રભા મજમુદાર ચાલુ સભ્ય છે.

*

કરાંચીમાં મીસ અગાથા હેરીસન અને મીસ જેરી સ્ટ્રીટે પંડિત જવાહરલાલ નહેરૂની મુલાકાત લીધી હતી.

*

પોરબંદરમાં બહારવટિયાના હાથે માર્યા ગયેલ એ. ડી. સી. અને ડ્રાઇવરની વિધવાઓને અનુક્રમે માસિક ૭૫ અને ૨૦ રૂપીયાની જીવાઇ ના. રાણા, સાહેબે બાંધી આપી.

*

મહિલા પરિષદના આગ્રહથી ભરૂચને મેટ્રીકના સેન્ટર તરીકે બે વર્ષ માટે મંજુર કરાયું.

મુંબઇના શ્રી. શીવલાલ અંબારામ આણંદજીની પ્રથમ પત્ની ગુજરી જવાથી તેમણે શ્રી. રૂક્ષ્મણીબહેન જોડે ફરી લગ્ન કર્યાં હતાં. પણ પછી રૂક્ષ્મણી બહેન હયાત છતાં તેમણે પ્રથમ પત્નીની નાની બહેન જયાકુમારી સાથે લગ્ન કર્યાં હોવાથી દરજીની નાતમાં ખળભળાટ થયો છે

*

સુરતમાં ડો. શાન્તાબહેન હોરાના પ્રમુખપદે ગુજરાત હિંદુ સ્ત્રીમીલનના આશ્રયે મહિલા સંમેલન થયું, તેમાં ઇન્દુબહેન કાઝી અને ભદ્રિકાબહેન મહેતાએ 'હિંદુના રીનો આદર્શ' ઉપર વિવેચન કર્યું.

*

અમદાવાદમાં વીસનગરો નાગર સ્ત્રીઓ માટેની જલદચાલ હરીફાઇમાં શ્રી. મૃણાલિની વ્યાસ પ્રથમ આવ્યાં.

*

મોટી ચલણી નોટો સરકારે ચલણમાંથી રદ કરવાથી, કરાંચીમાં એક ૪૦ વર્ષની પંજાબી સ્ત્રી પાસે હજાર હજારની દશ લાખની નોટો હોવાથી, 'મારી નોટોનું શું થશે?' એ બીતીએ હાર્ટફેઇલ થઇ જવાથી ગુજરી ગયાં.

અમદાવાદની મહિલા પરિષદની શાખા તરફથી 'લેડી વિદ્યાગૌરી નીલકંઠ મણિ મહોત્સવ ગરબા ટ્રોફી'ની હરીફાઇ ફેબ્રુઆરીમાં થશે.

*

જૂનાગઢમાં એક અવિવાહિત યુવતીએ બાળકને જન્મ આપી, નાક મોઢામાં કોલસાની ભુકી ભરી, તેને ગુંગળાવી કોથળામાં લપેટી બારીએથી નીચે નાખી, જોનારને ત્રાસ અને કમકમાટી ઉપજાવે તે રીતે બાળકનો જીવ લઇ, પાપ કૃત્ય છુપાવવા અંગે પોલિસ ઇન્સ્પેક્ટર શ્રી.નુરમહમદ બલોચે તેને પકડી પાડી છે. કાળવા ચોક સિનેમા લત્તામાં ત્રીસેક વર્ષની કુંભારણબાઇ ઉપર બળાત્કાર કરવા માટે એક ઇસમને પોલિસે પકડયો છે.

*

મુંબઇ ધારાસભા માટે સુમતીબાઇ ગોર મહારાષ્ટ વિભાગમાંથી અને કર્ણાટક વિભામાંથી શ્રીમતો પેરૂત્રાવા સાંબરાણીની પસંદગી થઇ છે.

*

હિંદ આઝાદ ફોજની 'ઝાંસીના રાણી' ફોજની સ્ત્રીસૈનિકાઓને બંગાળની બારાકોટ છાવણીમાં લાવવા સંભવ છે. હાલ તેઓ સીંગાપુર છે. કેપ્ટન લક્ષ્મીને પણ હિંદમાં લાવવામાં આવશે.

આઝાદ ફોજ રાહત ફાળામાં લાહોરમાં એક મુસ્લીમ મહિલાએ પોતાની સોનાની દશ બંગડીઓ ભેટ આપી.

*

ગાંધીજીના આસામના પ્રવાસ દરમ્યાન કુ. અમંલ પ્રોવાદાસ ગાંધીજીની સેવામાં રહ્યાં હતાં.

*

સુરત મ્યુનિ. સ્કુલ બોર્ડના સ્ત્રીસભ્ય શ્રી. પ્રભાવતી દિક્ષિત ડીસક્વૉલીફાઇડ થવાથી તેમની જગ્યાએ સરકારે શ્રીમતી વિદ્યાદેવી. શ્રી. ઠક્કરની નીમણુંક કરી હતી, પણ શ્રી. વિદ્યાબહેને એનો ઇન્કાર કર્યો છે.

*

લુધીઆણામાં ઝાડુવાળાની હડતાલથી કંટાળી સ્ત્રીઓએ સરઘસ કાઢી પોકારો કર્યા હતા.

*

રાજુલા મહિલા મંડળની બહેનો અને શિક્ષકાઓ પિપાવાવ પર્યટને ગયાં હતાં.

*

આસામની જુદી જુદી મહિલા-સમિતિની ૩૦૦ પ્રતિનિધિ બહેનોને મહાત્માજીએ કસ્તુરબા સ્મારક ટ્રસ્ટની યોજના સમજાવી હતી.

*

દિલ્હીની લેડી ઇરવીન કોલેજની વિદ્યાર્થીનીઓ સાથે શ્રીમતી નિકોલસે વાતોલાપ કર્યો હતો.

વિવિધ શાળાઓ અને કોલેજોની મુસ્લીમ વિદ્યાર્થીનીઓ તરફથી શ્રીમતી મ્યુરીલ નિકોલસને માનપત્ર અપાયું તેના જવાબમાં તેમણે જણાવ્યું કે 'તમારા જેવી ઉત્સાહી છોકરીઓવાળો હિંદ દેશ સ્વતંત્ર હોવો જોઈએ.'

*

શ્રીમતી અરૂણા અસફ્લીએ રાષ્ટ્રપતિ ઉપર પત્ર લખી અહિંસાના ઠરાવ ઉપર વિચાર કરવા જણાવ્યું છે. સરકારે તેમની ઉપરનું વોરંટ હમણાંજ રદ કર્યું.

*

કલકત્તામાં શ્રીમતી વાસંતીદેવી ચિત્તરંજનદાસ અને તેમનાં પુત્રી શ્રી. અર્પણાદેવીએ ગાંધીજીની મુલાકાત લીધી હતી.

*

સુરત જિલ્લા લાડ પ્રજાપતિ મંડળ સંમેલનના પ્રમુખે ગ્રામજનતા અને શહેરી વચ્ચે કન્યા વહેવાર શરૂ કરવાની હિમાયત કરી હતી.

*

કલકત્તામાં વર્ષોથી વસતા બલગેરીઅન બાઇ મીસીસ જે. બી. સ્ટેનર કોંગ્રેસના સભ્ય બન્યાં.

*

અમદાવાદ મ્યુનિ. મર્ચન્ટ હાઇસ્કુલનો વાર્ષિક સમારંભ શ્રી. માવલંકર દાદાના પ્રમુખપદે ઉજવાયો.

શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત અમેરિકાથી હિંદમાં આવી પહોંચ્યાં છે. કરાચીમાં મ્યુનિ. હોલમાં તેમનું સ્વાગત કરવા લોકોનો જબ્બર ધસારો થયો હતો. તેમાં ઘણાં માણસો કચરાયાં. આ ધસારામાં સંખ્યાબંધ સ્ત્રીઓ મુશ્કેલીમાં મૂકાઈ હતી અને કેટલીક સ્ત્રીઓ તો રડી પડી હતી જાણીતાં સ્ત્રીદીશ લેખિકા શ્રી. હન્ના પણ આ ધક્કામૂક્કીમાં સપડાઈ ગયાં હતાં એટલે એ સમારંભ બંધ રાખી. પછી રામબાગમાં જાહેર સભા રખાઈ હતી.



*

મુબઈ ધારાસભા માટે મુબઈમાંથી શ્રી. લીલાવતી મુનશી અને શ્રી. તારાબેન મોડક તથા અમદાવાદમાંથી શ્રી. ઇન્દુમતી શેઠની પસંદગી થઈ છે.

*

કલકત્તા પ્રેસીડેન્સી જેલમાંથી કુમારી ઉર્જળા મઝુમદારની મુક્તિ થઇ. તેમને લેબોંગ અત્યાચાર કેસમાં ૧૪ વર્ષની સજા થઈ હતી સજા પૂરી થયા પછી તેમને અટકાયતી કેદી તરીકે રાખ્યાં હતાં.

*

ગુજરાત અને ગુજરાત બહાર અનેક ગામોમાં સ્ત્રી-મંડળોએ મહાકવિ શ્રી. ન્હાના લાલના સ્વર્ગવાસ માટે શોક સભાઓ ભરી ઠરાવો કર્યા.

*

વડોદરા સ્ત્રીઓની સ્પોર્ટસ એસોશીએશનનાં મહારાણી સૌ શાન્તાદેવી પેટ્રન થયાં.

*

વડી ધારાસભામાં સરકાર નીયુક્ત સભ્યોમાં શ્રી. મણીબહેન મુળજી કારાની વરણી થઇ છે.

*

કસ્તુરબા ટ્રસ્ટનો વહીવટ સ્ત્રીઓને સોંપી દેવા ઠર્યું હોવાનું જાહેર થયું છે તે પ્રમાણે આંધ્રમાં શ્રીમતી દુર્ગાબાઇ, પંજાબ અને કાશ્મીરમા શ્રી. રામેશ્વરી નહેરુ, સીંધમાં શ્રી. કીકીબહેન લાલવાણી અને બંગાળમા શ્રીમતી લાવણ્યલત્તાને નીમવામાં આવ્યાં છે. બીજા પ્રાંતોમાં પણ આવી ગોઠવણ થશે

*

પાટણમા એક યુવાન જૈન બહેને દીક્ષા લેતી વખતે પોતાની સાઠ હજારની મીલ્કત ધર્માદા આપી દીધી.

*

સુરતમાં સંગરામપુરામાં બીજું યુવતી સ્નેહસંમેલન શ્રી. વસુમતીબહેન ઠાકોરના પ્રમુખપદે થયુ હતું

*

નવસારી કન્યાશાળામા સૌ. શાન્તાબહેનના પ્રમુખપદે 'વાલીદિન' ઉજવાયો હતો.

*

અમદાવાદમાં મળેલી ગુજરાત કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદની કાર્યવાહી કમીટીમાં શ્રી. ઇન્દુબહેન દેસાઇ અને શ્રી સરયૂ પંડ્યાની વરણી થઇ.

*

ગોધરામાં વીશાનીમા જૈન સંમેલન ભરાયું તેમાં સૌ. મેનાબહેન વાડીલાલ પરીખ અને સૌ. લલીતાબહેન મણીલાલ ભણશાળીને પ્રતિનિધિ તરીકે સ્થાન મળ્યુ હતુ

*

ઇટાલીની સરકારના આમંત્રણથી મેડમ મોન્ટેસોરી આવતી જૂનમાં પોતાની જન્મભૂમિમા થોડા વખત માટે જશે.

ચુડા ઠાકોર સાહેબના મહારાણીશ્રી જયાકુંવરબા સાહેબનો સ્વર્ગવાસ થયો.

*

શ્રી. રામકૃષ્ણ પરમહંસના ધર્મચારિણી શ્રી. શારદામણીદેવીની જયંતી પ્રેમાભાઇ હોલમાં લેડી વિદ્યાગૌરીના પ્રમુખપદે ઉજવાઇ.

*

અમદાવાદમાં અઢી માઇલની સ્ત્રીઓ માટેની જલદ ચાલ હરિફાઇમાં શ્રી. શારદાબેન છક્કડભાઇ, શ્રી. મીનાક્ષી ઠાકોર અને શ્રી. જ્યોત્સનાબેન જાની અનુક્રમે આવ્યાં.

*

લંડનમાં બ્રીટીશ પાર્લામેન્ટના જાણીતા સભ્ય મીસ એલેનોર રેથબોનનું ૭૩ વર્ષની વયે અવસાન થયું. હિંદી પ્રશ્નમાં તેઓ રસ લેતાં હતાં. સ્પેનીશ આંતરવિગ્રહ વખતે તેઓ માદ્રીદની મુલાકાતે ગયેલાં ને કેટલીયવાર તોપમારા હેઠળ આવી ગયા હતા.

*

પાલીતાણા સ્ટેશને સાંજે ૭ વાગ્યે ટીકીટ લેવા જનારી યુવતીની અનિષ્ટ ઠઠ્ઠામશ્કરી ટીકીટ માસ્તરે કરવાથી ત્યાં ધાંધલ મચ્યું હતું.

*

વઢવાણમાં કુટુંબ-કલેશને કારણે એક વણીક યુવતીએ અગ્નિસ્નાન કર્યું.

*

સુરત મ્યુનિ. શાળાના (ખ્રિસ્તી) શિક્ષિકા શ્રી. જોસેફાઇન ડેનીયલ પરમારે મુસ્લીમ યુવાન લેખક શ્રી. ઇસ્માઇલ એન. દેસાઇ સાથે વડોદરામાં લગ્ન કર્યાં ને પોતાનું નામ બદલીને ખુરશીદબાનુ રાખ્યું.

*

વાંકાનેરમાં રાજ્ય કુટુંબનાં બાળકોની દેખરેખ રાખવા મીસીસ અભ્યંકરની માસિક બસો રૂપીઆના પગારે નીમણુક થઇ.

*

કરજણમાં શ્રીમતી મણીબહેન શાહ પ્રસુતિગૃહ શ્રીમંત સૌ. મહારાણીશ્રી શાન્તાદેવી ગાયકવાડના હાથે ખુલ્લું મુકાશે

*

વડોદરાના ચીમનાબાઇ સ્ત્રીવિશ્રામને શ્રીમંત સૌ. સીતાદેવી ગાયકવાડે એકહજાર રૂપિયાનું દાન આપ્યું.

*

સુરતની રાષ્ટ્રભાષા પ્રચારક મંડળ તરફથી યોજાયેલ વકૃત્વ હરીફાઇમાં "નારીકા સ્થાન ઘરમેં નહિ હૈ" એ વિષય ઉપર પહેલું ઇનામ શ્રી. મનીબહેન સોરાબજીને અને ત્રીજું ઇનામ શ્રી. રમણકાન્તા રાવળને મળ્યું.

*

મુસ્લીમ મહિલાઓએ શ્રી: મહમદઅલી ઝીણાનો ૭૦ મો જન્મદિન ઉજવ્યો.

*

મહારાષ્ટ્ર વિભાગમાંથી મુંબઇ ધારાસભાની એક સ્ત્રી બેઠક માટે શ્રીમતી કમળ ચીંચોડકર ચુંટાયલાં જાહેર થયાં. પંજાબ ધારાસભા માટે શ્રીમતી મીજલાલ નહેરૂ બીનહરીફ ચુંટાયાં.

*

ખેડાજીલ્લા સ્કુલબોર્ડ શાળામાં શિક્ષિકાઓને પોતાનાં ધાવણાં બાળકો સાથે લાવવાની મનાઇ ફરમાવી હોવાથી સ્ત્રીશિક્ષિકાની સંખ્યામાં ઘટાડો થવા સંભવ છે.

*

અમદાવાદમાં આઝાદફોજ રાહતફંડ માટે નાટય પ્રયોગ યોજવામાં આવ્યો હતો તેની કમીટીમાં શ્રી. ખુરશીદબહેન મેડોરા, શ્રી. પેરીનબહેન તથા શ્રી. ઉદયપ્રભાબહેન મહેતા સ્ત્રીસભ્યો હતાં.

*

અખિલહિંદ મહિલા પરિષદની બેઠકમાં આંતરરાષ્ટ્રીય વકૃત્વકળા હરીફાઇમાં આસ્ટ્રેલીઆ, ઇજીપ્ત, સ્વીડન, બ્રીટન, સીરીયા અને હિંદની સ્ત્રીઓએ ભાગ લીધો હતો, તેમાં શ્રી. સરોજીની નાયડુ જીતી ગયાં.

*

અમદાવાદમાં વડનગરા બ્રાહ્મણ સ્ત્રીસમાજનો વાર્ષિક સમારંભ ઉજવાયો. તેમાં મંત્રી સૌ. ભદ્રબાળા પંડયાએ સમાજનો અહેવાલ વાંચી સંભળાવ્યો હતો.

*

છેલ્લા ત્રણ વર્ષમાં જાપાનીઓ બરમામાં રહ્યા તે દરમ્યાન આશરે પચાસહજાર બ્રહ્મી કુમારીઓ જાપાનીઓને પરણી ગઇ હોવાનું મનાય છે.

*

આઝાદહિંદ ફોજની 'ઝાંસીની રાણી'ની ટુકડીના બીજા સેનાપતી કુમારી મ્યાનીએ માંડલેના પતન વખતે શરણે થવાની ના પાડી હતી અને અમેરીકન ટેંકો આવતી હતી તેની આડે ટેંકવીરોધી સુરંગો બાંધી તેઓ અમેરીકન ટેંક આગળ સુઇ ગયાં હતાં અને ત્રણ ટેંકો ઉડાવી દીધી હોવાનું કહેવાય છે. આઝાદફોજની બીજી ૩૫૦ વીરાંગનાઓને હિંદમાં લાવી બરાકપોર પાસે અટકમાં રાખવામાં આવી છે.

*

વડોદરામાં એક સ્ત્રીના પેટમાંથી બાર રતલની ગાંઠ ઓપરેશન કરીને દાક્તરે કાઢી.

અમદાવાદમાં ઓલિમ્પિક હરીફાઇમાં એક માઇલ સાઇકલીંગમાં પહેલું ઇનામ શ્રી. હંસાબ્હેન પટેલ (એલીસબ્રીજ) ને મળ્યું. શ્રી. નલિની રીઝવડકર (જમાલપુર) બીજા અને શ્રી. સુર્દેવી ચોકસી (એલીસબ્રીજ) ત્રીજા આવ્યાં.

*

અમદાવાદમાં જમાલપુર દરવાજા બહાર પોલીસને એક તરતની જન્મેલી માથા વગરની મરેલી બાળકી મળી આવી છે

*

વિશ્વભરમાં સુલેહ શાન્તી જાળવવા માટે સર્વ રાષ્ટ્રોની પ્રથમ પરિષદ લંડનમાં ભરાઇ તેમાં શ્રીમતી રૂઝવેલ્ટે એક પ્રતિનિધિ તરીકે હાજરી આપી છે.

*

પેશાવરમાં ચોરીછુપીથી અફગાનીસ્તાનમાં કાગળો લઇ જવાના આરોપસર ૭ ઓ- ઓની ધરપકડ થઇ.

રંગુનમાં શ્રીમતી હીરાબેન બેટાનીને આઝાદહિંદની કામ-ચલાઉ સરકાર તરફથી 'સેવકે હિંદ'નો ખીતાબ આપ્યો હતો. શ્રીમતી બેટાનીએ પોતાના પંદર હજાર રૂપીઆની કિંમતના તેર સોનાના હાર નેતાજી ફંડમાં આપ્યા હતા. તેમના પતિ રંગુનમાં આઝાદહિંદ બેંકના એક ડીરેકટર હતા.

*

દીદીના ભૂતપૂર્વ સંપાદિકા શ્રીમતી ઋષભબેન જૈનની યુવાન પુત્રી કુ. શારદાનું અવસાન થયું.

*

કચ્છમાં ઇંદ્રાબાઇ કન્યાશાળાનો વાર્ષિક ઉત્સવ ઉજવાયો.

*

મુબઇની તમામ સ્ત્રી સંસ્થાઓને આશ્રયે મળેલી સ્ત્રીઓની સભામાં વેચાણ વેરા સામે વિરોધ કરાયો હતો અને તે બંધ રાખવા સરકારને પત્ર લખ્યો છે.

## સ્વીકાર

સોહાગણ ભા. ૨જો (લેખક શ્રી. રમાકાન્ત ગૌતમ) કિંમત ૨-૪-૦ અને ત્રણ પાંખડી (લેખક શ્રી. નીરુ દેસાઇ) નવચેતન સાહિત્ય મંદિર તરફથી;

રચનાત્મક કાર્યક્રમ: તેનું રહસ્ય અને સ્થાન' (લેખકઃ મહાત્મા ગાંધીજી) અને 'બહેનોને (મૂળ લેખકઃ રાજકુમારી અમૃતકુંવર. અનુવાદક. શ્રી. કરીમભાઇ વોરા) ૦-૬-૦ નવજીવન કાર્યાલય તરફથી.

The Voice of the Autumn Leaf (By Mahatma Gandhiji) હમારા હિંદુસ્તાન પબ્લીકેશન મુંબઇ તરફથી; અને પ્રણયરાગી (લેખક શ્રી. ધૈર્યચંદ્રબુદ્ધ) ગુર્જર સાહિત્ય ભંડાર, હાકી તરફથી મળ્યાં છે.

*

## સુધારાનો સુધારો

શ્રીજીવનના આ અંકમાં પૃ. ૨૪૯ ઉપર સુધારો પ્રગટ થયો છે, પણ ઉતાવળમાં તેમાં પણ પુસ્તકના નામમાં ભૂલ થઇ છે. એ પુસ્તક 'ગાંધીજીના સહવાસમાં' નહિ પણ ગાંધીજીના સમાગમમાં' છે. શ્રી. ચન્દ્રશંકર શુકલસંપાદિત 'સદરહુ પુસ્તક વોરા એન્ડ કુ. નું પ્રકાશન છે.

સ્ત્રી-જીવનમા ગૃહલક્ષ્મીના સંસ્કાર પૂરતુ સ્ત્રીઓનું માસિક




## મહાકવિ ન્હાનાલાલ સ્મૃતિ-અંક

વર્ષ સાતમું : ફાગણ ૨૦૦૨ : માર્ચ ૧૯૪૬ : અંક પાચમો

### સ્વસ્તિ તને !

સ્વસ્તિ તને ગુર્જરકુજ-મોરલા,
લોકાન્તરોના તવ પથ ઉત્તરે,
તુષ્ટિ અમારી તવ સગિની હજો

કૂજ્યું કહ્યું તે રસવત હે કવિ !
લડાવી તે ગુર્જરી લાડકોડથી,
અચ્છોદનાં ઉજ્જ્વલ શબ્દપદ્મથી
વાગીશ્વરી તે અર્ચી શું હસ થૈ

કહે કવિ, કાવ્યરસજ્ઞ કોણ જે
ભીંજ્યુ ન તારા બહુરગ કાવ્યથી ?
હો મિષ્ટ સમ્મોહનથી હરેકનુ
આમન્ત્ર્યું તે અતર તારી કુજમા

ગભીર રત્નાકર કેરી છોળ શા,
તે ભૂમિનો આ તટ મૌક્તિકે સજ્યો,
અનતના એ રસસાગરેથી
તું આચમાવી અહી અજલિ ગયો

સ્વસ્તિ તને, ઉન્નતકંઠ હે કવિ !
પ્રસન્ન એ શારદ તારી પૂર્ણિમા
અક્ષીણ રહેજો અહિયાં પ્રકાશી;
ને પામી તારા સહુ ઇષ્ટ ધામ,
દેવોતણું અમૃત રહો તું પ્રાશી.

સુન્દરમ્

'હરિવર ! એવું રચો જગતંત્ર, પૃથ્વીની પ્રજા પ્રજા હો સ્વતંત્ર.'

## મહાકવિ ન્હાનાલાલ



જન્મઃ
ચૈત્ર સુદી પડવો, ૧૯૩૩
૧૬મી માર્ચ, ૧૮૭૭

' વીરને મૃત્યુ શાં ! '

અવસાનઃ
પોષ સુદ સાતમ, ૨૦૦૨
તા. ૯મી જાન્યુઆરી, ૧૯૪૬

# અંતિમ પ્રસાદી

## ૪, જુગની જોગન્દરી

જાની સૌન્દર્યકુંજે સોહાગણ સુન્દરી;
કલ્યાણી કોકિલી જુગની જોગન્દરી.

રસ કેરી રમતુંમાં રમતીલી સુન્દરી
ભવતા સંસારભાર વહે છે જોગન્દરી.

ઘબરાતે હૈયાધારે જાગતે સુન્દરી,
ઉભરાતા અખેપાત્રે પીરસે જોગન્દરી.

ઠલવાતા સન્તધામ સભર ભરે સુન્દરી;
સૃષ્ટિનો સોહાગ કામણગારો જોગન્દરી.

અમરોની અમરબેલ અવનીમાં સુન્દરી;
જોગમાયા જુગજુગની જનની જોગન્દરી.

૧લી જાનેવારી ૧૯૪૬

ન્હાનાલાલ દલપતરામ કવિ



## ૫, સાધુસન્તનકો સૈંયો

આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો;
કૃષ્ણ કનૈયો, સાધુસન્તનકો સૈંયો:
આયો આજ તોરે દ્વારે—

દર્શન લે લે,
હર્ષન દે દે;
કાલકી કુંજનમેં કન્દુકખેલૈયો:
આયો આજ તોરે દ્વારે,
આયો આજ તોરે દ્વારે કૃષ્ણ કનૈયો.

૨જી જાનેવારી ૧૯૪૬

ન્હાનાલાલ દલપતરામ કવિ

તા. ૯ મી જાન્યુઆરીના રોજ કવિશ્રી કાલની કુંજનમાં શ્રીકૃષ્ણ કનૈયા જોડે કંદુક ખેલના સિધાવી ગયા, એના એક અઠવાડિયા પહેલાં એકેક દિવસને અંતરે તેમણે સામેનાં બે કાવ્યો છેલ્લામાં છેલ્લાં લખ્યાં હતાં.

# સિધાવો, કવિ !

તમે કવિ ! ગયા ? લીધો તમે પન્થ અનન્તનો,
લીધો જે પૂર્વજોએ ને આર્યચિત્ત પિતામહે ?
રે ! હવે ન્હાળવાના ના અમારે કદિ આપને ?
કે રહ્યું સુણવું હાવાં તમ નિર્મુક્ત હાસ્યને ?
સ્રોત શારદનો થંભ્યો ? વીણા વાણીની આપની,
બની મૂંગી ? ફરી શું એ હવે ના બજવી કદિ ?
કવિ ! શું કાલકેરા આ અણુસીમ. પરાત્પરે,
જીવનક્ષણની લીલા તમ આજે સમાપતી ?

*

હા ! લીલા ક્ષણની ! કિન્તુ લીલાં કેવી લલામ એ ?
–પ્રકટી નશ્વરેથી જ્યાં શાશ્વતી આત્મની કલા ?
રસસિદ્ધ તમે સર્જી સૃષ્ટિ શોભન કાવ્યની,
જ્યાં સદા સ્નેહમાંગલ્યે વાગીશ્વરી વિરાજતી,
હિંડોળો ઝૂલતો બ્રહ્મઝોળ જેમાં વિરાટનો,
ને જહીં પુણ્યની પાળે રસસાગર લ્હેરતો.
હિમાળી રાત્રિમાં આપે આપ્યા કોલ વસન્તના,
જીવન ક્ષણિકે ગાયાં મીઠાં ગીત અનન્તના.
આશા, ઉત્સાહ ને નવ્ય વસન્તમંત્રથી ભરી,
આપની સૃષ્ટિને મૃત્યુ શકે શી વિધ સંહરી ?
જીવનક્ષણ કેરો એ કવિ ! વિજય છે વડો,
કે હેલામાં તરે ઘોર મહાસાગર મૃત્યુનો.
જરા કે મૃત્યુનો તેથી હોયે શો ભય આપને,
સાન્તમાં પરખ્યો જેણે પુણ્યવર્ણો અનન્તને ?

*

સિધાવો, કવિ ! જે માર્ગે સિધાવ્યા આર્ય પૂર્વજો,
જન્મમૃત્યુજડેલા આ દેહનો ખેદ હોય શો ?
પોઢી પાનખરે, પાછાં વર્ષોના વેણુનાદથી
જાગીને જીવનો, વૃદ્ધિક્ષયને વશ વર્તતાં,
જૂનાંની ભસ્મમાંહેથી નવાંને પ્રકટાવતાં,
એ માર્ગે હરિનાં પ્રેર્યાં જતાં સૌ ઉન્નતિક્રમે.
સિધાવો હરિના વ્હાલા ! સ્વીકારો હરિ આપનું,
પનોતું પ્રાણનું પદ્મ મ્હેકતું જે દલે દલે.

ને અહીં ? દિવસો જશે; વર્ષો યે વીતશેઃ અને,
અવિશ્રાન્ત ફરી રહેશે સૃષ્ટિનો નિયતિક્રમ.
ને મહાકાલ કેરા આ સાગરે કૈંક ઊઠશે.
આવતો, બુદ્બુદો નાનામોટા યે કૈંક નાચશે;
ને ધરી નિજ હૈયામાં ગહન વ્યોમની છવિ,
ક્ષણ બે ક્ષણ સૌન્દર્ય નભલક્ષ્મીનું દાખવી,
જશે બુદ્બુદ; રંગો યે જશે; સાગર લ્હેરશે.
એકલો, અવધિહોણો અણુસીમ, અનન્ત એ.
ત્યારે યે ગુર્જરી વાણી સ્મરશે આપને કવિ !
ગયો બુદ્બુદ, તોયે આ રંગો જેના ગયા રહી !

મનસુખલાલ ઝવેરી

# સંપાદકીય



ગુજરાતના નારીસમાજને લગતા પ્રશ્નો ચર્ચી તેને ઉપયોગી થવા મથતું 'શ્રીજીવન' માસિક બ્રહ્મીભૂત કવિવર્ય ન્હાનાલાલના સ્મરણમાં આ વિશેષાંક પ્રકટ કરે છે, એમાં એવડું ઔચિત્ય રહેલુ છે. 'શ્રીજીવન'નો મુહૂર્તવંતો પ્રથમપહેલો અંક કવિશ્રીના કાવ્યથી શરૂ થયો હતો અને તેના જન્મથી જ 'શ્રીજીવને' કવિશ્રીનાં મમતા અને અમીદષ્ટિ અનુભવ્યાં છે. કવિશ્રીના કાવ્યથી પોતાનું ખાતું ખોલનાર આ માસિક ગુજરાતનાં અન્ય સામયિકોને એમ કરવુ સૂઝે તે પહેલાં પોતાની ગજાસંપત પ્રમાણે પણ ઉમળકાભેર ન્હાનાલાલ–અંક પ્રકટ કરવા પહેલ કરે, એ એની કૃતજ્ઞતાને શોભતું કાર્ય છે. બીજુ આ પણ સ્વીકારવું જોઇએ છે કે સદ્‌ગત કવિશ્રી જેમ જુવાનોના તેમ વિશિષ્ટ રીતે સ્ત્રીઓના પણ કવિ હતા. નારીજીવનનાં સુખદુઃખ એમણે ગાયાં છે, નારીનું ગૌરવ એમણે કર્યું છે, રસિકા, પત્ની, કુલયોગિની અને સહધર્મચારિણી તરીકેના ધર્મ કવિશ્રીએ ભાવથી પ્રબોધ્યા છે, અને મધઝરતા રાસની પોતાની વિશિષ્ટતમ કાવ્યસંપત્તિ તો કવિશ્રીની ગુર્જર કન્યાઓને અને રમણીઓને અમોલી ભેટ છે. સ્ત્રીઓનું માસિક સદ્‌ગત કવિવર્યને પોતાની ભાવભરી અંજલિ આપવા ચાહે એમાં આથી કોઇને જરાય નવાઇ લાગવી જોઇએ નહિ.

'શ્રીજીવન'ના આ વિશિષ્ટ અંકનાં સંપાદકો તરીકે અમારાં નામ પસંદ કરવામાં તેના નિત્યના સંપાદક અને વ્યવસ્થાપક શ્રી. મનુભાઈ જોધાણીએ અમારી મુખ્ય લાયકાત કવિશ્રીની સાથેના અમારા અંગત અને કૌટુંબિક બની ગયેલા સંબંધમાં જોઇ હશે, એમ અમે માનીએ છીએ. કવિશ્રીનાં વત્સલ પ્રેમ અને મમતાનો લાભ મેળવવા તેમજ એમના વ્યક્તિત્વના એક મૃદુ, મીઠા, સુભગ પાસાનું નિકટ દર્શન કરવા અમે ભાગ્યશાળી થયાં છીએ, એ વાત હકીકત તરીકે સાચી છે. એથી જ શ્રી. મનુભાઇએ આ વિશેષાંકના સંપાદનની વાત મૂકી ત્યારે, એ રીતે કવિશ્રી પ્રત્યે કંઇક ઋણમુક્ત થઇ શકાશે એ ખ્યાલે, એ સ્વીકારી લેતાં અમને બહુ સંકોચ નથી થયો.

'શ્રીજીવન'નો આ 'મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મૃતિ–અંક' પ્રકટ કરવાનો પોતાનો સંકલ્પ તો શ્રી. મનુભાઇએ સપ્તર્ષિને આરે કવિવર્યના દેહને હજુ અગ્નિસ્પર્શ નહોતો થયો તે વખતે અમને જણાવેલો. આ નહિ, ગયો અંક એમને તો આવો સ્મરણાંક બનાવવો હતો. પણ એ બહુ ઉતાવળ થશે અને સારાં લખાણ ઠીક પ્રમાણમાં એટલા થોડા સમયમાં મેળવી નહિ શકાય એ ડર અમે વ્યક્ત કરતાં એમણે આ પ્રકટ થાય છે તે અંક પર એ રાખ્યું. આમ છતાં સમયમર્યાદા નડી તો છે જ. જેમ અમને તેમ લેખકોને ય તે નડી હશે એમ લાગે છે. અમુક સમયમાં ધાર્યું કામ આપવાને હજુ આપણો અભ્યાસી લેખકવર્ગ કેળવાયો નથી. અપેક્ષા રખાય તેમનાં ને તેવાં લખાણો ધાર્યા પ્રમાણમાં મેળવી શકાયાં નથી, એનો આ ટૂંકો ખુલાસો છે. એ સાથે સ્પષ્ટ રીતે સંતોષજનક હકીકત એ પણ છે કે કવિશ્રીના અનેક જાણીતા અને અજાણ્યા પ્રશંસકો અને અભ્યાસીઓએ ઉમળકાભેર પોતપોતાનાં સ્મરણો, અંજલિઓ ને લેખો મોકલી આપી આ અંક પૂરતી તો સંપાદકોની ઝોળી છલકાવી દીધી છે.

પણ ત્યાં નડ્યો કાગળ નિયમન ધારાએ અનિવાર્ય બનાવેલો સ્થલસંકોચ. પૃષ્ઠસંખ્યા મર્યાદિત હોઇ કેટલાક લેખોને ઉલ્ટી ઘડીએ

મહાકવિ શ્રી ન્હાનાલાલના દેહ
અવસાનથી ગુજરાતને જે ખોટ
પડી છે તે કોઈથી પૂરી શકાય તેમ
નથી. સાહિત્ય દ્વારા એમણે ગુજરાત
ની અમૂલ્ય સેવા કરી છે અને
નવયુવકોને પ્રેરણા આપી છે
એમણી કૃતિઓ એ અમૂલ્ય વારસો
ભવિષ્યમાં પણ ઘણાં વર્ષ સુધી
પ્રેરણાત્મક થશે. ઈશ્વર એમના
આત્માને શાંતિ આપો

વલ્લભભાઈ
પટેલ

સ્થાન અપાી શકાયું નથી, અને કેટલાકને એમાંનું વક્તવ્ય અક્ષત રાખી ટૂંકાવવા પણ પડ્યા છે. માર્ચની પ્રતિપદાએ તો અંક બહાર પાડવાનો હતો, એટલે કેટલાંક લખાણ મોડાં પણ પડ્યાં છે. સમય અને સ્થલ ઉભયના આવા સંકોચને આગળ ધરી જે લખાણને સ્થાન નહિ અપાયું તેમ ટૂંકાવવાં પડ્યાં તેના લેખકોની અમે ક્ષમા ચાહીએ છીએ, અને આ અંકને આટલા ટૂંકા સમયમાં તૈયાર કરી આપવામાં પોતાનો ફાળો આપનાર સર્વ કવિશ્રીના ગુણાનુરાગી સાહિત્યરસિકોનો ખરા હૃદયથી આભાર માનીએ છીએ. સંપાદકોને પોતાને ય તેમની વ્યવસાયની આ જ અરસામાં પૂરું દબાણ કરતી કામગીરીની ઉપાધિએ ધાર્યું કામ આપવા દીધું નથી. પણ એની વરાળ ક્યાં કાઢીએ?' માત્ર, એમની પાસેથી અપેક્ષ્યું હોય હોય એટલું આમાં ન મળ્યું જેમને જણાય તેમની આગળ રજૂ કરવા પૂરતા જ ઉપલા શબ્દો છે.

અંકમાંની સામગ્રીના વિષયની દૃષ્ટિએ ત્રણ વિભાગ પડી જાય છે. કવિશ્રીના વ્યક્તિત્વ તથા કવનને અપાયેલી અંજલિઓ, તેમની કૃતિઓ પરના તેમજ સમગ્ર સાહિત્યસેવા મુલવવા મથતા અભ્યાસલેખો, અને તેમના સંપર્કમાં આવેલા અનેકોમાંથી કેટલાકનાં સંસ્મરણો. એ ત્રિવિધ લેખસામગ્રીની ગોઠવણી પણ થોડીક સાભિપ્રાય છે, એમ આથી જણાશે. આશા છે કે આ અંક કવિશ્રીના વ્યક્તિત્વ તેમ કવનનો થોડોઘણો પણ પરિચય કરાવી જશે. બાકી તો, અમે સારી પેઠે જાણીએ છીએ અને માનીએ છીએ કે એક માસમાં લખાણો મંગાવી તૈયાર કરાવે તો અંક ઘણી ઘણી રીતે અ-સામાન્ય એવા કવિવર્યના વ્યક્તિત્વને તેમ તેમની ગુજરાતનું મોં કાયમ ઊજળું રખાવશે એવી મૂલ્યવતી સાહિત્યસેવાને પૂરતો ન્યાય તો શું, ગુણાંજલિ ય આપવા બસ નથી. અંગત રાગદ્વેષ, અનભ્યાસ, કેવલી અરોચબુદ્ધિ અને તેજોદ્વેષી નિંદકવૃત્તિ એ સર્વના સંસર્ગથી મુક્ત એવા અધિકારી સાહિત્યરસિકો અને અભ્યાસીઓના એકમના અને સનિષ્ઠ

બ્રાહ્મણસભામાં કવિશ્રીને અર્પણ થયેલું માનપત્ર.



મદા સરસ્વતી વીણા રણકતી હતી લેખની અનુરણને (વેણુવિહાર).

સહકારના ફળ જેવો, ઓછામાં ઓછી છએક માસની પૂરી તૈયારી માગતો, ગુજરાતમાં વિદ્વત્તા, સાહિત્યભક્તિ અને ગુણજ્ઞતાનું એકીસાથે દર્શન કરાવતો સ્મારકગ્રંથ જ એને ન્યાય આપી શકે. એવા ગ્રંથની જરૂર ઊભી રહે જ છે, એ વાત તરફ કોઇ ગુજરાતી, અને ગુજરાતના સાહિત્યકારો તો ખાસ, આંખ મીંચી શકે તેમ નથી.

અને એવા એકાદ સ્મારક ગ્રંથથી કંઈ ઓછું પતી જાય છે? કવિશ્રીના નામને અને કામને છાજે અને ગુજરાતને શોભે તેવું એમનું કોઈ ભવ્ય સ્મારક પણ ગુજરાતે કરવું પડશે. એ માટે અમદાવાદમાં સભા ભરાઈ ગુજરાતવ્યાપી એક સ્મારક સમિતિ ચૂંટાઇ છે એ ખુશીની વાત છે. ગુજરાત ગુણઓશિંગણ છે એ કવિશ્રી કહેતાં થાકતા નહિ. એવો એમને ગુજરાતની ગુણજ્ઞતા પર વિશ્વાસ હતો. એ વિશ્વાસ અસ્થાને નહોતો એ સાબિત કરી આપવાનું ગુજરાતને માથે હવે રહે છે.

બ્રહ્મીભૂત કવિવર્યને આ અંકમાં લખનાર સૌના જેવી અમારી પણ અંજલિ આ રીતે આપવાની તક આપવા સારુ 'શ્રીજીવન'ના સંપાદક શ્રી. મનુભાઇ જોધાણીનો અમે આભાર માનીએ છીએ.

અનંતરાય મ. રાવળ
ઇન્દુમતી મહેતા
શંકરદત્ત શાસ્ત્રી

*

કવિશ્રીના આશીર્વાદથી શરૂ થયેલું 'શ્રીજીવન' માસિક આ સ્મૃતિ-અંક કાઢી પોતાનું ઋણ યત્કિંચિત્ અદા કર્યાનો સંતોષ અનુભવે છે. સાધન, સમય અને સરકારી નિયમન એ બધાં કારણોને લઇને આ અંકમાં અમે ધાર્યો એટલું કરી શકયા નથી, તેનો અમને અફસોસ રહે છે. આ અંકમાં સંપાદકો મારા આત્મીય હોવાથી તેમનો આભાર માનવાની રૂઢિ ચાલુ રાખવી કે કેમ, એ પ્રશ્ન છે—છતાં આભાર તો માનું જ છું. મનુભાઇ જોધાણી

ભાગ લીધો હતો. એક હતા નરસિંહરાવ. બીજા હતા કવિવર ન્હાનાલાલ. નરસિંહરાવે 'હ'કાર આપ્યો હતો. કવિવરે ચંદ્રી ને શુકી આપ્યાં હતાં. પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટના શિરસ્તેદાર—ઘણું કરીને કોઈ મિ. શાહ કરીને હતા, તેમણે અમારા છ ઉમેદવારોના પ્રશ્નો તપાસ્યા, ત્યારે મારી તો સામે જ જોઈ રહ્યા: 'મિ. જોશી—' તેમણે ઉતાવળે કહ્યું: 'તમને અચિત ને અંગ્રેજી તો ઠીક, પણ ગુજરાતી બી નથી આવડતું! તમે હવે જઈ શકો છો—જો બોલાવવા પડશે તો કાગળ લખીશું.'

આ ગુજરાતીમાં નાપાસ થવાનું કારણ એ હતું કે 'જ્યહારે' ને 'ત્યહારે' વાંચીને શાહને તો બિચારાને નાકમાં દમ આવી ગયેલો. આ 'જ્યહારે' અને 'ત્યહારે' શું? એ વખતે સાહિત્યમાં એ છેલ્લામાં છેલ્લી ફૅશન ગણાતી ને છેક 'અપ-ટુ-ડેઇટ' ગણાવા માટે મેં એ વાપરેલાં, પણ ત્યાં તો એમાં ચોકડી જ માર્ક આવ્યા!

તે દિવસે સાંજે સદરમાં એક લીલી જાળીનું મકાન દેખાડીને મારા યજમાન ડો. નરભેરામે કહ્યું: 'આ મકાન જોયું? ત્યાં કવિ ન્હાનાલાલ રહે છે!'

પણ કવિવર ન્હાનાલાલે જે અદૃશ્ય અસરથી પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટ પાસે આ નિષ્ફળતા મેળવી આપી, એવી જ અદૃશ્ય અસર એમણે સાહિત્યસર્જનમાં પણ આપી.

પહેલાં થોડાંક કાવ્યો લખાયાં, તેમાં કલાપી અને કવિવરની સ્પષ્ટ છાયા હતી. પણ બહુ જ ટૂંકા સમયમાં આ કવિતાનો પ્રદેશ હાથમાંથી છૂટી ગયો—અને શી રીતે એ તો અત્યારે પણ ચોક્કસાઈથી કહેવું મુશ્કેલ છે—પણ ટૂંકી વાર્તા ઉપર મન દોડયું ને કેટલીક વાર્તાઓ લખી અને ફાડી નાખી! તે પહેલાં લખાયેલી બે લાંબી નવલકથાઓ—'અવધૂત એમ. એ. એલએલ. બી.' અને 'કંથાકુમારી' વર્ષો સુધી સચવાયેલી હતી—કદાચ હજી પણ ક્યાંક પડી હશે! આ બંનેમાં કવિવરની છાયા છે. સરસ્વતીચંદ્ર અને ચંદ્રકાન્તનું પણ મિશ્રણ છે. ગુજરાતીમાં તે વખતે છપાતી 'મહન્ત મહારાજનું મિશન' એ લાંબી સળંગ નવલકથાએ એની પ્રેરણા આપી હોય તો ના નહિ. પણ તે પછી એક લાંબી ડૂબકી મારી ગયો —અને અમદાવાદ આવ્યો તે અરસામાં જ લખવું શરૂ કર્યું.

ત્યારપછી તો છેક અમદાવાદમાં ઈ. સ. ૧૯૨૪ના મે માસમાં કવિવરને હઠીભાઈની વાડીમાં તે રહેતા ત્યારે પહેલવહેલો મળવા ગયેલો. પ્રત્યક્ષ પરિચય તો આ જ પહેલવહેલો. એ વખતે કવિ મોગલ જમાનાનાં નાટકો લખવામાં મશગૂલ હતા. પણ કાઠિયાવાડના એજન્સી એજ્યુકેશનલ ઑફિસરના વૈભવ ઉપર એ વખતે સ્પષ્ટ રીતે ગરીબીનાં થીગડાં શરૂ થયાં હતાં. પણ એ જાણે કાંઈ જ ન હોય તેમ કવિવરે તો આખો મોગલ જમાનો ઉખેળ્યો હતો. મને ઘણી વખત થાય છે કે કવિવર સારામાં સારું નાટક કોઈ મોગલ શાહેનશાહનું લખી શકયા હોત. એમના કાર્યક્રમમાં ઘણું કરીને એ હતું પણ ખરું. એ નાટકો લખવા માટે કવિવરે જે મહેનત ઉઠાવેલી તે બરાબર યાદ છે. ઇતિહાસ મને પણ થોડાઘણો પ્રિય—એટલે એમાં એમનું પૂરેપૂરું વ્યક્તિત્વ પ્રકટ થયું—એમાં કેટલી તપશ્ચર્યા એમણે કરેલી એ અનુભવ વિના સમજવું મુશ્કેલ છે. પછી ઇતિહાસનો રસાસ્વાદ આપનાર લખવું વિના જ ચલાવવું હોય તો ગમે તેમ લખી શકાય ખરું.

*

એક વખત હું કવિને મળવા ગયેલો. આર્થિક સ્થિતિના ઘેરા ઓળા ન્હાનાલાલ ઉપર ઊતર્યા હતા—પણ તેમાં રહેલો 'કવિ' તો 'મહાકવિ'ને પંથે પ્રયાણ કરતો હતો. એ વખતે એમણે મરતકવિ વિષે જે એક રસદાર ટુચકો કહ્યો એ એમના પોતાના

જીવનનો પણ દ્યોતક હતો. એ પણ પહેલાં પોતાની શૈલીમાં મસ્ત કવિ હતા—અને પછી જ જીવનનાવના સુકાની રહેતા. હું તેમની પાસે ગયો ત્યારે પાસે ત્રિભુવન મસ્તકવિનું 'કલાપીનો વિરહ' પડેલું હતું. હમેશના એમના નિયમ પ્રમાણે 'આવો ધૂમકેતુ—' અને પછી બીજું વાક્ય 'અરે—બા-ઇ!' એ એમના સત્કારનાં સહજ સોપાન હતાં. કવિએ કહ્યું કે મણિભાઇ જશભાઇ જ્યારે વડોદરામાં દીવાન હતા ત્યારે તેની પાસે હરિલાલ હર્ષદ ધ્રુવની ભલામણ લઇને મસ્તકવિ મળવા ગયેલા. મસ્તકવિ ગયા ત્યારે મણિભાઇ ઘેર તો હતા—પણ વડોદરા સરકારના દીવાનગીરી જેના માથા ઉપર, એને એક ક્ષણની પણ નવરાશ કેવી? તે છતાં અનેક માણસો વચ્ચે વીંટાયેલા દીવાને કવિનો સત્કાર તો કર્યો ને કોઇ કાવ્ય સંભળાવવા કહ્યું. મસ્તકવિ પણ ઓલિયો માણસ હતો. તેણે કહ્યું: 'ના. એમ સંભળાવાય નહિ!' એક કારકુન પાસે બેઠો હશે, તેને તો આ નકારમાં જ પોતાના 'પ્રમોશન'-નો નાદ સંભળાયો. કંઇક ડહાપણથી તે બોલ્યો: 'કોને ના પાડો છો એ ખબર છે?' સામેથી જવાબ આવ્યો, 'હા, હા, એટલી ખબર નહિ હોય? ના પાડું છું વડોદરાના દીવાનને!' પણ મણિભાઇનો સાહિત્યપ્રેમ તો સો ટચના સોના જેવો સાચો હતો. વળી પોતે ગુણગ્રાહી સજ્જન પણ હતા. બોલ્યા, ત્યારે 'કવિ! શું કરીએ તો તમે કાવ્ય સંભળાવો?' મસ્તકવિએ જવાબ વાળ્યો: 'આપ એકાંતમાં હોય, નિરાંત હોય, ને બેઠા હો ત્યારે આ વસ્તુનો આનંદ આવે! આવી રીતે કાંઇ કવિતા સંભળાય?'

મણિભાઇએ તો ખરેખર એક 'પાર્ટી'ની ગોઠવણ કરી. લાગતાવળગતા મિત્રો આવ્યા. અને તેમાં કવિને માનથી બોલાવ્યા. કવિ પણ ત્યાં ખીલ્યા. ત્યાર પછી મસ્તકવિને તેમણે રૂ. ૯૦ની નોકરી પણ અપાવી હતી—પણ કવિ મસ્ત એ મુક્ત પંખીના ગાન જેવી પ્રકૃતિનો સાચો ફકીર હતો. તેણે આ નોકરી પાછળથી છોડી દીધી હતી.!

*

મસ્તકવિને ભાંગ પીવાની ટેવ હતી. રાજકોટમાં આવે ત્યારે ઉતારો તો કવિ ન્હાનાલાલને ત્યાં જ હોય. એક વખત બાઇ પાસે ભાંગ માગી. સ્વામિનારાયણનાં ચુસ્ત અનુયાયી બાઇ તો ભાંગનું નામ સાંભળીને જ ભડક્યાં! 'ના—એવી કોઇ વસ્તુ અમારે ત્યાં નહિ! આ એક બાબતમાં મર્યાદા પાળવાની!'

કવિવરે વાતવાતમાં કહ્યું કે એ બનાવ પછી મસ્તકવિનો સ્વભાવ પણ એવો ટેકીલો કે કોઇ દિવસ અમારે ત્યાં ફરક્યા નહિ. ત્યારપછી મેં 'કલાપીનો વિરહ' છપાવેલું, પ્રૂફ તપાસ્યાં, મદદ થાય તે કરી, પણ મસ્તકવિ ગયા તે ગયા. કોઇ દિવસ પછી અમારે ત્યાં ઊતર્યો નહિ.

*

એક દિવસ—ઘણું કરીને જાન્યુ. ૧૯૨૭ હશે—ઘેર આવ્યો ત્યાં ટેબલ ઉપર ચિઠ્ઠી પડી હતી. કવિવરે મળવા બોલાવ્યો હતો. તરત જ ગયો. કવિવરે સોરઠી તવારીખના થર—એ ભાષણ તૈયાર કરેલું તે હાથમાં મૂક્યું. કચ્છના રા', જૂનાગઢના રા' ને ધ્રાંગધ્રાના પણ રા'—એ વિષે એક જૂની ઐતિહાસિક માહિતી મારી પાસે હતી તે કહી. સોરઠી તવારીખમાં—અલાઉદ્દીન ફોજ વિષેના ઉલ્લેખમાં કાંઇ ભૂલ નથી એ જાણવા માટે જ મને તેડાવેલો. પોતાનાં ભાષણો વિષે કવિવર કેટલા સચેત રહેલ છે એનું આ એક ઉદાહરણ છે.

*

કવિવર ન્હાનાલાલનાં અનેક સંસ્મરણો ગુજરાતીઓના હૃદયમાં ઠેરઠેર પડેલાં હશે. એ તમામને અતિશયોક્તિ વિના એકત્ર કરવાનો પ્રયાસ થાય તો એમાંથી કવિવરની એક સત્ત્વશાલી વ્યક્તિ પ્રકટ થાય. છેલ્લાં વર્ષોમાં કવિવરને ગુજરાતે માન આપ્યું—અને એને પિછાનવાની વૃત્તિ પ્રકટ કરી. પણ પોતાના કવિને ખરું માન આપવાનો સમય તો હવે આવે છે—એ ગુજરાતે બતાવવું રહ્યું.

**કવિશ્રી** ન્હાનાલાલ ગતાયુ થયા પણ છતાં તેના અક્ષરદેહને કાળ જરા પણ ક્ષીણ કરી શકનાર નથી; એમ સકળ ગુજરાત એક-અવાજે અરજી રહેલ છે.

દલપતરામ કવિનો સ્થૂલ દેહ મહાભૂતો સાથે ભળ્યા પહેલાં તેના કવિપુત્રે અક્ષરભક્તિ અને ગુજરાતપ્રેમ પોતાના યુવાન હૃદયમાં અડગ શ્રદ્ધાથી પધરાવી દીધાં હતાં. કવિ ન્હાનાલાલે પસંદ કરેલું સાહિત્યનામ તેના હૃદયના ઊંડા ભાવનો નિર્દેશ કરનારું છે એટલું જ નહિ, પણ તેના જીવનની દરેકે દરેક ક્ષણે પ્રત્યક્ષ થયેલાં પ્રેમથી સંપૂર્ણ રીતે સાર્થ બનેલું હતું. ન્હાનાલાલના હૃદયમાં પુનિત પ્રેમના એવા તો અગાધ પાતાળકૂવા વસી રહ્યા હતા કે તેમાંથી જોસબંધ નીકળતા પ્રેમસીકરોના ફુવારા અખંડ પ્રવાહે અને અતૂટ ગતિથી અજબ વાતાવરણ ફેલાવી રહેતા. ન્હાનાલાલના ઉગ્ર સ્વભાવ અને ઘોધ જેવા વાક્પ્રહારોને લીધે સામાન્ય વિચારકને ભૂલથાપ ખાવાના પ્રસંગો પુષ્કળ મળતા એ ખરું જ હોવા છતાં એ પણ ખરું જ હતું કે ન્હાનાલાલના હૃદયની ઊંડામાં ઊંડી ગુહાઓમાં તો અખૂટ, અમાપ, વિસ્મયકારક પ્રેમ—નિર્મળ, પવિત્ર, મધુર, અને તેથી અત્યંત પાવનકારી પ્રેમ—સભર ભરાયેલો જ રહેતો.

ઉગ્રતા, ક્રોધ, અને રોષની ક્ષણો પસાર થયા પછી તો સૌમ્ય અને શાંતિપ્રદ પ્રેમ પ્રકટી રહેતો. એટલું જ નહિ, આગોના અતિરેકને સમયે પણ તોફાની સાગરનાં ઊંડાં તળિયાંમાં હોય તેવી અજબ શાંતિ ન્હાનાલાલના હૃદયમાં માલમ પડતી એ તેના જીવન અને સ્વભાવની પરીક્ષા કરનારને સ્વીકાર્યા વિના ચાલે તેવું નથી.

વિશ્વપ્રેમની, અદેહપ્રેમની, ભક્તિભર્યા પ્રેમની જ સેવામાં જેણે આખું જીવન ઓવારી નાખ્યું હતું, તેવા કવિશ્રી ન્હાનાલાલના



# પ્રેરણાની પરબ

શ્રી. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા

અભ્યાસીઓ જોઈ શકશે કે ગુજરાતના આજ સુધીના કવિઓ અને લેખકો જેને સેવા કહી ગયા છે, કહી રહ્યા છે, તે બધામાં ન્હાનાલાલની સેવા પણ બહુમૂલ્યવતી અને ફળવતી બની રહી છે.

ન્હાનાલાલના રાસો, તેમનાં મધુરાં ગીતો, તેમની ઊંચી કલ્પના અને તેમની બહુમાન્ય પાત્રપરંપરા આ બધાં સર્જનોથી ગુજરાત ખરેખર ધન્ય થયેલું છે જ. પણ તે બધા દ્વારા અનુપમ પ્રેરણાની જે અજબ શક્તિ ન્હાનાલાલે દર્શાવી છે એ તો બહુ ઉચ્ચ પ્રતિની છે. એટલું જ નહિ, અનન્ય અને અજોડ જ છે. એટલું જ નહિ પણ તે સર્વ રીતે જુદી પડતી અને સકળ જનતાને અત્યંત ઉપકારક છે. તેનો નાનો મોટો ગમે તે લેખ લો, રાસ, કાવ્ય, ગીત, નાટક, વર્ણન, ચિત્ર કે કથા—ગમે તે પ્રતિનો તેમનો લેખ લો—અને વાંચ્યા પછી વિચારી જુઓ કે લેખના વાંચ્યા પછી, તમે પહેલાં હતા તેવા જ રહ્યા છો?—કે તમારા મનમાં, મગજમાં, વિચાર અને કલ્પનાની એકેએક રેખામાં તમને એવી અસર થઈ છે, કે કેમ જાણે તમે કાંઈક બદલાઈ ગયા છો.

તમારા જીવન અને તમારા વિચારમય આત્માને કંઈક એવો પલટો મળી ગયો છે—કોઈ અજબ જાતનો ઝણકાર તમારી નસોને હલાવી રહ્યો છે, કોઈ નવો રસ અને નવો પ્રકાશ તમે અનુભવી રહ્યા છો—કોઈ અનેરી પ્રેરણા તમને ચેતનમય, પ્રકાશમય, કલ્પનામય બનાવી રહી છે,—એમ લાગ્યા વગર રહેશે નહિ.

ન્હાનાલાલે સુંદર વર્ણન કર્યાં છે, 'મધુરાં ગીતો ગાયાં છે, ગગનવિહારી અને દિવ્ય ઉડ્ડયનોથી ભરેલાં કલ્પનાભર્યાં કાવ્યો આપ્યાં છે, પવિત્રમાં પવિત્ર મહાયોગીઓ જ સેવી શકે એવા આદર્શો ખડા કર્યા છે, વિશુદ્ધતમ સંસ્કારોથી જીવનને ઉજાળી રહ્યાં હોય એવાં પાત્રોનું આલેખન કર્યું છે. છતાં આ બધી કૃતિઓ—પરમવિભૂતિભરી કૃતિઓ—થી તેણે ગુજરાતને—ગુજરાતી જીવનને—કરેલી અસર કરતાં પણ તે બધી કૃતિઓ વાચકને જે ઊંચી પ્રેરણા આપી રહી છે તે ખરેખર બીજા કોઈ પણ લેખકે કે કવિએ કરેલી અસર કરતાં ઘણી વધારે, ઘણી ઊંડી, ઘણી મન્થન અને ચિન્તનકારક અસરથી ગુજરાતને શક્તિશાળી અને પ્રતાપભર્યું કરી રહેલ છે.

ન્હાનાલાલને કોઈએ પ્રેમના પેગમ્બર કહ્યા હતા એમ સ્મૃતિ યાદ અપાવે છે. પ્રેમના પેગમ્બર તે અવશ્ય હતા—પરંતુ તેના પ્રેમમાં પાર્થિવ કે પાશવી તત્ત્વો ક્યાંય પણ અંશમાત્રમાં પણ દેખાય એવું નથી. મનને એવી તો ઊંચી કોટિની કક્ષાવાળું માન્યું છે કે પવિત્રતાના, સંસ્કારના, નીતિનાં ઊંચાં શિખરેથી તે મન કદી પણ ચલિત થયું નથી. જીવનમાં દૃઢતા ન હોય, જીવનમાં નિશ્ચય ન હોય, જીવનમાં નિશ્ચલતા ન હોય અને જીવનમાં અનન્ય ભક્તિ ન હોય, તો તેવા જીવનમાં પ્રેમ, સ્નેહ, આત્મભોગ કે ઉત્તમ વિલાસની પાત્રતા જ ન હોય—તેવું જીવન ગમે તેટલું સુખી કે ગમે તેટલું ભાવભર્યું, કે ગમે તેટલું સંતુષ્ટ હોય, તો પણ તેવું જીવન પામર—અસંત પામર ગણવું જોઈએ. પામર જ નહિ, પણ પતિત અને તેથી પરિહર્તવ્ય જ ગણવું જોઈએ, એમ ન્હાનાલાલનાં વાચનમાંથી આપણને ભાન થાય છે—બોધ મળે છે.

પ્રેમને માટે આટલી ઊંચી ભાવના ન્હાનાલાલની દરેકે દરેક કૃતિમાં પથરાઈ રહી છે. પ્રેમપાત્રોમાં પુરુષ અને સ્ત્રીઓ માટે જુદાપણું હોઈ શકે એ ક્ષણ માત્ર પણ અંદેશો ઊપજે તેવાં ન્હાનાલાલનાં પ્રેમપાત્રોમાં એક પણ માલમ પડશે નહિ. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' એ જેટલું સ્ત્રીઓ માટે ખરું છે તેટલું જ પુરુષો માટે પણ ખરું છે.

ઇન્દુકુમારમાંની જોગણ, જયા-જયંતમાંની જયા, વસન્તોત્સવનાં જુવાન યુગલો, કાવ્યોમાં આલેખાયેલ યૌવના–સૌભાગ્યવતી વગેરે સ્ત્રીઓ–એ બધાં ગુજરાતને પાવન બનાવનાર શક્તિશાળી વ્યક્તિઓ છે. તે અમર પ્રેમીઓ ગુજરાતને અનન્તકાળ સુધી ઉત્કૃષ્ટ પ્રેરણા આપ્યા કરશે, એમાં કોઈ પણ ગુજરાતીને શંકા નથી જ.

સ્ત્રીપાત્રોના જેટલાં જ પ્રેરણાદાયી પુરુષપાત્રો પણ ન્હાનાલાલે ઘણી કુશળતાથી, ઓજસભર્યા પ્રસાદથી અને પ્રકૃષ્ટ ભાવયુક્તસચોટતાથી આલેખેલાં છે—કદાચ તે પાત્રોમાં પ્રતાપ કે પ્રભાવનું પરિમાણ સ્ત્રીપાત્રોમાં છે તેટલું જ ઉચ્ચ કોઈકને ન લાગે—પણ તે પાત્રો પણ બધાં જ આબેહુબ જ નહિ પણ બહુ આકર્ષક, બહુ પ્રશંસનીય અને બહુ ઉચ્ચ કોટિના મહા આત્માઓ છે, એ તો કબૂલ કરવું પડે જ.

શ્રીકૃષ્ણને ગુજરાતી તરીકે ઓળખાવીને તે મહાન તત્ત્વવેત્તાના પરમાત્મસ્વરૂપને સમજાવવા સાથે એક મહાન નર તરીકે, રાજપુરુષ, લડવૈયા, દેશને સમૃદ્ધ બનાવવાની આવડતવાળા, સોનાના ઢગલા સાથે શાંતિમય અને સુખમય જીવનના લાભ આપી પ્રજાને પરમસંતોષ આપનારા અને રાજ્ય, સંસાર

## તવ પગલે



શ્રી. આનન્દ

*

દૂર-દૂરે નૂપુર રણકે, ને
તાંડવ શબ્દ શમાય;
કાજળિયા ઉરબારણિયે,
પ્રેમની જ્યોત જલાય :
તવ પગલે
તેજ છલે કંઈ ઓર;
જીવનપથે
તેજ ઢળે કંઈ ઓર;
ઉરકમલે
તેજ ઝગે કંઈ ઓર.

રેન ઢળે ઘનઘોર,
જગમાં,
રેન ઢળે ઘનઘોર.

શઠ ઘેરાણાં ઝંઝાવાતે,
નાવ ડગે મઝધાર;
દિશા ભરીને પ્રલયો ગર્જે,
કાળ વદે હુંકાર :
જગમાં,
રેન ઢળે ઘનઘોર.

આહ ઉઠે ના, અશ્રુ વહે ના,
નેણલે ન કંકુઠાર;
દિલનાં ડડપન-આતમ તડપન
વદને ન એક ઝકોર :
ઉરમાં
રેન ઢળે ઘનઘોર.

[ પચાસ ઉપરાંત વર્ષોની અવિરત સાહિત્યસેવા કરી કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ આંખ મીંચી કે તરત તેના સુપુત્ર કવિવર ન્હાનાલાલે ગુર્જરીકુંજે પોતાની કવિતાથી મજાવવા માંડી તેય પચ્ચાસ ઉપરાંત વર્ષો સુધી. જગતનાં સાહિત્યોના ઇતિહાસમાં એક જ ઘરનાં પિતા-પુત્રની સો ઉપરાંત વર્ષની એકધારી સાહિત્યસેવાના દાખલા અત્યંત વિરલ છે. એથી જ દલપતવંશની ૧૧૧ વર્ષની સાહિત્યસેવાનો કૃતજ્ઞભાવે ઉત્સવ ગુજરાતમાં ઉજવાયો હતો. અત્યારે વધુ આનંદજનક હકીકત તો એ છે કે દલપતવંશની સાહિત્યસેવાનું કવિશ્રી ન્હાનાલાલના અવસાનથી પૂર્ણવિરામ આવતું નથી. એમના પુત્ર શ્રી. આનંદનું ઉપર છાપેલું તેમણે અત્યારસુધીમાં લખી રાખેલાં સોએકમાંનું એક કાવ્ય દલપતકુળની સાહિત્યસેવા એ પૂરી કરી ત્રીજી પેઢી સુધી પહોંચી હોવાની વધામણી ખાય છે. —સંપાદકો]

અને સમાજને સુધારનાર અને દોરનાર હોવા છતાં, જાદવાસ્થળીનો સમય આવ્યો ત્યારે તેના પરિણામને અજબ મનોનિગ્રહથી સહન કરી લેનારા—પરમાત્મા શ્રીકૃષ્ણને ન્હાનાલાલના લખાણ પહેલાં ગુજરાત નહોતું જાણતું એમ નહિ—છતાં પણ ન્હાનાલાલનાં લખાણ પછી સકળ ગુજરાત શ્રીકૃષ્ણને વધારે મમત્વથી અને વધારે ઊંડા ભાવથી સમજવા લાગ્યું એમ તો કહેવું જ જોઈએ.

શ્રી. સયાજી ગાયકવાડ, ગુજરાતના તપસ્વી. જયન્ત, દલપતરામ, પઢિયાર, જેવાઓને ન્હાનાલાલે ગુજરાતી સાહિત્યમાં અને ગુજરાતીઓના હૃદયમાં અમર કર્યાં છે. અને તેવી જ રીતે અકબરશાહ અને રાજરાજેન્દ્ર એડવર્ડને પણ ન્હાનાલાલે ગુજરાતને સરસ રીતે ઓળખાવ્યા છે. આ બધાં પાત્રો ગુજરાતી વાચકને અજબ જાતની પ્રેરણા આપી વાચકના જીવનને ધન્ય બનાવે છે; વાચકની ભાવનાઓને

મહત્ત્વાકાંક્ષી બનાવે છે—વાચકને મહાન નરોના જીવનમાંનું પ્રેરણાસામર્થ્ય સમજાવે છે.

ન્હાનાલાલનાં પાત્રો જેમ પ્રેરણામૂર્તિ છે તેમ જ ન્હાનાલાલની લેખનશૈલી પણ અનેરી પ્રેરણાઓ આપનારી છે. સાહિત્યનો આત્મા અમર છે, તેમ સાહિત્યનો દેહ પણ ચિરંજીવ અને અનન્ય સૌંદર્ય ધારણ કરનારો છે. છંદોના સરવાળા–બાદબાકી કરનાર ઘણું કરી ન્હાનાલાલ પહેલા જ છે. સમયદૃષ્ટિએ પહેલા છે તેટલું જ નહિ, ગુણ અને સફળતાની દૃષ્ટિએ પણ તે હજી સુધી પહેલા જ છે. ત્યારપછીના કવિ, લેખકોએ ન્હાનાલાલે બતાવેલ નવા માર્ગે પ્રયાણ શરૂ કરી દીધું છે. અને તેવી શૈલીમાં કોઇ કોઇ કવિ તો સારો વિજય પણ મેળવી ચૂક્યા છે. છંદરચનામાંથી મળેલી પ્રેરણાથી પછીની પેઢી ઉપકૃત થઇ છે—પરંતુ ન્હાનાલાલની ડોલનશૈલીમાંથી નીકળેલાં પ્રેરણા-કિરણો હજી સુધી કોઈ લેખક સફળતાથી ઝીલી શક્યો નથી. ' ડોલનશૈલી 'નું લખાણ પદ્ય તો નથી જ. પણ તે લખાણ ગદ્ય પણ ન જ કહેવાય—જે પ્રણાલિકાથી અને જે નિયમો અને સર્વમાન્ય પરિપાટીથી ગુજરાતી ગદ્ય લખાઇ રહ્યું છે—તેવી જાતનું ગદ્ય પણ ડોલન-શૈલી નથી જ. પદ્ય અને ગદ્ય ન હોવાથી તેને અપદ્યાગદ્ય નામ અપાયું છે, એ તો કોઇ રીતે ગળે ઊતરતું નથી. નકારવાચક નામથી ઓળખાય એવું એ લખાણ નથી—એ લખાણમાં કવિત્વ છે, એ લખાણમાં ભાવ છે, એ લખાણમાં પ્રસાદ છે, એ લખાણમાં માધુર્ય આવે છે, એ લખાણમાં ચોક્કસ પ્રકારનો લય માલૂમ પડે છે—એ લખાણ રસવગરનું, સાર-વગરનું, અર્થ કે ભાવ વગરનું કે વાંચવું ન ગમે તેવું તો નથી જ. એટલું જ નહિ, પણ ન્હાનાલાલનાં તેવાં લખાણમાં રસ અખંડ વહેતો માલૂમ પડે છે, શબ્દરચના મનોનુકૂળ અને મધુર લાગે છે—વાંચતાં શ્રદ્ધાથી અને રસભરી રીતે વાંચતાં આવડી જાય તો આનંદ આવે છે; શબ્દમાધુર્ય સાથે લયમાધુર્ય ભળે છે અને અર્થ અને સાહિત્યગૌરવ સંપૂર્ણ રીતે સુલભ હોવાને લીધે વાચકને પરમ આનંદ આપનાર બને છે.

આવા ડોલનશૈલીના ન્હાનાલાલના લખાણમાં નવી અને ઊંડી પ્રેરણા અવશ્ય સમાયેલી સંતાયેલી છે—પણ સંતાયેલી હોવાથી તેનું રહસ્ય હજી સુધી કોઇને હાથ લાગ્યું નથી. અલબત્ત, તેનાં અનુકરણો તો ઠીકઠીક થયાં છે, અને કોઈ કોઈ સમર્થ લેખકે બહુ શ્રદ્ધા અને પૂજ્યભાવ ધારણ કરી પ્રયત્નો કર્યાં છે—છતાં આજસુધી તે શૈલીમાં કોઇને સફળતા મળી નથી.

ન્હાનાલાલે વિવિધ પ્રકારની પ્રેરણા અનેક રૂપે ગુજરાતને આપી જવાની પ્રવૃત્તિ કરી છે. તેવી પ્રેરણાઓમાંથી કોઈ કોઈ તો જુવાન અનુયાયીઓ ઝીલી શકે તેવી પ્રતિની છે—કેટલીક કિલાઈ પણ છે—કોઈ કોઈ તો ઉચ્ચ આદર્શ સમાન રહેશે. તેનું અનુકરણ થઇ ન શકે કે તે અમલમાં ન મુકાય તો પણ તેનું મૂલ્ય ગુજરાત અવશ્ય કરી શકશે. પણ ડોલનશૈલી દ્વારા આપવા ધારેલી પ્રેરણા ઊંચી અને અનુપમ હોવા છતાં તેનું રહસ્ય હજી સુધી પકડાયું નથી, અને તેથી તે અપનાવી શકે એવો વિરલો તો ભવિષ્યમાં કોણ અને ક્યારે નીકળશે એ પણ અત્યારે તો કહી શકાતું નથી. છતાં ગુજરાતે એટલું તો અવશ્ય સ્વીકારવું ઘટે છે કે ડોલનશૈલી એક ઉગ્રંગ તરંગ નથી, પણ તેમાં સત્ત્વ વસી રહેલું છે જ—તે સત્ત્વને પારખી કાઢનાર કોઇ બીજો ન્હાનાલાલ જેવો જ દ્રષ્ટા ન મળે ત્યાં સુધી આપણે તે શૈલી વિષે સાચું જ્ઞાન ધરાવવામાં બેનસીબ જ રહેવું પડશે.

શ્રી. ન્હાનાલાલે સ્થાપિત કરેલી પ્રેરણાની આવી અનેક પરબોનાં પાણી પી, ગુજરાતના કવિઓ, લેખકો, યુવકો અને યુવતિઓ ઊંચા અને પવિત્ર આદર્શોની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ બનો; ન્હાનાલાલની કૃતિ અને તે દ્વારા મળતી પ્રેરણાઓની સેવા કરનારી અનેક વ્યક્તિઓ ગુજરાતમાં અવતરો, એવી પ્રાર્થના સાથે ન્હાનાલાલનું વાચન અને અધ્યયન ખૂબ થતું રહે એવી ગુજરાતના—વાચકો પાસે વિનંતી છે.

કવિવર ઇ. ૧૯૪૬માં: પાછલી અવસ્થાની ચાલુ માંદગીઓમાંથી ફરી સ્વસ્થ થયા ત્યારે.



# કીર્તિમંદિરમાં કવિનું સ્વાગત

લેખક:
ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
એમ. એ પીએચ. ડી.

*

જગતભરના સુગ્રથિત સાહિત્યના કીર્તિમંદિરની કલ્પના કરીએ તો એક ઉન્નત ગિરિશૃંગ ઉપર એક અદ્ભુત મહાલય દેખાય છે. રોમના જગવિખ્યાત 'સેંટ પિટર્સ કૅથિડ્રલ'ની માફક, એ ભવ્ય ને વિશાળ મંદિરમાં, કેન્દ્રસ્થાને ઉચ્ચાસને એક બાજુ પૂર્વના મહાકવિઓ—વ્યાસ ને વાલ્મીકિ અને કાળિદાસ ને ભવભૂતિ જેવા સિંહાસને વિરાજે છે; ત્યારે બીજી બાજુ પશ્ચિમના હોમર ને યુરિપિડિસ, ડાન્ટે, શેક્સપિયર, મિલ્ટન તથા ગટે જેવાના અક્ષરદેહો સનાતન તેજે ઝગઝગતા દેખાય છે. આ અમરધામમાં બન્ને બાજુએ દેશ દેશની નાની નાની દેરીઓ છે: પ્રવેશ કરતાં જમણી બાજુ પૂર્વના પ્રતિનિધિઓને પૂજ્ય ગણી તેમની પ્રતિષ્ઠા તે તે દેરીમાં થાય છે; અને તે જ પ્રમાણે ડાબી બાજુએ પશ્ચિમના અમર યાત્રિકોનું સ્થાન નિર્ણીત થાય છે. આ મંદિરમાં કોને પ્રવેશ કરવા દેવો ને કોને કયું સ્થાન આપવું તેનો અંતિમ નિશ્ચય કીર્તિદેવી પોતે જ કરે છે.

આ કીર્તિમંદિરમાં પ્રવેશ કરવાને—એ મંગળ મંદિર ખોલવાની વિનતિ કરવા કેટલાય ભાવિકો દ્વાર કને તપશ્ચર્યા કરી ગયા! પરંતુ એ મંદિર એવા શિખર પર છે કે ટોચ પર પહોંચવા માટે જ કંઇક યાત્રાળુઓ ચઢતે ચઢતે થાકીને અટકી ગયા! કોઈક પા કે અડધી કે પોણી મજલ કાપી શક્યા! ને ક્વચિત્ ક્વચિત્ વિરલ ધન્ય પુરુષો જ એ મંદિરના દ્વાર સુધી પહોંચી શકતા જોવામાં આવે છે. કવિવરો ને ગાયકગણોમાંથી થોડા જ સમય પહેલાં પૂર્વ હિંદના રવીન્દ્રનાથને માન ને પ્રેમથી એ કીર્તિમંદિરમાં સ્વાગત કરી, તેમનાં અમર દેહની પ્રતિષ્ઠા એક સુંદર દેરીમાં કરવામાં આવી છે. તેની પાસે જ ને પશ્ચિમના કવિ શેલિની દેરીની બરાબર સામે જ પશ્ચિમ હિંદના કવિ ન્હાનાલાલનું હાલ સ્વાગત થઇ રહ્યું છે; કીર્તિદેવીએ પશ્ચિમ હિંદના અર્વાચીન કવિઓમાંથી તેમની પસંદગી કરી એક દેરીમાં તેમના અક્ષરદેહની પ્રતિષ્ઠા કરવાનો નિર્ણય કર્યો છે.

માનવજીવન માટે આવું એક નાનકડું સ્થાન આ ભવ્ય મંદિરમાં કીર્તિના કળશરૂપ જ છે. નંદનવનના પ્રાસાદોની ટોચથી કવિની કેકા હિમવે સુણાય છે. આવો ભાષાનો વિભવ ગુજરાતીનો કદી જાણ્યો નથી. ઇંગ્રેજી ભાષામાં જે શબ્દચમત્કૃતિ ને માધુર્ય કોલેરિજ, શેલિ, સ્વિનબર્ન કે રોબર્ટ બ્રિજીસ જેવા જ પ્રાપ્ત કરી શક્યા છે તે કવિને સિદ્ધ થયાં; બંગાળી ભાષામાં અજબ આકર્ષણ રવીન્દ્રનાથ કેળવી શક્યા. ગુજરાતીમાં

પ્રસાદ ને માધુર્ય અને કાન્તે પ્રાપ્ત કર્યાં હતાં; પણ એ સુધાનાં બિંદુ એટલાં થોડાં નીવડ્યાં કે એ કાવ્યસ્રોત સાહિત્યના મહાસાગરમાં ભળી ના શક્યો ! કવિની સાહિત્ય-ગંગા પચાસ વર્ષ સુધી અસ્ખલિત પ્રવાહથી સાહિત્યની વિવિધ ભૂમિમાંથી વહેતી વહેતી સાગરમાં ઓતપ્રોત થઈ ગઈ ! સંસ્કૃત–ફારસી–ઈંગ્રેજી તથા પ્રાચીન ને મધ્યકાલીન ગુજરાતી—આ સહુ ભાષાની સમૃદ્ધિ કવિ પ્રાપ્ત કરી શક્યા તે અસાધારણ પ્રતિભાનું ફળ !

આ સાથે રંગબેરંગી કલ્પનાના ફુવારા જે કવિએ ઉરાડ્યા છે તેથી બૃહદ્ ગુજરાત મુગ્ધ બની ગયું છે. સાથે સાથે ઉદાત્ત ભાવનાનો સુમેળ થયો છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ત્યાગ ને સેવા ને તપશ્ચર્યાનો મંત્ર કવિ ભણે છે અને ઐહિક કરતાં પારમાર્થિક સિદ્ધિ જ તેમનું ધ્યેય બને છે. કવિની ભાવના સઘળાં સ્થળ ને કાળનાં બંધનો છોડી, સમસ્ત વિશ્વને ભરી દેવા માગે છે. આથી, જગકલ્યાણનો જાપ જપતી એ ઉન્નત ભાવના રાષ્ટ્રીય ઉન્નતિ કરતાં આંતરરાષ્ટ્રીય ને એક ધર્મના ચિંતન કરતાં સર્વ-ધર્મસમન્વય તરફ નિરંતર પ્રગતિશીલ રહી છે. પ્રત્યેક ધર્મનો પયગામ લઈ કવિ માનવ-હિત સાધવા મથે છે.

આ અદ્ભુત ભાષા-વિભવ, કલ્પનાનાં ઉડ્ડયનો, ભાવનાની સર્વવ્યાપી સમૃદ્ધિ સાથે ઉરના ઊંડાણ નેં વિવિધ ભાવો કવિની કાવ્ય-સમૃદ્ધિમાં મનોહર સ્વરૂપે વિલસે છે. આ ભાવો, ક્વચિત્ મીઠા ને મધુરા બને છે ને ક્વચિત્ ઘેરા ને ગહન પણ બને છે. કોઈ કોઈ વાર તો કાશ્મીરી શાલ 'ઓઢું ઓઢું ને સરી જાય' તેવા સુકોમળ બને છે—વિશેષ કરીને નાનાં મનોહર ગેય કાવ્યોમાં. આ ઈશ્વરી બક્ષિસ તેમણે એટલે સુધી કેળવી છે, જૂની ને મધ્ય-કાલીન રાસપરંપરામાંથી તેમની પ્રતિભાએ એટલું ઝીલીને અમર પંક્તિઓમાં ગુજરાતી ભાષાને આપ્યું છે, કે આ એક જ સંગીત-કલ્પ કાવ્યોના નિકષથી તેમનું સ્થાન કીર્તિ-મંદિરમાં નિર્ણીત થાય તેવું છે. એમના રાસો તો ગુજરાતણને કંઠે ગુજરાતી ભાષા જીવશે ત્યાં સુધી અખંડ જીવશે, એમાં શી શંકા હોય ?

આપણી ભાષાના ઇતિહાસમાં ઉત્તમ ભાવના, સુકોમળ ભાવ તથા રસિક ભાષા-વિભવનો—નિરંતર અજબ આકર્ષણે ગુજરાતને ખેંચે તેવો—મનોહર ત્રિવેણી સંગમ બીજા કોઈએ સાધી આવા અસ્ખલિત પ્રવાહમાં વહેતો મૂક્યો નથી.

દલપતરામે લોકભોગ્ય સુંદર કવિતાઓ લખી; વિશેષ પ્રતિભાસંપન્ન પુત્રે એ સાહિત્ય-સેવાનો વારસો અતિ ઊજળો કર્યો; લગભગ અર્ધશતાબ્દી સુધી એ યજ્ઞ પોતે ચાલુ રાખ્યો અને ધનસંપત્તિ કે આરોગ્યની પણ ચિંતા હરિને સોંપી ! આ તો આ કઠિન યુગમાં સાહિત્ય ને સંસ્કારની દીક્ષા જ હતી. જે કવિએ પિતૃતર્પણમાં ગાયું તે એમને પોતાને તો સવિશેષ લાગુ પડે છેઃ

"આદ્યદ્રષ્ટા આ યુગના,
કવિ છો, સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો,
સ્મૃતિકાર છો.
ભવિષ્યવેત્તા, આચાર્ય,
પેગમ્બર પ્રભુતણા;
નવીન ગુર્જરરાષ્ટ્રે
ગજાવી ગેબી ઘોષણા."

કીર્તિમંદિરમાં વિરાજતા પશ્ચિમ હિંદના કવિતાના આ એક અને અજોડ પ્રતિનિધિને ગુજરાત આભારે કે પ્રણયઉભરે નમન કરે છે.

# મહાકવિશ્રી ન્હાનાલાલનું



# રસદર્શન

લેખક:
શ્રી. ઇન્દુમતીબ્હેન મહેતા બી. એ.

*

કવિશ્રી ન્હાનાલાલના વિશાળ સાહિત્ય-સાગરને ઉલેચવાના પ્રયત્નો સાચે જ વામણા છે. એમાંથી માત્ર એક ચંચુપાત કરી શકાય તો યે એની ગીતકૃપ જીવનમાં અનેરી મસ્તી જગાવે છે. એ સાહિત્યસાગરનું મંથન કર્યે એમાંથી અનેક મહામૂલાં રત્નો સાંપડે એમ છે. એમાંનું અમોલું રત્ન તે એમના રાસ.

કવિશ્રીના સમસ્ત સાહિત્યની પાછળ રહેલો અંતરગત પ્રવાહ તે રસિકતાનો અને કવિતાનો. કવિ ગમે તે ક્ષેત્રમાં ઘૂમે, જીવનના પ્રશ્નોની ગમે તે મીમાંસા કરે, રાજકારણ, સમાજ, તત્ત્વચિંતન—ગમે તેના અંધારપછેડા ઓઢી વિક્રમ રાજાની જેમ જીવનચર્યા કરવા નીકળી પડે, છતાં એની પાછળ રહેલા કવિ છૂપા રહી શકતા નથી. એમનો જીવનસંદેશ રસિકતાનો છે. મનુષ્યના જીવનમાં તેમજ જગતમાં સર્વત્ર રસશૂન્યતા નજરે પડે છે. આજનો જીવનસંગ્રામ એટલો બધો ઉગ્ર બનતો જાય છે કે માનવીને કવિતા માણવાનો અવકાશ તેમજ ઉલ્લાસ નથી, પણ કવિશ્રી લખે છે કે 'ધનરંકતા કરતાં યે મ્હારે મન તો એ હૈયારંકતા સંસારનું મહા-ભયસ્થાન છે.' એ હૈયારંકતા દૂર કરવા કવિએ કવિતા અને રસિકતાની પરબ માંડી હતી. ગુજરાતનો સુંદરીસમુદાય એમની એ પરબે આવે અને જગતની તૃષા છિપાવવા એવી બીજી પરબ માંડે, એવી એમની ઇચ્છા હતી. એમના સાહિત્યનો વિશિષ્ટ ફાળો તે એમનો સ્ત્રીત્વનો આદર્શ.

સ્ત્રીત્વના આદર્શ વિષે આપણા સાહિત્ય-કારોએ જુદીજુદી રીતે લખ્યું છે. 'ચૂલામાં ચિત્તવાળી' નારીથી માંડીને ભારતવર્ષની ભાગ્ય-વિધાત્રી સુધીનાં જુદાજુદા તબક્કાનાં સુરેખ ચિત્રો સાહિત્યસ્વામીઓએ આપણી સમક્ષ રજૂ કર્યાં છે. કવિશ્રીએ એમાં પોતાનો અનોખો સૂર પુરાવ્યો છે. કવિનો એ આદર્શ વાંચતાં લાગે છે કે સ્ત્રીહૃદય તો આ જ કવિ આલેખી શક્યા છે. સ્ત્રીહૃદયના સૂક્ષ્મતમ ભાવો એમનાં સ્ત્રીપાત્રોદ્વારા વ્યક્ત થયેલા જોઈ શકાય છે. એમના જીવન અને કવનમાં જે સમન્વયનો સૂર ઓતપ્રોત થયેલો દેખાય છે તે જ સૂર એમનાં સ્ત્રીત્વના આદર્શમાં પણ દર્શન દે છે.

આજની સ્ત્રી સમાજસુધારાની ઝુંબેશ ઉઠાવે, રાષ્ટ્રનો ધ્વજ ફરકાવતી વીરાંગના બને, ધર્મપ્રચારનો ભગવો વેશ ધારણ કરી નવયુગની જોગણ બને, કે કુસુમકોમળ બાળકોનાં શિક્ષણનાં સૂત્ર લે, પણ એ સ્ત્રીત્વનો આદર્શ ન ચૂકે એવી એમને ઝંખના હતી. 'સુંદરી તે અણુ-વિકસ્યું પુરુષસ્વરૂપ નથી, પણ ભિન્ન વ્યક્તિત્વ છે.' એ એમની દૃઢ માન્યતા હતી. સમાન હક્કની લડતમાં આ તત્ત્વનું વિસ્મરણ થયેલું લાગે છે. સ્ત્રીનો દરજ્જો સમાજે હલકો ગણ્યો એટલે સ્ત્રીએ એ દરજ્જો સમાન કરવા પુરુષની

હરીફાઇ માંડી, એ એનો યોગ્ય ઉકેલ નથી. શ્રી. ગોવર્ધનરામભાઇએ સ્ત્રીનાં વિશિષ્ટ વ્યક્તિત્વની વાતો જુદી રીતે કરી. કવિએ સ્ત્રીત્વની કથા જુદી રીતે આલેખી. અને કવિની એ સ્ત્રીમીમાંસા વાંચી સ્ત્રીનું હૈયું ડોલી ઊઠ્યું. જુલિયસ સીઝરના મરણકાળે એને માટે ઉચ્ચારાયેલા શબ્દો–Nature might stand up and say to all the world, "This was a man—" આ કવિને માટે પણ સાચા છે. સ્ત્રીના હૈયાભાવ આલેખવાની એમની કલાથી મુગ્ધ બની સમસ્ત નારીઆત્મા કવિ પ્રત્યે પોકારે છે કે, " આ જ અમારા હૃદયનો સાચો જાણકાર છે." નારીહૃદયનાં અતિ સૂક્ષ્મ પડો બહુ કુશળતાથી એમણે ઉકેલ્યાં છે. 'Oft repeated but was never so well expressed.' એ હૃદયનાં ઝાલ્યાં ઝલાય નહિ એવાભાવો કવિશ્રીએ ગાઇ બતાવ્યા છે.

" ન્હાતી હું અખંડ એની હાસ્યચંદનીમાં;
ચંદની આ ઓઢી ઓઢી થાકી,
કે પૂર્ણિમા પાછી ઊગી રે."

આવા રસિક ભાવો કયા હૈયાને મસ્ત ન બનાવે ? આજનું વાસ્તવવાદી જગત એને લાગણીવેડા કહેશે. 'આજના જગતના અને જીવનના ઘોર સંગ્રામકાળે આવા સુંવાળા ભાવો સેવવાનો સમય છે ?' એવી તીક્ષ્ણ ટીકાઓ આવા કવિઓને સાંભળવી પડે. પણ સાચું પૂછો તો આપણા જીવનમાંથી મોજશોખને આપણે કેટલી તિલાંજલી આપી છે ? એક યા બીજા સ્વરૂપે વિલાસવૈભવને જીવનમાં સ્થાન છે, તો પછી એમાં કવિત્વ ભળવા દીધું હોય તો શું ખોટું ? કવિશ્રી કહે છે કે આપણું પ્રજાશરીર દિવસે દિવસે ઘસાતું જાય છે. એનું કારણ આપણા જીવનમાંથી ઉત્સવો, પર્વો, રમતો અને વિનોદને દેશવટો દીધો છે એ છે. આપણે આ બધાં 'સામજિક પર્વો સુધારાને નામે વગર સમજ્યે ફગાવી દીધાં છે. એમાંનું રૂઢિ અને વહેમનું તત્ત્વ દૂર કરી શાશ્વત રહેવા દેવું જોઇતું હતું. આજે તો કચરાની ભેગાં રત્નો યે આપણે ઉકરડે નાંખી દીધાં છે. વસંતપંચમીને દિવસે કુમાર-કુમારિકાઓ વનમાં જઇ વસંત પૂજે એ પર્વ જીવનને સમૃદ્ધ કરે છે. એવાં પર્વોને તો ઉત્તેજન આપવું જોઇએ. જીવનની વસંત ટકાવવા આવા ઉત્સવો યોજાવા જોઇએ. એમાં આપણને આર્થિક કે રાજકીય સંકડામણો શું કામ નડવી જોઇએ ? એવાં તો કેટલાં યે પર્વો છે કે જેના તરફની સમાજની અવગણના ક્ષમાપાત્ર નથી. બળેવનું પર્વ પણ નવયુગે લાગણીવેડાના બહાના નીચે અવગણ્યું છે. જૂનાં પર્વો નિષ્પ્રાણ થયાં હોય તો એમાં નવું જીવન રોપવું જોઇએ. એમાંથી જે સંસ્કારિતા કે રસિકતા મળતી હતી એનો ભોગ ન લેવાવો જોઇએ..

આ ઉપરાંત આપણી કેટલીક રૂઢિઓમાં પણ ભારોભાર કવિત્વભર્યું દેખાય છે. એવી કેટલીક રૂઢિઓની કવિતા કવિશ્રીએ 'પાનેતર'માં સમજાવી છે. 'પ્રતિજ્ઞાદ્વન્દ્વ'માં એક અતિ રસિક ચિત્ર આપ્યું છે. યુદ્ધ માટે સજ્જ થતા પાર્થનું ચિત્ર છે:

" પાર્થે મહાધનુષ્ય લીધું, ન્હાળ્યું,
સુભદ્રાએ પાલવછેડલે લ્હોયું,
હોમઅગ્નિમાં તપાવી સજ્જ કીધું;
પીળી પ્રત્યંચાને કુંકુમરજે વધાવી,
દ્રૌપદીજી રથચક્ર પૂજતાં'તાં."

યુદ્ધમાં વિજય અપાવવા ધનુષ્યની અને રથચક્રની પૂજા સુભદ્રા અને દ્રૌપદીએ કરી. આર્યસંસ્કૃતિએ તો આવી અનેક રસિક રૂઢિઓ ને વિધિઓ આપી છે આપણે જાળવી શક્યાં નથી. ચિત્રકારો ને કવિઓ આવાં રસચિત્રો આલેખે છે તો જીવનમાં એ સંસ્કારરત્નોનાં યોગ્ય જતન કેમ ન કરવાં ? કવિશ્રીએ આપણને, આવા હૈયાસૂનાં બની આપણું અમોલું સંસ્કારધન ન લૂંટાવવા ઉદ્બોધન આપ્યું છે.



[ કવિશ્રી ન્હાનાલાલનું કુટુંબ ]

કેટલાકને ભય લાગે છે કે આવી 'પોચટ' લાગણીઓથી તો પ્રજા નિર્બળ બની જશે. આપણી સ્ત્રીઓ મૂળ તો નિર્બળ છે ને પૂરેપૂરી અબળા બની જશે. સ્ત્રીના દરેક કાર્યમાં સ્ત્રીત્વની મહોર પાડવી એનો અર્થ નિર્બળતા નથી. આવી ઉચ્ચ રસિકતાની સાથોસાથ જીવનનું સંપૂર્ણ જોમ સ્ત્રીઓ દાખવી શકે છે. કવિનાં સ્ત્રીપાત્રોમાં તો પુરુષો કરતાં અનેરું જોમ દેખાય છે. જયા કહે છેઃ

"મ્હારા અન્ધારદેશમાં અપરૂં હશે,
એમ તેજવાસીઓને વિકટ નથી
દૈત્યોનાં દળને જીતવાં."

અને લગ્ન પરત્વે પણ સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે. એ કહે છેઃ

"પણ નહીં—નહીં વરે,

દેવગિરિની રાજબાલા એ ખીણવાસીને."

આ હૈયાજોમની સાથે જિંદગી એટલે શું એની તાત્વિક ચર્ચા કરવાનો બુદ્ધિવૈભવ પણ જયામાં છે. કવિની વીરાંગના રણમેદાનથી મૂંઝાતી નથી. એ તો વીરને વિદાય આપતી વખતે ગાય છેઃ

"સંગ લેશો તો સાજ સર્જું હો,
સાથે ધઈ રણમ્હેડ
ખડ્‌ગને માંડવ ખેલવા
મારે રણલીલાના કોડ."

આ શૌર્યની સાથોસાથ જ એનામાં ઉચ્ચ રસિકતાનાં દર્શન થાય છેઃ

"આવતાં ઝીલીશ બાણુને હો
ઢાલે ખાળીશ ઘાવ
ઢાલ ફૂટચે મારા ઉરમાં રાજ!
ઝીલીશ દુશ્મનદાવ."

આવી ધરણી ધ્રુજાવતી વીરાંગનાનું ચિત્ર પણ કવિએ આપ્યું છે અને સાથે સાથ—
સરોવરપંકમાં રે કે પંકજ ઉઘડે સાહેલડી,
ધરતીના ચોકમાં રે કે પાય એમ ઉપડે સાહેલડી.

'સ્તેન શી સાવધાની' રાખી પ્રીતમને મળવા જતી રસિકાને પણ વર્ણવી છે. એના હૈયાભાવ મરતીભર્યા શબ્દોમાં આલેખ્યા છે કેઃ—

"કે તારલા હરિની ઉતારે આરતી રે,
કે એવા આરતના મુજ ભાવ.
સલુણા, દિલના હેતને ન્હોતર્યા રે."

એવા 'રસવીર નાવિક'ને પૂજવા બેઠી

બની દિલનાં નોતરાં પાઠવે છે. એના અંગે અંગમાંથી પ્રેમ નિર્ઝરતો દેખાય છે, અને જગત એના હૈયાભાવ ન જાણી જાય માટે છુપાવવા પ્રયત્ન કરે છે:

"હાંરે તો ઉગિયા રે કે અંગઅંગ ભાનુ સાહેલડી!
ઢાંકે શું છેડલે રે? કે નથી હવે છાનું, સાહેલડી"

આની પિયુઘેલી રસિકાઓ યે વર્ણવી છે અને દેશપરદેશ ઘૂમતી, જગતના જુદાજુદા દેશોના મૂંઝવતા પ્રશ્નોનો વિચાર કરતી, યુવાનોની પ્રેરણાદેવી થઇને એમને કર્તવ્યમાર્ગે દોરતી એવી નવયુગની નેપાળી જોગણ પણ આલેખી છે.

"આતમાએ કોને કોને કોલ દીધા છે,
યુવરાજ! એ યાદ છે?"

એમ કહી યુવાનોને એ ઉદ્દબોધે છે. સમાજને, દેશને, દેશભગિનીઓને, સૌને કોલ દીધા છે એનું ભાન કરાવે છે. વિધવાઓ પોતાનું જીવન માત્ર કુટુંબસેવામાં જ વેડફી ન નાંખે પણ આવું કંઈક રચનાત્મક કાર્ય કરે તો એના જીવનમાં ઉલ્લાસ રહે અને સમાજનું કલ્યાણ થાય. 'સરસ્વતી, ધન્વન્તરિ, ને હરિનાં મન્દિરો' દ્વારા સ્ત્રીઓ સમાજની સાચી સેવા કરી શકે. કવિ આ બધાંયે કાર્યો સ્ત્રી કરે એમ ઇચ્છે છે, પણ એ પોતાના વ્યક્તિત્વની છાપ સાથે. આ રીતે સ્ત્રીજીવનનાં બધાંયે પાસાં એમનાં સ્ત્રીપાત્રોમાં સંપૂર્ણપણે ખીલેલાં દેખાય છે. કવિશ્રીએ સ્ત્રીનાં ત્રણ મુખ્ય ધર્મો દર્શાવ્યા છે:

પત્નીધર્મ—"પ્રિયની પરમ પાંખ થજે,
ને સંસાર ને નભોમંડલ ઓળંગાવી
પ્રિયને ઉતારજે પ્રભુના પાદમાં."

ગૃહિણીધર્મ—"કુલને ક્યારે માતાની મંજરી
મ્હોરી.
સંસારપાટે સ્વર્ગ માંડજે."

સંસારિણીધર્મ—"વર્તમાનને તીરે ઉભી
ભવિષ્ય રચતી મન્વન્ત-
રોને સાંકળતી માતાઓ,
સૃષ્ટિ વિકાસની સહાયક
મહાદેવીઓ છે."

કવિ દાંપત્યગાથા ગાતાં જગતકલ્યાણ નથી વીસરતા. દાંપત્યપ્રેમ, કુટુંબપ્રેમ, દેશ-પ્રેમ અને પ્રભુપ્રેમ એમ ઉન્નતિની સીડીનાં જુદાંજુદાં સોપાન બતાવ્યાં છે. આ બધાયે ધર્મો સંપૂર્ણપણે બજાવે પછી જ સ્ત્રી પૂર્ણતા પ્રાપ્ત કરે છે. કવિએ સ્ત્રીનું કર્તવ્યક્ષેત્ર મર્યાદિત અને સંકુચિત નથી બનાવ્યું. અત્યારની યુદ્ધ પછીની અનેકવિધ સમાજની પુનર્ઘટનાની યોજનામાં પણ સ્ત્રીને ભવિષ્ય રચતી અને મન્વન્તરોને સાંકળતી કલ્પી નથી. એમણે તો સ્ત્રીઓને અનોખો અધિકાર આપ્યો છે.

"રસરાજ્યની તો આપણે રાણીઓ,
પાછાએ એટલું પુરુષો તો પીએ."

સમાજમાં સ્ત્રી પુરુષથી નીચી નથી, ઊંચી નથી તેમ સમાન પણ નથી. ઉભયના ધર્મો જુદા છે, અને એ વિશિષ્ટ ધર્મનું પાલન કરીને જ જગતની ઉન્નતિ કરી શકશે. કવિએ જેટલો મહાન અધિકાર સ્ત્રીને આપ્યો છે એટલી જ મહાન જવાબદારી મૂકી છે, એ ન ભૂલવું જોઇએ.

કવિએ ગરવી ગુર્જર વાડીને પોતાનાં ગીતોથી ગજવવા અને એમાં અમૃતસિંચન કરવા સ્ત્રીઓને ભાવભર્યું આમંત્રણ આપ્યું છે, પણ એ હૈયાભાવ ઝીલવા 'કૂલડાં કોરી' જોઇશે. કવિદીધેલ રસિકતા અને કવિતાનાં ફૂલડાં જીવનછાબમાં ઝીલી જગતને પમરાવવાનાં મંગલ કાર્યમાં સ્ત્રીઓ પ્રવૃત્ત થશે ત્યારે સંસાર માટે સાચાં સ્વર્ગ મંડાશે. પ્રભુ આપણને એ બળ ને શક્તિ આપે એ જ પ્રાર્થના.

# ઇતિહાસ-નિરૂપણ
## અને
# શાહાનશાહ અકબરશાહ

લેખકઃ
અધ્યાપક શ્રી. હસમુખલાલ મ. કાજી

*

સાહિત્યકૃતિમાં આવતા ઇતિહાસના નિરૂપણ વિશે બે મત પ્રવર્તે છે. એક મત લેસીંગનો અને બીજો લોટ્ઝનો. પહેલા મત પ્રમાણે કલાકારને એના વિચારો એની રુચિ અનુસાર રજૂ કરવાનો હક્ક છે. એરિસ્ટોટલનો એક અભિપ્રાય છે કે, ઇતિહાસ કરતાં કવિતામાં વિશેષ સત્ત્વ રહેલું છે. આ અભિપ્રાયના અન્વયે સ્વાભાવિક રીતે જ પ્રશ્ન ઉદ્ભવે કે, કવિ કલ્પનાના સામ્રાજ્યમાં જ પોતાને શા માટે વિહરતો નથી રાખતો? શા માટે કવિએ અને ખાસ કરીને નાટકકાર કે ઇતિહાસકારની નીચી કલાત્મક પાયરીએ ઊતરવું અને રસહીન હકીકતના પ્રદેશમાં વિહરવું? આ પ્રશ્નોનો ઉત્તર એક જ છે, અને તે એ કે એ તો સમવડનો સવાલ છે. જે પરિસ્થિતિ પ્રસિદ્ધ છે અને જે સંસર્ગો હૃદયસ્પર્શી બન્યા છે તેમાંથી લાભ ઉઠાવવાનો છે. વસ્તુનો કાંઈક ખ્યાલ પ્રેક્ષકોને હોય એ તત્ત્વ નાટકકારને સહાયભૂત જણાય છે. વસ્તુની ઝાંખી હોવાથી પ્રેક્ષકો નાટકકારને અડધે રસ્તે મળે છે; અને પાત્રો વિશે સામાન્ય જ્ઞાન હોવાથી નાટકને સવિશેષ સમજે છે. સુપરિચિત નામોના ઉપયોગથી નાટકકારનો હેતુ ફળીભૂત થાય છે અને એમના ચારિત્ર્યના અને સંજોગોનાં વર્ણનોમાં જનાર કાલક્ષેપ બચે છે. હવે પછી શું આવવાનું છે તે વિશે આ રીતે નાટકકાર પ્રેક્ષકોના માનસને તૈયાર કરે છે. પ્રારંભિક પરિચય અને સુપરિચિત અને સુપ્રસિદ્ધ ઐતિહાસિક વ્યક્તિઓના નામના ઉપયોગમાં રહેલી પ્રતિષ્ઠા, પ્રેક્ષકોને રસમાં આર્દ્ર કરનાર આલંબન બને છે. એથી ઐતિહાસિક નાટકકારે ઐતિહાસિક વ્યક્તિના ચારિત્ર્ય વિશેના પ્રચલિત અભિપ્રાયને ફેરવવાનો પ્રયાસ ન કરવાની સંભાળ લેવી જોઈએ. આટલી મર્યાદા એ પાળે. તે પછી એને અમર્યાદિત છૂટ રહે છે. એ બનાવોને છોડી દે, એ બનાવોને નવા નવા સ્વરૂપે યોજે, અથવા એ બનાવો ઉપજાવે, મરજી પડે તો એ સાવ નવી વાતો બનાવી કાઢે. મર્યાદા આટલી—ઐતિહાસિક પાત્રને અખંડ રહેવા દેવું અને એના વિશેની આપણી અવધારણામાં ડખલ ન થવા દેવી. આ દૃષ્ટિએ જોઈએ તો 'ઐતિહાસિક' વિશેષણ અંતરાયરૂપ સવિશેષ નીવડવાનો સંભવ છે.

ઐતિહાસિક નાટક વિશેનો લેસીંગનો મત ઉપર રજૂ કર્યો. આ અભિપ્રાય પ્રમાણે ઐતિહાસિક નાટક કલ્પન-કથાનું મુક્ત સર્જન છે અને આ કલ્પનકથા સામાન્ય રીતે સુપરિચિત એવા પાત્રની આસપાસ ગૂંથવામાં આવે છે. લેસીંગના મતે જર્મનીની નાટ્યકલા પર ખૂબ અસર કરી. ખાસ કરીને શીલરની નાટ્યરચના કલા પર એણે જે અસર કરી તેનો ક્યાસ કાઢવો મુશ્કેલ છે. શીલરનું ઇતિહાસનું નિરૂપણ અતિ સ્વતંત્ર છેઃ હકીકતની દૃષ્ટિએ જેમાં સત્યનો અંશ નથી એવાં દશ્યો—એ ઉપજાવી કાઢેલાં દશ્યો આદર્શીભૂત કથનમાં સૂક્ષ્મ મહત્ત્વના નીવડે છે; એ નવાં ગૌણ પાત્રો સર્જે છે—જે મુખ્ય પાત્રો જેટલાં જ વિશિષ્ટ હોય છે અને જે વસ્તુ અને ક્રિયાને મૂળભૂત રીતે અસર કરે છે.

લેસીંગના ઐતિહાસિક નાટક વિશેના આ સ્પષ્ટીકરણ સામે બે પ્રકારના વિરોધ ઉઠાવવામાં આવે છે. પહેલો વાંધો આ—આટલી હદે પોતાના સ્વાતંત્ર્યના અધિકારને લઈ જનાર કવિએ કે નાટકકારે એક ડગલું આગળ ભરી નામરૂપ સર્વ સમેત સમગ્ર નાટક નવેસરથી જ શા માટે ન સર્જવું? કર્યા તો આપણે સાચા

ઇતિહાસને થોડા પ્રમાણમાં જાણીએ છીએ; ક્યાં તો આપણે સાચા ઇતિહાસને નથી જાણતા. સાચા ઇતિહાસને નથી જાણતા તો એને અપીલ કરવાનો કશો અર્થ નથી. સાચો ઇતિહાસ જાણીએ છીએ તો હકીકત પ્રત્યેની આટલી બધી બાદશાહી બેપરવાઈ, પરંપરાગત ચારિત્ર્યની ઉપેક્ષાથી ઉદ્‌ભવે એવો વ્યતિક્રમ શું ન જગાડે? અને પ્રેક્ષકો પણ પોતાના ઇતિહાસ વિશેના સંસ્મરણો અને નાટકમાં આવતા વ્યક્તવ્યો એ બે વચ્ચેના સંઘર્ષણથી સહાયિત થવાને બદલે મૂંઝાશે જ.

લેસીંગના અભિપ્રાય સામેનો બીજો વિરોધ આઃ માનવસ્વભાવના આલેખકે ઐતિહાસિક પાત્રોને એમના વિશેના સામાન્ય રીતે સ્વીકૃત ક્યાસ પ્રમાણે સ્વીકારવાં? એટલે કે એમના સ્વરૂપને દૃઢ અને અફર જ રાખવાં? આ સામાન્ય રીતે સ્વીકૃત ક્યાસમાં સુધારો ન કરી શકાય? માનવસ્વભાવનો આલેખક નાટકકાર ક્યાસમાં સુધારો કે ફેરફાર ન કરી શકે તો પોતાના મહત્તમ અધિકાર ઉપરાંત સરસમાં સરસ તક પણ ગુમાવે છે. કારણ કે એ રીતે સુપરિચિત પાત્રો પુનરપિ નિરૂપિત થાય છે કે વર્ણવાય છે. ઐતિહાસિક નાટકનું કાર્ય તો પ્રેક્ષકો ધારણા કરતા, તેથી ભિન્ન પ્રકારની અવધારણા પાત્રોના સંદિગ્ધ અથવા વૈકલ્પિક સ્વભાવનિરૂપણ દ્વારા આપવાનું છે.

લેસીંગના મત સામેના વિરોધોને પરિણામે એક બીજો મત ઉદ્‌ભવ્યો. આ મત પ્રમાણે ઐતિહાસિક નાટકકારે સાચી હકીકત મેળવવા માટે ખૂબ જ તપાસ કરવાની રહે છે અને ખૂબ જ અવલોકન કરવાનું પણ રહે છે. બધી હકીકત મેળવીને, ખરા સંજોગોનો કલ્પનામાં ખ્યાલ લાવીને, નાટકકાર પોતાના મુખ્ય પાત્રને નવીન ચારિત્ર્ય કે નવીન વ્યક્તિત્વ આપી શકશે. આ મત લોટ્‌ઝે પ્રસરાવેલ છે. ઓગણીસમી સદીનાં અંગ્રેજી નાટકોમાં આ મતની અસર જણાય છે.

આ બીજા મત પ્રમાણે ઐતિહાસિક કલાકારનો એકમાત્ર હેતુ નાયકના જીવનના અને સમયના ચૂંટેલા પ્રસંગો અને સંજોગો યથાર્થતઃ અને છતાં કલાત્મક સ્વરૂપમાં રજૂ કરવાનો છે. નાયકના જીવનના અને સમયના ચૂંટેલા પ્રસંગો અને સંજોગો અરસપરસ એવો સંબંધમાં મુકાવા જોઈએ કે પરિણામે એના સ્વભાવ અને ભાવિ પર કોઈ નવો જ પ્રકાશ રેલાય.

આ દૃષ્ટિબિંદુમાં કવિ અને ઇતિહાસકારનાં કાર્ય, કર્તવ્ય એક થઈ જતાં હોય એમ જણાય છે. એક શંકા પણ ઉદ્‌ભવે છે. શુદ્ધ તાત્કાલિક સરતું સ્વરૂપ આપી શકીએ એવી રીતે ભૂતકાળ ખડો કરી શકાય ખરો? એકવાર જે સ્થિતિ આવી વહી ગઇ છે તેને પુરાણુ ઇતિહાસના જ્ઞાન અને કવિત્વશક્તિના પ્રભાવ વડે જીવનમાં સચેતન બનાવવાનું કાર્ય સુરેક છે. એવો પ્રયાસ કરવાના પરિણામે નાટક ટેનીસનના જેવાં ઉષ્માહીન નીવડવાનો સંભવ છે. લાગણીના સ્વતઃ પ્રવર્તિત પ્રવાહમાં આપણે ભાગ્યે જ ઘસડાઇએ છીએ; કેમ કે ઇતિહાસકારની અને કવિની રીતો મૂળગત ભિન્ન છે.

કવિ નાનાલાલ એમના મોગલ યુગનાં નાટકોમાં અને ખાસ કરીને 'શાહનશાહ અકબરશાહ'માં લોટ્‌ઝના મતને અનુસરતા હોય એમ જણાય છે. કવિએ અકબરશાહ વિશે સાચી હકીકત મેળવવાનો પ્રયાસ કર્યો છે અને તે સાથે અકબરશાહને નવીન વ્યક્તિત્વ આપવાનો પણ પ્રયાસ કર્યો છે. ઇતિહાસપ્રસિદ્ધ અકબરશાહનું વ્યક્તિત્વ જ એવું છે કે અનેક લેખકો એનાથી આકર્ષાયા છે—એમાં અકબર-પ્રશંસકો છે અને વિરોધીઓ પણ છે. ટેનીસનના Akbar's Dreamના વાચનથી કવિ નાનાલાલને એનાં આકર્ષણ જાગ્યાં અને તેમાં સ્વ. હાજીમહમદે એમને હોડનકૃત 'મુગલ બાદશાહો' વાંચવા આપી—મોગલ યુગની મોહિની જમાડી. અને પછી તો કવિએ મોગલ

ફુમ પર મળી શકે તેટલાં પુસ્તકો વાંચી લીધાં.

કવિ નાનાલાલ અકબરશાહના ગુણસમુચ્ચયની પિછાન વાચકને કરાવવા માગે છે. એટલે એના જીવનના એક મહાન પ્રસંગની આસપાસ વસ્તુની સંકલના કરવાને બદલે લગભગ બધા જ મહત્ત્વના પ્રસંગો આલેખવાનું દુરસ્ત ધારે છે. પરિણામે અકબરશાહ દિલ્હીપતિ થાય છે તે પહેલાંનો પ્રસંગ—પાણીપતના મેદાનમાં માત્ર તેર વર્ષની ઉંમરે હેમુ પર ખાનખાનાની મદદથી મેળવેલા વિજયનો પ્રસંગ—એઓ વિષ્કંભકમાં યોજે છે. હુમાયુનો વારસો મેળવી લીધા પછી, જે વારસો મેળવવા એને યુદ્ધ કરવું પડ્યું હતું, ધીમે ધીમે એક પછી એક રાજ્ય એણે જીતી લીધા, અને તે પણ સતત ચાલુ રહેતા યુદ્ધના પરિણામે, એ સર્વ પ્રસંગો કવિ નાનાલાલ આ નાટકના બીજા એકત્રીસ પ્રવેશમાં નિરૂપે છે. અલબત્ત આ સર્વ પ્રવેશો યુદ્ધવિજયના જ છે એમ નથી. એમાંના કોઈક નાનાલાલને પ્રિય એવી ભાવનાઓ-કામ વિરુદ્ધ પ્રેમની અને વિલાસ વિરુદ્ધ ઇન્દ્રિયનિગ્રહની મૂર્ત—કરે છે-તો કોઇ કાવ્ય-શાસ્ત્રવિનોદ તો કોઈ એકલવાયા બાદશાહનું મનોમંથન નિરૂપે છે. કવિ નાનાલાલનો ઇતિહાસ-શોખ અકબરશાહના સમસ્ત ચારિત્ર્યને વસ્તુ બનાવે છે. અકબરશાહના મૃત્યુ પછી પણ એમની યશ-સુવાસ કેટલી હતી તે દર્શાવવા કાળવ્યતિક્રમનો અપયશ વહોરીને પણ કવિ 'પશ્ચિમના પડદાઓ' આલેખે છે. વસ્તુનું આવડુ મોટું ફલક નાટકની દૃષ્ટિએ હિતાવહ નથી, પણ એમાં કવિની મહત્ત્વાકાંક્ષાનું અને ઇતિહાસ-નિરૂપણનું દર્શન વાચકને થાય છે. કવિની કલ્પનાને આટલી ઇતિહાસ-સીમામાં બંધાઇ રહેવું રુચતું નથી એથી કવિસહજ સ્વભાવથી એઓ દંતકથાઓ પર પણ આધાર રાખે છે.

'શાહાનશાહ અકબરશાહ'માં કવિનો હેતુ

કવિશ્રી ઈ. ૧૯૦૪માં : રાજકોટની રાજકુમાર કોલેજમાં નીમાયા ત્યારે.



*

અકબરશાહની હૃદયઉદાત્તતા દર્શાવવાનો છે. પરિણામે અકબરશાહના દોષ બને એટલા ઓછા દર્શાવવા, ગુણ બને તેટલા સરસ રીતે રજૂ કરવા, દોષ ઉડાવી દેવાય તેમ હોય તો ઉડાવી દેવા, આ સર્વ કવિએ અકબરશાહના પાત્ર પરત્વે નથી કર્યું એમ કહી શકાય એમ નથી. 'અકબરશાહ'ના ઘણા પ્રવેશોમાં એમણે હકીકતમાં ફેરફાર કર્યો છે એટલે અહીં તો મુખ્ય મુખ્ય પ્રવેશના દૃષ્ટાન્તો જ આપી શકાય એમ છે. પ્રવેશ ચોથામાં આઝમખાનની વિષયવૃત્તિ-. ખાંથી બચવા રાણી રૂપમતીએ ઝેર પી લીધું, ઓચિંતા આવેલા અકબરે આઝમખાનને મારી નંખાવ્યો એ બધું કવિ અકબરની મહત્તા વર્ણવવા નિરૂપે છે. પણ માળવાના પ્રસંગમાં આઝમખાનને મારી મળેલી છે એ અનૈતિહાસિક બીના છે. પ્રવેશ છટ્ઠામાં ચિત્તોડના યુદ્ધપ્રસંગે અકબરશાહ વચન ઉચ્ચારે છેઃ—

આનું નામ શૂરાઓનો સંગ્રામ
આજના તો ઇતિહાસના અક્ષરો.

અને પછી ચિત્તોડની ભસ્મ ચોળી અજ-

મેરીની યાત્રાએ જવાનો મનસૂબો સેવે છે. ચિતોડના વીરત્વથી 'અકબરશાહ'માં પ્રસન્ન થયેલા ઉદાર શાહાનશાહ ઇતિહાસમાં ક્રૂર નિરૂપાયાં છે. ચિતોડનો એમણે સારી પેઠે ધ્વંસ કર્યો હતો એમ ઇતિહાસને દફતરે નોંધાયેલું છે. 'અનારકળી'ના પ્રવેશમાં પોતાને પ્રિય એવી ભાવના વ્યક્ત કરતાં કવિ અનારકળીને અન્યાય આપે છે. મીના બજાર પણ ખૂબ બચાવ માંગી લે એવી પ્રથા છે. અકબરની પ્રશસ્તિ કરવામાં એ નરઘામાજંદો બને છે, પ્રતાપની મૃત્યુયાત્રાએ હાજર હોય છે એવા દંતકથાઓ જેવા પ્રસંગો પણ ઝડપી લે છે. ટૂંકામાં આખા નાટકમાં અકબરશાહના પક્ષમાં ઐતિહાસિક હકીકતોને એટલી બધી ઘણીવાર મચડવામાં આવે છે કે શાહનશાહ અકબરશાહ એ શુદ્ધ ઐતિહાસિક પાત્ર બનવાને બદલે કવિ નાનાલાલે કલ્પેલા અકબરશાહ થાય છે, જાણે કવિ અકબરશાહને નવીન વ્યક્તિત્વ આરોપવા કવિ જુએ છે. પ્રતાપને જીતીને ચિતોડ સર કર્યું તેમાં આંતરરાષ્ટ્રીયતાની હાકલ કવિ સાંભળે છે. બેઉ કોમોના સુંદર પુરુષોને રાજ્યાધિકારે સ્થાપ્યાં તેમાં પણ એ સર્વ-સમન્વય જુએ છે. ખરી રીતે આ અકબર-શાહનો શાણો સામ્રાજ્યવાદ હતો. ઉત્તરે કાશ્મીર, દક્ષિણે અહમદનગર, પૂર્વે બંગાળા અને પશ્ચિમે સિંધ કચ્છ સુધીનો પ્રદેશ જીતનાર, મૃત્યુ પહેલાંના પાંચ વર્ષો સુધી જાતે સવારી-ઓમાં જનાર અકબરમાં સામ્રાજ્ય સ્થાપવાની જ પ્રબળ મહત્ત્વાકાંક્ષા હતી. "આ વૃત્તિને જ જો લોક કલ્યાણકારક સર્વસમન્વય કહેવો હોય તો ઇતિહાસમાં નોંધાયેલાં દેશવિજેતાઓને રાષ્ટ્રીય સમન્વયીઓ કહેવા પડે."

પણ કવિને તો અકબરશાહમાં આ નવું વ્યક્તિત્વ ઉમેરવું છે એટલે તેર વરસની ઉંમરે પણ અકબરશાહ

ગુજરાતનાં

# ટેકીલાં સંતાન

શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી

*

ગુજરાતની પ્રાચીન અને અર્વાચીન સરહદમાં સમાવિષ્ટ થતી ભૂમિનાં કેટલાંક સંતાને માત્ર માતૃભૂમિને જ નહિ, પણ સમગ્ર ભારતવર્ષને પણ ઉજ્જ્વલિત કર્યું છે. ભગવાન પરશુરામનો ટેક એશક સંહારક હતો.

પરશુરામના આ ટેક પાછળ હતો રાજસ બ્રાહ્મણ-મદ. એ રાજસ બ્રાહ્મણ-મદને જોમ આપનારો એક બ્રહ્મર્ષિનો દૈન્યભાવ કદાચ જગતમાં શોધ્યોયે નહિ જડે. ત્રિલોકીના નાથનું બિરુદ ધરાવનાર દ્વારકાધીશ કૃષ્ણનો એક બ્રાહ્મણ બાળ-સખા એના ટેક-ભર્યા અયાચક-વ્રતથી સૌરાષ્ટ્રની પ્રાચીન ભૂમિને ગૌરવાન્વિત કરી ગયો છે. એના એ ટેકનું પરિણામ પૌરાણિક ગાથાઓમાં સુંદર આવેલું વાંચીએ છીએ. दैन्यं त्व तोषकारणम् એ ભક્તિમાર્ગીય સિદ્ધાંતની એમાં પ્રતીતિ જોવામાં આવે છે.

આમાં પરિણામ તો સુખમય આવ્યું; પણ ટેકીલા નરો પરિણામ સુખમય આવે કે દુઃખમય-એની પણ પરવા કરતા નથી. એવો ટેકીલો નર, એવો જ ગુજરાતી બ્રાહ્મણ ઐતિહાસિક કાળમાં સાંપડે છે. ગુજરાતની સીમા આજની જેમ જે કાળે સંકુચિત નહોતી બની; લાટ ગુજરાત જ્યારે હજી એક નહોતાં, પણ એક સરહદ ઉપર આવેલા જોડિયા દેશ હતા; અરબ મુસાફર અલ્બેરૂનીએ પોતાના ઇતિહાસગ્રંથમાં ગુજ્રાત નામથી જે પ્રદેશનો ઉલ્લેખ કર્યો છે—તે કાળ તે પ્રદેશની સમૃદ્ધ રાજધાની શ્રીમાલ કે ભિનમાલના એક માલેતુજાર બ્રાહ્મણનો એક બાળક 'મરું પણ માગું નહિ' ના ટેકથી અત્યંત દીનદશામાં જીવનયાત્રા સમાપ્ત કરે છે. એ અન્ય કોઈ નહિ પણ શ્રીમાળી બ્રાહ્મણ મહાકવિ માઘ. माघे सन्ति त्रयो गुणाः થી સમૃદ્ધ "શિશુપાલ-વધ" નામક મહાકાવ્યનો એ પ્રણેતા. એ બચપણથી જ આપતાં જાણ્યો હતો. એનો પિતા પુત્રના આ સખાવતી સ્વભાવને જાણતો હતો. એણે કહેવાય છે કે—એકના એક પુત્રનું જીવન સુખપૂર્વક વીતી શકે એ માટે પોતાની વિશાળ દ્રવ્યસંપત્તિની અનેક પેટીઓ બનાવડાવી માઘને સોંપી. જીવનભર ચાલી શકે તેટલા દ્રવ્યની જોગવાઈ કરી આપવામાં આવી. પિતાના નિધન બાદ આપી રાચનાર આ યુવાન કવિ થોડાં જ વર્ષમાં નિર્ધન બની ગયો. આવેલો યાચક પાછો જાય એના કરતાં પોતે આ દુનિયામાંથી છૂટી જાય એવી તો એની સખત ભાવના હતી. એ વારંવાર બોલી ઊઠતો—

> व्रजत व्रजत प्राणा अर्थिनि व्यर्थतां गते ।
> पश्चादपि हि गन्तव्यं, क्व सार्थः पुनरीदृशः ॥

આ મહાકવિ ધારે તો સરસ્વતીના કૃપા-બલે ચરણમાં નાણાંની રેલમછેલમ કરાવી દે. એની એ શક્તિની એની ધર્મપત્નીને પ્રતીતિ હતી. આવી નિર્ધન અવસ્થામાં રહેવા કરતાં ભોજ પાસે જઈ સત્કાર મેળવવાને એની પત્ની. વારંવાર વિનંતિ કરતી. પત્નીની આવી વિનવણીને એણે કદી.લક્ષ્યમાં લીધી નહિ. એણે પોતે જ દુર્ભાગિયાની કથની ગાઈ હતી—એ કેમ ભૂલી શકે?

> कुमुदवनमपश्रि श्रीमदम्भोजखण्डं
> त्यजति मदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।
> उदयमहिमरश्मिर्याति शीतांशुरस्तं;
> हत-विधिलसितानां हि विचित्रो विपाकः ॥

પત્નીએ આ શ્લોકનો જ ઉપયોગ કર્યો. પતિની જાણ વિના જ એ રાજા ભોજ પાસે પહોંચી-એણે આ શ્લોક ભોજની સમક્ષ રજૂ કર્યો. મહાકવિઓની વાણીને તો અર્થ પોતે જ દાસ થઈ અનુસરતો હોય છે. માઘની તો કલ્પનામાં પણ નહિ હોય કે એ શ્લોકમાં નિર્દેશ થઈ ગયો છે. સૂર્યના ઉદય સાથે જ

ભોજ રાજાનો ખંડ પણ લક્ષ્મીના મદથી મત્ત થઈ જાય છેઃ શ્રીમદમ્ ભોજરાજ્યમ્ ॥ રાજા ભોજ કવિપત્નીને એક લાખ રૂપિયા આપે છે. પત્ની પતિ પાસે હાજર કરે છે. ઉદારાત્મા કવિ એ પણ છૂટે હાથે વાવરી નાખે છે–આખું જીવન આવી જ નિર્ધન દશામાં વ્યતીત થાય છે. એ કદી ક્યાંય માગતો નથી અને અનન્ય ટેક–થી સરસ્વતીના ગૌરવને અબાધિત રીતે જાળવે છે.

ગુજરાતે આવાં તો કેટલાંય રત્નો જગત સમક્ષ રજૂ કર્યાં છે. માત્ર સરસ્વતીના ઉપાસકોમાં જ મૂર્ધન્ય સ્થાન લેનારી વ્યક્તિઓમાં નરસિંહ મહેતો, મીરાંબાઇ, અખો અને દયારામ મધ્યકાલીન ગુજરાતનાં એવાં ગરવાં રત્નો થઈ ગયાં છે. પોતપોતાની ટેક જીવનના છેલ્લી પળ સુધી એમણે કદી છોડી નથી.

આ પ્રવાહ જમાનો પલટતા છતાંયે ગુજરાતને એ જ જોસથી પ્લાવિત કરતો રહ્યો છે. નવીન યુગના આરંભમાં પ્રાચીન લાટની ભૂમિ–આજના ગુજરાતની દક્ષિણ સીમાએ રહેલા સૂરત જિલ્લાએ એક નરવીર આપ્યો. એ સારસ્વત કવિ નર્મદ. પ્રેમ—શૌર્યની એ સાક્ષાત્ મૂર્તિએ ઉજ્જવળ કરેલા ધોરી માર્ગ ઉપર સરળતાથી ધપતા ગુજરાતી પુત્રોમાં આ નવા યુગમાં થયેલા વીર અને ટેકીલા નરોમાં એ નામ સૌનું ધ્યાન ખેંચી રહ્યાં–તે કવિવર્ય નાનાલાલ દલપતરામ અને મહાત્મા ગાંધીજી.

આમાંના કવિવર નાનાલાલ આ ચાલુ વર્ષના આરંભમાં જ અક્ષરધામવાસી થયા છે. પ્રેમભક્તિનાં અનેકવિધ ગાન અને થનગનાટ રજૂ કરનાર આ ટેકીલો કવિ ગુજરાતનું જ નહિ, સમગ્ર ભારતવર્ષનું એક વિરલ રત્ન થઈ ગયો છે.

ગુજરાતની સીમા જેમ જેમ એના પ્રાચીન સ્થાનમાંથી દક્ષિણ અને દક્ષિણ તરફ વધતી ચાલી તેની સાથે જ તે જ રીતે એ સ્થાનની પ્રજા પણ દક્ષિણ અને દક્ષિણ તરફ આવવા લાગી. શ્રીમાળી અને પોરવાડ વણિકો આજના ગુજરાતની હદમાં ઊતર્યાં તે સાથે શ્રીમાળી બ્રાહ્મણો પણ આવ્યા અને કાઠિયાવાડમાં ઠર્યા. શ્રીમાલના શ્રીમાળી કવિ માઘને ભુલાવે તેવો એ જ જ્ઞાતિનો બીજો "માઘ" સરસ્વતીની અભિનવ અને અજોડ ઉપાસના સાધી અનેક કાવ્યરત્ન અર્પી ગયો. એ તો અજોડ જ કાર્ય થયું. પણ અજોડ રાજવીઓ અને રાજકુમારો શિષ્ય હોવા છતાં, હાથ ઓડવાની તો વાત એક બાજૂ રહી પણ દિલથી એવાઓની મદદની ઇચ્છા નથી કરી, એ તો માઘ પછી ઈતિહાસમાં અમર રહે તેવું બીજું અદ્ભુત કાર્ય છે. છેલ્લાં વીસ વર્ષથી લીધેલો ટેક અવસાનની છેલ્લી ઘડી સુધી અણનમ જ રહ્યો–અને છતાં માધુર્ય, ગૌરવાન્વિત અતિથિસત્કાર અને સમાન ભાવની અમી–નજર એ અણીની પળ સુધી એવાં ને એવાં રહ્યાં હતાં.

ગુજરાતી ભાષાના લલિત સાહિત્યને જગત્સાહિત્યની હરોળમાં મૂકવાની એમની પ્રતિજ્ઞા અનન્ય જ બની રહી છે. યુરોપીય સાહિત્યે મુક્તબંધ શૈલીએ વિસ્તારેલી કાવ્યશૈલીને જોમ આપનારી કવિએ પોતે પ્રયોજેલી અપદ્યાગદ્ય કાવ્યશૈલી, પ્રાચીન છંદોના પૂર્ણ પ્રભુત્વને મૂર્ત કરવાની અસામાન્ય શક્તિ છતાંયે, એમના ટેક જેટલી જ અનન્ય ટેકવાળી રહી છે–આજ સુધી તો એ અનન્ય શૈલીનું એ કાવ્યથી અનન્યત્ર જ રહ્યું છે. ટેકીલાની ટેકને વળી બીજું વટાવનાર કોણ ઉત્પન્ન થઈ શકે ? સરસિંહજીએ 'કલાપી' ઉપનામ ભલે રાખ્યું, પણ કવિ 'કાંત' તો કવિવર નાનાલાલને જ સાચો "કલાકલાપ–યુક્ત" ગણી સુરતાના વાડીના મીઠા મોરલા" સંબોધનની સાર્થકતા અનુભવી હતી–આપણે પણ ગાઇએ કે–

"સુરતાની વાડીનો મીઠો મોરલો"—
કળા કરીને થનગન થનગન નાચતો,
હૃદય–તાર–ઝંકાર મધુર વિસ્તારતો.
પ્રેમ ભક્તિનાં પૂર વહવતો એ ગયો,
રસિક હૃદયનો વિનિમય સંતત સાધતો–
"સુરતાની વાડીનો ગેબી મોરલો"

"ત્યારે તમને 'ઉષા' ન ગમી એમ ને ?" એક મિત્રે પૂછ્યું:

"ના ના. 'ઉષા' ન ગમી એમ તો કેમ કહી શકું ? ખરું કહું તો તો હજી મેં 'ઉષા' પૂરી વાંચી જ નથી." મેં ઉત્તર વાળ્યો.

"હું પણ એ જ કહું છું. 'ઉષા' અધૂરી મૂકીને તમે 'ઇન્દુકુમાર' વાંચવા માંડ્યું એ અમસ્તું જ? હા. પણ તમે તો તે નેપાળી જોગણ પર મોહી પડ્યાં હશો ખરું ને?"

વાત એમ હતી કે, કવિશ્રીનાં કેટલાંક પુસ્તકો એક મિત્રે ભેટ મોકલ્યાં હતાં. 'મેઘદૂત' વાંચ્યા પછી મેં 'ઉષા' વાંચવા માટે લીધેલી અને તે અધૂરી મૂકીને 'ઇન્દુકુમાર' વાંચવા માંડેલું. એ દિવસોમાં ઘર ઘરમાં તો કોણ જાણે પણ યુવાનોને હૈયે હૈયે 'ઉષા' રમી રહી હતી એટલે એ મિત્રે આવો પ્રશ્ન પૂછ્યો હતો.

કવિશ્રીનું કયું પુસ્તક ગમે છે ને કયું નથી ગમતું, એ એકદમ કહેવું મુશ્કેલ પડે. 'જયા-જયન્ત' મારું પ્રિય પુસ્તક છે, અને જયા જેવું સ્રીપાત્ર ગુજરાતી સાહિત્યમાં હજી સુધી બીજું સર્જાયું નથી એમ હું માનું છું. પણ એથી કંઈ બીજાનું મહત્ત્વ ઘટી નથી જતું. એમનું ગમે એ પુસ્તક લઇને ગમે ત્યાંથી વાંચવાનું શરૂ કરો, તોયે ક્યાંક લગ્ન ને પ્રેમનો ઉચ્ચ આદર્શ, ક્યાંક સંસારનું અનન્તનું રહસ્ય, ક્યાંક ધર્મ ને સંસ્કૃતિ, ક્યાંક રસનાં અમીવર્ષણ અને ક્યાંક દિલદઝાડતી જ્વાલાઓ, ક્યાંક વિલાસ ને ક્યાંક ઇન્દ્રિયનિગ્રહ, ક્યાંક રસનિર્ઝરતી કવિતા, ક્યાંક રાજપૂતયુગનું સ્મરણ કરાવે એવું વીરત્વ, એમ કૈં ને કૈં એવું મળી આવે કે એ વાંચવામાં બીજું બધું ય ભૂલી જવાય. આ લખવાની શરૂઆત કરવા પહેલાં મેં 'ઇન્દુકુમાર' શોધ્યું, પણ તેને બદલે 'મણિ મહોત્સવના સાહિત્યબોલ' હાથમાં આવ્યું. અમસ્તું જ એક પાનું ખોલ્યું તો એમાં કવિશ્રી કવિઓના અને કલાકારોના ધર્મનું સૂચન કરતાં કહે છેઃ

# કવિ શ્રીની



# અખંડ તપશ્ચર્યા

શ્રી. જ્યોત્સ્નાબહેન શુકલ

*

'ત્યારે કવિનો ને કલાકારનો ધર્મ શો? આ દેશમાં ને પરદેશમાં આજ હૈયાની કબરો થઇ છે ને દિલની ચિતાઓ ભડભડે છે. લલિતાઓ ને કુમુદો અને કલાપીઓ ને સરસ્વતીચંદ્રો તલસે છે ને તરફડે છે. એ ભાંગેલાં હૈયાં સાંધવાં અને આત્માની ઔષધીઓ ભાખવી એ પણ કવિધર્મ જ ગણાય છે × × આનંદ ને ઉલ્લાસના અમૃતઘૂંટ પાવા, પ્રેરણાની પાંખો પ્રકટાવવી, દીવામાં તેલ પૂરવું ને વાટ સંકોરી પ્રજ્જ્વલિત કરવી, ચેતનશૂન્યને ચેતન દેવાં ને પથ્થરને પીગળાવી રસાર્દ્ર કરવા એ કવિનો વિશેષ ધર્મ છે.'

વળી 'રાજર્ષિ ભરત'નું એકાદ પાનું ઉથલાવું છું, તો યુદ્ધે ચડતા સૈન્યને ભરત પૌરવકુળની યુદ્ધનીતિનો ઉપદેશ આપતા કહે છેઃ

"રણસંગ્રામ પણ પ્રજાજીવન છે,
પૃથ્વીની પ્રજા પ્રજાઓની
પુણ્યપાપની સામુદ્રધુનીઓ છે."

*

" ને એક મારો સંયમાદેશ છે,
પાળો છો તેમ પાળતા રહેજો,
મુલક મુલકમાં વિચરો ત્યાં ત્યાં
રાજલક્ષ્મીને અડચે હાથ દાઝશે
પ્રજાલક્ષ્મીને અડચે હાથ કાપીશ."

આવું છે. શામાંથી કયું રત્ન લાધશે એ ન કહી શકાય. એટલે 'ઉષા' ગમી કે ન ગમી, અથવા 'ઇન્દુકુમાર' વધારે ગમ્યું કે ઓછું ગમ્યું એ પ્રશ્નનો ઉત્તર દેવો અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ. અને એ મિત્રનું પેલું અનુમાન તો સાચું હતું. નેપાળી જોગણ મને ખૂબ ગમી ગઇ હતી. 'જયા–જયન્ત'માં જયા ડુંગરો ચડવાની ને અંધારાં ઉલેચવાની વાતો કરતી પ્રવેશ કરે છે ને આપણું ચિત્ત આકર્ષી લેછે તેવું જ આ જોગણ પણ કરે છે.

જયાની સાહેલી પૂછે છેઃ

" જયા બા ! સહુ જિતાય, પણ મન જિતાતું હશે ? "

જયા કહે છેઃ

" વાયુ બાંધવો ને મન જીતવું સરખાં,
પણ યોગીજનોને ઉભય સુલભ."

દૈત્યોને જીતીને આવેલા જયન્તને, અમરાવતીને ભયમુક્ત કરીને દેવદેવેન્દ્રનું વરદાન લઇને આવેલા જયન્તને જયા સત્કારવા જાય છે. પણ જયન્ત લગ્નની માગણી કરે છે ત્યારે એ કહે છેઃ

" દેહના વિલાસને હજી વાર છે,
ધારણ કર તારું ધનુષ્ય,
બહુ જીતવાનું બાકી છે હજી;
દિલમાંના દૈત્યોને જીત
દેવોને વસાવ દુનિયામાં
ને બનાવ અવનીને અમરાવતી."

અદ્ભુત બાળા છે નહીં ? નેપાળી જોગણનો પ્રવેશ પણ આમ જ હૈયું હલમલાવી મૂકે છે. બાર બાર માસનું બ્રહ્મચર્યવ્રત લઇ એકાંતસેવન કરતા ઇન્દુકુમારને કાન્તિનું સ્મરણ અસ્વસ્થ બનાવે છે ને એ સ્નેહજીવનની દીક્ષા લેતાં ગાય છેઃ

" મહા કલાબ્ધિમાં અતુલ યુગના
ઓઘ શમશે,
સમાધિમાં તારી સખિ !
મુજ રસેન્દુ ય તપશે."

ત્યારે નેપાળી જોગણ પ્રવેશ કરે છે ને કહે છેઃ

" યુવરાજ વીસરશો મા,
આત્માએ કોને કોને કોલ દીધા છે ?
ભગિનીને, દેશભગિનીઓને,
બાન્ધવને, મનુ–બાન્ધવને,
પિતાને, પિતાઓના પરમપિતાને,
સ્નેહીને, સંસારને, દેશને, માનવજાતિને,
કોનું કોનું મહાઋણ ખડું છે ?

કુટુંબ પરિવારનું, લોક લોકનું, પ્રજાનું, દેશનું, સમસ્ત માનવજાતનું કલ્યાણ સાધવાનું છે ત્યાં એક વ્યક્તિની સમાધિ કેમ સાધી શકાય ? સંસાર હોય કે સંન્યસ્ત હોય, ગૃહસ્થાશ્રમ હોય કે યોગાશ્રમ હોય જે હોય તે લોક–કલ્યાણને માટે હોવું જોઇએ એમ આ રીતે કવિશ્રી સૂચવે છે. જુઓને, ઇન્દુકુમાર પૂછે છેઃ

" આદેશ આપો, દેવી !
ડાળે ડાળે કળાઓનાં લુમખાં,
ને કળી કળીમાં વસન્ત પ્રગટે
ત્યાં વિલાસ છે કે વૈરાગ્ય ? "

અને જોગણ કહે છેઃ

" રાજપ્રવૃત્તિની ચાખડીએ ચઢનારને
નથી વિલાસ-સ્વાર્થ માટેની નવરાશ,
કે નથી વિરક્તિ માટેની અશ્રદ્ધા કે
અવગણના."

"રક્ષા, ચારણ, દોહન, મન્થન અનેક
શ્રમવિધિ સાધી સાધી જીવન પોષવાં
ને પ્રફુલ્લવાં એ રાજયોગ જ ધટે છે."

આમ કવિના શબ્દે શબ્દે આર્યસંસ્કૃતિનાં ઊંડાં રહસ્યો ઊકલે છે. લગ્ન, પ્રેમ, સંસાર, પ્રજનન, શિક્ષણ, કલા, રાજનીતિ, યુદ્ધ, પ્રજાપાલન એકે એક બાબતમાં આર્યસંસ્કૃતિના ઉચ્ચતમ આદર્શોનું દર્શન થાય છે. અને નેપાલી જોગણને મુખે દેશનું યે કેવું ભવ્ય દર્શન કરાવે છે ? કહે છેઃ

" ભૂમિશ્રેષ્ઠ ભારત
પશ્ચિમના પાયા માંડનાર,
વૃદ્ધ મહાવીર ગૌતમ ને રામનાં
ભારતે પારણાં હીંચોળ્યાં હતાં.

*

જગતના મહાધર્મોની ધાત્રી
પૃથ્વીના તત્ત્વજ્ઞાનની જનની,
પ્રેમશૌર્યના રણશીંગડા સરીખડી,
અગનભેદી કવિતા ગાતી
વેદોચ્ચારિણી યશસ્વિની અંબા
ભારતમાતા બીજી નથી અવની ઉપર.
એના વિજયટંકાર રક્તરંગી નથી.
દેહના નહીં પણ દૈવી છે,
આત્માની પરમશાન્તિના છે.
જડના નથી, ચેતનના છે;
યુગ યુગથી લૂંટાય તોય શણગારવતી,
સૈકે સૈકે ઘવાય તોય સજીવન,
નક્ષત્રમાળાની પરંપરા સમી
તેના ધર્મોધ્ધારકોની પરંપરા
જીતનું આકાશ હોય તો તેમાં સમાય."

ભગવાં એટલે જ સંન્યાસ નહિ, દેવદર્શન એટલે જ ભક્તિ નહિ, સમાધિ એટલે જ તપશ્ચર્યા નહીં. પણ એવા કશા યે બાહ્ય આડંબર વિના મનુષ્યનું મનુષ્યત્વ ખીલવવા માટે, કરમાતાં ફૂલોને પ્રફુલ્લ બનાવવા માટે, ભડભડ બળતા સંસાર પર અમૃતસિંચન કરવા માટે કવિશ્રીએ અખંડ તપશ્ચર્યા કરી; પોતે કરી એટલું જ નહીં પણ આ મહાકવિ જેમને

## કવિવર ન્હાનાલાલને
## પુણ્યાંજલિ





કવિવરે ન્હાનલે, અવગણ્યાં દુઃખને
સર્જ્ય ને સૌખ્ય, સંસારઃ માણ્યાં !
ધર્મપત્ની સહિત ગુર્જરીમાં ઘૂમ્યાં !
દમ્પતી દેવસમ, પુનિત નીવડ્યાં !

નયન, વદને કરે; ચરણથી અનુસર્યો
સંત-સંજીવનને, ચરિત ઉજળે !
લગ્નસ્નેહોત્સવે, લાડિલાં લ્હેરતાં-
સાભ્રમતી, રાજનગરે જ હિન્ડે !

ક્રાંતદ્રષ્ટા કવિ ! નવયુગે, નીરખંતો !
મન—હૃદય દેશનાં તું, જગવતો !
જીવનભર જાગ્રતિ, વિજયડંકે, ધરી,
બૃહદ્ ગુજરાત, સંગીત ગજવતો !

મંગલોત્સવ મહામૃત્યુનો ઉજવિયેઃ
સ્નેહઃ આનન્દઃ સૌન્દર્યઃ ઝીલિયે !
આંસુ સાચાં લુછ્યાં નહિ વિરલ વ્યક્તિયે !
પુણ્યની અંજલિ ત્યાં જ ધરિયે !

લલિત

" અપવિત્રો પવિત્રો વા
આ કાવ્યે રસ હોય જે,
ત્હારા ગાર્હસ્થ્યઅગ્નિના,
પુણ્યે તે પરિશુદ્ધ જે."

તથા

" પૃથ્વી વિષે કાંઇ પુરાણ કાળથી
આર્યોની કીર્તિ પ્રસરી કુલશ્રી શી;
જગતયશસ્વી, સખિ ! આર્યલક્ષ્મી તું,
પ્રાચીન આર્યત્વની કીર્તિમૂર્તિ તું."

એવું કહે છે એવાં સાધ્વી શ્રી માણેકબાઇના સાહચર્યમાં એ તપશ્ચર્યા કરી અને આપણને અણમોલ સાહિત્યધન આપ્યું.

માનવજીવન એમને અમૂલ્ય લાગે છે. એ જીવન વેડફાઇ જતાં જોઇને એમને પારાવાર દુઃખ થાય છે. માનવીની પશુતા જોઇને એમને ભારે આઘાત લાગે છે. જિંદગી એટલે એમને મન 'કલ્યાણયાત્રા' છે, અને એટલે જ પોતાના આદર્શ ને પોતાની ભાવના એઓ જુદાંજુદાં પાત્ર રૂપે વ્યક્ત કરે છે.

જયા શું કરે છે ? જગતના વૈભવોથી, દેહના સૌન્દર્યથી કે વસ્ત્રાભૂષણથી એ સંતોષાતી નથી. જન્મતિથિ જેવા દિવસે એ તાપસીનો વેષ સજે છે અને 'જિંદગી એટલે શું !' એવા ગહન ચિંતનમાં ડૂબે છે. જયન્ત પર એને ઉત્કટ પ્રેમ છે અને છતાં કહે છે 'દેહના વિલાસને હજી વાર છે.' એ મહત્ત્વાકાંક્ષી છે. એની નિર્મળ ભાવના ને પ્રકાશ માટેની એની વાંચ્છના ને શ્રદ્ધા જોઇને પળવાર આપણે થંભી જઇએ છીએ. જગતનું ઝેરી વાતાવરણ એને સ્પર્શી જ શકતું નથી. એ કહે છેઃ "સૌન્દર્ય શોભે છે શીલથી ને યૌવન શોભે છે સંયમ વડે." માનવજાતની અવનતિ, પૃથ્વીમાં પ્રસરી રહેલી પશુતાથી એનું હૃદય બળે છે. કહે છેઃ

" સૌન્દર્યના શિકાર વધવા માંડ્યા છે હવે."

કેટકેટલી પવિત્ર કન્યાઓ પાપી પુરુષોને હાથે લૂંટાતી હશે, કેટકેટલા રાવણો સીતાલક્ષ્મીનાં હરણ કરતા હશે, એ વિચારે એનું હૈયું વલોવાઈ જાય છે અને કહે છેઃ

" દિલમાં મારે લ્હાય, દુનિયા તેમાં પરજળે,
એ અગ્નિ હોલાય એવું જયન્ત ! વર્ષજે."

માનવી જીવનની પશુતા જોઇને આવા અગ્નિએ કવિશ્રીના હૈયાને પણ દઝાડ્યું હશે ! અરે રે ! એ કલ્પના પણ કેવી ભયંકર છે ! ગુજરાતી સાહિત્યને અને ગુજરાતની જનતાને જેમણે સતત રસપાન કરાવ્યું, ટીપે ટીપે નહિ પણ ખોબલે ખોબલે અમૃત છાંટ્યું, એમને યે જયાની જેમ " દિલમાં મારે લ્હાય " એવું થયું હશે એમ ?

" જ્વાલામુખી શું સળગે સુધાકરે ! " ૦

એ પણ કવિશ્રીનું જ ચરણ છે. આ વિચાર હૈયું વલોવી નાંખે છે. પણ એમ તો ગાંધીજીના હૈયામાં કયાં લાવા નથી ઊકળતો ? ઋષિઓ, તપસ્વીઓ, મહાત્માઓ કોઇ ને કોઇ રીતે જીવનની ધૂપસળી સળગાવે છે અને એની સુવાસથી ગંદકી દૂર કરીને વાતાવરણને સુવાસિત અને પ્રફુલ્લ બનાવવાનો પ્રયત્ન કરે છે.

કવિશ્રી નથી, પણ એમની તપશ્ચર્યાનાં ફળરૂપે મળેલી એમની સાહિત્યકૃતિઓની સુવાસ અને કવિશ્રીના જીવનની સુવાસ ગુજરાત ભૂલી શકે એમ નથી. એમનું સાહિત્ય સમજવાનો અને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન થાય તો સંસાર સુસંસ્કૃત થાય અને મહેકી રહે એવી મને શ્રદ્ધા છે.

કવિ ન્હાનાલાલની સૂરતને માટે સદાય મીઠી નજર રહેતી. ક્યાં તો "જયા-જયંત." એને ત્યારે સાંપડ્યું તેથી હોય, યા તો કદાચ વર્ષો પર નર્મદની છબીનું અનાવરણ કરતાં નગીનચંદ હોલમાં કવિએ કહ્યું હતું તેમ દલપતપુત્ર નર્મદનો ભત્રીજો છે એવી ભાવનાને લીધે હોય. કારણ ગમે તે હોય, પણ સૂરત પર નજર એમની સદાય મીઠી રહેતી તેની કોઈથી ના કહેવાય તેમ નથી.

*

અને ન્હાનાલાલના રાસની મીઠાશ ક્યાં આપણે ઓછી માણી છે? મેળાવડામાં ને લગ્નમંડપમાં એના જ ગરબા ગવાતા, ભાલણ. મીરાં ને નરસિંહ, દયારામ પછી એકસરખો રસ, નવીનતા ને આકર્ષણ એના ગરબા સિવાય કોઈના ગરબાએ આપ્યા નથી.

કહેવત છે કે 'આપકી કુસકી ઔર પરાઈ લાપસી' તેમ કવિને માટે આપણે કર્યું છે. એમનો કનક મહોત્સવ કે હીરક મહોત્સવ ઊજવ્યો તે ખરું, પણ એટલું તો ઘણાયને માટે થાય છે. સંસ્કૃતમાં એક શ્લોક છે કે બીજી આંગળી પર કોનું નામ ગણાવવું તે ન સમજાયું એટલે તેને અનામિકા કહી. આપણે આધુનિક કવિમાં ન્હાનાલાલની સાથે મૂકી શકીએ એવું નામ કોઈનું જોયામાં કે જાણ્યામાં નથી. ને છતાંય તેની કદર થવી જોઈએ તેના પ્રમાણમાં ઓછી થઈ, કારણ કે એમને વાડો બાંધતા આવડતો નહોતો. સ્વભાવે કંઈક તીખા પણ ખરા. નર્મદના વંશજ એટલે લાગે તેવું કહી દે. મનમેળ ન હોય ત્યાં તે મેળ ન જ બતાવે. પ્રેમભક્તિ એ એમના ગ્રંથોનું સામાન્ય નામ હતું. પ્રેમભક્તિ એટલે મીઠાશ-તીખાશ ને!

*

કવિશ્રી નરસિંહરાવ ને કવિશ્રી ન્હાનાલાલ સાહિત્યસમરાંગણના સદાયના લડવૈયા. છતાંય

કવિવર નાનાલાલ ઇ. ૧૮૯૫માં મુંબાઇ એલ્ફિન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે.



# પાંચજન્યની ભવ્યતા

લેખિકા:

**શ્રી. જયમનગૌરી પાઠકજી**

*

સત્યભાષી નરસિંહરાવે મુંબઈની સાહિત્ય પરિષદમાં જનતાને કહ્યું હતું કે "જયા જયંત તો તમે વાંચ્યું હશે; ન વાંચ્યું હોય તો શરમ છે." આવા સમર્થ વિવેચક, આવું સુંદર પ્રમાણપત્ર આપે તે જોતાં ન્હાનાલાલ અને તેમની કૃતિ સાથે નરસિંહરાવ અને તેમના વિવેચનને પણ સહજ માથું નમી પડે તેવું છે.

*

'આપણી કવિતાસમૃદ્ધિ'માં કવિશ્રી ન્હાનાલાલના "મ્હારા કેસરભીના કંથ" માટે બળવંતરાય ઠાકોરે લખ્યું છે:—

'આવાં સર્વાંગ સમ્પૂર્ણ ગીત ગુજરાતીમાં બહુ ઓછાં છે. ભાષા, સ્વરવ્યંજન, યોજના, પ્રાસ, લય અને વિરામ, તાલ અને સુરાવલિ, વાચ્યાર્થ અને સાથે સાથે આવતાં પેરા સૂચનો:

રતી, કુટુંબવત્સલ, અને ક્ષમયાધરિત્રી સરખી એમની ગૃહિણી છે.

લગ્નસ્નેહને તેમણે વિશ્વપ્રેમના પગથિયારૂપ માન્યો છે. આ સ્નેહ તે સામાન્ય નહિ, પણ આત્મલગ્નમાં પરિણમતો પ્રેમ. માટે જ કવિએ 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવા.' કહ્યું છે ને? તેમને મતે 'લગ્નસ્નેહનો વિશ્વક્રમમાં હેતુ એ જ છે કે, જગતમાં દિવ્યતા ઉગાડી તેનાં રસકુસુમો સ્વર્ગમાં લઇ જવાં.' વળી યતાત્માઓ માટે તો કવિનો આદેશ છે કે 'જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં શરીર નથી એવું બ્રહ્માંડમીમાંસાનું ન્યાયસૂત્ર;' અને આવા યતાત્માઓનું જીવનકાર્ય છે વિશ્વસેવા.

આમ સ્નેહલગ્નમાંથી પરિણમતા લગ્નની વિશુદ્ધતા અને પવિત્રતાનાં યશોગાન ગાવાં એ જ આર્યસંસ્કૃતિના ઉપાસક કવિના સર્જનનો પ્રધાન હેતુ છે.

આ ઉપરાંત ભક્તિ પણ તેમના કવનનું મુખ્ય અંગ ગણાય. અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં ભક્તિનાં ગાન ઓછાં થતાં જાય એમ કહેનારને ન્હાનાલાલની યાદ આપવી ઘટે છે. 'સ્તુતિનાં અષ્ટક,' 'હરિનાં દર્શન', 'સિંધુનીરે' જેવાં કાવ્યોમાં એમનો ભાવભીનો ભક્તિભાવ વ્યક્ત થાય છે. 'સ્તુતિનાં અષ્ટક' માં ગીતાની ભાવનાઓ સાંગોપાંગ ઉતારી કવિ કોઇ સ્તોત્રકારના આત્મામાંથી બોલી રહ્યા હોય એમ લાગે છે. 'સિંધુનીરે' અને 'હરિદર્શનમાં'' રહેલો આરઝૂ એ ભાર અનુભવ્યા વગર આવવી મુશ્કેલ છે. 'જિંદગીના પડછાયા'માં ગીતાબોલ્યા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો કવિ દર્શાવે છેઃ

'પિતા પેલો આથે જગત વીંટતો સાગર વહે
વહો એવી નિત્યે અમજીવનની સર્વઝરણી
કે ''નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે,
નાથ વાયુના જેવા રે, સદા મુજ ઉરમાં વહે.''

જેવી ભવ્ય છતાં સૌન્દર્યોન્વિત મધુર પદાવલિ વિરલ જ છે.

સર્જનના આત્મા પરત્વે જેમ પ્રેમ અને ભક્તિનો પ્રધાન સૂર જણાય છે; તેમ સર્જનનાં દેહપરત્વે ( *form* ) જૂજવે રૂપે કવિતા જ આવિષ્કાર સાધે છે એમ લાગ્યા વિના રહેતું નથી. કવિએ કાવ્ય ઉપરાંત નાટક, વિવેચન અને નિબંધ લખ્યાં છે, પણ એ સહુમાં આજન્મ કવિની 'નિસર્ગશક્તિ જ કામ કરતી જણાય છે. શબ્દબાહુલ્ય, કલ્પનાવિભવ, માધુર્ય અને વિરાટભાવના એમનાં સર્જનને કાવ્યમય કરી મૂકે છે. એમનું ગદ્ય એ સાદું ગદ્ય નથી પણ મધુર શબ્દપ્રવાહ છે. રુચિર અને સુષ્ઠુ ઊર્મિગીતોથી ખચિત નાટકોમાં દેશકાળની કે વસ્તુની કાર્યકારણ સંકલનાની એકાગ્રતા ન હોવાથી ઉચ્ચોચ્ચ કૌતુકપ્રિય ભાવનાવિહાર જ એમાં જણાય છે, અથવા કવિના શબ્દોમાં કહીએ તો '' વીણ્યાં ફુલડાં ગૂંથનાર રસમાળીનું કલાવિધાન '' જ એમાં છે. વિવેચનમાં પણ એમની દૃષ્ટિ રસદર્શી જ રહી છે. એટલે પ્રધાનપણે શ્રી. ન્હાનાલાલ કવિ જ છે—પછી ભલે એ ગમે તે સાહિત્યપ્રકાર હાથ ધરે.

ગુજરાત યાદ કરશે તે ગુજરાતણના કંઠે વસેલા રાસકવિને, — મંજુલ ઊર્મિગીતોનાં વિધાયક, અને '' વિરાટનો હીંડોળો, '' કે '' શતદલ પદ્મમાં પોઢેલ ''ની વિરાટ ભાવના આપનાર કવિને. ભવિષ્ય સ્મરશે તે એમની પદાવલિમાં રહેલ ભવ્યતા (sublime) અને સૌન્દર્ય ( Beautiful ) ના અનન્ય અને વિરલ સંમિશ્રણને; પછી ભલે એમનાં નાટકો દસ્ય ન હોય કે ડોલનશૈલી વિવાદગ્રસ્ત હોય.

આજ એ મધુર ઊર્મિગીતોનો ગાયક આપણી સમક્ષ નથી, છતાં લોકહૈયે વસેલો છે. કવિએ જ નથી ગાયું ? કે—

અસત્યોમાંહીથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા
ઉંડા અંધારેથી પ્રભુ પરમતેજે તું લઇ જા.''

સત્ય અને તેજોમય પંથનો એ પથિક એનાં સર્જનદ્વારા સત્ય અને તેજની ઝાંખી સદાય કરાવતો જ રહેશે.

# કવિશ્રી નાનાલાલ



અને

# ગુજરાતણો

શ્રી. પ્રિયબાળા શાહ એમ. એ.

*

કવિ નાનાલાલને સમગ્ર સ્ત્રીજાતિ પ્રત્યે ખૂબ જ આદર છે. તેમની દરેક કૃતિઓમાં સ્ત્રીસન્માન તરી આવે છે, છતાં પણ ગુજરાતણો માટે તેમને પક્ષપાત છે.

'ગુજરાતણોને કવિશ્રી ભાવી ગુજરાતની અંબાઓ, જનની, ધાત્રી, પોષક, પ્રેરક પાંખ ગણે છે.' આથી આગળ વધીને તેઓશ્રી કામધેનુ સમી કુલમન્દિરની મહાદેવી તેને કહે છે. સ્મૃતિકારના મન્ત્રોપદેશને પણ તે અક્ષરશઃ ઉતારે છે.

કવિશ્રી કહે છે કે 'ગુજરાતનો વિકાસ જોવો હોય તો ગુજરાતનું નારીજીવન જુઓ.' આ રીતે તેમણે સ્ત્રીજાતિનું સ્થાન સમગ્ર દેશને મોખરે મૂક્યું છે. તેનું મૂલ્યાંકન કરતાં તેઓશ્રી કહે છે કે 'ગુજરાતમાં થઇ ગયેલા રાજતન્ત્રીઓ, જગતવ્યાપારીઓ, સાક્ષરો, કવિઓ, તપસ્વીઓ, વગેરે ગુજરાતે જ ભારતને દીધાં છે. તેનો પ્રતાપ તો ગુજરાતણને જ ઘટે છે. એ મૈયાઓ ના હોત તો, ગુજરાત ક્યાંથી જન્મત?' આ રીતે ગુર્જર સુન્દરીને તો ગુર્જર પુરુષાતનની માતા કહી છે.

ગુજરાત રસ, કવિતા સૌન્દર્ય ભાવના વગેરેથી ભરપૂર છે. તો આ બધું ગુજરાતમાં આવ્યું ક્યાંથી? આ સવાલનો પણ સાદો ઉત્તર આપતાં કવિશ્રી કહે છેઃ 'ગુજરાતણના હૈયાના અક્ષયપાત્રમાંથી; કુટુંબ–વત્સલા ગુજરાતણના આત્માનાં અમૃતસરોવરમાંથી.'

ગુજરાતણને સૌ કોઇ રસિકપણ અને ગૃહિણી તરીકે ઓળખે છે. કારણ કે ગુજરાતના કુલકુલમાં કુલયોગિનીઓ છે. આ કુલયોગિની-ઓને અંતરથી વંદતા કવિ કહે છે કે

'માહરા કુલમાં બીજે, જ્યહાં હો ત્યહાં,
એ તપસ્વિની!
નમો–નમો, મહાદેવી! નમો કુલયોગિની'

આ રીતે ગુજરાતણના ગૃહભાવ વર્ણવતા સંસારિણી ગુજરાતણને કવિ રમઝૂમતા રથ જેવી કહે છે.

ગુજરાતણના ગુણો વર્ણવતાં તો પાર જ નથી આવતો. સ્ત્રીઓના વર્ણનમાં કવિનું કવિત્વ બરાબર ખીલી ઉઠે છે.

" દુઃખમાં દાઝે નહીં; સુખમાં માચે નહીં; શુકલ પક્ષમાં વધે નહીં; કૃષ્ણ પક્ષમાં ઘટે નહીં; બારે માસ ને બધીએ રાશિઓમાં ને છયે ઋતુઓમાં પ્રફુલ્લતો વિહરે તે સૂર્ય, અને સ્ત્રી પણ સૂર્ય સમાન છે. પણ સૂર્ય પેઠે તે ઝબકતી નથી. આવી સ્ત્રી જેને માંડવડે હોય તે કુલમંદિરિયે તો વસન્ત–પંચમી જ પધારેલી છે."

સમગ્ર ભારતનો વિચાર કરતાં કવિશ્રી પૂછે છે કે 'ભારત આજ સજીવન શાથી છે?' તેના જવાબમાં પણ પોતે બધો યશ ભારતના

નારીકુલને જ આપે છે. માતાઓ ને પત્નીઓ, પ્રિયતમાઓ ને રૂપસુન્દરીઓ, રણચંડીઓ ને રાણીદેવીઓ, વિદૂષીઓ ને સંન્યાસિનીઓ, સતીઓ ને જોહરના જ્વાલામુખી જગાડનારીઓ આવા દ્વન્દ્વો જ ભારતનું સર્વોત્તમ છે. પૃથ્વી-ખંડે તે શોધ્યું નહીં જડે. ભારતની કીર્તિ-કલગી સમી રમણી-મણિઓ ધરતીખોજે શોધી નહીં જડે."

કવિસમ્રાટ સ્ત્રીને ભારતની યશકલગી ગણે છે, છતાં પણ તેમની ફરજોનું ભાન કરાવવાનું તેઓશ્રી ચૂકતા નથી. અને કહે છે કે 'આપણો ધર્મ જરજરી ગયો નથી, આપણાં કર્તવ્ય કદી જૂનાં થતાં નથી. માટે આપણે તે કરવાનાં અને પાળવાનાં છે. વળી આપણી દૈવી સંપત્તિ પણ ખૂટી ગઇ નથી, લૂંટાઇ ગઇ નથી. સદસદ્ સૌ શક્તિઓ એવી જ પૂરયૌવનમાં છે માટે તેનો યથોચિત ઉપયોગ કરવો.

સંસારના કામની વહેંચણીને પરિણામે સ્ત્રીના વિશેષ ધર્મ પુરુષના ધર્મથી નિરાળા છે, એટલું તો હવે સ્પષ્ટ જ છે. દેહના અને આત્માના મનુષ્યધર્મ ઉભય માટે એક સરખા છે, છતાં સ્ત્રી તે સ્ત્રી જ છે અને પુરુષ નથી. એ રીતે પુરુષ તે પુરુષ જ છે અને સ્ત્રી નથી. આ રીતે ઉભયના વિશેષ ધર્મ નિર-નિરાળા જ છે.

**સ્ત્રીઓનો પહેલો વિશેષ ધર્મ તે પત્ની-ધર્મ**—કન્યકા મટી વધૂ બને, કૌમારને આરેથી ઊતરી લગ્નને તીરે જઇ બેસે ત્યારથી સૌ સ્ત્રીઓને પત્નીધર્મ પ્રાપ્ત થાય છે. સંસારની સફર આદરતી સ્ત્રીઓને કવિ આદેશ આપે છે કે, સ્ત્રીજાતિની સ્વાભાવિક સરલતા, ઉચ્ચતા, સ્નેહાળતા, ધાર્મિકતા અને શ્રદ્ધાને જરાયે ગુમાવશો; નહિ; બલકે વધારજો.

**બીજો વિશેષ ધર્મ: ગૃહિણીધર્મ.** લગ્નવ્રત લીધું કે તરત જ ઘર સ્થપાયું. આ રીતે ગૃહનો માંડવો રોપાયો. ગૃહની વ્યવસ્થા-ઘર સંસાર ચલાવવો એ પત્નીધર્મથી નિરાળી વાત છે, છતાં બન્નેની અખંડ મેલડી છે. લગ્નવ્રતમાંથી જ એ બન્ને જોડકી બહેનો જન્મે છે. ગૃહિણી-ધર્મમાં કવિ સૂચન કરે છે કે 'કુટુંબમાંથી ક્લેશ ઘટે, સંપ વધે, શરીરનું આરોગ્ય અને ચિત્તની પ્રસન્નતા, સુખ સંતોષ અને શાંતિ સદા વિકાસ પામે તેવું કરજો. તમારો મંડપ એવો રચજો કે તેમાં તાપ કે સંતાપ ના આવે. તમારી આંખડીમાં અમી રાખજો, તમારા હાથમાં કર્તવ્યચાતુરી રાખજો, તમારી જીભમાં મીઠાશ રાખજો અને ચરણમાં હેત રાખજો. આ રીતે સુંદરી જો પોતાની સુન્દરતા પ્રગટવા દે તો યે જગતનાં વડાં સૌભાગ્ય ઊઘડે.'

**ત્રીજો વિશેષ: ધર્મ સંસારિણી ધર્મ** સંસાર આપણું ચોપાસથી રક્ષણ કરે છે માટે તેને માટે આપણા અનેક ધર્મ છે. સંસાર અનેક રીતે આપણી સુશ્રૂષા કરે છે માટે આપણે એ સંસારની સુશ્રુષા કરવી. સંસારસેવા કરવાના અનેક માર્ગ છે, જેમકે સંસારમાંના વડીલો ભણી પુત્રીભાવ, સંસારમાંના સમાનવયી ભણી ભગિનીભાવ, અને સંસારમાના નાનેરાંઓ ભણી માતૃભાવ.

કોઇ પણ દેશમાં, કોઇ પણ પ્રજામાં, ધર્મની રક્ષક, સંસારની જતન કરનારી, *સંસ્કૃતિની પુત્રી ને માતા સ્ત્રીજાતિ છે.*

કવિસમ્રાટ સ્ત્રીઓને આશિષ આપે છે કે 'જ્યાં જ્યાં ગુર્જરી ભાષા બોલાય છે ત્યાં ત્યાં ગુજરાત જ છે. ગુજરાતનાં એ પુરાણાં પરાક્રમ અને દૈવી સંપત્તિના વિજય હજુ આથમ્યા નથી. એ વિજયને વધારે યશસ્વી કરે એવાં સંતાન ગુર્જરદેવીને ખોળે મૂકજો. એ જયકીર્તિને વધારે ઉજ્જ્વલ કરે, પાવન કરે એવા મહાભાગ દેવપુત્રો અને દેવપુત્રીઓની જનનીઓ થજો.'



# 'પવિત્રતાનો પુંજ'

કુ. ચૈતન્યબાળા જયેન્દ્રભાઈ દિવેટિયા

*

'શું શું સંભારૂં ? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ યે?
પુણ્યાત્માનાં ઊંડાણે તો આભ જેવાં અગાધ છે.'

**કવિશ્રી** ન્હાનાલાલનો ક્ષરદેહ આજ જગતના મહાસાગરમાં વિલુપ્ત થયો છે, પરન્તુ તેમનો અક્ષરદેહ જ્યાં સુધી ગુજરાતી ભાષા જીવશે ત્યાં સુધી અમર છે. આભ જેવી અગાધ સાહિત્યસમૃદ્ધિ તેઓ ગુજરાતને ચરણે મૂકતા ગયા છે. આજ સાહિત્યજગતમાં એક યુગ પૂરો થયો છે. 'પ્રેમભક્તિ'ની નિરાળી વાણીના ડોલનમાં એ પુણ્યાત્માની ભવ્યતા અને એમના સૌંદર્યનું દર્શન થાય છે.

'વસંતોત્સવ'ના સર્જનથી કવિની કલમ શરૂ થઈ. પિતાની સાહિત્યસેવાને સુપુત્રે અપનાવી, પોતાની કરી, સમૃદ્ધ બનાવી, રસ અને સૌંદર્યના સાગરમાં તેને વહેતી મૂકી, કલ્પના તેમજ ભાવનાના પૂરમાં તેને નવરાવી, સૌંદર્ય તેમજ ભવ્યતાના ભંડારથી તેને ભરી દીધી અને આ સર્વથી મુગ્ધ બનેલા 'કાન્તે' 'ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ' એ રીતે તેને ઉમળકાભેર આવકારી.

કવિના જીવનને વીરનર્મદના જીવન સાથે સરખાવી શકાય. એવું જ અડગ ટેકીપણું કવિમાં હતું. નોકરીનો ત્યાગ કરી સાહિત્યને ચરણે જો કલમ મૂકી હોય તો આ બે વીર જોદ્ધાઓએ. 'પ્રેમશૌર્ય' અને 'પ્રેમભક્તિ' બંને સાહિત્ય–વીરોએ શારદાની ઉપાસનામાં જ જીવન સમર્પણ કર્યું. એ અડગ ટેક માટે એમને ઘણું સહન કરવું પડયું પરન્તુ વીરને તે ડરવાં શાં ? ગુજરાતી સાહિત્યને આથી અનેરો લાભ થયો.

કવિશ્રીનાં નાટકો ભાવના પ્રધાન હોય છે. ભાવનાના નિરૂપણ અર્થે જ એનાં પાત્રો યોજાયેલાં હોવાથી નાટકોનું વાતાવરણ પણ અદ્ભુતરસિક હોય છે. રોમેન્ટિક પ્રકૃતિના કવિની કૃતિઓમાં સૌંદર્યદૃષ્ટિ તેમજ પ્રકૃતિપ્રેમ પશ્ચાદ્ભૂમિ તરીકે જોઈ શકાય છે. આ પ્રકારનાં વિશિષ્ટ નાટકોના સર્જન અર્થે સામાન્ય વ્યવહારુ-ગદ્યની ભાષા કરતાં કોઈ ઊંચા પ્રકારની કાવ્યની સમીપ પહોંચતી વિશિષ્ટ પ્રકારની શૈલીનો જન્મ કવિને હસ્તે થયો છે. ભાવનાશાળી પાત્રોના મુખમાં સામાન્ય ગદ્યશૈલી કરતાં પ્રસંગોચિત આવેશને અનુકૂળ ભાષા મળી રહે છે. મિતાક્ષરી છતાં એ શૈલી યથાપાત્ર નથી બની શકતી અને તેથી કોઈ જગ્યાએ અવાસ્તવિક, આડંબરી લાગે છે, છતાં તે કવિનું જ ગાંડીવ છે.

નાટકોમાં વિશેષ ધ્યાનપાત્ર છે તે તેમાં રહેલાં ગીતો. સંગીત અને કાવ્યનો સુમેળ તેમાં જોઈ શકાય છે. આ ગીતો સ્વતંત્ર રીતે લખાયેલાં હોય છે અને નાટકોમાં ઉચિત રીતે મૂકી દીધાં હોય છે, ધ્વનિ અલંકારે, કલ્પના લાલિત્ય, ભાષામાધુર્યથી ગીતો સુમધુર બન્યાં છે.

વસન્તના કવિ ગાયક છે. અને તે તેમની પ્રિય ભાવના છે. કવિની સર્વધર્મસમન્વયની ભાવના 'વિશ્વગીતા' તેમજ 'શાહનશાહ'માં વ્યક્ત થાય છે. દામ્પત્યસ્નેહની ભાવનાનું

અને પોતાના રાસફૂલડાં છલકંતી–મ્હેકંતી છાબ સમર્પે છેઃ

આ તમ કાજે ભરી છાબ, ગીતનાં ફૂલડાંની;
લ્યો સત્કારો રસથાળ, એટલી મહેમાની.

અંતરના ઉમળકાથી અર્પેલા કવિના રાસોને ગુજરાતણોએ ભાવથી અપનાવી લીધા છે. જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં એ રાસો પવનની પાંખે ઊડીને ગયા છે. બીજા કોઇ વર્તમાન કવિના રાસ ન્હાનાલાલ જેટલા –થોડાક અપવાદ સિવાય–ગુજરાતને ખૂણે ખૂણે ફરી વળ્યા નથી. એ કવિને માટે પરમ-ગૌરવની વાત છે.

કવિવરે પોતાના કાઠિયાવાડના નિવાસ દરમિયાન અનેક રાસમરજાઓની રમઝટ જોઇ હતી. તેનો તલસ્પર્શી ઊંડો અભ્યાસ કર્યો હતો. એ રચનાઓનું રસપાન કરી હૃદયમાં એને બરોબર પચાવી હતી. લોકગીતોના લાડીલા અણમૂલ ઢાળોને પોતાના કરી લીધા હતા. અને આવા તપ પછી સિદ્ધિ મળે એમાં કાંઇ નવાઇ છે ? પરિણામે ન્હાનાલાલ ગુજરાતને પોતાના રાસોની મોહિની લગાડી શક્યા, એટલું જ નહિ, નવા કવિઓને પણ રાસ રચવાની પ્રેરણારૂપ એમના રાસો થઇ પડ્યા.

પોતાના પુરોગામીઓનું ઋણ દરેકને માથે હોય છે. કવિના કેટલાક રાસો ઉપર સ્વામિનારાયણ સંપ્રદાયનાં ગીતોની, લોકગીતોની, તેમજ નરસિંહ, મીરાં ને દયારામની કૃતિઓની સારી જેવી અસર જોવામાં આવે છે, છતાં જૂનાને નવો ઓપ આપવાની કવિની કલા અદ્દભુત છે–હૃદયસ્પર્શી છે–અનોખી છે. સ્વામિનારાયણ સંપ્રદાયનું એક ગીત છેઃ 'મારા કેસરભીના કાનરે, ઊભા ગંગાજીને તીર.' માઢ રાગમાં ગવાતું એ ગીત કવિના અંતરમાં ઊતરી એનું નવું વીરરસપૂર્ણ સ્વરૂપ સર્જાયુંઃ

'મારા કેસરભીના કંથ હો!
સિધાવોજી રણવાટ.'

એ જ રીતે રસકવિ દયારામની ગરબીઓના એ પ્રસંસક અને અભ્યાસી હોઇ "રોક્યો પનઘટ રસિયારાજ! પાણીડાં કેમ ભરિયે!" એ ઢાળની પ્રેરણા એમણે એક અલબેલો તત્ત્વજ્ઞાનપૂર્ણ રાસ 'વિશ્વગીતા'માં આપ્યો છેઃ

'સખિ! આવે આવે ને ઓસરે,
પાણીડાં કેમ ભરિયે?
એવાં માહિષ્મતીનાં નીર;
પાણીડાં કેમ ભરિયે!
સખિ! કાળના કૂવાને કાંઠડે,
પાણીડાં કેમ ભરિયે?
મહીં માંડી દિશાઓના દોર,
પાણીડાં કેમ ભરિયે?'

આમ નવું પ્રાણતત્ત્વ મૂકવાની એમની જે ખૂબી છે તેને લીધે એનાં મૂલ્ય અનેકગણાં વધી જાય છે. એમના 'હલકે હાથે નાથ મહિડાં વ્હલોવજો'ના અતિ પ્રચલિત થયેલા રાસ ઉપર નરસિંહ મહેતાની સંપૂર્ણ અસર છે એ જાણીતી વાત છે; પણ છેલ્લી કડીમાંઃ 'ન્હાનીશી ગોરસીમાં જમનાજી ઊછળે'માંની સ્વતંત્ર કલ્પના એ રાસનું મૂલ્ય અનેકગણું વધારી દે છે. હૈયાની ન્હાની ગોરસીમાં રાસનું રસતત્ત્વ તૈયાર થઇ ગુજરાતણોને મળતું જ ગયું છે.

જગતને નવજીવન દેતી 'વસંત' કવિને ઘણી પ્રિય છે. અને તેથી કવિએ વસંતના અનેક રાસ રચ્યા છે. ગુજરાતભરમાં પ્રસિદ્ધિ પામેલો એમનો 'વસંત લ્યો'નો રાસ 'વસંત' લેવાનું સૌને નિમંત્રણ આપે છેઃ

'મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી, હો રાજ!
કોઇ વસંત લ્યો; વસંત લ્યો!'

તેવો જ બીજો રાસ 'વસંતપંચમી'નો છેઃ

'આજે વસંતની પંચમી, વસંત લ્યો!
જગને ઝીલાવે દેવનાં અમી, વસંત લ્યો!

*

આત્માની પાંખડીએ ફરફરે વસંત લ્યો !
ટોડલે બેસીને મેના વરવરે, વસંત લ્યો !'

*

છાબ ભરી આવ રસમાલણી વસંત લ્યો !
ટહુકે વૈતાલિણી વસંત લ્યો, વસંત લ્યો !'

નવચેતનનો સાજ સજીને વસંત પધારે છે ત્યારે જગત નવું નવું લાગે છે.—જાણે જગતને વસંતે સંજીવની છાંટી. કવિ વસંતની વાંસળી સાંભળે છેઃ

'હાં રે ! જુગ જાગે, રે જુગ જાગે !
હાં રે ! નવ વસંત કેરી વાંસળી વાગે.'

અને સહુનું એ પરમ મંગલ ચહાય છેઃ

'હાં રે! સૌ સોહાગિયાં,
વસંત સમા ખીલજો !'
હાં રે ! જગતલોક ! આ વસંતયુગ ઝીલજો !'

વસંતની પ્રભાથી પૂર્ણિમાએ વસંતરાણી રમણે ચડે છે. વસંતમાં કુદરતી વાતાવરણ પણ કેવું આહ્લાદક હોય છે એ કવિ પોતાનાં નિસર્ગદર્શન અને કલ્પનાના સુમેળ દ્વારા રાસમાં રજુ કરે છેઃ

'આવી–આવી વસંતની પૂર્ણિમા પ્રભાળી,
વસંતરાણી રમણે ચડી રે લોલ;
બેઠી નવસૃજનની ઋતુ જો રસાળી,
વિરાટ ભાલે પગલી પડી રે લોલ.
ફૂલડાં–ફૂલડાં શું લે–દે તાળી,
અનંતમાં પડવા પડે રે લોલ;
દેવસંઘે દુનિયામાં દેવઋતુ લાવી,
નિશાન એનાં ગગને ચડે રે લોલ.'

વસંત અજબ રીતે વરસતી હોય અને ફૂલડોલનો ઉત્સવ હોય ત્યાં અનંગ ભરતી ડોલે એમાં કંઈ નવાઈ છે !

'ભરીને ફૂલછાબ ચડી રમણે વસંત આ;
કુંજ–કુંજમાં લાડથી વસંત
અજબ વરસે વસંત-આજે ઉત્સવ ફૂલડોલનો'

કવિના 'વસંતગીત'ની પંક્તિઓ કેટલી મનોહર છેઃ

કવિશ્રી ઇ. ૧૯૧૩માં : રાજકોટ રાજ્યના ન્યાયાધીશ થયા અને કવિતાનો મધ્યાહ્ન તપતો હતો ત્યારે.



*

'રંગ્યા દિગ્ગાસર વિધુની વિશુદ્ધિ રંગે,
અર્ચી પ્રભાની અરચી દિનને દિનેશે;
નવગંધ કોણ કંઇ ગંધવતી ઉઘાડે,
ઉઘાડીને ઘૂંઘટ, આવ, વસંત સખિ ! પધારે'

અને કવિ કોયલને કહે છેઃ

'કોયલડી ! તારી વેણુમાં વસંતદેવી સત્કારજે'

અને 'વસંતને' વિનવે છેઃ

ફૂલડાંની આંખોમાં વસંત !
કાંઈ આંજ્યું તમે;
આંજો જાદુગર ! આંજણ એ મુજ નેન જો !'

આ અને આવા બીજા પણ ઘણા રાસોમાં કવિએ જૂના ઢાળોમાં થોડાક ફેર કરી નવા નવા ઢાળ પણ બનાવ્યા છે. આ રાસમાં તો એમણે ખૂબીપૂર્વક જુદા જુદા ઢાળોનું મિશ્રણ પણ કર્યું છે. સાખીમાં વસંતતિલકા છંદ વાપર્યો છે. અત્યાર સુધી આપણે ત્યાં સાખીમાં ફક્ત દોહરા જ વપરાતા. કવિ ન્હાનાલાલે ફક્ત દોહરા જ નહિ, પણ દોહરા, સોરઠા, વસંતતિલકા, ખંડ હરિગીત આદિનો અભિનવ પ્રયોગ પોતાના રાસોમાં સાખી તરીકે સફળતાથી કર્યો છે.

આવી સુંદર રચનાઓ રચી કવિએ પોતાની આયુષ્યવસંતનાં સેવેલાં સ્વપ્નાં સાચાં પાડ્યાં છે. પોતાનાં સ્વપ્નાંઓને સંસારમાં ઊતરેલાં જોઇ આશાની વેલીને પાંગરતી જોઇ પુલકિત હૈયે કવિએ વિદાય લીધી છે—અનંતમાં ઊડવાને જ જાણે.

'આજ મ્હારાં સ્વપ્નાં ઊતરે સંસારમાં
આજ જાગે નવલા પરિમલો વાય, રાજ !
સોણુલાં આવે આયુષ્યની વસંતના.
આજ મ્હારે આશાની વેલ ફેરતી;
આજ મારે ઊડવા અનંત મોઝાર, રાજ ! સોણુલાં

સર્વ વ્યાપેલી 'વસંતિકા'નાં કવિએ કેવાં સુભગ દર્શન કર્યાં:

'ઉરમાં, કુલમાં, દેશમાં, જગને ચોક જો
બ્રહ્માંડે વિલસે હો ! વસંતની વસંતિકા !'

એવી વસંતને વધામણે જવાને નિમંત્રે છે

'હો રંગરંગ પૂર્યા વસંતને આંગણે રે,
કે અંગ અંગ છંટાયા આનંદમાં જો !
કે છાંટણે છાંટિયા ચરણુને ચોરસા રે;
કે છંટાયા હૈયાના પણુ ચંદ જો !'
હો સહિયરો ચાલો વસંતને વધામણે રે !

વસંતને રંગે રંગાયેલા એમના રાસો જોયા પછી હવે આપણે એમના બીજા પ્રકૃતિ-રાસ જોઇ લઇએ. કવિ વનનું વર્ણન કરે છે.

ઊગ્યો સૂરજ જો ! લીલૂડા વનમાં રે,
ઊગ્યો ઊગ્યો સરવર-ગિરિવરને તીરે
જાગ્યાં ઘેરી ઘટામાંના પખેરૂં રે,
જાગ્યાં જાગ્યાં મેના પોપટ મોરલા.

*

ઊડતાં પંખી ડાળે બેળાં થાશે રે;
વિસામે વિરમશે જગના પંથીઓ

એ આખુંયે વનવર્ણન મનોહર છે. એ વનનાં આમંત્રણ કવિને આવ્યાં હતાં ત્યારે વનપ્રવેશને પ્રસંગે એ વન અને નુપૂરની તુલના કરે છેઃ

'વનનાં સરોવર ઘેરાં સાહેલડી !
પૂરનાં તો કુંડ કાંઇ છાછરછલ્લાં.
વનમાં શકુંતલા ને વનમાંહી રાધિકા,
પૂરમાં તો કુબજાનાં કામણું, ભલા !

કવિની કલ્પના ચાંદલિયાની ડાંખલિયે ફૂલડાં ઉગાડે છે.

'ફૂલડાં ઊગ્યાં અણુમોલ;
ચાંદલિયાની ડાંખલિયેરે;
એવા કંઇ રસના બોલ-ઊગે મારી આંખડીએ રે

એમનો 'તમીસ્ત્રા'નો રાસ મેઘલી શ્યામલ રાતનું અપૂર્વ ચિત્રદર્શન કરાવે છેઃ

'નમે આભમાં અંધાર, રમે વીજના ચમકાર,
જળની ઝડીઓ પડે પૂરમાં હો બ્હેન !

એવી રીતે કોઇ પતિ—વિયોગિનીનાં હૈયામાં પણ અંધાર જ છેઃ

'દમે હૈયાના ભાર, ઝમે નયણુંની ધારઃ
વ્હાલાની વાત જાગે ઉરમાં, હો બ્હેન !
યુગ યુગ કેરી વાત, પ્રલયતણાં પાણી પડે
મહીં ડૂબ્યા દિવસ ને રાત એક આંગણુ ઊભો મેહુલો

આભના અવિરત પ્રવાસી ચંદ્રરાજને જતાં જતાં થોભવા માટે કોઇ બાળા વિનંતિ કરે છે, પાલવ પાથરે છે, હૈયે હુલાવે છે—એની પૂજનાના એને કોડ છેઃ

'ચંદ્ર ! જરા જાતાં જાતાં જો બાપુ થોભ !
વીર, ફૂલડે વધાવું મારે હઇડે હુલાવું
જરા જાતાં જાતાં૦

*

રસરાસ અધૂરા કો રહી જશે;
કંઇ કંઇની બેલડીઓમે એ ન્હાયેલ
પ્રા ણુ વા રું, પા લ વ ડો પ્ર સા રું
ઊભો- રહે હો ચંદ્રજી !

ગૃહજીવનના સુંદર ભાવોને પણ એમણે રાસોમાં ઊતાર્યા છે. 'પ્રગટ્યા શ્રીકૃષ્ણ મનભાવતા રે લોલ,' એ પ્રચલિત ઢાળમાં લખાયેલો ઘર ઘરમાં ગુંજતો રાસ. વીરાને વારણેમાં બ્હેન પોતાના મોંઘામૂલા 'વીરાનાં વારણાં લે છે,

'અમ્મા! વીરાને જોઉં વારણે રે લોલ;
મોંઘામૂલો છે મ્હારો વીર જો, અમ્મા!—
દેવે દીધો મ્હને માવડી રે લોલ,
માવડીએ દીધો મ્હારો વીર જો, અમ્મા !—'

અને એ બ્હેની પોતાની બ્હેનીના શણગાર વર્ણવે છે.

'કેસરી કેવડો' બ્હેનને માથે,
ઉજળો મોગરો બ્હેનને હાથે
હજારી ગોટા તે ગુલાબી હાર
બ્હેનને ધરાવશું એવા શણગાર'

બ્હેનને ત્યાં એનો ભાઇ અને ભોજાઇ આવીને જાય છે, પછી એને સૂનું લાગે છે. વાદળનાં વિહંગને બ્હેની વીરાને વધામણાં દેવા વીનવે છે.

'ઉડજો ઉડજો વાદળનાં વિહંગ! વીરાને વધામણાં;
વીરા! આ તે તારા કેવા ઢંગ! કીધાં અમને દામણાં.'

અને ફરી આવવા માટે કહાવે છે:

'આવો વીર! મ્હારાં સુજ લાલ!
ભાલી અલબેલડાં!
મ્હારી મ્હોરે—નમે આંબાડાળ:
પાડો મીઠા બોલડા!'

એક સાહેલી પોતાની બીજી સાહેલીને પોતાના કંથનું ટૂંકું પણ ચિત્રમય ઓળખાણ આપે છે:

પૃથ્વીની પ્રભુતામાં પ્રભુશો પ્રકાશતો;
જોજો સાહેલી મ્હારો કંથ,
મુખડાને મરકલડે રે!'

પ્રિયા પોતાના પ્રિયતમને સરવરતીરે રમવાને નિમંત્રે છે.

'ભર્યું—ભર્યું સરવર સૂવતું રે!
રમવાને ત્યાં રૂડું આવ:
મ્હારા વ્હાલમા!'

'ઝીણા ઝરમર વરસે મેહ' એ 'જગતસિંહ' નાટક દ્વારા લોકપ્રચલિત બનેલા ચરણમાંથી પ્રેરણા મેળવી કવિએ રચેલા રાસમાં અધરા બોલ હોવા છતાં એના સરળ પ્રવાહને લીધે ગુજરાતણોના ગળામાં એ પંક્તિઓ સહેલાઇથી ઊતરી ગઇ છે.

'આનંદ કંદ ઊગે સુંદરીના વૃંદમાં,
મીઠા મૃદંગ પડછંદા રે;
મંદ મંદ હેરે મીઠડી મયંકની,
હેરે મારા મધુરસ ચંદ્રા—
હો બીજે મ્હારી સુંદરડી.'

પિયુ પરદેશમાં વસતો હોય ત્યારે એનાં સ્વપ્નાં વિરહિણીના હૈયામાં જાણે અગ્નિની જ્વાળા પ્રગટાવે છે.

'સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી!
ઉરના એકાંત મારા ભડકે બળે.'
ખૂંચે ફૂલની પાંદડી, ખૂંચે ચંદની ધાર;
સ્નેહીનાં સંભારણાં,
એવાં એવાં ખૂંચે દિલમોઝારરે!
સાહેલડી! ઉરના...'

એવો જ બીજો એક અલબેલો રાસ વિરહિણીની મનોદશાનું દર્શન કરાવતો હોઈ જાણીતો છે.

'સૂનાં મંદિર, સૂનાં માળિયાં,
ને મ્હારા સૂના હૈયાના મહેલ રે
સ્નેહધામ સૂનાં સૂનાં રે!

કવિની કલ્પના ચમકે છે.

'પાનાં પ્રારબ્ધનાં ફેરવું,
મહીં આવે વિયોગની વાત રે,
સ્નેહધામ સૂનાં સૂનાં રે!'

'સેંદના ફૂલો' માંની પંક્તિઓ પણ જોવા સરખી છે:

'મ્હેં તો કુંકુમે લીંપ્યું મ્હારું આંગણું રે લોલ;
કોઇ ભેદુ આવો સો ભેદને ભરું રે લોલ.

*

તેજ—અંધાર મળી ગૂંથે દિનને રે લોલ:
હસવું—રોવું: એ ઉભય રચે જીવનને રે લોલ.'

બે પરસ્પર વિરોધી તત્ત્વોના જાણે કવિને ભેદ નથી સમજાતા.

કવિના રાસ અને તેમાં રહેલો રસ તથા

તે રસને વ્યક્ત કરવાની કવિની અદ્‌ભુત કલા એ જ એમના રાસોની લોકપ્રિયતાનું મુખ્ય કારણ છે. અનેક ઉત્સવોમાં એમના રાસોની રમઝટ મેં જોઈ છે. રંગભૂમિના તખ્તા ઉપર પણ એમનાં અભિનય-ગીતો કોઈ અનેરી છટાથી ભજવાતાં મેં જોયાં છે. આપણી પ્રાચીન કવિતાનાં મુખ્ય લક્ષણો પ્રભુભક્તિ અને ગૃહજીવન એ બંનેના સંસ્કારો હૈયામાં સિંચીને કવિએ ગુજરાતને રાસના રસથાળ પીરસ્યા છે.

કવિની સૌંદર્ય-ભાવના ઘણી ઊંચી, ઊંડી અને વિશાળ છે.

'નમણો લજ્જામણીનો છોડ ;
છોડ બ્હેન ! કોણે વાવ્યો ?
સૌંદર્યદેશમાં અજોડ
છોડ બ્હેન ! કોણે વાવ્યો ?

*

મોરલાની કલગીની ડોલે કિરણાવલિ;
એવા મુગ્ધાના મનના મરોડ :
છોડ બ્હેન ! કોણે વાવ્યો ?'

કવિ પ્રશ્ન પૂછે છે કે સૌંદર્યના દેશ ક્યાં છલકે એવી કવિની કવિતાનો રસ પણ છલકે છે.

'ચંદન છાંટી ચોક સમાર્યો વ્યોમનો
રજની હસતી લલિત વરે હાસે જો !
ચાંદલિયો ઉરભરી ભરી રસ કુંભ ઢોળતો,
આપણ પણ રમતાં' તાં વિરલ વિલાસ જો !
એવા એ દિવસો પણ પ્રિયતમ ! વહી ગયા.

*

પલ્લવમાં પલ્લવનાં પાંલવ પાથરી;
પંખી પોઢ્યાં બીડીને પાંખશું પાંખજો !
વિલાસે આજ જગત સહુ રસના અંકમાં,
અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો !'

હવે આપણે એમનાં શૌર્ય રંગે રંગાયેલા રાસ તરફ નજર કરીશું. 'મારા સાવજશૂરા નાથ હો ! તારે દેશ કશા પરદેશ ?' 'મારા કેસરભીના કંથ, હો ! સિધાવોજી રણવાટ' તેમ જ 'પાર્થને કહો ચડાવે બાણ !' જેવાં વીરરસપૂર્ણ કાવ્યો આપનાર ન્હાનાલાલ રસની જમાવટમાં તો કમાલ કરે છે. જે ભાવનું ગીત હોય તે ભાવ વાચક, ગાયક કે શ્રોતાનાં હૈયામાં પ્રકટાવવાનું એમનાં ગીતોમાં

સખિ ! મ્હારી તેજની કટાર
તેજ પીએ છે રે !'

અને એ જ ભાવના વ્યક્ત કરતો બીજો રાસો પણ એટલો જ હૃદયંગમ છે :

'કાળ કેરા આંકડા ઉકેલતા રે,
હર્ષ શોક ચિતરેલું ચિત્ર : હો રણને કાંસડે રે !'
સોના વાટકડી ને રતન જડેલી
રણકેરા રંગ ત્યાં ઘોળાય :
કસુંબલા કીધા નાહોલિયા !'

ન્હાનાલાલના રાસોમાં ભક્તિનો ઘેરો રંગ પણ અજબ લાગેલો છે. નરસિંહ ને મીરાંની યાદ આપે એવા અનેક ભક્તિભાવભર્યા રાસો એમણે ગુજરાતને આપ્યા છે. એમાં પ્રભુદર્શનની ઝંખના, હૈયાનો તલસાટ વગેરે જોઈ શકાય છે.

સાધુઓને કવિનાં સંબોધન છે :

'ઘેરો ઘૂંટજો હો સાધુ ચંપેરી જોગિયો :
જોશે સુજ્ઞ મનમાધુ ચંપેરી જોગિયો.'

અને 'પ્રેમપરખ' ઊજવવા માટે ઉત્સુક બનેલી આત્માની વૃત્તિઓ પરમાત્મારૂપી જોગીને જીવનસંદેશ–દીનતાપૂર્વક આપે છે અને પોતાની સ્થિતિનું દર્શન પણ કરાવે છે.

'ઘડી ઘડી દીવડો સંકોરતી, અહો જોગી રે !
મારી ખૂટે ન માઝમ રાત ; અમર ઉર ભોગીરે !
પ્રેમપરખે લઈ આવજો, અહો જોગીરે !
તારી જોગ–જતીની જમાત અમર ઉરભોગીરે !

એવા હૃદયના સુકુમાર ભાવ ભર્યા–આત્માની આરઝુ ભર્યા–પ્રભુને પ્રાર્થતા રાસો આપણા હૈયાને પણ અજબ રંગે રંગી દે છે.

મંદિર દ્યો દેવ ! મંદિર દ્યો.
અવનિમાં મંદિર મોંઘા, હો દેવ ! મંદિર દ્યો.
પાપ કેરાં પારણાં સોંઘા, હો દેવ મંદિર દ્યો.

હરિનાં દર્શન માટેની અજબ તાલાવેલી વર્ણવતો એમનો એક અમર રાસ આપણા આત્મામાં પણ હરિદર્શનની તાલાવેલી જગાવે એવો છે.

'મારાં નયણાંની આળસરે,
ન નિરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે,
ન હરિયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિ રે,
તપે તેમાં તપ્ત થયાં;
નથી દેવનાં દર્શન રે,
કીધાં તેમાં રક્ત રહ્યાં.'

અને તેથી હરિને આમંત્રણ આપે છે :

'આ વસંત ખીલી શી પાંખડી, હરિ આવો ને !
ધરતીએ ધરિયા સોહાગ : હવે તો હરિ આવો ને !'

અને હરિની રમણાએ એ આનંદથી નીસરે છે.

હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ;
ભવ્યભાગ્ય અમે અદ્વનંદિની, આનંદિની રે લોલ
હરિની.'

આત્માની આરઝુ અનંતમાં શોધતા આત્માની અહીં ઝાંખી થાય છે:

'શોધું છું આતમની આરઝુ અનંતમાં;
આપું આયુષ્ય, આપો એહ જો ઘડી :
કમળોની કુંજમાં હું ભૂલી પડી.'

એમનો વિરાટનો હિંડોળો એક અદ્‌ભુત રાસ છે. સંગીતરત્ન પંડિત ઓંકારનાથ જ્યારે એ રજૂ કરે છે ત્યારે વાતાવરણને મુગ્ધ કરી દે છે.

વિરાટનો હિંડોળો ઝાકમઝોળ,
કે આભને મોભે બાંધ્યા દોર :
પુણ્ય પાપ દોર ને ત્રિલોકનો હિંડોળો,
કરતી ફૂમતડાની કોર :
ફૂમતડે–ફૂમતડે વિધિના નિર્માણ–મંત્ર;
ચમકે તારલિયાની કોર–વિરાટનો૦'

મજરાણી વાંસળીએ અનેકને આકર્ષ્યાં છે—જગતને મુગ્ધ બનાવ્યું છે. આપણા અનેક કવિઓએ એ મહારાસધારીનાં અલબેલાં ગીત—ગુણાનુવાદ ગાયાં છે. કવિના હૈયાને પણ એ મજરાજની વાંસળીએ અજબ કામણ કર્યાં હતાં :

હો! વ્રજરાજ! તારી વાંસળીએ,
લખ્યું કંઇ કંઇ આંખડી આંખડીએ;
લખ્યું હૃદયકમળની પાંખડીએ—વ્રજરાજ!'

અને કવિ એ કાનજીને કહે છે:

'જુગજુગની વાતો રે કાંનડ તારી બંસી મહીં,
સર્જન પ્રલયના મનવંતર મહીં વાયજે.

લોકલોકના રાસનું રસદર્શન આપણને કરાવનાર કવિએ પણ જાણે જગતમાંથી સૃષ્ટિને સર્જનારના અલૌકિક રાસ જોવાનું નિમંત્રણ મળતાં વિદાય લીધી હોય એમ શું નથી લાગતું?

નિરખો આ રાસ લોકલોક લોકના રે,
રમે સૃષ્ટિને સર્જનાર: [૨]
અંગુલિમાં અંગુલિ પરોવીને,
ખેલે તેજ ને અંધાર: [૨]
રસનાં ઉછળે રંગહેલિયાં.'

અને આપણે કલ્પી લઇએ કે પરબ્રહ્મના ચોકમાં ખેલાતો અનોખો રાસ આજે કવિ જોતા હશે:

ધ્રાંગ ધ્રાંગ રસ રાજના અનહદ મૃદંગ વાય
પરબ્રહ્મના ચોકમાં, રસના રાસ રચાય.
ઊગત શરદપૂનમ ચંદ, વ્રજમાં મળી વૃંદવૃંદ
કિરણ કિરણ ઝીલી ઘૂમંત ગગન ગોખ ગૂંથે
ગહરો ગરજ્ય દિગંત મધુરી મુરલી બજંત
રસભર નટવર રમંત જગવિભૂતિ જૂથે.

*

સંજીવની ઢોળી ઢોળી, પ્રકૃતિને રોળી રોળી
ચેતનથી ચોળી ચોળી, મુગ્ધ વદન લાજે.
વિલસે રસના વિલાસ, પ્રકૃતિ ને પુરુષ રાસ
ઉછળે આનંદહાસ, પ્રભુતા ગાજે.

'મેદની ઝૂલાવી મહામાયા રમરાવતી' ગુજરાતણને કવિએ આપેલી લ્હાણ ખરેખર અણમૂલી છે.

જગત ઉપર ઈશ્વરના આશીર્વાદ ઉતારવા એ પ્રભુને પ્રાર્થે છે:

ઊતરજો, એ હરિ આશીર્વાદ
મુરલીમાં વહજો અનહદ નાદ

ઝમતું ઝૂમતું કિરણ રમે લઇ નિઃસીમના સંદેશ,
રમજો એવી અમ આત્મ ભાવના,
તુજ હદ એહદને દેશે

અને આનંદરંગ કેવો છે તે કવિ સમજાવે છે:

એક છે સોહાગ એ પરમાત્માનો આનંદરંગ;
એક છે અનન્ત રંગ આત્મનો આનંદરંગ.

પેલે પાર જવા માટે માછીડાને હોડી હલકારવા કહેતો એમનો અગમ્ય ભાવ પ્રભુ રૂપી માછીડાને ભાવપાર કરાવવા વીનવે છે.

'હો! મ્હારે જાવું છે પેલે પાર:
હવે માછીડા હોડી હલકાર:
હલકી હેલે આયુષ્ય ઉછળે,
જગના વાય સમીર:
આ આરે મારી આશાની કુંજો,
ત્યાં છે પ્રેમમંદિર.'

અને જાણે કવિની યાચના પ્રભુએ સાંભળી 'પ્રેમભક્તિ'ને જ્યાં પ્રેમનું મંદિર છે ત્યાં અવનવા રાસ સર્જવા લઇ ગયા હોય એમ લાગે છે.

કવિની રાસસામગ્રી વિપુલ છે—જ્યાં મહેરામણ ભર્યો છે, તેમાંથી આપણે તો માત્ર થોડી જ અંજલિઓ ભરી છે. કવિનાં સર્જનોનાં પ્રેરણાદેવી ગં. સ્વ. માણેકબા છે. એમની જ પ્રેરણાથી કવિએ ગુજરાતને આટઆટલું સાહિત્ય અર્પ્યું છે.

એટલે કવિકુટુંબનાં 'કુલ યોગિની' સમાં માણેકબાનું ગુજરાત ભારે ઋણી છે—એમ કહ્યા સિવાય ચાલે એમ નથી.

ગુજરાતની ગૃહકુંજોને સર્વાંગ સુંદર રાસોની મઘમઘ થતી ખુશબો અર્પણ કરીને કવિજીવન ખરેખર ધન્ય બન્યું છે.



# રસસિદ્ધ કવીશ્વર

ડૉ. મંજુલાલ ર. મજમુદાર

*

જેમના યશઃશરીરને જરા કે મરણનો ભય રહેતો નથી તેવા રસસિદ્ધ કવીશ્વરો તેમનાં સુકૃત્યોદ્વારા સદૈવ જીવતા જ રહે છે: એવા જ એક રસસિદ્ધ કવીશ્વર તરીકે કવીશ્વર દલપતરામના પુત્ર કવિસમ્રાટ ન્હાનાલાલ જીવી ગયા અને જીવી પણ ગયા છે. એમના સાહિત્યજીવને એક લાંબા યુગને આવરી લીધો છે: વર્તમાન સાહિત્યનાં વહેણોને સમજવા માગનારે આ લાંબા યુગમાં જીવી ગયેલા આજીવન સાહિત્યકારની શૈલીની, વિષયોની, મનોરથોની તથા યુગસંદેશોની–તેમની અનેકવિધ ક્રાન્તદષ્ટિની ઊંડી સમીક્ષા કર્યા વગર ચાલવાનું નથી.

એમના જેટલો સાક્ષર-વિરોધ તેમજ એમના જેટલી સાહિત્યજનપ્રિયતા ભાગ્યે બીજા કોઈ કવિસાહિત્યકારે અનુભવ્યાં હશે. કવિએ સને ૧૯૦૭માં 'કેટલાંક કાવ્યો' ભાગ બીજાની પ્રસ્તાવનામાં બીતાં બીતાં લખ્યું હતું કે, "ગુજરાતની કુંજો નિર્જન નથી કે કુંજવાસી સજ્જન સજ્જનીઓ એટલાં બહેરાં કે અરસિક નથી. કોયલ ખુલ્લે શબ્દે બોલશે, તો સૌ સાંભળશે અને સત્કારશે"—એ વાણી એમના તે પછીના લગભગ ચાર દસકામાં ફલવતી બની છે.

કવિની કવિતા–કોકિલે ગુજરાતની કુંજનિકુંજોને ખુલ્લા અને મિઠા ટહુકારથી ભરી દીધી છે. અને સજ્જન સજ્જનીઓએ એમના ટહુકાર સાંભળ્યા છે અને સત્કાર્યા છે; કવિને માટે તેમજ ગુજરાતને માટે એ ઓછા સંતોષની વાત નથી.

અને ગુજરાત કંઈ છેક નગુણું નથી. શ્રી હેમચંદ્રાચાર્યના પ્રાકૃત વ્યાકરણને હાથી ઉપર પધરાવી, એ કલિકાલસર્વજ્ઞ પંડિતની યોગ્ય સંભાવના થયેલી જોનાર, શ્રી ગુર્જરેશ્વર સિદ્ધરાજને હાથે સન્માન પામવાની પ્રથાથી પરિચિત થયેલી ગરવી ગુજરાતની પ્રજા 'વીર'ની વીરપૂજા કરવામાં કદી પાછી પડી નથી. કર્મવીર ગાંધીજીની ગુણપૂજા કરવાની તક ગુજરાતને મળી છે, એ આજના જ ઇતિહાસની વાત છે.

કાર્લાઇલે ઉપદેશેલો Poet-Prophet–કવિ પયગમ્બર પણ આવી વીરપૂજાનો પૂરો અધિકારી છે, તેમજ એને પૂજાપો ધરનાર ગુણપૂજારીઓએ—

"હો સજન! સાજની! કુસુમની ભરો અંજલિ
રચી સુભગ સ્વસ્તિકો સદન શોભવો ઉજ્જ્વળા
અપૂર્વ શણગારથી સુદતી દેશ, દૈવી રીતે—"

એ રીતે કવિને અભિનંદ્યા છે.

"નયન ઊઘડ્યું પેલું ઓજસ્વી નવલ પ્રભાતનું......વિરમે છ કાળી યામિની"—એવી રીતે જ્યારે વીસમી સદીનો પરોઢ દેશભરમાં જાગ્યો, અને નવકવિતાનું પ્રભાત થયું, ત્યારથી કવિએ પોતાનો જીવનસંદેશ પ્રજા સમક્ષ મૂકવા માંડ્યો હતો. એમની કવિતામાં વસંતનો, વસંતના ઉલ્લાસનો ઊંડો સંદેશ છે, એ વસંત તે માનવજીવનની વસંત અને તેની નવપલ્લવતા. જે વસંતમાં "સૃષ્ટિ સારી

સમુલ્લાસ ધરતી"—એ વસંતના વાસંતી વાઘા સજવા માટે કવિએ અનવી રચનાઓથી સંસારીઓને ઉપદેશ્યા છે.

આ વસંતનો ઉત્સવ એટલે સ્થૂલ ઋતુનો ઉત્સવ માત્ર નહિ; જીવનની વસંતને અવસ્થા જવા ન દેવા માટે તેમણે માનવીને ચેતાવ્યા છે. તેથી જ એમણે ગાયેલી અને ઉપદેશેલી રસની પરબોમાં વિષનાં ઘેન નથી: પરંતુ અમૃતની શીતળતા અને શાંતિ તેમાં ભરેલાં છે. કવિએ કહ્યું છે: "આજકાલ તો રસ એટલે અનાચાર; અને પ્રેમ એટલે પાપાચાર." તેથી જ એમનો ઉપદેશ છે. કે રસને બદલે રસાભાસ પાછળ દોડનારા જગતે જીવનમાં ઉતારવું ઘટે કે

"સૌન્દર્ય શોભે છે શીલથી,
અને યૌવન શોભે છે સંયમથી."

લગ્નસ્નેહ, સ્નેહલગ્ન તથા આત્મલગ્નના જગજૂના પ્રશ્નોની મીમાંસા કરવી એ કવિની કવિતાનો મુખ્ય આશય છે:

"સંચ્યું તમારું સહુ ભદ્ર જ સ્નેહલગ્ને
ને લગ્નસ્નેહ મહીં દિવ્ય વિલાસશોભા."

મનુષ્યજીવનના આવા સનાતન પ્રશ્નોનો ઉકેલ લાવી, જગતને ઊંચે ચઢાવવાના તેમના અભિલાષ છે. ગોવર્ધનરામભાઈએ નવા યુગમાં આ લગ્નમીમાંસાનું પગરણ માંડ્યું—એમ કહી શકાય. પરિશીલન, સંવનન અને નિર્વહન—વિવાહનો એ ત્રણ શ્રેણીદ્વારા લગ્નનો સ્થૂલસૂક્ષ્મ સૂક્ષ્મસૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ પ્રેમનો વિકાસ સાધવાનો ઉપક્રમ યદુશૃંગ ઉપર બનાવ્યો હતો. એ લગ્નમીમાંસાના ઉપદેશનો પ્રકાશદીવડો ન્હાનાલાલે ઉપાડી લઇ, એ દીવડામાં સદસ્નગ્ધ્યો પ્રકાશ ફોરી, આખા યે ગુજરાતમાં એનો પુણ્યજ્યોતિ ઝળહળાવ્યો છે.

પશ્ચિમમાં Higher Drama નો યુગ પ્રવર્તાવનાર ઈબ્સન અને શો જેવા નાટકકારોનાં ગદ્યનાટકોનો આત્મા "જીવનના મનમૂંઝવનારા કોયડા" હોય છે. એવા 'ભેદના પ્રશ્નો'નો ઉકેલ સૂચવવામાં જ તેમની કલાસાર્થકતા સમાયેલી છે. આપણા કવિ પણ આવા ભેદના પ્રશ્નોના ઉકેલણહાર થવામાં રાચતા જણાય છે.

આ દૃષ્ટિએ, "જગતના પયગમ્બરોની હારમાં ઊભવું છે" એમ લક્ષમાં લાવીને જ લોકસંસ્થાના પ્રશ્નોને, પ્રજાના આશઅભિલાષને અને દેશભરમાં અંકુરતી નવચેતનાને ઝીલવા માટે કવિદ્રષ્ટાઓ પોતાની વાણીને અને કલાને યોજે છે. એ યોજનામાં મળેલી સફળતા ઉપરથી જ કવિનાં કલા–સર્જનોની કીમત અંકાય છે. કવિની કુલપરંપરાગત સાહિત્યસેવા જુઓ, તેમની પ્રેમભક્તિ ગ્રંથમાળાના તેમનાં વર્ષો જેટલી સંખ્યામાં પ્રકટ થયેલાં પુસ્તકો જુઓ અને પછી કહો કે કવિને કંઇ કહેવાનું છે કે નહીં? કવિનો સંદેશ શો છે? કવિએ પોતાનો જીવનસાહિત્યસંદેશ પોતાની 'આત્મ-ઘડતરકથામાં" લાક્ષણિક શૈલીથી કહી દીધો છે, તેનો ઉલ્લેખ માત્ર અહીં પ્રસ્તુત છે.

કવિનું સન્માન ભલે સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાને ન થયું હોય, ભલે મુંબાઈ યુનિવર્સિટીએ તેમને વ્યાખ્યાનો માટે ન નોતર્યા હોય કે તેમને કોઇ માનનીય ડીગ્રીથી સન્માન્યા ન હોય, તોપણ ગુજરાતનાં નગરોમાં ઠેરઠેર તેમની સાહિત્યસેવાની ઊજવણી થઈ હતી—એ આમજનતાનો સત્કાર ભૂલવા જેવો નથી. યાદ આવી શકે છે ત્યાં સુધી, ગુજરાતમાં સાહિત્યકારોની "જયંતીઓનો યુગ" કવિના સન્માનસમારંભોથી જ શરૂ થયો છે. અને કવિનું સન્માન એટલે આપણી નવી કવિતાનું સન્માન: આપણા લોકસમૂહે નવી કવિતાને માન્ય કરી હોય, કુટુમ્બોમાં તેને દાખલ કરી હોય, અને આપણા સકલ સુંદરીસંઘની રસતૃષા કંઇક છીપી હોય, તો તે બહુધા ન્હાનાલાલદ્વારા; કારણ કે ન્હાનાલાલમાં નરસિંહ મહેતાની વૈષ્ણવતા છે; મીરાંબાઇની ભક્તિનો ઉદ્રેક અને રસમસ્તી છે: દયારામભાઇની સ્ત્રીહૃદયને સ્પર્શ કરનારી મૃદુતા, કોમળતા અને લાલિત્ય એમની કવિતામાં નવદેહે અવતરે છે. પણ ન્હાનાલાલમાં

માત્ર એટલું જ નથી; તેમની પાસે સંદેશ છે; તેમને ગુજરાતને કંઈક કહેવાનું છે; અને એમને જે કહેવાનું છે તેના સત્યમાં એમને અમાપ શ્રદ્ધા છે.

તેથીજ તેમની વાણીમાં જુસ્સો છે, સાચાઈ છે, સચોટતા છે. તેમને ગુજરાતના ઉજ્જ્વલ ભાવિમાં આશા છે; ઉત્સાહ છે. અને તેથી જ કવિ અજબ આશાવાદી હતા એમનો આ આશાવાદ ગંભીર ચિંતનનું પરિણામ હતો. ભૂતકાળના અનુભવો ઉપરથી એ દૃઢ થયો હતો વર્તમાન પરિસ્થિતિથી કંઈક વ્યવહારુ થયો હતો અને ભવિષ્યની આશા ઉપર અવલંબતો હતો.

ન્હાનાલાલ જેટલા કવિ હતા તેટલા જ કલાધર પણ હતા. રાજકવિ ટેનિસનની સૂક્ષ્મ શબ્દકલાનો સાક્ષાત્કાર "કોમલ કાન્ત પદાવલી" દ્વારા કવિ કાન્ત કરતાં મોટા પ્રમાણમાં અને વિપુલતાથી તેમણે કરાવ્યો છે. પ્રેમ, કુદરતનું સૌંદર્ય, ઈશ્વરભકિત અને શ્રદ્ધાનાં નવાં સ્વરૂપો અતિ રમણીય શબ્દોમાં તેમણે ગાયાં છે. તેમની કલ્પના જેટલી રમણીય તેટલી જ ભવ્ય, અવનવી અને ઉન્નત છે. એમની પ્રતિભામાં સૌંદર્યના કોઈ અવનવીન પ્રદેશો આંખ આગળ ખડા કરવાની શક્તિ રહેલી હતી.

જૂનાં લોકગીતોમાં વહેતું રસઝરણું તેમણે પોતાનાં કાવ્યોમાં ખૂબીથી વાળ્યું હતું. મનને મળી જાય તેવા ભાવો તેમણે કોમલતા, સહૃદયતા અને મૃદુતાથી લલિત સંગીતમાં ગાયા છે. તેમની ઉપમાઓ, ઉત્પ્રેક્ષાઓ અને શબ્દાવલીઓ પ્રતાપ પાડે એવી પસંદગીવાળી અને નવા પ્રકારની છે, અને તેથી મોહક પણ છે.

ગૃહભાવ અને દામ્પત્યનાં સમ્યગ્ દર્શન કરાવવાના તેમના હૃદયે કોડ હતા. કવિ નવી સંસ્કૃતિનાં ધાવણ ધાવી ઊછર્યાં છતાં, તેમનો આત્મા પ્રાચીનને પૂજનારો હતો. કવિનાં સંસ્કૃતિદર્શન મનોરમ છે તેટલાં જ વિચારપ્રેરક છે. કવિનું હૃદય સ્ત્રીઓના મૃદુ ભાવોના અને તેમની સ્નેહભાવનાઓનાં ઊંડાણમાં ઊતરી શક્યો છે. અને તેથી જ એ વર્ગને એ ખાસ અસર કરી શકયા છે. ન્હાનાલાલે સ્ત્રીઓ માટે અને સ્ત્રીઓ સંબંધી એટલું સુંદર અને એટલું બધું લખ્યું છે કે એ કાવ્યપ્રદેશ એમની ગ્રંથમાલામાંથી લઈ લઈએ તો પાછળ શું રહે એ વિચારવા જેવું છે.

ગયો યુગ અને સાંપ્રત યુગ રામના દિગ્વિજયનો યુગ ગણાયો છે અને એ યુગના યુગકર્તા તે આપણા કવિ. એમનાં ગીતોનું અનુપમ માધુર્ય સુંદર ભાવનામાં અને એ ભાવનાને અનુરૂપ સુંદર ઢાળની પસંદગીમાં રહેલું જોઈ શકાય છે. સુંદર ભાવનાને સુંદર સુશ્લિષ્ટ રચનાથી શણગારવામાં તેમને આયાસ કરવો પડ્યો નથી. સામાન્ય 'પ્રાસ'ના વિરોધીના પ્રાસ આપોઆપ સૂઝેલા અને સંગીતક્ષમ હોય છે. એમનાં સંગીતકાવ્યમાં વાણીના સૌંદર્યભેગો રમ્ય ઊર્મિનો રસિક ધ્વનિ સઘન છાપ પાડી રહે છે. એમના રાસમાનાં ઘણાંમાં રસશાસ્ત્રમાં પરિચિત એવા નાયિકાભેદનાં સુંદર કાવ્યચિત્રો ઊપસેલાં છે. એક એક રાસ એક એક નાયિકાની માનસિક સ્થિતિનું અચ્છું ચિત્ર ખડું કરે છે. ગુજરાતના ચિત્રકારોને ભાવનાગમ્ય ચિત્રો દોરવાના વિષયોની જરૂર જણાય ત્યારે તેમણે કવિનાં ઊર્મિગીતો તરફ નજર ફેરવવી. કવિનાં ગીતોમાંના ભાવને રંગ અને રેખામાં રજૂ કરાશે ત્યારે કવિનાં ગીતો અને રાસ વળી નવી જ રસસૃષ્ટિનો અનુભવ કરાવશે.

કવિ જેમ સૌંદર્ય અને કલાના "રસિક શાસ્ત્રીય ભાષ્યકાર" છે, તેમ ભેદના ગૂઢ પ્રશ્નોને છેડવામાં તેમને અજબ મઝા આવતી જણાય છે. એમની પ્રભુપ્રાર્થનાઓ પણ એ જ સત્ય રજૂ કરે છેઃ—

"પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ !
કયારે ઊઘડશે !

[અનુસંધાન પાછળને પાને]

# ડોલન શૈલીનું સાર્થક્ય

પ્રો. ધીરુભાઈ ઠાકર

*

ઈ. સ. ૧૯૦૫ની સાલનો ગુર્જર સાહિત્યદેશે સૌથી મહાન બનાવ તે ગુજરાતી સાહિત્ય પરિષદની સ્થાપનાનો નહિ પણ ગુર્જર પ્રજાના ચિદાકાશમાં ત્યારથી લગભગ અર્ધી સદી પર્યંત એકધારું પ્રફુલ્લ અમીવર્ષણ કરનાર ચંદ્રરાજ કવિવર ન્હાનાલાલના ઉદયનો છે. ઇ. સ. ૧૮૯૮ માં રચાયેલી કવિની પ્રથમ પહેલી રચના 'વસંતોત્સવ' ત્યારે–તેમના પ્રથમ 'કાવ્યસંગ્રહ' કેટલાંક કાવ્યો ભાગ ૧ પછી બે વર્ષે–પ્રકટ થઈ, અને તેની સાથે સાહિત્યરસિક જનતાએ કવિશ્રી ન્હાનાલાલની અનન્ય અને અપ્રતિમ ડોલનશૈલીનો આસ્વાદ પણ ત્યારે જ પ્રથમપહેલો ચાખ્યો. પછી તો કવિનો પ્રતિભાઘોધ એક તરફ ઉત્કૃષ્ટ ભાવાવેશવાળા સુંદર લયવાહી રાસો અને છંદોબદ્ધ કાવ્યોમાં તેમ બીજી તરફ એકધારાં ઉજ્જત વક્તવ્યને ધારણ કરતી અર્થાદસ રચનાઓ અને નાટકોમાં આજ પર્યંત ઝિલાતો રહ્યો. 'બ્રહ્મદીક્ષા', 'ગુરુદેવને' 'સૌરાષ્ટ્રનો સાધુ', 'રાજવીર', 'નવયૌવના' અને 'સૌભાગ્યવતી' જેવી ઉત્તમ કાવ્યરચનાઓ તેમ જ ગુજરાતી નાટચસાહિત્યમાં નવીન નાટ્યસ્વરૂપનો આદર્શ રજૂ કરતી 'ઇન્દુકુમાર' અને 'જયાજયંત' જેવી ભાવપ્રધાન નાટ્યકૃતિઓ આ શૈલીમાં રચાય તે તો ગુર્જર સાહિત્યમાં ડોલનશૈલીને અમર કરી દે એવી બીના છે.

ડોલનશૈલીને વિશે અત્યાર અગાઉ અનેક ટીકાઓ અને પ્રશંસાવચનો ઉચ્ચારાઇ ગયેલ છે. કોઇએ તેને રાગબદ્ધ ગદ્ય ગણી છે, તો કોઇએ તેને ગદ્ય અને પદ્યના સીમાડા ભૂંસવા મથતી ભાવ અને છટાવાળી શૈલી કહી છે. કોઇએ તેમાં નિરૂપાયેલ ભવ્ય વિચારશ્રેણી અને વિનિયોજાયેલ ઉદાત્ત કલ્પનાપ્રભાથી અંજાઇ જઇને તેની સરખામણી ઇ. સ. ૮૦૦–૯૦૦ ની પ્રાચીન અંગ્રેજી ભાષાની 'બીઓવુલ્ફ' જેવી એપિક રચના જોડે કરીને તેને મિલ્ટનની ભવ્યતાની વાહક 'પેરેડાઈઝ લોસ્ટ'ના બ્લેંક વર્સ' સાથે સરખાવી છે. આમ એક તરફ એને પ્રશંસાની જોડે પુષ્પોથી બિરદાવવામાં આવી છે, તો બીજી તરફ તેને છેક શુષ્ક ગદ્યની પ્રાકૃત કોટિએ ઉતારી પાડવાનો પ્રયાસ પણ થયો છે.

પરસ્પર વિરોધી ટીકાવચનોને પૃથક પૃથક લઇ દરેકનો રદિયો આપવાનો અહીં ઉદ્દેશ નથી, પરંતુ એ બધાંને વિશે સંક્ષેપમાં એટલું જ કહી શકાય કે આ અનિયમિત ડોલનવાળી શબ્દાવાલને આપણા અક્ષરમેળ છંદનાં જેવાં લઘુગુરુનાં માપવાળી 'બીઓવુલ્ફ'ની પંક્તિઓ જોડે અગર તો મિલ્ટનની પાંચ શ્રુતિઓવાળી (Iambic Penta-

---

આવાં ઘોર અંધારાં રે, પ્રભુ !
કયારે ઊતરશે !'

આ પ્રશ્નના ઉત્તરની રાહ સૌ ભક્તહૃદય જુએ એ સ્વાભાવિક છે.

કવિનો સ્થૂલ દેહ આપણી વચ્ચેથી ચાલ્યો ગયો છે. પરંતુ તેમનું સૂક્ષ્મ યશઃશરીર તો અજર અને અમર રહેવા સર્જાયું છે. તેથી જ્યારે જ્યારે ભાવિ ગુજરાતને કવિદૃષ્ટાનાં પ્રેરણાદાયી સ્તોત્રોની જરૂર જણાય ત્યારે ત્યારે આપણે કવિએ સાગરને ઉદ્દેશીને કહ્યું હતું તે થોડા ફેરફાર કરીને સંભારવું રહ્યું કે

"ન્હાનલ સખે ! મુજ નેત્ર
આગળ આવીને કંઇ આ
છબ્યું મીઠું લાગે મનેઃ
જીવ્યું જીત્યું લાગે મને એવું કંઇ તું ગા."

meter ) બ્લૅંક વર્સ જોડે સરખાવવી અયુક્ત છે, તેમ બીજી તરફ એને સાધારણ ગદ્યની શુષ્ક જડ સ્થિતિએ ઉતારી પાડીને અમર તો સ્વચ્છંદી રચના તરીકે ગણાવીને તેની અવહેલના કરવી તે પણ અન્યાય છે. વસ્તુતઃ સાહિત્યની દુનિયા એને અપદ્યાગદ્ય તરીકે ઓળખે છે, તેમાં જ તેની સિદ્ધિ અને મર્યાદાનું સૂચન નથી થઈ જતું? તે અપદ્ય છે; કારણ કે પદ્યનાં કોઇ પ્રકારનાં બંધનો કે માપ તેને સ્વીકાર્ય નથી. તે અગદ્ય છે કારણકે તે ગદ્યની સાધારણ કોટિથી અનેકધા ઉચ્ચ છે. કવિશ્રી પોતે કાવ્યદેહનું કલેવરવિધાન મીટર નહિ, રીધમ છે—છંદ નહિ, ડોલન છે એમ શ્રદ્ધાપૂર્વક માનતા હોવાથી આ શૈલીને ડોલનશૈલી કહે છે. ડોલનને પોતાની વાણીમાં સિદ્ધ કર્યું એટલે પત્યું એવો તેમનો દૃઢ મત હતો. પરિણામે કવિતા માટે છંદની અનિવાર્યતા તેમણે સ્વીકારી નહિ અને ગુજરાતી સાહિત્યે કદી નહિ દીઠેલી એવી અછાંદસ રચનાઓ ઉદ્‌ભવ પામી. આમ કરવા પાછળ કવિનો મુખ્ય ઉદ્દેશ પોતાનાં ઉત્કૃષ્ટ પ્રતિભાતેજને ઝીલે એવો સમર્થ મહાછંદ (Blank verse) શોધવાનો હતો. પરંતુ પોતે વાણીનું ડોલન સ્વીકાર્યું હોવા છતાં તેને નિશ્ચિત કે નિયમિત માપ હોવાની આવશ્યકતા સ્વીકારી નહિ. પરિણામે કોઇ પણ જાતના માપ વગરની અનિયમિત ડોલનવાળી રચનાઓ પેદા થઇ, અને કવિનું મહાછંદનું સ્વપ્ન ઠીંગરાઇ ગયું.

કવિતાના બાહ્યસ્વરૂપ કે આકારનો વિચાર કરતા ડોલનશૈલીમાં નિરૂપાયેલ સર્વ કૃતિઓને અછાંદસ કે અપદ્ય કહી શકાય; પણ તેના આંતર સ્વરૂપનો ખ્યાલ કરતાં એ સર્વ રચનાઓને કાવ્યશાસ્ત્રની કોઇ પણ કસોટીએ કસી જોતાં કાવ્યની—અને તે પણ ઉત્કૃષ્ટ કાવ્યની—કોટિમાં મૂક્યા વિના ચાલે તેમ નથી. કારણ જો બધી જ અછાંદસ રચનાઓ કવિ-

(કવિશ્રી ઇ ૧૯૧૬માં : બી. એ. થયા ત્યારે)



તાના ક્ષેત્રમાંથી બાતલ કરવામાં આવે અને બધી જ છંદોબદ્ધ કૃતિઓને કાવ્યમાર્ગમાં મૂકવામાં આવે તો 'કાદમ્બરી' કે 'સરસ્વતીચંદ્ર' જેવી કૃતિઓને કાવ્યમાર્ગમાંથી કાઢીને 'સિદ્ધાંતકૌમુદી'ની કારિકાઓ કે 'અમરકોશ' જેવી રચનાઓને કવિતા ગણવી પડે. પરંતુ રસશાસ્ત્રીઓ આપણને તેમ કરવા દે તેમ નથી. ડોલનશૈલીમાં ઊતરેલી કવિની સર્વ અછાંદસ રચનાઓ તત્ત્વતઃ કાવ્યના સર્વ આંતરિક ગુણો ઉત્કૃષ્ટપણે ધરાવે છે. કવિશ્રી ન્હાનાલાલ પ્રકૃતિએ પ્રધાનતઃ કવિ જ છે. તેથી તેમની સર્વ કૃતિઓમાંથી ચંદ્રનાં શીતળ અમીકિરણોની માફક કાવ્યરસ ઝર્યા જ કરે છે—પછી તે કૃતિ ગદ્યની હો, પદ્યની હો, કે અપદ્યાગદ્યની હો. કાવ્યનો આત્મા રસ છે અને તેનું નિર્વહન ભાવવાહી, લયયુક્ત વાણીમાં જ થઇ શકે. આથી કવિની અપદ્યાગદ્ય રચનાઓમાં રસનો પરિપોષ કઇ રીતે થાય છે અને તેને ઉપકારક ગુણો ડોલનશૈલીમાં કેટલે અંશે ઉદ્‌ભવે છે, તેની ક્રમશઃ તપાસ કરીએ.

આપણે અગાઉ જોઇ ગયા કે કવિશ્રીની અપદ્યાગદ્ય રચનાઓમાં ડોલન છે. તેમનાં

કાવ્યોમાં જુદીજુદી લંબાઇની—૩ અક્ષરથી માંડીને ૨૧ અક્ષર સુધીની પંક્તિઓ તેમાં વહેતા ભાવ કે લયની અનુકૂળતા અનુસાર નાનામોટા માપની બને છે. ઉદાહરણ તરીકે નીચેની પંક્તિઓ લઇએ.

વિદાય લેશો, વીર!
દુનિયાનો અંત વિદાય જ છે,
આદિ ભલે અન્યથા હો.
પણ એક વેળા તો આંખ ઉઘાડો,
એક છેલ્લી મીટથી તો જગતને જોઇ લ્યો.
શું જગત બહુ જોયું?
ભલે તમને ગમ્યું તે અમને ગમશે જ.
ક્ષર મૂકી અક્ષરધામમાં,
મૃત મૂકી અમૃતત્વમાં,
મનુકુલ મૂકી ચિરંજીવ દેવોમાં:
એ જ કલ્યાણપંથ, ભાઇજી! (બ્રહ્મદીક્ષા)

ભવ્યગંભીર કરુણભાવને એકધારી ઉન્નત કક્ષાએથી વહેવડાવવામાં છંદોબદ્ધ કાવ્યો કરતાં ડોલનશૈલી વિશેષ સફળ થાય છે, તેની પ્રતીતિ આખું 'બ્રહ્મદીક્ષા' કાવ્ય વાંચનારને તરત થાય તેમ છે. 'ગુરુદેવને' અને 'સૌરાષ્ટ્રનો સાધુ' પણ એવાં જ કાવ્યો છે. 'નવયૌવના', 'સૌભાગ્યવતી' અને 'રાજવીર'માં પ્રકૃતિની અતિ સુરેખ અને રંગીન પાર્શ્વભૂમિમાં ઉદાત્ત છતાં કાલ્પનિક વ્યક્તિચિત્રો દોર્યાં છે. વસ્તુતઃ, અમુક જ પ્રકારના વિષયના નિરૂપણ માટે કવિશ્રીએ આ શૈલીનો ઉપયોગ કર્યો છે તે સૂચક નથી શું? છંદોબદ્ધ કાવ્યોમાં પ્રત્યેક ચરણમાં લય ધીમે ધીમે વૃદ્ધિ પામતાં પરાકાષ્ઠાએ પહોંચે છે, અને ત્યાંથી તેનો અવરોહ શરૂ થાય છે. આમ પ્રત્યેક ચરણમાં આ પ્રકારની આરોહ–અવરોહાત્મક પ્રક્રિયા પૂરી થતી હોવાથી એકધારી ઉચ્ચ ભાવકક્ષા—Pitch ને ધારણ કરવામાં છંદોબદ્ધ પંક્તિઓ અનુકૂળ પડતી નથી. આ કારણે જ કવિની ગગનગામી કલ્પનાપાંખ ડોલનશૈલીમાં નિર્બંધપણે વિહરવા લાગે છે, અને અનેક અપ્રતિમ ચારુતાવાળા અલંકારઝુંડ ઊભાં કરે છે. કાવ્યના અંતર્ગત ભાવને ઉપકારક થાય એટલું જ નહિ પણ રસ સાથે એકરૂપ થઇ જાય તેવા અવનવીન અલંકારોનું આયોજન કવિશ્રીનાં છંદોબદ્ધ કાવ્યો કરતાં પણ વિશેષ છે. એ તેની બીજી વિશેષતા છે. એના એકાદબે નમૂના લઇએ:

(૧) કોઇ વર્ષાના સન્ધ્યાસમયે
નિસ્તેજ બાલચન્દ્ર ઉપર
મેઘધનુષના રંગ
આવી આવી ઊડી જાય તેમ
વિલસુના મન્દ મુખ ઉપર
લજ્જારેખાઓ બેસી બેસી જતી રહે.
[વસંતોત્સવ]

(૨) ગુલાબની અંજલિ જેવું મુખડું
મહીં આકાશના અણુ જેવાં નયન!
આછી ઉષાના ઓજનું અંગ હતું.
[નવયૌવના]

આવી સુંદર ઉપમાઓ ગદ્યવર્ણનની બાહ્ય છટા કે શોભાને વધારનાર સ્થૂળ અલંકાર કરતાં ભાવકથનને સુઘટ અને સુરેખ બનાવતા, મહીંથી આછા આછા ધ્વનિ ઉપજાવતા કલ્પનાતત્ત્વની વિશેષ ગરજ સારે છે.ને એ રીતે અલંકાર અને શૈલી, બન્નેની કૃતાર્થતા સિદ્ધ થાય છે.

આ ઉપરાંત ડોલનશૈલીમાં સુંદર અને ભવ્ય, સુરેખ અને રંગીન, ઐતિહાસિક તેમજ કાલ્પનિક આકર્ષક વ્યક્તિચિત્રો દોર્યાં છે, એના વિના ગુજરાતી કાવ્યસાહિત્ય ખરેખર દરિદ્ર રહી જાત. આ ચિત્રદર્શનોમાં વ્યક્તિના સ્થૂળ સ્વરૂપનું સુઘટ અને માંસલ બાંધાવાળું બિંબ કલાચિત્ર દોરીને સંતોષ નહિ માનતા કવિ તેના ચારિત્ર્યની સૂક્ષ્મ ગુણસંપત્તિ પર વિશેષ ભાર મૂકે છે, અને વિષયભૂત વ્યક્તિની ચેતનવંત લક્ષણમૂર્તિ સહેજે ઊભી કરી દે છે.

ડોલનશૈલીમાં કવિ પ્રકૃતિવર્ણનો અને વ્યક્તિચિત્રોનું આલેખન એકધારી સફળતાપૂર્વક

ફરી શકે છે એટલું જ નહિ, પણ અમૃતલાલ પઢિયારના મૃત્યુ બાદ તેમની દ્વાદશાને દિવસે સમુદ્રકાંઠે સ્વ. પઢિયારના સૂક્ષ્મ તેજઃસ્વરૂપનું પોતે ચમત્કારિક દર્શન કર્યું તેનો સૂક્ષ્મ અનુભવ પણ એટલી જ સચોટતા અને તાદૃશતા વડે વર્ણવી શકે છે. અગોચરને ગોચર કરવાની કવિની અનુપમ શક્તિ આમ ડોલનશૈલીમાં સવિશેષ આવિર્ભાવ પામે છે, એ શૈલીની નાનીસૂની સિદ્ધિ નથી.

ડોલનશૈલીમાં રેલાઇ રહેતી કવિબાનીમાં વક્તૃત્વકલાની અનેક વિશિષ્ટ છટાઓ આવે છે. ક્વચિત્ 'ભલે', 'હો', 'હે' આદિ કેવળપ્રયોગી અવ્યયોનો યથોચિત ઉપયોગ; ક્વચિત્ વાતચીતિયા ઢબે કરેલાં વિવિધ સંબોધનો; અને ક્વચિત્ ઉદ્‌બોધનાત્મક વાણીમાં આવેશ પયગમ્બરી સંદેશ તેમની કૃતિમાં પ્રસંગોપાત્ત પ્રસાદ, માધુર્ય અને ઓજસના ગુણો પૂરે છે. સનાતન સત્યોને સંક્ષિપ્ત અને સૂત્રાત્મક વાણીમાં રમત કરતી કવિશ્રીની ડોલનશૈલી અનેકવાર ઉપનિષદની ભવ્યતા ધારણ કરે છે. કોઈવાર એની સામે શબ્દાળુતા કે કૃત્રિમતાના આક્ષેપો મૂકવામાં આવે છે તે અમુક અંશે સાચા છે, પણ તેની અમર્યાદાનું મૂળ કવિની રંગદર્શી (Romantic) પ્રકૃતિમાં છે તે ભૂલવું ન જોઇએ. કોઇ ભવ્ય સુંદર દૃશ્ય કે વ્યક્તિને જોઇ કે આ કૌતુકપ્રિય કવિ સંયમશીલ વાણીમાં તેનાં આછાંપાતળાં રેખાંકનો દોરીને સંતોષ પામતા નથી, પણ તેની અત્યંત રંગીન અને ઊંડી ઘેરી રેખાઓથી અંકિત પૂર્ણ છબી પાડે ત્યારે જ જંપે છે. ખરું જોતાં ડોલનશૈલીની અનિયંત્રિત રચનાનો જન્મ કવિની આ કૌતુકપ્રિય પ્રકૃતિને જ આભારી છે.

આમ, ડોલનશૈલીની સિદ્ધિઓ અનેકવિધ છે અને તે સર્વ એક જ વસ્તુનું નિદર્શન કરે છે. કાવ્યકસોટીને કોઇ પણ ધોરણે કવિશ્રીની આ અછાંદસ રચનાઓને ચકાસો, તો તેમાંથી પણ શુદ્ધ કુંદન જ ઝળકી ઊઠવાનું. અહીં એટલું યાદ રાખવું જોઇએ કે ઉપરની સર્વ ચર્ચા નાટકોમાં વિનિયોગ પામેલ અપદ્યાગદ્યને પણ લાગુ પડે છે. ફેર માત્ર એટલો જ કે નાટકોમાં સાદા ગદ્યને બદલે ભાવવાહી ડોલનવાળા ગદ્યનો ઉપયોગ થયો છે. ત્યાં એ છંદોબદ્ધ કાવ્યને બદલે સ્થાન પામ્યું નથી. તેથી નાટકના બાહ્ય સ્વરૂપને કશી હાનિ પહોંચતી નથી એટલું જ નહિ પણ ઊલટું ડોલનશૈલી નાટકનાં વાતાવરણ, પાત્રાલેખન અને સંવાદને અનેકધા ઉપકારક નીવડે છે.*

* કવિતાની જુદીજુદી વ્યાખ્યાઓ પ્રસ્તુત રચનાઓને લાગુ પાડી શકાય તે હેતુએ એમાંની કેટલીક નીચે આપી છેઃ

(૧) દંડિનઃ शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली (ચમત્કારજનક અર્થવિશિષ્ટ પદસમૂહ તે કાવ્ય)

(૨) મમ્મટઃ तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि (મોટા દોષ વિનાના ગુણયુક્ત અને ક્વચિત્ સ્પષ્ટ અલંકારરહિત શબ્દ અને અર્થ તે કાવ્ય)

(૩) વિશ્વનાથ वाक्यं रसात्मकं काव्यम्. રસયુક્ત વાક્ય તે કાવ્ય

(૪) વામનઃ रीतिरात्मा काव्यस्य. રીતિ-ગુણવિશિષ્ટ પદરચના-તે કાવ્યનો આત્મા છે"

(૫) આનન્દવર્ધનઃ ध्वनिरात्मा काव्यस्य ધ્વનિ કાવ્યનો આત્મા છે

(૬) જગન્નાથઃ रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् ચમત્કારિક અર્થ પ્રતિપાદન કરનાર શબ્દ તે કાવ્ય

(૭) ભામહઃ शब्दार्थौ सहितौ काव्यं गद्यं पद्यं च तद्द्विधा શબ્દ અને અર્થ ઉભય મળીને કાવ્ય થાય; પછી તે ગદ્ય હોય કે પદ્ય.

(૮) એરિસ્ટોટલઃ Poetry is imitation of life કવિતા એટલે જીવનનું અનુકરણ

(૯) વર્ડ્ઝવર્થઃ Poetry is emotion recollected in tranquility કવિતા તે મનની શાંત પળોમાં સંઘરેલો ચિત્તક્ષોભ છે

(૧૦) મેથ્યુ આર્નોલ્ડઃ Poetry is the criticism of life કવિતા એટલે જીવનની સમીક્ષા.

ડોલનશૈલીની આ બધી સિદ્ધિઓની સામે તેની મોટી મર્યાદા તે એ કે એ શૈલી ગુજરાતી સાહિત્યમાં તેના સર્જકથી આગળ પ્રસાર પામી નહિ અને તેના પૂરતી જ સફળતા ધારણ કરીને અટકી ગઈ. કવિશ્રી ન્હાનાલાલે પોતાની વિશુદ્ધ અને દિવ્ય કવિતાદેવીની ઉપાસનાં વડે નવીન ભાવના-સૃષ્ટિનાં નિર્માણ કરીને ગુર્જર સમાજ અને સાહિત્યને ઉત્કટ પ્રેરણાપીયૂષ પાયાં છે તેમ છતાં ગુજરાતી સાહિત્યના વિશાળ ઉદ્યાનમાં પ્રો. ઠાકોરે પાડેલ નવીન કેડીએ જ નવીન કવિઓએ પ્રયાણ કર્યાં ને ન્હાનાલાલ તો અનન્ય અને અનનુકરણીય શૈલીકાર બની રહ્યા. તેમની શૈલી ગુજરાતી સાહિત્યમાં ફેલાવો પામી શકી નહિ, તેના એક કારણરૂપ કવિતાને માટે છંદની અનાવશ્યકતાનો તેમનો સિદ્ધાંત ગણાય. પરંતુ તેનું મુખ્ય કારણ તો 'શીલ તેવી શૈલી'નું સૂત્ર જ નથી શું? ન્હાનાલાલની બહુવિધ સૌન્દર્યસંપત્તિથી ભરપૂર પ્રતિભા-શક્તિને ઝીલનાર અને અમુક અંશે જીરવનાર વાહન અન્યની વાણીને અનુકૂળ ન આવે તેમાં વાંક કોનો? શૈલીની અનન્યસાધારણ ઉદાત્ત કક્ષાનો, કે અન્ય કવિની વામણી પ્રતિભાનો? આ દષ્ટિએ જોતાં તો ડોલનશૈલીની ઉપરકથિત અનનુકરણીયતા તેની એક વિશિષ્ટ સિદ્ધિ જ ગણાય તેમ છે. ગુજરાતી કવિતા જીવશે ત્યાં લગીનું ડોલનશૈલીનું આયુષ્ય નિશ્ચિત છે. અને એમાં જ તેની સર્વ સિદ્ધિઓનું પરમ સાર્થક્ય છે.

પણ નીતિની બાબતમાં કવિ સૌષ્ઠવલક્ષી પણ છે. તેમની શુદ્ધ નીતિનિષ્ઠા કદી શિથિલ થઈ નથી, જીવનમાં કે સાહિત્યમાં. પદ્યના નિયમનો અસ્વીકાર કરતી ડોલનશૈલી પર ઉદાત્ત ભાવનાભક્તિની સંયમશીલા છે. શૈલીને સ્વચ્છંદી શબ્દાળુતામાંથી બચાવવામાં તેમજ તેના પોતને પાતળું બનતું અટકાવવામાં સૌષ્ઠવપ્રિયતા તરફ વિશેષ ઝૂકતી બુદ્ધિશક્તિએ યોજેલી સંગીન વિચારકણિકાઓ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. આનો એક નાનો જ દાખલો લઈએ:

આત્મસત્યોની સીમમાં તે રખડતો,
કે ત્હાં સ્થૂળની પાજો
અધ્યાત્મજલમાં બજે છે. (સૌરાષ્ટ્રનો સાધુ)

ડોલનશૈલીની ખરી સફળતા તેની શબ્દાળુતાને તથા કૃત્રિમતાને નિવારીને ઉચ્ચતમ અને ઉદાત્તતમ વિચારશ્રેણીને ધારણ કરવામાં સમાયેલી છે. કવિની કૌતુકપ્રિય પ્રકૃતિ સૌષ્ઠવપ્રિયતાનું આભૂષણ ધરે નહિ ત્યાં સુધી તેની ખરી શોભા વાચકના અંતરમાં સાનંદાશ્ચર્ય પ્રકટાવતી નથી તેની પ્રતીતિ નીચેની પંક્તિઓ વાંચવાથી થશેઃ

પૃથ્વીને આરા છે,
ને પૃથ્વીમાંની ઉત્ક્રાંતિને યે આરા છે.
એ પછીના ઉત્ક્રાંતિમાર્ગ
અવકાશને સ્હામે તીરે છે;
ને મૃત્યુની નદીનાં અન્ધારકાળાં નીર
વચમાં ઘેરાં ઘેરાં વહે છે.
એ વારિ તરી ઉતરતાં
મનુષ્યનાં માટીનાં માળખાં
ઓગળી જાય છે, દેવ!
ત્હમે પૃથ્વીના પોષાક ઉતાર્યા;
ત્હમે ચેતનના વાઘા સજ્યા,
ત્હમે તેજની પાંખો પ્રસારી ઉડ્યા
એ ઉત્ક્રાન્તિના અગોચર પન્થે.
ઊર્ધ્વગામીનું જવું યે ધન્ય છે,
અધોગામીનું જીવવું યે ધૂળ છે.'
જગત્યાત્રામાં જીવન ને મૃત્યુ
ઉભયે ત્હમે ધન્ય કર્યાં. (ગુરુદેવને)

આટલું ગાંભીર્ય, આટલી ભવ્યતા, આટલી ભાવવાહિતા અને આટલી સચોટ વર્ણનછટા ગુજરાતી સાહિત્યપ્રદેશમાં અન્ય કઈ કવિત્વ-શૈલીએ સિદ્ધ કરી છે? ખરે જ ડોલનશૈલી ગુર્જર સાહિત્યકુંજોમાં કવિની પયગમ્બરી વાણીના સનાતન પડઘા પાડે છે.

# સંહિતામય જીવન

શ્રી. ધીરજલાલ ધનજીભાઇ શાહ

આઠેક વર્ષ ઉપરની વાત છે.

એ સાલમાં શ્રી. ધૂમકેતુએ પોતાના નિબંધો અને લખાણોનો સંગ્રહ 'સર્જન અને ચિંતન' પ્રકટ કર્યો. એક સાંજે કવિશ્રીને મળીને તેઓ આવ્યા અને તેમની સાથે થયેલી વાત કહી સંભળાવી. કવિશ્રીને આ સંગ્રહનો એક નિબંધ 'બિથોવન અને મરઘાભાઇ' અત્યંત ગમી ગયો હતો. સ્પષ્ટ વિચારો વ્યક્ત કરવા બદલ શ્રી. ધૂમકેતુને તેઓશ્રીએ અભિનંદન આપ્યાં હતાં. ઘેર જઈ એ લખાણમાંનો આખો ફકરો વાંચી ગયો:—

"ભાઇ, એ વાત સાચી કે મરઘાભાઇ દાણા પેદા કરે છે, પણ દુનિયા દાણા ઉપર જીવનારી હોવા છતાં કેવળ દાણા માટે જ નથી જીવતી. મરઘાભાઈ જેટલો જ બિથોવનને દુનિયામાં જીવવાનો હક્ક છે. કયો અકસ્માત, એ તો હું તમે કે વિદ્વાન કોઈ કહી શકીએ તેમ નથી; પણ ગમે તે અકસ્માત હોય, મરઘાભાઇ ધારે તો પણ બિથોવન થઇ શકે નહિ; બિથોવન ધારે તો પણ મરઘાભાઈ થઇ શકે નહિ. અમે તો આટલું સમજીએ, કે જે કુદરતે ચાંદી મેક્સિકોમાં મૂકી, પેટ્રોલ મેસોપોટેમિયામાં મૂકયું, હીરા આફ્રિકામાં મૂકયા, એણે સૌન્દર્યદૃષ્ટિ મનુષ્યના અંતરમાં મૂકી. શોધનારે એ શોધી, પ્રગટ કરનારે એ પ્રગટ કરી."

એ દિવસથી કવિશ્રીની નજીક જવાની ઉત્કંઠા થઈ. તેમના પરિચયમાં આવ્યો અને જે અકસ્માતે, જે પ્રકારે કે જે ક્રમે તેમનાં અંતરમાં સૌન્દર્યદૃષ્ટિ મૂકી હતી, તેનાં દર્શન કરતાં કરતાં પાવન થયો.

સૌ પહેલાં તેમને મળ્યો; પરિચય-વિધિ થઇ ત્યારે મારા મનમાં ભડક હતી. અગાઉથી સૂચના પણ મળેલી કે જવાબ નહિ આપવો; સાંભળ્યા જ કરવું. પરંતુ જ્યારે તેમની રજા લઈ ઊઠયો ત્યારે મારી એ ભડક ભાંગી ગઇ હતી. સહેજ ટોપી કે સહેજ ઝભ્ભો જોઇ એમની આંખનો ખૂણો લાલ નહોતો થયો. અમારી વાતમાંય ક્યાંય રાજદ્વારી હકીકત નહોતી આવી. એ ડોલમાં બે પગ રાખી ગરમ પાણીથી શેક કરી રહ્યા હતા. વાતચિત દરમિયાન ખરજવાના દર્દ વિષે પણ તેમણે દુઃખ વ્યક્ત નહોતું કર્યું.

ઊલટું મને—નવા આગંતુકને તેમણે સલાહ આપી હતી: 'જોજો વાદમાં પડતા. તમારું કામ કર્યે જજો; સૌ કોઈ તમારી પાસે આવશે. પ્રતિષ્ઠા મેળવવાની ધમાલમાં રખે પડતા; તમારામાં છત હશે તો તે દોડતી તમારી પાસે આવશે.' અને તેમણે તેમના જીવનના બે ત્રણ પ્રસંગો કહ્યા. કુરુક્ષેત્રનું પ્રકટ થયેલું છેલ્લું પુસ્તક ભેટ આપી તેમણે મને તેમની નજદીક વધુ ખેંચ્યો.

પછી તો અવારનવાર તેમના દર્શન કરવાની તક ઝડપતો. તેમનામાં કહેવાય છે તેવી ઊગ્રતા હશે, પણ એ ઊગ્રતાના દર્શન મને કદી નથી થયા. જ્યારે જ્યારે ગયો હોઇશ ત્યારે ત્યારે તેમના આતિથ્યપ્રેમ, મિલનસાર સ્વભાવ, ઉચ્ચ પ્રકારની સંસ્કારી દૃષ્ટિ, પાંડિત્યપૂર્ણ વ્યક્તિત્વ વગેરે ગુણોએ મને ખેંચી જ રાખ્યો છે.

તેમની સાથેની વાતોમાં મેં જોયું છે કે, તેઓશ્રીને કોઈ સામે વ્યક્તિગત વાંધો નહોતો. કોઇના પ્રત્યે વ્યક્તિગત દ્વેષ નહોતો. સંસ્થા અથવા સમુદાયની કેટલીક રીતિઓ સામે જ તેઓશ્રીને પુણ્યપ્રકોપ હતો. તેઓશ્રીની પાસે જઇ શકનારા વિદ્વાનો બહુ ઓછા હતા. પરંતુ જેઓ તેમની પાસે જવાની હિંમત ન કરતા તેમની કૃતિઓથી—તેમનાં મંતવ્યોથી અને તેમના અભ્યાસથી કવિશ્રી પરિચિત રહેતા. આવી કેટલીક કૃતિઓમાં પોતાને જે કહેવું હોય તેના વિષે તેમાં જ તેઓ નોંધ કરતા. એક જાણીતા કવિની પરભાષામાંથી અનુવાદ કરેલી કૃતિની

કવિએ ઝીણવટપૂર્વક ક્ષતિઓ નોંધી રાખેલી, એ મને બરાબર યાદ છે. અત્યારના આપણા વિદ્વાનોની પ્રતિષ્ઠા મેળવવા માટેની પડાપડી, મોટા ભાગે બાંધેલી વાડાબંધી અને તે દ્વારા બહાર તરી આવતી તેમની પામરતા—આ બધું જોઇ તેમને અત્યંત દુઃખ થતું. એ દુઃખ ઉગ્રસ્વરૂપ લેતું ત્યારે તેમના સ્વભાવમાં ઉગ્રતા જણાઇ આવતી. પરંતુ વાત કરનાર વાતને વાળી લે તો એ ઉગ્રતા તરત સમાઈ જતી.

ગુજરાત સાહિત્ય સભાના મંત્રી તરીકે, ઇતિહાસ સંમેલન પ્રસંગે કવિશ્રીને મળવાનું થયું. વાત દરમિયાન તેમણે પચીસ વર્ષ પહેલાંની વાત યાદ કરી કહ્યું: "દીવાનજી તો મારા સ્નેહી છે. દીવાનજીને કહેજો કે, ન્હાનાલાલને ને દીવાનજી વચ્ચે વાંધો ન હોય; વાંધો તો મારે સાહિત્ય સભા સાથે છે." અને પછી દીવાનજી સાથેના ક્રિકેટના પ્રસંગોની વાત પર ચડી ગયા. ઘણાં એમ માને છે, અને મને પણ હતું કે, ગુજરાત સાહિત્ય સભા સાથે મનમેળ નહિ બેસે. છેલ્લા વર્ષમાં અમે જોયું છે કે, કવિશ્રીએ સાહિત્ય સભા સાથેના પ્રસંગમાં ક્યાંય કટુતા આવવા દીધી નથી.

કવિશ્રીની એ વિશિષ્ટતા હતી, કે, સાહિત્યના ક્ષેત્રે કોઇની સાથે ગમે તેટલો વિરોધ હોય છતાં તેમાંના જ કોઇની પાસેથી નવું મંતવ્ય આવ્યું હોય અને તે આવકારદાયક હોય તો તેઓશ્રી તરત વધાવી લેતા.

જ્યારે તમે જાઓ ત્યારે તેઓ કંઇ ને કંઇ કાર્ય કરતા જ હોય. લખાણની નવેસરથી નકલ કરતા હોય, કાંઇ વાંચતા હોય કે કાંઇ નવું લખતાં હોય. પોતાના જીવનની ઓઝલમાં ઓછી પળો કવિશ્રીએ એળે જવા દીધી હશે. સતત કાર્યપરાયણતા એ જાણે કે તેમનો જીવનમંત્ર હતો.

કાકા કાલેલકરની ષષ્ઠિપૂર્તિનો સમારંભ ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી જે દિવસે ઉજવાયો તે દિવસે રાત્રે ઓચિંતા સમાચાર મળ્યા કે, કવિશ્રી 'કનૈયાને દ્વારે' પહોંચવાની ઝડપથી તૈયારી કરી રહ્યા છે. મોડે મોડે રાત્રે દસ વાગ્યે પ્રોફેસર અનંતરાય રાવળ સાથે હોસ્પિટલમાં તેમના અંતિમ દર્શન કર્યાં. મોતિયો ઉતરાવ્યા પછી એક આંખ કામ કરતી નહોતી; છેલ્લી પળોમાં બન્ને ચક્ષુઓ બંધ હતાં—દિવ્ય ચક્ષુઓ પ્રાપ્ત કર્યા હોય એવું મોં પર તેજ હતું. ચાર દિવસ પહેલાં જે ડોક્ટરોએ આશા છોડી દીધી હતી, તેની ઉપર વટ જઈ માત્ર માનસિક શક્તિ દ્વારા કવિશ્રીએ વધુ ચાર દિવસ ખેંચ્યા હતા; એ નૂર મોં પર સ્પષ્ટ તરવરતું હતું. વેદનાની રેખા પણ તરવતી નહોતી. મધનું પાણી જરાક, લીધું ત્યારેય જાણે કે અપૂર્વ શાંતિ હતી. ત્યારે તો અમને ખબર નહોતી કે કલાક પછી કવિશ્રી 'કનૈયાને દ્વારે' પહોંચી ગયા હશે.

'હરિસંહિતા' એ તેઓશ્રીનું છેલ્લું અધૂરું મહાકાવ્ય છે. તે પૂરું કરવાની, હોસ્પિટલમાં ગયા ત્યાં સુધી તેમની હોંશ હતી. જો કે એ મહાકાવ્ય પૂરું નથી થયું, છતાં તેઓશ્રી તેને પોતાના જીવનદ્વારા પૂરું કરીને જ ગયા છે. એમ કહીએ તો ચાલે. કારણકે તેમનું સારુંય જીવન સાહિત્યમય હતું.

'न दैन्यं न पलायनम्' ની ઉક્તિદ્વારા શ્રી ધૂમકેતુએ સ્વર્ગસ્થને યોગ્ય અંજલિ અર્પી છે. પ્રેમાનંદે માથે પાઘડી નહિ બાંધવાની પ્રતિજ્ઞા લીધી હતી; કવિ નર્મદે અનેક વિટંબનાઓ વચ્ચે 'કલમને ખોળે માથું' મૂક્યું હતું. કવિશ્રીએ 'કલમ'ને પોતાનું સર્વસ્વ અર્પ્યું હતું. મુંબઈ જવા માટે પાસે ભાડું હોય નહિ, છતાં કયાંય હાથ લાંબો કર્યો નથી; પ્રકાશકો પાસેથી વધુ 'ટકા' લેવા કોઇની પ્રશસ્તિ કરી નથી કે પોતાના પુસ્તકનું વધુ વેચાણ થાય તે માટે, યુનિવર્સિટીનાં પાઠ્યપુસ્તકની સમિતિના સભ્યો પાસે પોતાની નજર પણ ફેરવી નથી. છેવટ સુધી—જિંદગીના છેલ્લા શ્વાસ સુધી 'ક્યા ફકીરી, ક્યા અમીરી' સદા મગનમાં રહેના' એ ઉક્તિને તેમણે સદાય જીવનમંત્ર તરીકે રાખી.

# કવિવર નાનાલાલના



## મૃત્યુદિને

શ્રી. 'ઉશનસ્'

*

[ વ્યસ્ત વિયોગિની ]

ગુજરાતની આમ્રરાજિ આ
  થઈ આજે ગઈ શાંત નિઃસ્વન !
નિતના પરિચિત તે ' ટુહૂ '
  વિણ સૂનુંસૂનું રે પડયું વન ! ૧

અહ ! પ્રાણ ગયો વિલાસનો;
  પળતાં સુહૃદ તે વસંતનો;
જ્યમ પ્રાણ જતાં અચેતન
  ઢળતો દેહ, પડયું તથા વન ! ૨

સૂનકાર કશો જ આ વને.
  ચતુરંતે ! અહ ! કારમું કશું,
પ્રસર્યું વનખિન્નમાં મૂંગું
  ઉરભેદી અતિદીર્ઘ ડૂસકું ! ૩

વનનો પલપૂર્વનો ધીરો
  મદીલો સુસ્ખલિતાલસાનિલ
મધુગંધી પણ તું જતાં, વહે
  વનના દીર્ઘ નિસાસ શો જ તે ! ૪

અયિ મારા પ્રિયપંખી કોકિલ !
  મુરઝાઇ ગયાં ફૂલો, લતા,
તરુઓ આ, વનરોમરાજિ શાં.
  અતિમંદ થયા પ્રવાહ સૌ; ૫

  કલગાનો વળી પંખીનાં શમ્યાં !
ગઈ વ્યાપી સઘળે જ વેદના !
  અતિ મૂંગી કરુણાર્ત રોદના ! ૬

સ્મરચાપ જ્યધ્વનિ સમો,
  જ્યહીં ર્‌હેલો ટુહૂકાર તાહરો,
કંઇ વર્ષ પૂરા શુણાયલો :
  મૂલકંપિત હારી સૌ ગયા,
વનશાથી ચિર શિશિરસ્તરો ! ૭

વનમાં વરતાવી શાસન
  મધુનું મંગલ, તેં ટુહૂરવે
નવરંગફૂલે, પરિમલે,
  શણગાર્યું શીતશીર્ણ કાનન ! ૮

અવ જે વિજયોત્સુકાનન.
  રહ્યું સ્પર્ધી સહ દેવતાવન ! ૯
સ્વરથી પ્રગટાવિયો મધુ;
  અયિ મારા પ્રિયપંખી કોકિલ !
ફૂલ ફાગણની કટોરિયે,
  પ્રતિકુંજે પ્રગટયો મધૂત્સવ. ૧૦

ડરતી ટુહૂકારથી તવ,
  શિશિરો જે અતિરુક્ષ ભીષણ;
કરતી વનની પ્રદક્ષિણા
  બહિરે રહી દશાંગુલાંતર !
મહીં તો તારું જ સ્વૈર શાસન ! ૧૧

પણ, આજ જતાં તું હે સ્વર !
  રખવાળું ય વસંતનું ગયું !
વનના સહુ દુર્ગદ્વારમાં
  ધસી આવંત નિહાળું પાનખર ! ૧૨

'ટુહૂં' આથ શુણ્યો પુરા તવ;
થયું : આવ્યો ઋતુરાજ નિશ્ચલ;
શિશિરો ગઇ તે ગઇ જ તે;
અવ તો શાશ્વત પુલ્લ ઉજ્જ્વલ
મધુનું શાસન શુદ્ધ કેવલ ! ૧૩

મધુ આવો નવ હોય ચંચલ:
પણ તે તું ય ગયો; અહો, ગતિ ! ૧૪

ચિરયોગથી તું સહુ ઉરે,
મધુનો મિત્ર, મનોજથી જુદો,
ઠરિયો; મધુએ સ્વયં તને
દીધું અર્ધું નિજ સંગ આસન :
વનમાં આ ત્રણનાં જ શાસન ! ૧૫

મધુ વૈભવથી, ફૂલે સ્મર
જયી તારો ત્યમ તે ટુહૂસ્વર;
અવ તે ખાલી જ અર્ધ આસન ! ૧૬

મધુમિત્ર છતાં ય તાહરી
નવમૈત્રી મધુમિત્ર કામ શું
તવ ગાન વિશુદ્ધ નંદનાં :
પણ તે સુદ્ધગીતો બન્યાં અહો;
કુસુમાયુધ સંગ ભેરીનાં !
મધુમિત્ર સ્મરતો રિપુ, અહો ! ૧૭

નહિ તો, કશી રે, દશા થતે
સઘળાં આ નરનારીઓ તણી ?
મધુદર્શનથી જ જે થતાં,
અતિશે વિહ્વલચિત્ત; તેહશું.
સ્મરચાપશરોની સંગમાં,
તું ય જો, જયારવ શો સહાય થૈ,
મચિયો હોત !–વિમાસું, કે. અહો !
અવિવહ્ય અટેકું યે, ત્યહીં,
ત્રયી સામે કશી નારીની ગતિ ? ૧૮

પૃથિવીપટ આણવો હતો
અમરોનો અણમૂલ બાગ તે,
સહુ કાલ વસંતશાસિત,
અમરોનો શુચિશુદ્ધ ફાગ તે;
નીરખેલો નિજ દિવ્ય ચક્ષુથી;
બસ તે ગાઇ ગયો ગણું ભરી !
અવ સુનીસૂની કુંજ ગુર્જરી ! ૧૯

તું ગયો જ. ઘડી પછી વળી
વનનું આ ડૂસકું વળી જશે;
જગની વણઝાર પૂર્વવત્
બઢશે; ફૂલલતા ય ખીલશે.
સઘળું ય ફરી અહીં હશે;
અયિ પંખીજન, તું જ ના હશે ! ૨૦

મધુવૃત્ત જશે, વળી ફરી,
મધુનું શાસન આવશે નવું:
પણ ક્યાંથી તવ પિકનું 'હુ હૂ'?
અતિ દીન દશા મૂકી કરી
સઘળી આ ગુજરાતણો તણી ! ૨૧

અહ ! કંઠ રહ્યો; ગયું ગીત,
સહુ તારું અયિ ગુર્જરી દીના !
શરદુત્સવ ને મધૂત્સવ
અવ તારે સઘળું વિડંબના ! ૨૨

નવ નારીનું માત્ર તું હતો
ગીત, રે તું વળી ઋત્વિજે હતો.
તું જતાં સઘળું ગયું સ્ત્રીનું;
ઋતથી ગુર્જર લગ્નયજ્ઞની. ૨૩

તું હતો સ્મૃતિકાર લગ્નનો
મનુ, તેં લગ્ન જયાજયંતનું
રચી, કામ કીધો પરાભૂત;
ફરીથી, જેમ હરે ય એક દી ! ૨૪

જુદું રાઘવમૈથિલી થકી;
જુદું રાધાવરરાધિકાથી યે;
જુદું શંકરપાર્વતી થકી;
અતિ અદ્વૈત જયાજયંતનું. ૨૫

નગરાજ સમાન તુંગ જે,
અતિ શુભ્રાયત ઉજ્જવલામલ;
તવકીર્તિવપુ તે સુનિશ્ચલ;
નવ સ્પર્શી જ શક્યું ય મૃત્યુ યે !૨૬
હરી ચાલ્યું તવ રુગ્ણદેહને,
અતિશે કાતર કો શૃગાલ શું ! ૨૭
હરશો તવ શુભ્ર તે યશ
ભણી તે, અટ્ટ હસી રહ્યો દિશિ;
પડ્યું કાળું કુપ્રતિષ્ઠ સ્તેન શું ! ૨૮
કવિ, જે તવ સર્જના વિષે
પૃથિવી દ્યૌ મળી એકમેકમાં;
ઘર ને ઘરઓસરી સમાં
અમથાં અમથાં જવાય, ને
વળી પાછાય અવાય, ત્યાં હવે
તવ ઇષ્ટામરરાજની સભા—
મહીં સ્થાપ્યો કવિમુખ્ય છે તને. ૨૯
કવિ હે ! તવ રાજહંસને,
અતિ ઊર્ધ્વોર્ધ્વ અસીમ વ્યોમના,
ચિર વાંછિત શુભ્ર માનસે
મળી છે આખિર નોતરાં ગયાં. ૩૦
અવ તો તવ સંનિધિ મહીં,
સઘળું, રે, સઘળું જ શુભ્ર છેઃ
વિલસે અહીં દેવની સભાઃ
વળી આ માનસ તેય શુભ્ર છે.
વિલસે જ્યાં તવ હંસશો યશ. ૩૧
અહીં પૂર્ણ મયંક શુભ્ર છે
તવ જે પ્રિય હતો પૃથા મહીં;
અહીં શુભ્ર વિબુધનું વન.
ધવલો છે હિમરાશિ, ગંગ આ. ૩૨
અહીં શંભુનું અટ્ટહાસ્ય ને
અહીં તારાપથ શારદોજ્જવલ;
સ્મિત છે વળી દેવપત્નીનાં;
સઘળું, રે, સઘળું જ છે સિત. ૩૩
મલ કો નથી કૃષ્ણવર્ણ હ્યાં,
પૃથિવીનો દગકલેશકૃત કવિ !
અહીં તો તવ કાવ્યગંગ શું
સઘળું યે શુભ શુભ્ર નિર્મલ. ૩૪
કહું તો કહું રક્ત રંગની
સહુ સૃષ્ટિ કવિ કાલિદાસનીઃ
પણ આ તવ સૃષ્ટિજાહ્નવી
બસ ગંગા શી જ શુભ્રવર્ણની. ૩૫
કવિકુલગુરુની સૃષ્ટિનો
કહું હું આત્મનૃપર્ષિસદૃશ;
પણ આ તવ સર્જના તણો
સઘળો પ્રાણપુરુષ બ્રાહ્મણ !
ઊજળો બ્રાહ્મણસંસ્કૃતિમય;
નિજકેરા તપશો જ ઉજ્જવલ ! ૩૬
કવિ ! આ તવ પ્રિય ગુર્જરી,
પ્રિય તારી વળી દેવની સભા,
તવ કીર્તિ તણા જ તારથી,
રહી છે યુક્ત ઉભે પરસ્પરઃ
ખિસતંતે જ્યમ ચક્રવાક બે ! ૩૭
તવ કામદુધાસમો કવિ !
પૃથુ આ જીવનકાલ, ચ્યુત શો,
પરિપક્વ થઇ, ફળી ગયો
મનમાની કંઇ સિદ્ધિનાં ફળ ! ૩૮
પરિપૂર્ણ જગત્સરઃપયે
પ્રગટ્યું લક્ષદલારવિંદ આ;
પરિપૂર્ણ ખીલી દિનાવધિ,
પરિપૂર્ણ–પ્રભુપાદ પદ્મમાં.
અરપાઇ થયું ધન્ય ધન્ય જ !
પરિપૂર્યું પરિપૂર્ણ અર્ધ્યથી
સઘળું ત્યાં પરિપૂર્ણ સુંદર ! ૩૯
તદપિ, તું જતાં વનશ્રી આ,
સઘળી કો હિમદંડશાસિત;
પરિમ્લાનમુખી વિમંડળના !
અયિ મારા પ્રિય પંખી કોકિલ!૧૭૮



# 'વિશ્વનો રાજ વધાવા'

લેખકઃ
શ્રી. 'શશિન્' ઓઝા

*

'મંજુ મંજુ ગવાતું કો ગીત આ જિંદગી નથી,
ભવ્ય કો વીર ગાથા છે ઝિંદગી નરનારની.
—ન્હાનાલાલ

*

ન્હાનાલાલે કવિના આગમન સાથે ગુર્જરીના રસસાગર ઉપર 'પ્રફુલ્લ અગીવર્ણ ચંદ્રરાજ'નો ઉદય થાય છે, ને સમગ્ર સાગરનાં જળ કોઇ અલૌકિક રસોર્મિથી ઊછળી રહે છે. કોઈ દિવ્ય સૌષ્ય મોહક વાતાવરણ સ્થળ સ્થળ પથરાઇ જાય :છે. ચંદ્રરાજની મધુર મોહક પ્રભાથી મહાસાગરની અંદર વૈવિધ્યસભર રસવીચિઓ ઊછળી રહે છે. વાગીશ્વરી સરસ્વતીને પણ 'अद्य मे सफलं जन्म' કહેવા જેટલો ઉત્સાહ ને આનંદ આ સિવાય બીજું કયું દશ્ય આપી શકે?

માત્ર સાતત્યની જ દષ્ટિએ નહિ, માત્ર વૈપુલ્યના જ દર્શને નહિ, સાતત્ય અને વૈપુલ્ય, ધ્યત્તા અને સંખ્યા ઉભયવિધ સમૃદ્ધિની દષ્ટિએ ન્હાનાલાલ મહાકવિ છે. તેમના માત્ર સાહિત્યસર્જનનાં પ્રકારોની જ વિશાળતા ને વિવિધતા લ્યો. તેમણે કાવ્યકલ્પ નવલિકાઓ લખી, નવસ્વરૂપવંતી નવલ આપી, રસિકઊર્મિલ વ્યાખ્યાનાવલિઓ આપી, લલિતરંગી ચરિત્રો ને રેખાચિત્રો આપ્યાં, સર્જનકલ્પ વિવેચનો આપ્યાં, ઇતિહાસ, પુરાણ ને સમાજમાંથી વસ્તુ લઈ Prometheus Unbound (શેલી) ને Foust (ગ્યટે)ની શૈલીનાં, બાયરન ને બ્રાઉનીંગનાં નાટકો જેવાં કવિતા-પ્રધાન,—ગુજરાતે તો સર્વથા અભૂતપૂર્વ—એવાં ભાવનાપ્રધાન નાટકો લખ્યાં. ગુજરાત ઉન્નતગ્રીવ ઊભું રહી જેના નામનો સગૌરવ વિજય-ટંકાર કરી શકે એવું, શ્રીમત્ ને ઊર્જિત તત્ત્વે વ્યાપ્ત એવું, ભવ્ય વિરાટ મહાકાવ્ય 'કુરુક્ષેત્ર' આપ્યું. સંસ્કૃત કાવ્ય નાટકાદિનાં રસમય ભાષાંતરો પણ આપ્યાં.

આ બધામાં કવિ કેવળ વિદ્વદ્ભોગ્ય રહ્યા છે. તેનું સાટું તેમણે રાસ ને ઊર્મિગીતોના અમૂલા પ્રદાનથી વાળી આપ્યું છે. ગુજરાતી ભાષા જીવશે ત્યાંસુધી કંઠોપકંઠ ઝિલાશે એવાં, ગુજરાતી ભાષાના સામર્થ્યને અને લોકઢાળોનાં માધુર્ય અને લાલિત્યને પ્રકટ કરતાં, નિતાંતરમ્ય, અમર પંક્તિવંતાં ઊર્મિગીતો તેમણે આપ્યાં; ને સુકુમાર મંજુલ ઊર્મિથી માંડી કોઇ પણ ભવ્યવિરાટ ઊર્મિના આલેખનમાં પણ ગુર્જર ગિરા કેવું મનોહર માધ્યમ બની રહે છે તેની પ્રતીતિ પણ અપૂર્વ સામર્થ્યપૂર્વક કરાવી. શ્રી વિજયરાય કહે છે તેમ 'આ કવિની માત્ર કલ્પનાની મગદૂર જોઇએ, એનાં ઉડ્ડયનો ને વ્યોમરમણાઓ પ્રીછીએ, ઉદાત્ત ભાવનાઓને મૂર્ત કરતી કેટલીકવાર પ્રગલ્ભ લાગતી છતાં પ્રતીતિજનક એની ઉપમાઉત્પ્રેક્ષાઓનો વૈભવ કે એના સુંદરતમ કાવ્યખંડોની લોકોત્તર શી વાણી વિચારીએ, ત્યારે, આ પ્રકારની ગુણસંપત્તિની દષ્ટિએ તો, તે ગુજરાતી સાહિત્યકારોનો મુકુટમણિ દીસે છે.' એટલું જ નહિ, તેમનું ઉર્ધ્વારોહી કલ્પનાનું ચિંતનહીર

પારખીએ છીએ. ભવભૂતિપ્રોક્ત 'દૈવતાં વાચં અમૃતાત્મનઃ ઘ્નલામ્' નું સૂત્ર તેની કવિતામાં ચરિતાર્થ થતું અનુભવીએ છીએ, તેની આવા-વાપૃથિવી વિચરતી મેધાના દર્શને મુગ્ધ બનીએ છીએ. તેમતેમ આપણને કવિની વિરાટ પ્રતિભાની વિશેષ ને વિશેષ પ્રતીતિ થતી જાય છે. ને એવા જ વિરાટ પ્રતિભાવંતા વ્યાસ, વાલ્મીકિ ને કાલિદાસ, હોમર, ડાન્ટે ને શેક્સપિયર, ગટે, શેલી ને ટાગોર જેવા અત્રત્ય તેમજ પાશ્ચાત્ય કવિવરો સાથે 'ઔચિત્યપૂર્વક જ તેમને મૂકવા મન લલચાય એ તદ્દન સહજ છે.

વસ્તુતઃ કવિશ્રીની પ્રતિભા વિરાટ કવિની પ્રતિભા છે. 'કવિ ન્હાનાલાલ ભવ્યતાના ઉપાસક છે. Epic scaleના શોખીન છે, અને એને પહોંચવાની શક્તિ પણ ધરાવે છે.' (શ્રી. અનંતરાય રાવળ 'કવિનું પહેલું નાટક.') પાર્થિવ ગ્રહ, ભાવ, આશયો ને ઉદ્દેશો, ભાવના ને મહત્ત્વાકાંક્ષામાં જ રમમાણ રહેવામાં પર્યાપ્તિ ન માનતી તેની પ્રતિભા 'From heaven to earth and from earth to heaven' પણ વિચરણ કરે છે. તેની પ્રતિભાનો સૂર જીવનવાદિત્રના મંદમધ્યમતીવ્ર એવાં ત્રણે સપ્તકોમાં એકધારી સફળતાથી ફરી વળે છે. ને જ્યાં જ્યાં તે ફરે છે ત્યાં ત્યાં તે ભવ્યતાનો ચમકાર કર્યા વિના નથી રહેતો. રાસ જેવા લલિતમંજુ સાહિત્યપ્રકારમાં પણ તેની આ વિલક્ષણતા ધ્વનિસમૃદ્ધ મહાન ભાવોનાં તેજ-રશ્મિઓ ક્વચિત્ ક્વચિત્ કેવાં વેરી જાય છે તે આપણે જોયું.

તેની વિરાટ પ્રતિભાનાં દર્શન તેનાં નાટકોમાં તો ઠેરઠેર મળવાનાં. 'જહાંગીર નરજહાં'માં કમળોની કુંજનું દૃશ્ય, 'જયા–જયંત'નાં 'ત્રિકાળદર્શન' અને 'જાહ્નવી જગની ઘૂમે રે' એ ગીત સાથે સાગરમાં તરતા 'જયા–જયંત'ના હોડલાનું, અંત્ય દૃશ્ય, 'વિશ્વગીતા'ના 'પ્રભતીર્થની યાત્રાઓ' 'બ્રહ્માંડમંડળ'ના રાસ' એ એ બધી સ્તબ્ધ મુગ્ધ કરી નાખે તેવા ભવ્ય મનોહર પ્રવેશો—અને આ સૌ ઉપરાંત નાટકોમાં ઠેર ઠેર વેરાયેલી સૌન્દર્યશ્રીની કોસાન્તર્ગત નાટ્યસૂચિઓ એક પ્રકારનું ભવ્ય સુંદર અભિત્તિચિત્ર વાચકના મનોનેત્ર સમક્ષ ખડું કરે છે. ને એ વાંચતાં સુધીમાં તો એ આપણને આ પાર્થિવ જગત પરથી ઊંચકી કોઇ અલૌકિક ભાવનાલોકની ઝાંખી કરાવે છે. એક ફ્રેન્ચ લેખકે કહ્યું છેઃ 'Nothing is poetry that does not transport' ન્હાનાલાલની કલ્પના પણ આપણને સાથે લઇને ઊડે છે.

કવિશ્રીને એક તરફથી તેમની 'ભવ્ય'ની આરાધના મહાન બનાવે છે; તો બીજી તરફથી તેમની જીવનદૃષ્ટિ તેમને મહાન કહેવા પ્રેરે એવી વિશાળ છે. કોઇ પણ કવિ માત્ર અનેકપ્રદેશ-સંચારિણી પ્રતિભાથી મહાન બની શકતો નથી. એ પ્રતિભાની સાથે જો ભવ્ય–ઉન્નત ને આકાશવિશાળ જીવનદૃષ્ટિ ભળે તો જ મહાન બની શકે છે. સાહિત્યના કોઈ પણ ક્ષેત્રને અક્ષુણ્ણ ન રાખ્યું તેથી જ ન્હાનાલાલ મહાન નથી; માત્ર અનેક વિષયોને તેણે નવનવોન્મેષ-શાલિની પ્રતિભાથી કાવ્યમય શૈલીમાં વણી લીધા તેથી જ તેનું ગૌરવ નથી; આર્યતાનાં યશોગાન કે 'સર્જનજૂના પ્રશ્નોની પર્યેષણા' આપવાથી જ મહત્તા નથી. કોઇ પણ કવિ અમર છે તેની ભાવનાથી, મહાન છે તેના સંદેશથી, વિરાટ છે તેની ત્રિકાળવ્યાપી જીવનદૃષ્ટિથી ને તેથી જ કેટલાક વિખ્યાત આંગ્લ લેખકો*

* Great man are more distinguished by range and extent than by originality (Emerson: Essay on Shakespeare or the Poet. 1850)

I admit two orders of poet but no third; the creative (Shakespeare, Homer, Donto) and the reflective or perceptive (Wordsworth, Keats, Tenyson). But both

'Range and extent of vision' ઉપર સાહિત્યકારની મહત્તાના મૂલ્યાંકનમાં આટઆટલો ભાર મૂકતાં જણાય છે. એક સહૃદય વિવેચકે પણ પોતાના અમદાવાદના વ્યાખ્યાનમાં 'મહાકવિપદ'ની સાર્થકતા સિદ્ધ કર્યા પછી આ જ વાત સચોટતાપૂર્વક સમજાવી હતી. તે અવતરણ જરા દીર્ઘ થશે છતાં પણ આપવાની જરૂર અહીં લાગે છે. તેમણે કહ્યું હતું: 'કવિશ્રી ન્હાનાલાલને આપણે મહાકવિ, મહાન કવિ, કવિશિરોમણિ, કવિકુલગુરુ વગેરે મોટાં મોટાં વિશેષણોથી નવાજીએ છીએ: પણ કદી પણ કોઈએ વિચાર કર્યો છે ખરો કે શામાં એ વિશેષણોની સાર્થકતા રહેલી છે? એવાં કયાં તત્ત્વો ન્હાનાલાલની કવિતામાં દગ્ગોચર થાય છે કે જેને લઈને આપણે તેને મહાન કહેવા લલચાઈએ છીએ? નિઃસંદિગ્ધપણે મહાન ગણાતાં વિશ્વના સર્વોત્તમ કવિઓ વેદવ્યાસ, કલિદાસ, ટાગોર, ડેન્ટી કે શેક્સપિયરની કવિતા લઈ જુઓ જગત અને જગતની પારના કેટલાયે અપાર્થિવ પ્રશ્નોથી એમનું ચિત્તતંત્ર ઉછાળે છે? એમની દૃષ્ટિ કેટલી વિશાળ છે, એમનું જીવનદર્શન કેટલું ઊંડું છે એમની કલ્પના કેટલી ઉદાત્ત છે, એમની ભાવના કેટલી મનભર છે, એમની ઊર્મિ કેટલી વિવિધ છે, એમનો સૌન્દર્યપ્રેમ કેટલો ઉત્કટ છે, એમનું માંગલ્યદર્શન કેટલું નિરામય છે, કલ્યાણનો એમનો મંત્ર કેટલો વ્યાપ્ત છે, એમનું આત્મદર્શન કેટલું ગહન છે, એ સઘળાં તત્ત્વો સમરેખ સ્વરૂપે જોયા પછી જ આપણે ઉપર્યુક્ત કવિઓને મહાકવિ-પદ સમર્પીએ છીએ. મારે સ્પષ્ટપણે અહીં વ્યક્ત કરવું જોઈએ કે ન્હાનાલાલ કવિના બહુવિધ સર્જનમાં આ સઘળાં તત્ત્વો આજ વર્ષોથી હું નીરખતો આવ્યો છું. એમર્સન કહે છે: 'A poet is known by the length and breadth of his vision.' બ્રહ્માંડ અને બ્રહ્માંડના ભેદો ઉકેલતી, ત્રિકાળના પ્રશ્નો ચર્ચતી, ગેબના ઘુંમટે વળુંભતી, જીવનનાં મહન તત્ત્વોને આક્રાન્ત કરતી વિહંગરાજ શી ન્હાનાલાલની કવિદૃષ્ટિની વિશાળતા જોઈએ; લગ્ન, પ્રેમ, દાંપત્ય, આર્યસંસ્કૃતિ, સ્વદેશ-વાત્સલ્ય, માનવકલ્યાણ ઇ. અનેકવિધ પ્રદેશોમાં વિસ્તરતું એમનું દર્શન અને કવન જોઈએ, એમની ઊર્મિની વિવિધતા, ભાવનાની ઉદાત્તતા, ભાષાની મધુરતા, અને કાવ્યોપાસનાની અખંડતા જોઈએ તો તેમને મહાકવિપદ અર્પવામાં હું સાર્થક્ય જોઉં છું. અને એમના આજીવન અભ્યાસી તરીકે વ્યક્ત કરવા રજા લઉં છું. કે નિઃસંશયે ન્હાનાલાલ અર્વાચીન ગુજરાતીના સર્વોત્તમ મહાન કવિ છે.' (પ્રો. રવિશંકર જોષી.)

એટલે યુગેયુગે પલટતી આયોજનકલા કે નિરૂપણશૈલી કરતાં લેખકના સમગ્ર હૃદય-વિત્તને પ્રકટ કરતી જીવનદૃષ્ટિને યોગ્ય રીતે જ આટલું મહત્ત્વ અપાયું છે.

કવિશ્રીની જીવનદૃષ્ટિ જોઈશું તો વ્યક્તિથી માંડી વિરાટ પર્યન્તના પ્રશ્નો ને ભાવો તેમાં સમાઈ જતાં જણાશે. છતાં એ સર્વની અંદર ચક્રવર્તિની ભાવના તો છે વિશ્વકલ્યાણની, જગતમાંગલ્યની. 'ઇન્દુકુમાર'ની લગ્નસ્નેહ ને સ્નેહલગ્નની ભાવના 'જયા-જયંત'ની આત્મલગ્નની ભાવના, 'પુણ્યકથા'ની રસની અવિરોધી એવી તપ, સંયમ અને વૈરાગ્યની ભાવના, 'અકબરશાહ' ને 'રાજર્ષિભરત'ની લોકકલ્યાણ, રાજ્યધર્મ ને સર્વધર્મસમન્વયની ભાવના, 'ગોપિકા'ન પ્રકૃતિ ને સંસ્કૃતિના સમન્વયની ભાવના 'જહાંગીર નૂરજહાં'ની વિશુદ્ધ દાંપત્ય ને પ્રેમની ભાવના, તદુપરાંત સર્વત્ર વેરાયેલ નાનાવિધ ગૌણ ભાવનાઓ અને આ સર્વ ભાવનાઓને સૂત્રેમણિગણા ઇવ વીંટી તેને કલગીસમ

these must be first rate in their range and poetry second rate in quality no one ought to be allowed to trouble mankind.—Ruskin

વિરાજતી પરમ ને ચરમ ભાવના છે " વિશ્વગીતા "ની—ઉપર કહી તે અંતસ્તત્ત્વશુદ્ધિની અને વિશ્વકલ્યાણની ભાવના. ઇતર સર્વ ભાવનાઓ આ પરમોન્નત ભાવનાશિખરે પહોંચવાની ઉપાદાનસામગ્રી સમી લાગે છે! ને જેવી છે તેવી આ ભાવનાદૃષ્ટિ કેટલી સાત્ત્વિક, ઉદાર ને આર્યમંગલ છે! ને તેટલી જ વિશાળ ને ભવ્ય છે! કવિશ્રીની ભાવનાનો પણ કેવો ઉચ્ચતર વિકાસ આમાંથી જોઈ શકાય છે!

આવી આવી વિરાટ જીવનભાવનાના ગાયક ન્હાનાલાલ પ્રમાણમાં લોકભોગ્ય પણ સારે અંશે બનેલા. જોકે પંડિતયુગના ચાર મહાન લેખકો–ગોવર્ધનરામ, નરસિંહરાવ, બળવંતરાય ને ન્હાનાલાલ. તેમાં સંપૂર્ણતયા તો ભિન્નરુચિજનતાના ચિત્તનું સમારાધન કોઈ જ કરી શક્યા નહિ. તેમનો પાંડિત્યગંભીર યુગ, સાહિત્યનો ઉચ્ચઆદર્શ, 'આપરિતોષાત્ વિદુષાં ન સાધુ મન્યે પ્રયોગવિજ્ઞાનમ્'ની તેમની સાહિત્યભાવના, ઉજ્જ્વલ વિચાર ને ભાવનાવિહાર પ્રત્યે ઝોક, 'મનહર' સાથે 'મનભર' પણ થવાની અદમ્ય વૃત્તિ, રંજન કરતાં ચિંતનનો વધુ સમાદર–આ ને આવા બીજા આ યુગના લેખકોના ગુણો–વલણો ભાગ્યે જ તેમના સાહિત્યને લોકોના નિકટતર સંસ્પર્શમાં આણવા મથે. તેથી આ યુગના બધા લેખકો તો જાણે નિઃસંદિગ્ધપણે કહી દે છેઃ 'અમે લખીએ છીએ પ્રથમ સત્ય શોધવા માટે, પછી તમારે માટે; તમે લાયક હો, વિદ્યા મેળવી અધિકાર મેળવ્યો હોય, અમારી સાથે ચર્ચામાં ઊતરવા શક્તિ અને ધીરજ હોય તો અમને વાંચો... હિમાલયના શિખરે બેસી ગોવર્ધનયુગના પંડિતો પોકાર કરે છે કે તમે બધા ઊંચે આવો. (શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી)

છતાં ગોવર્ધનરામ અને ન્હાનાલાલ ઘણે અંશે લોકોને સ્પર્શે એવું લખી ગયા. પહેલા પોતાની જીવનમીમાંસા કરતી અતિકાય નવલ 'સરસ્વતીચન્દ્ર' દ્વારા અને બીજા પોતાના નિર્વ્યાજ મનોહર ઊર્મિગીતો, લોકોને સહેજે કંઠસ્થ બની જાય એવા લોકઢાળોમાં જ લખાયેલ તેનાં સરળ મનોરમ રાસ, ગરબા, ગરબી અને ભજનો દ્વારા. અલબત્ત એની અપૂર્વ એવી ડોલનશૈલીમાં લખાયેલ નાટકો અને તદનુરૂપ ભાવનાઓ પ્રત્યે તાત્કાલીન સમાજ સાવ ઉદાસીન હતો એમ આથી નથી સમજવાનું. કારણ કોઈ પણ સાહિત્યનો પ્રાણ તેની ભાવના છે. માત્ર રચના, શૈલી કે નિરૂપણના જ પ્રભેદથી સુગાઈ કોઈ સહૃદય સમાજ તેની ઉપેક્ષા કરી શકે નહિ. અપ્ટન સિંકલર કહે છે તેમ રચના ને શૈલી તો પલટાયાં જ કરવાનાં; માત્ર અમર રહે છે તે દ્વારા વ્યક્ત થઈ રહેલ ભાવના ને પ્રતિભા. 'સરસ્વતીચન્દ્ર'ની પાત્રસૃષ્ટિમાં જે રસ લોકો લઈ રહ્યાં હતાં તેવો જ રસ 'ઇન્દુકુમાર', 'જયાજયંત' વગેરે નાટકોનાં પાત્રોમાં, તેની ભાવનાઓમાં, કવિ આમળ શું કરવાના છે વગેરે બાબતમાં ઉત્સુકતા સેવી બનાવી રહ્યા હતા; એમ કવિશ્રીનાં કેટલાંક નાટકોની પ્રસ્તાવનાઓ અને વ્યાખ્યાનો વાંચતા જણાય છે. ને તેની તેજરંગી ભાવનાઓએ તો આપણાં શિક્ષિત યુવક સમુદાય પર કેવો જાદુ પાથર્યો છે તેનાથી ક્યાં આપણે અજાણ છીએ? પણ લોકહૃદય પર સામ્રાજ્ય જમાવવામાં તો મોટામાં મોટો ફાળો આ રાસ–ગીતોનો જ ગણવો જોઈએ.* ને કે

---

* આ સંદર્ભમાં જુઓ એક સહૃદય ને વિદ્વાન પ્રાધ્યાપકના શબ્દોઃ 'કવિતાનાં ઉચ્ચોચ્ચ શિખરોને સ્પર્શી આવનાર એ કવિની વિશિષ્ટતમ કાવ્યસેવા તો એમના રાસ જ છે. નાટકો, ડોલનશૈલી, ભાષણો કે વિવેચનોનું આયુષ્ય જેટલું હોય તેટલું, પણ જેણે તેમને ગુજરાતના અત્યાર સુધીના તો કવિશ્રેષ્ઠ બનાવ્યા છે તે એમના રાસ તો ગુજરાતી કવિતાનું અમૂલ્ય ધન હોઈ કૃતઘ્ન અને કવિતાશત્રુ બન્યા સિવાય ગુજરાત તેને કદી ભૂલી થઈ શકે નહિ.' (શ્રી અનંતરાય મ. રાવળ, 'ઉડતું' અંધસ્થ વાઙ્મય, પૃ. ૯–૧૦)

આ યુગનું વાતાવરણ, ને તત્કાલીન સાહિત્યકારોનું માનસબંધારણ જે એવાં હતાં કે તે છાયામાં ઊછરેલ સાહિત્યકાર સર્વાંશે લોકભોગ્ય ભાગ્યે જ થઇ શકે. અલબત્ત લોકભોગ્યતા એ કોઇ પણ ઉચ્ચતમ સાહિત્યનું અપરિહાર્ય લક્ષણ ગણી જ શકાય નહિ. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના શબ્દોમાં કહીએ તો ઉચ્ચતમ કવિતા લોકભોગ્ય કદાચ નહિ જ બને. બધા શબ્દો સાદા ગુજરાતી હોય તોપણ કલ્પનાની ભવ્યતાને લીધે ને ભાવ ને અનુભવના સુંદર આલેખનને લીધે કવિતા લોકભોગ્ય ના બને.

આપણે તો અહીં એટલું જ કહીએ કે 'સાહિત્યના નંદનવનમાં કલ્પનાના કલ્પવૃક્ષનો આશ્રય લેવો, મૂર્તિમંતી સુંદરતાના સૌભાગ્યના ભોગી થવું, સરસ્વતીની વીણાના દિવ્ય સ્વરો સાંભળવા અને રસનું પાન કરવું ને કરાવવું, એ લહાવો ઓર જ છે. **અમૃતથી આત્મા ધરાતો નથી–તે પરદેહે સ્વર્ગના અને આ દેહે કાવ્યના**' [શ્રી કે. હ. ધ્રુવ.] ન્હાનાલાલે પણ ज्ञातस्वादो को विहातुं समर्थः 'એવા અમૃત મીઠા, દ્યુલોકે અન્યથા દુર્લભ એવા કાવ્ય પીયૂષોની અખંડ ધારા રેલાવી અનેક 'રસતરસ્યા રસભાગીઓ'ની પિપાસા છિપાવી.

ભલે વિવેચકો એની ડોલનશૈલીના દોષ કાઢે, એના કલ્પનોડ્ડયનને નિંદે, એના ભાવનાવિહાર સામે વક્રદૃષ્ટિથી જુએ કે એના ભાષાપ્રભુત્વની ઉપેક્ષા કરે, છતાં મહાકવિના નામ સાથે પ્રેમાનંદના નામ પછી ગુજરાતી સાહિત્યમાં ન્હાનાલાલ સિવાય બીજું નામ ભાગ્યે જ સ્મરણે ચડે. આપણા વિદ્વાન વિવેચક શ્રી. વિષ્ણુભાઇએ એક વર્ષ પહેલાં જ સૈકાના શ્રેષ્ઠ કવિ તરીકે ન્હાનાલાલને ઓળખાવ્યા, બીજા એવા જ વિવેચક શ્રી વિજયરાય "હજારેક વર્ષના ગુજરાતી સાહિત્યના અદ્વિતીય આત્મલક્ષી કવિ" તરીકે ન્હાનાલાલના નામનો પુરસ્કાર કરે છે. 'ફૂલછાબ'ના તરુણ વિવેચકને સમયદ્રષ્ટા આત્મલક્ષી ને વસ્તુલક્ષીના ભેદ નકામા લાગે છે. ગુજરાતના હજારેક વર્ષના અદ્વિતીય કવિ તરીકે તે ન્હાનાલાલને ધરે છે. 'કવિ ટાગોરને યીટસ મળ્યા, કવિ ઇકબાલને રેનોલ્ડ મળ્યા, તેમ કવિ ન્હાનાલાલને જો કોઇ મિત્ર કે તરજુમાકાર કે ભાષાંતરકાર મળ્યા હોત તો આજે તેમની કીર્તિ પણ જગતમાં ફેલાઇ હોત.' (પ્રો. દાવર). ને ગુજરાતના સીમાડાઓ તોડી ગુજરાતના મહાકવિ જગતસાહિત્યની અંદર પણ ગૌરવભર્યું પદ શોભાવતા હોત. કવિના જીવતાં જે ન બન્યું, તે પરિપૂર્ણ કરી, તેમનું સાચું તર્પણ કે સ્મારક કરી શકાય. તેનાં ઊર્મિરસિત અમર રસગીતો ને 'વિશ્વગીતા' જેવી બ્રહ્માંડવ્યાપી જીવનદર્શન આપતી નાટ્યકૃતિઓનો હૃદયસ્પર્શી અનુવાદ કરી તેને વિશ્વચોકમાં સગૌરવ પધરાવી શકાય. એ ન થાય ત્યાં સુધી તો આપણા એ મહાકવિ છે. ગુર્જર કાવ્યજગતના ચંદ્રરાજ છે, ગરવી ગુર્જરીના હૃદયરાજવી છે. એનું આનંદની લહરનું જ ભવ્યગીત ગાતાગાતા ચાલો આપણા 'વિશ્વના રાજ"ને વધાવીએ:–

ઊંચે ઊંચે આ દિગંતમાં, ચાલો વિશ્વ વધાવા;
ઉઘડે અનંતની વાટ, વિશ્વનો રાજ વધાવા.
આવ્યાં અનંતનાં ન્હોતરાં, ચાલો વિશ્વ વધાવાં.

[એક મનોહર ગદ્યકાવ્ય]

# ઉષા

શ્રી. ઇન્દ્રવદન દવે, બી. એ.

*

ગુજરાતી સાહિત્યમાં ન્હાનાલાલયુગનો જ્યારે મધ્યાહ્નકાળ તપતો હતો, તે વેળાનું કવિશ્રીનું, 'ઉષા' એક અનુપમ સર્જન છે. જીવનના ખીલતા યૌવનકાળની રસમસ્તીની આ મંગલ સ્નેહગાથા છે. આયુષ્યના વસંતકાળમાં યૌવનના ઉત્સાહભર્યા પ્રણયઅનુભવોની જે છોળો ઊડે છે, ભાવો વિભાવો અને અનુભાવોની ઘેરી મસ્તીથી એક પ્રકારનો યૌવનને જે પ્રણયનશો ચડે છે, પ્રિયતમ અને પ્રિયતમાના તારામૈત્રકમાં યૌવન જે રસિકતા અને સૌન્દર્યભાવનાં દર્શન કરે છે, તેની કવિએ ગદ્યદેહે ઉતારેલી આ મંગલ આરતી છે. પ્રસ્તાવનામાં કવિશ્રી કહે છે તેમ, "કોઇક ભીષ્મની આ વ્રતકથા નથી. સકલ સંસારીઓની આ સંસારકથા છે. જયા અને જયંતનું નાટક કો વિરલ સાધુનો સાધ્વાશ્રમ હતો; આ સર્જનજૂની વાર્તા સહુ ગૃહસ્થાશ્રમીઓ કાજેની ફૂલવાડી છે."

'આત્મા અને દેહ ઉભયધારી મનુષ્યજાતિની આ માનવકથા' હોવા છતાં વાર્તાનાં સ્થલ અને કાલ કવિની જાણીતી કૌતુકપ્રિય ભાવનાનાં જ સંતાન છે. કવિ જણાવે છે, "કવિતા કીયા દેશમાં જન્મે છે? તે દેશમાં ઉષા જન્મી હતી." તો પછી અનંતતાની એ નિત્યયૌવના પુત્રી ઉષાનો કાળ પણ રસસમાધિનો જ હોય ને? આમ ઉપોદ્ઘાતમાંથી જ કવિશ્રી એમની કલ્પનાતોઅત દ્વારા આપણને સૂચવી દે છે કે માનવી યૌવનના સનાતન સ્નેહભાવ અને આયુષ્યના ખિલાવની રસકેલીની કવિતા સુણવી હોય તો રસિક જનો, આગળ પાનાં ફેરવજો; તમારી બીજી ગદ્યવાર્તાઓની જેમ પ્રસંગો અને વસ્તુ, પાત્રો અને વાસ્તવ જીવનની ગૂંચોથી ગૂંથાતી નક્કર કથા વાંચવાની આકાંક્ષા હોય તો કૃપા કરી આટલેથી જ અટકી જજો.

તથાપિ તેમની આ માનવકવિતામાં વસ્તુ નથી એમ તો નથી જ. બીજી વાર્તાઓ અને આમાં તફાવત માત્ર એટલો જ છે કે જેમ તેમનાં નાટકોમાં બને છે તેમ અહીં વસ્તુ જીવનના પ્રસંગો કે પાત્રોની ક્રિયાઓ દ્વારા વિકાસ પામતું નથી, પરંતુ હૃદયના ભાવો અને અંતરના મંથનોમાંથી ગૂંથાતું આવે છે અને ભાવની એકાગ્રતા શરૂઆતથી અંત સુધી સધાય છે. એટલે નાયક અને નાયિકા પોતાના અંતરપટમાં જે જે મુગ્ધ ભાવો અનુભવે, સૌન્દર્યદર્શનો કરે, એકબીજાના વિયોગથી વિકળતાઓનું દર્દ જીરવે, સંયોગનાં સુખમાં હિલોળા ખાય, તે તમામ હૃદયની રસિક પ્રવૃત્તિઓનો અગરબત્તીના ધૂપ જેવો આછો વિકાસ તો ભાવનામય વસ્તુમાં જોવાય છે.

નાયક-ઉષાના પ્રથમ દર્શનના સ્નેહબીજથી માંડીને તેમાં ક્યાં ક્યાં નવા અંકુરો ફૂટ્યાં અને સંવનનકાળમાં તેમણે શું શું અનુભવ્યું અને શું શું વીત્યું, તેમજ છેવટે એક બીજાનાં હૈયાં આત્મા અને સંસારની દૃષ્ટિએ કેવી રીતે અદ્વૈત બન્યાં, તેની આછી, અછડતી કથા, જેમ જેમ કવિને સ્મરણમાં આવતી ગઈ, તેમની કલ્પનાને સ્પર્શતી ગઇ અને કવિતામાં ઊતરતી ગઇ, તેમ તેમ પોતાના તાલબદ્ધ ગદ્યમાં તેમણે ગાઇ નાખી છે. એટલે આ કથાને વાર્તાની દૃષ્ટિએ વાંચી કાઢવાની બાલિશતા ન કરતાં હરેક યુવાન-યુવતી પોતાના આયુષ્યવસંતકાળે સ્નેહ-સંવનનનાં જે જે સર્જનજૂના ભાવો, ઉન્માદો, લાગણીઓ, ચેષ્ટાઓ અને મસ્તીઓ અનુભવે છે, તેની આ આત્મકથા કે સ્મરણચિત્રોના સ્વરૂપમાં રજૂ થયેલી ગદ્યકવિતા

તરીકે તેને રસાસ્વાદની સામગ્રી ગણવી જોઈએ.

કવિશ્રીને માટે અનેક વેળા કહેવાઇ ચૂક્યું છે કે જે કંઇ સાહિત્યમાં લખે છે, ઉચ્ચારે છે કે વિચારે છે તે સર્વ કવિતાનું જ સ્વરૂપ પામે છે. શું તેમનાં નાટકો કે શું તેમનાં વિવેચનો, શું તેમનાં ભાષણો કે શું તેમનાં ચિંતનપ્રધાન લખાણો, શું તેમની ' ઉષા ' જેવી વાર્તા કે શું ' પાંખડીઓ 'માં છે તેવી તેમની ટૂંકી વાર્તાઓ, તેમની આ સર્વ સર્જનકૃતિઓમાં, કવિતામાં હોય છે તેવી કલ્પનામાળાઓ, અલંકારોની ફોરમ, ઊર્મિના ઉછાળાઓ, ઝગનગેખી વિચારો અને ભાવપ્રધાન તરંગો છલોછલ ભરેલાં હોય છે. ' ઉષા ' સર્જનકૃતિ પણ આ કથનનો જ પુરાવો છે. તેમાંની પ્રસ્તાવના ઉપોદ્‌ઘાતથી માંડીને છેલ્લા પ્રકરણ અને વિદાય સુધીમાં એક પણ વાક્ય એવું નથી; એક પણ વિચાર એવો નથી; એક પણ પ્રસંગ કે ભાવદર્શન એવા નથી કે જે આપણને ફિક્કાં લાગે કે સાધારણ કથન લાગે. તેમાંના વાક્યે વાક્યે કલ્પના નવનવીન રીતે ચળકે છે; તેમાંના શબ્દે શબ્દે અને અર્થે અર્થે અલંકાર, ધ્વનિ, અર્થવ્યંજના અને ભાવપ્રધાનતાની ચમત્કૃતિ વડે રસ નિષ્પન્ન થાય છે, અને તેમાંના મધુર લાવણ્યભર્યા તાલબદ્ધ ગદ્યમાંથી કવિતાનું ડોલન અને સૌન્દર્ય આપણે હૈયે સરવરાટ કરે છે.

તેમની ઉપમાઓ અને રૂપકોનો બીજો જોટો સમગ્ર ગુજરાતી સાહિત્યમાં જડે તેમ નથી. એમની ગદ્યપંક્તિનો એક પણ વિચાર અલંકારવિહોણો નથી. ગુજરાતી સાહિત્યે અલંકારશાસ્ત્ર રચનાર પંડિત માત્ર ન્હાનાલાલમાં જ ઉદાહરણો લઇ પોતાનું શાસ્ત્ર રચી શકે તેટલા સંખ્યાબંધ અલંકારો આ પુસ્તકમાંથી મળી શકે તેમ છે. તેમની કલ્પનાની સૂક્ષ્મતા, સમુચિતતા અને મધુર આહ્‌લાદકતા કોઇ રસિક વાચકના હૈયાને સ્પર્શ્યા વગર રહે તેમ નથી.

એમના ગદ્યની પણ ખૂબી જ છે કે તે કદીય શણગાર્યા વિનાનું હોતું જ નથી. અનેકવિધ લક્ષણાઓ, અલંકારો, રૂપકો અને કલ્પનાઓથી તેમનું ગદ્ય સોળે કળાએ સોળે શણગાર પરિધાન કરી ખીલી ઊઠેલી કોઇ નાચતી કૂદતી મસ્તીખોર માનિનીના જેવું મનોહર છટાવાળું છે. લાંબાં પાંડિત્યપ્રચુર વાક્યો એમાં નથી; મુગ્ધને તેવા સંસ્કૃત સમાસો તેમાં નથી; પંડિતયુગની પ્રણાલી જેવી અટપટી વાક્ય-ઉપવાક્ય રચનાજાળો તેમાં નથી; ટૂંકાં, સૂત્રાત્મક લાગતાં, નાચતાં કૂદતાં ઝરણાં જેવાં, કલ્પનાપ્રચુર અને ક્વચિત્ નવનવીન પ્રગલ્ભ શબ્દપ્રયોગો કે રૂપક પ્રયોગોથી અલબેલાં પણ બનતાં તેમનાં ગદ્યવાક્યો તેમની પોતાની જ વિશિષ્ટતા છે. વાચનનો સારો અભ્યાસી તેમના ગદ્યને જો છટાથી જરા તાલ મૂકી મૂકીને વાંચે તો તે કવિતાના છંદોથી પાછું પડી જાય તેમ નથી. વાણીનું માધુર્ય, કોમળ અને લીસી ભાષાનું લાવણ્ય અને તેમાં રહેલી કેટલીક ઝડઝમકો અને શબ્દાલંકારના મધુર ઘંટડી જેવા રણકાર તેને કર્ણમનોહર બનાવી પહેલે જ સપાટે તેના આકર્ષણમાં તેને લુબ્ધ બનાવે છે. અને જ્યારે તેમાંનો અર્થધ્વનિ તેના હૈયામાં ફૂલની ફોરમની જેમ સુવાસ ફેલાવે છે ત્યારે તો તે ખુશખુશાલ બની ઉલ્લાસમાં આવી જાય છે.

તેમના પ્રવાહી અને મંજુલ ગદ્યનું એક બીજું લક્ષણ એ પણ છે કે તે એકબે વાક્યોમાં જ માત્ર આબેહુબ ચિત્રો અને માનસસ્વભાવ ખડાં કરી દે છે. અને તેમના ગદ્યની વર્ણનછટા ? ગુજરાતના ગણ્યાગાંઠ્યા સુલેખકો જ તેમની વર્ણનછટાની હરોળમાં બેસી શકે છે. બીજા પ્રકરણમાં તેમણે કરેલું પનિહારીઓનું સુરમ્ય વર્ણન અને હરિણીની ગતિથી આવતી ઉષાનું વર્ણન કેટલાં સુંદર કવિતામય ઇન્દ્રધનુના જેવા રંગોથી સુશોભિત ચિત્રો ચીતરી જાય છે !

માધુર્યની સાથે લાલિત્ય અને લાવણ્યની સાથે ભવ્યતાના અંશો ભળવાથી આ ચિત્રોનાં સ્મરણ વર્ષો સુધી ભુલાય તેમ નથી. વર્ષો પછી પણ શ્વેત સાડી અને શ્વેતગુલાબી વદન ધરાવી માથે છલકતી જલની હેલ લઈ સુકુમાર પગલાં પાડતી, હરિણીની ગતિથી ચાલી આવતી, પનિહારીઓ મારી સ્મૃતિમાંથી છટકવા પામવાની નથી. અને ઉષા? જીવનમાંથી જ્યારે સૌન્દર્યની દૃષ્ટિ જ ચાલી જશે ત્યારે જ ઉલ્લાસથી ચરણો ઉછાળતી ઉષારંગી ઓઢણી ને કેસરવર્ણી ચોળી ને ગગનરંગી ચણિયાને ફરફરાવતી તેજોમય મૂર્તિ ઉષા મારા સ્મરણપટમાંથી અદૃશ્ય થઇ જશે.

આમ 'ઉષા'માં અનેકવિધ આકર્ષણો રહેલાં છે. માત્ર લાગણી કે સ્નેહભાવોના હિલોળા જ નહિ, પરંતુ કવિની કલ્પનાસમૃદ્ધિ કવિતાઇ અલંકારો-રૂપકો-વ્યંજનાઓ, યૌવનના સંવનનકાળના પ્રેમતરંગો અને મસ્તીભર્યા ઉછાળા, શૃંગારપ્રણયનું ચિંતન, જીવનને તલસ્પર્શી વિચારો, સમાજસુધારણા, કન્યાકેળવણી, સ્નેહલગ્ન પરનાં ઊંડા મનન અને સૌની ટોચે કવિની વ્યાપક અને વિશાળ—સ્થૂલ ચુંબનોથી માંડીને બે આત્મા એકગાન ગાય ત્યાં સુધીની—રસમીમાંસા નિરૂપતી—સ્નેહજીવનના ઉચ્ચતમ શિખર પર લઇ જતી સાત્ત્વિક શૃંગાર અને સનાતન સૌંદર્યનાં દર્શન કરાવતી દૃષ્ટિ, 'ઉષા'ને ગુજરાતી સાહિત્યનાં સર્વોચ્ચ પુસ્તકોમાંનું એક બનાવે છે. તેના પછી અનેક વર્ષે રચાયેલાં આ પ્રકારનાં પુસ્તકો રા. મુનશીનું 'શિશુ અને સખી' અને રા. રતુભાઇ દેસાઇનું 'ઇન્દુ અને રજની'—પણ ઉષાને ચરણે બેસી તેનાં પાદ સેવે છે, એટલું જ નહિ પરંતુ સમગ્ર ગુજરાતી સાહિત્યમાં સ્થૂલ સંસારી માનવોનો શૃંગાર આટલી સાત્ત્વિકતાથી પીરસી જાય નિર્મળ અને વિશુદ્ધ પ્રકારનો આનંદ આપે તેવું 'ઉષા' જેવું બીજું એક પણ સર્જન જોવામાં આવ્યું નથી.

આમ હોવા છતાં પણ આ કથામાં કોઇ ઊણપ રહી જવા પામી નથી એમ કહેવું એ તો કવિની અંધપ્રશસ્તિ જ કરી કહેવાય. કેટલેક ઠેકાણે ખટકતી એની આડંબરી શબ્દાળુતા જેવી કે "**નેત્રકુંભમાંથી** પ્રગટતાં **કિરણો ચંદ્રકુંભમાંનાં સર્વ કિરણોને** વીંછે છે, તેમ મારી **રોમરાજિમાં** અવતરતી **ચેતનકુંભની કિરણરાજી** ઉષાની **રોમરાજીમાં** જન્માન્તર પામતી તેની **ચેતનકુંભની કિરણરાજીની** વાંછનારની છે. તેમજ અર્થનો પુનરુક્તિદોષ અને ક્વચિત્ તેની દુર્બોધતા; તેમાંનાં કેટલાક વિચારોની અતિઊર્મિલતા; ભાષા કે શૈલીનું કેટલીવાર દેખાઇ આવતું છીછરાપણું, વારે વારે કેટલીવાર થતું પુનરુચ્ચારણ વગેરે દોષો સાવ ભૂલી જવા જેવા નથી. છતાં પણ બને છે એમ કે અંદરના બીજા કવિત સંભારના જાદુઇ આકર્ષણ સામે તે નજર આગળ પણ આવતા નથી અને ચંદ્રના કલંકની માફક તેની મોહિની પાછળ ઢંકાઇ જાય છે.

આમ ન્હાનાલાલના ઉત્તમોત્તમ ગ્રંથો 'જયા-જયંત', 'ઇન્દુકુમાર', 'વિશ્વગીતા' વગેરેની સાથે તેમનું ગદ્યમાં લખાયેલું આ ઊર્મિકાવ્ય 'ઉષા' તેનો ફલક મર્યાદિત હોવા છતાં પણ પ્રથમ પંક્તિએ બેસે છે. અદ્વિતીય આત્મલક્ષી કવિ તરીકેની પોતાની ઉચ્ચગ્રાહી પ્રતિભાનાં દર્શન કવિ ન્હાનાલાલે આ સર્જનમાં પણ કરાવ્યાં છે, અને તેમનું સાત્ત્વિક મંગલ દર્શન તેમણે નિરૂપેલા નિર્દોષ અને પુણ્યમય શૃંગાર વડે સુરેખ રીતે અહીં સિદ્ધિ પામે છે. આજે તો આપણી કમનસીબી એટલી જ છે કે કવિ હવે આવાં મંગલ અને સરસ સર્જનો વધુ આપવાને આપણી પાસે રહ્યા નથી, અને માત્ર આપણે તેમનાં મોજૂદ અક્ષરસર્જનોથી જ સંતોષ માનવાનો રહ્યો છે.

# 'વિશ્વગીતા'

શ્રી કપિલ કોટડિયા

*

'કાવ્ય–નાટક–નવલકથા આદિની કલા વિષે ચર્ચા કરતી વખતે આપણા અવલોકનકારો યાદ રાખે કે, અમુક યુગમાં, કે અમુક દેશમાં, કે અમુક કવિને હાથે સાહિત્યના તે તે પ્રકારનું ત્રિકાલાબાધ અને સાર્વત્રિક સ્વરૂપ ઘડાઇ જતું નથી, તો બસ છે.' ( આનંદશંકર ધ્રુવ ! )

જીવનમાં તેમ કવનમાં પ્રયોગને યોગ્ય સ્થાન છે. શેલી, બાયરન, બ્રાઉનીંગ, બટમ્લી, હાર્ડીના નાટ્યપ્રયોગો અવનવા પ્રયોગો તરીકે પ્રશંસાયુક્ત શબ્દાવલીથી વધાવાઇ ગયા છે. તેમ હિંદી કવિ સિયારામશરણજીના અને વિશ્વકવિ ટાગોરના નાટ્યપ્રયોગો પણ સહર્ષ પ્રજાએ સ્વીકાર્યા છે. આ સર્વના તથા યીટસ, મેટરલિંક અને જેમ્સબરીના પ્રયોગોને સ્વીકારતાં Symbolic, Poetic. Mystic, Lyrical જેવી વિશેષતાવાચક ચિઠ્ઠીઓ ચોડવામાં આવે છે; તો આપણા કવિશ્રીની કૃતિઓને એવી કોઈ ચિઠ્ઠી ચોડીને સ્વીકારવામાં શો વાંધો ? છતાં માત્ર નામ પાડવા ખાતર જ આ કૃતિને આપણે 'સંવાદસંહિતા' એવું અભિધાન આપીએ તો ખોટું નથી. આપણી પ્રાચીન સંહિતાઓમાં જે ભાવ કે રસની એકાગ્રતા હોય છે એની દશ્યાદશ્ય દોર આ સંવાદસંહિતાના પ્રવેશસમૂહને ગ્રંથવામાં ઉપયોગમાં લીધી છે.

પ્રથમ ભાવતંતુને પકડીએ. નાન્દીમાં 'સંસારનું ચક્રવર્તી સત્ય ક્યું ?' એ વાક્યમાં આપણને આ પ્રવેશ–ફૂલમાળાંતર્ગત દોરની એક બાજુની ગ્રંથી સાંપડે છે. પછી તે દોર વિષ્કંભકમાં 'જગતમાં દુઃખ છે, પાપ છે;'. એ અસ્તિવાચક કથનમાં દષ્ટિગોચર થાય છે. તે પાછો 'પંચવટીને પુણ્યતીર્થે' અદશ્ય છતાં રામાવતારમાં પણ..રાવણ ? સત્કારનું પરિણામ સંકટ ? વિશુદ્ધ પ્રણયમાં પણ વિક્ષેપ ? શીલ ને સતીત્વ પણ ભયમાં ? જેવા પ્રશ્નોમાં દશ્ય બને છે. તે જ વળી બીજા પ્રવેશમાં અસત્કારથી પણ શાપસંકટ ? તપસ્વી પણ ક્રોધી ? 'ન્યાયનેમ તપોવનમાં યે નથી ?' રૂપે તો ત્રીજામાં 'જગમાં છાયાં ઘનઘોર' અને પાપના પડછંદા ગાજે છે પ્રજામાં ને પ્રાસાદોમાં' એવા વાક્યદ્વયમાં દશ્યમાન બને છે. ચોથા પ્રવેશમાં 'આત્માની જંજીરો કોણે ઘડી ?' કોણે ઓઢાડી પરબ્રહ્મને એ આંગલીઓ ? એવા સૂચક 'કાળજૂના પ્રશ્નો' દ્વારા પ્રગટ થઇ તે દોર 'ભરતગોત્રનો લજ્જાચીર'માં પાછો પહેલા પ્રવેશની જેમ અદશ્ય રહે રહ્યે પણ પ્રશ્ન પૂછે છેઃ પૃથ્વીપુત્રી દ્રૌપદીની લૂંટાતી લાજમાં ખુદ ભારતીની લાજ નથી લૂંટાતી ?' આવી પાશવી લીલા જોઇને ચંદ્રરાજ પણ અંધકારને ન અજવાળવાનો નિશ્ચય જાહેર કરે છે, છતાં માનવરાજ ને સતીત્વને અવમાનીને પણ કાળ અંધકારને નોતરવો યોગ્ય લાગ્યો ? આ ગૂઢાગૂઢ પ્રશ્નપંચકમાંથી લંબાઇ આ રશ્મતંતુ 'પરાપૂર્વનાં મંથન' માં ઇતર ફૂલડાંને ગ્રંથવા આગળ ધપે છે. પહેલું મંથન છેઃ ભૌતિક મહાસિદ્ધિઓમાંથી માત્ર સંયમહીન–પશુતા જ પાંગળી ? પાર્થિવપલટાની સાથે આધ્યાત્મિક પલટા કાં નહિ ? પુરુષાર્થચતુર્યની દૂરંદેશી મનોહારી રચનામાં અર્થપ્રાપ્તં (ભૌતિકસુખો)નું અંતિમ લક્ષ્ય મોક્ષપ્રાપ્તિ (આધ્યાત્મિક ઉન્નતિ) છે, તે સત્ય શું ભૂલી જવાયું ? હવે આ સિદ્ધિઓની અગમ્ય સમશેરો ઉદ્ધારશે કે સંહારશે ? મંથન આગળ ધપે છેઃ 'માહિષ્મતીમાં શાસ્ત્રમંથન દ્વારા આત્મપરમાત્મનાં મહાતત્ત્વો કેવાક છે ? અને નરનારનાં તત્ત્વદર્શન શું ? તેનું મંથન ચાલે છે. ગતઅંકનાં નરનારનાં તત્ત્વમંથનમાં દાંપત્યપ્રતિષ્ઠાનું મૂલ્ય સ્વીકારાય છેઃ ત્યાં નિષાદ (નિ રાવણરાજ્યશા, પહેલા અંકના પહેલા પ્રવેશમાં) શા યુગ યુગને ખોળે કાં અવતરે છે દાંપત્ય ઉચ્છેદતા બ્રહ્મરાક્ષસો ?'નું પ્રશ્નમંથન

શંકરાચાર્ય જેવા સંન્યાસીને વર્ણાશ્રમની વાડીઓ ઉચ્છેદવાનો હક્ક નથી એવા ભાવમંથન સાથે એકતાર સાધે છે. 'ગંગાતીરના દેવઘાટે'. એ મંથન "ઝાલવા તો જાઉં છું સૌંદર્યને,
ત્યહાં કરમાં ઝલાય છે શરીરઃ
પીવા જાઉં છું રસને,
ત્યહાં પીવાય છે પાર્થિવતા."

એવા સૌન્દર્યોપાસક એક રસિકરાજના શબ્દોથી સ્ફુરતા આત્મતત્ત્વ કેમ જિલાય-અજિતને કેમ જિતાય ?. જેવા પ્રશ્નોમાં પ્રાગટ્યને પામે છે; તો એ જ ભાવદોર પુણ્યકિરણાળા ધર્મમાર્તંડ આટઆટલાં ઉગેપ

પૃથ્વીમાં કેમ ન પ્રગટ્યાં અખંડ પ્રભાત ?

એવા વૃદ્ધ પૃથ્વીના સનાતન પ્રશ્નમાં મંથિત થાય છે. 'કાળજૂના પ્રશ્નો'નાં પરા-પૂર્વ મંથન કરીને નવીતત રૂપે 'ત્રિકાલપર સનાતન-તાએ સોહતા સત્યપંચક કવિ તારવે છે, જેમાં આ ભાવદોર જ બીજા છેડાની ગ્રંથની દષ્ટિ-ગોચર કરાવે છે.

પ્રથમ પ્રવેશના યોગ સૌન્દર્યસંગ્રામમાં 'મનોજય' કરાવી સૌન્દર્યપ્રલોભનથી પણ અણસ્પર્શ્યા રહેતા ઊર્ધ્વગતિ યોગીઓ આ સંસારમાં વસે છે ને બાળાનાઓ માટે, બીજા પ્રવેશમાં, લોક-કલ્યાણનો માર્ગ દાંપત્યજીવનમાં છે એવું 'જગતનું પરમ સત્ય છે સંસાર' ને સંસારનું પરમ સત્ય છે દાંપત્ય; ઇત્યાદિ શબ્દો દ્વારા સૂચિત કરાય છે. જગતમાં અનિષ્ટો છે તો ઇષ્ટ કરનારા અનેક સંતો-સિદ્ધો-વામન અને વાઘ જેવા અવતારો પણ છે.આમ જગતના અંતિમ માંગલ્યની ઊંડી શ્રદ્ધા સત્યરૂપે 'વિશ્વ અવધૂતોનો અખાડો' નામક ત્રીજા પ્રવેશમાં રજૂ કરાઈ છે. ચોથા પ્રવેશમાં મુમુક્ષુ રાજહંસોને પિતૃલોક, સિદ્ધલોક, સૂર્યલોકમાં થઈ સત્યલોક સુધી 'બ્રહ્મતીર્થ'ની યાત્રા કરાવીને ઉચ્ચ-ઉચ્ચતર-ઉચ્ચતમ સ્થિતિ પ્રાપ્ત કરતાં જગતના પાપ, પુણ્ય, ઇષ્ટાનિષ્ટ જેવા દુઃખદ દ્વંદ્વો સરી જશે એવી પ્રતીતિ કરાવવાનો યત્ન કર્યો છે, તો પાંચમા પ્રવેશમાં એક એકથી ઉચ્ચતર રાસરમણાઓનાં મનોહર દૃશ્યો કલ્પીને પરબ્રહ્મના સાક્ષાત્કારમાં માનવાધિકારની, દુન્ય-વીજન્મની સાર્થકતા રહેલી છે ને જેમાં સાધન-રૂપે મહર્ષિ પતંજલિને લાધેલું યોગનું પરમ સૂત્ર ચિત્તવૃત્તિનિરોધ યોગઃ છે એવું શાશ્વત સત્ય તારવી આપ્યું છે. આમ નાટકના ઉપદ્રષ્ટા યોગર્ષિ પાતંજલિના ભેદમયી દૃશ્યાદૃશ્ય પાત્રના વિચારગુચ્છે સર્વ પ્રવેશોનાં વસ્તુ-ફૂલડાં ગૂંથ્યાં છે.

આ રસએકામતાને સાધના સુવર્ણતંતુને જોયા પછી પણ એ સંતાકૂકડી રમતા દોરે પરોવેલાં ફૂલડાં કેવા સુરભર્યાં છે, કેવા પરિમલ ફેરે છે, એની રસગૂંથણીમાં ક્યાં ક્યાં ક્ષતિ કે ચાતુર્ય રહેલું છે તેની પરીક્ષા રસપ્રદ થઈ પડશે.

ફૂલમાળાના પ્રથમ ગુચ્છનું પ્રથમ પુષ્પ છે 'પંચવટીને પુણ્યતીર્થે.' કવિ રામાયણથી સ્વતંત્ર બનવા જતાં એ ત્રણ ક્ષતિઓ કરી બેસે છે (૧) લોકકલ્પનાની મર્યાદારેખમાં નિરર્થક રક્ષણશક્તિ આરોપવામાં રાઘવચંદ્રની આણની,સંયમી લક્ષ્મ-ણના બ્રહ્મચર્યની ને સીતા જેવી પુનિત સતીના સતીત્વની શક્તિની અશક્તિ પુરવાર કરાય જાય છે. (૨) રાવણની અનુચિત કામનાથી સીતા વાકેફ બની જાય છે, છતાં ત્રિદંડીની દૃઢ આમળ નમતું આપી મર્યાદરેખ ઉલ્લંઘે છે તે શ્રી. રા. વિ. પાઠકને મતે અસંભુવિત છે. પણ અહીં આપણે કહી શકીએ કે 'अतिथिदेवो भव'ની ભાવનાના એ કાળમાં કોઈ યોગીને સત્કાર વિહોણો વળાવાય જ નહિ, એવી દૃઢ માન્યતા હતી; અને સ્ત્રીહઠ કરતાં યોગીહઠ ક્યાં ઓછી ઊતરે એવી છે? અને લોલુપતાભર્યો પણ રાવણ સાધુવેશમાં તો હતો ને! ને બાહ્ય સ્વરૂપને જોઇ કોણ નથી છેતરાયું ?

બીજું પુષ્પ છે 'તપસ્વીના શાપ' જેમાં પ્રથમથી ઊલટી જ રીતે શકુંતલા યોગીનું સત્કારાર્થન કરતી નથી તેથી શાપયોગ થઇ પડે છે.-જગતનું અનિષ્ટ અહીં જ છે. સીતા સત્કાર કરીને શુભ કરે છે છતાં દુઃખ પામે

છે ને શકુન્તલા અસત્કાર કરી સ્વવિષયમગ્ન રહેવા જાય છે છતાં દુઃખ પામે છે. વધુ દુઃખદ બીના તો ત્યાં છે કે, અન્યમનસ્ક શકુન્તલા તો ઠીક પણ શાપજનિત-સ્મૃતિભ્રંશથી દુષ્યંતને જે વેઠવું પડે છે તેનો શો ન્યાય ? આમ નિર્દોષો તપસ્વીઓની ક્રોધવૃત્તિથી જ દંડાય એના જેવું અનિષ્ટ શું ? 'ધનુષ્યપૂજા'માં રાજમદનો અત્યાચાર વર્ણવ્યો છે. શ્રી. રા. વિ. પાઠક કહે છે તેમ "કંસરાજ્ય અત્યાચારનો અચ્છો દાખલો છે, પણ અહીં એ અનિષ્ટ નિષ્પ્રતિકાર ચીતરાયું નથી." ચંદ્રાનના અધર્મીના શાસનનું પૂજન કરવા જતી હતી ત્યાં તે ધર્મવીરત્વને નીરખે છે ને એ જ રાજપૂજાની સામગ્રીથી તેને વધાવે છે, ને તે યોગ્ય કરે છે; કારણ કે પૂજા સ્થાઇ સત્ત્વોની જ હોય નહિ કે પળના પડછાયાની. એ પૂજાર્હ અર્ચનથી જીવનની વિરૂપતા ગુમાવે છે એ સૂચન કલાદ્વારા ખૂબ કહી નાખે છે. પછી આવે છે ક્રિયાવેગ ને વસ્તુ-વિહોણો નિર્બળ 'અંધકારના ઓળાઓ'નો પ્રવેશ. અહીં બુદ્ધિથી માત્ર શબ્દોમાં ખૂબ અસંબદ્ધતાથી પાપ શું ? નિજાનંદી આત્માને કોણે બેડીઓ ઝકડી ! ઇત્યાદિ પ્રશ્નોની અજામિલ ને ચાંડાલણીના ભૂતો દ્વારા દેવોને જ શક્ય એવી તત્ત્વદર્શનની અમૂર્તચર્ચા કરાઇ છે.

કવિ સર્વ દુઃખનું મૂળ અવિદ્યાને પર્યાયે માથા ઉપર ઢોળે છે. આ પ્રશ્નનો ઉત્તર છે, ને 'ચાંડાલિણીનાં લક્ષ્મીજી સરજાય તો પરબ્રહ્મને પડખે માનવીનાં સિંહાસન મંડાય' એવું સમાધાન પણ પ્રશ્નોની ચર્ચામાં અપાયું છે, જે ખૂબ સૂચક ને યોગ્ય હોવા છતાં વિષયવ્યવસ્થાની દૃષ્ટિએ ક્ષતિ ગણાય. આ ક્ષતિનું સાટું કવિ 'ભરતગોત્રનાં લજ્જાચીર'ના એક સુંદર પ્રવેશમાં વાળી દે છે. મહાભારતપ્રસિદ્ધ આ પ્રસંગને, એના ગૌરવ પ્રમાણે કવિએ દ્રૌપદી, શકુનિ આદિના તાદૃશ્ય પાત્રો દ્વારા મનોહર ઉઠાવ આપ્યો છે. પ્રચંડ શક્તિના પ્રતિક સમી દ્રૌપદીના મુખમાં કૂટ પ્રશ્નમાળા મૂકી દઈને કવિએ સૂચનથી 'સ્ત્રીત્વના અપમાનમાં આર્યત્વના લોપ છે' એવી મહાસંહારને નિમંત્રતી ભવિષ્યવાણી ઉચ્ચારી છે: પ્રવેશની મર્યાદા કવિને ગોથું ખવરાવે છે: મહાભારતનાં બે દ્યૂતો ને તેની સાથે સંબંધ ધરાવતા પ્રસંગોનું આલેખન કવિ અહીં સેળભેળ કરી નાખે છે, તેથી દ્રૌપદીના પ્રશ્નો અહીં 'બાર બાર વર્ષના વનવાસ' ઇત્યાદિ શબ્દોથી અસ્થાને ઠરે છે; કારણ કે આ તો બીજી વખતનું દ્યૂત છે કે જ્યાં આવી પ્રશ્નાવલીને સ્થાન જ નથી. પણ પ્રવેશનું સંવિધાન એવું છે કે, એ વેગીલા પ્રવાહમાં આપણે તણાઇએ છીએ ને પ્રવેશને અંતે સમગ્ર અંકના સારરૂપ વૃદ્ધા પૃથ્વીનું પરમાત્મનને ફરિયાદનું મનોરમ, ગૂઢ, ધ્વનિગર્ભગીત મૂકી પ્રવેશ ને અંકની ચિત્તહારી ચારુતામાં વૃદ્ધિ કરી છે.

પ્રશ્ન ગુચ્છ-ગુંથન પૂરું થતાં મંથનાર્થે ચિંતન-ગોળીઓનાં મંડાણ થાય છે. સાગરમંથનમાંથી અમૃત ને હાલાહલ પ્રાપ્ત થયાં હતાં તેમ અહીં પણ અમૃત ને ઝેર સાંપડે છે. પ્રથમ ગોળામાં ઉદાર, સિદ્ધ અને સંકુચિત સિદ્ધાંગના હળવે હાથે પણ ખૂબ મોઘમ રીતે મંથન કરી ભૌતિક સિદ્ધિઓની પ્રાપ્તિ કર્યા પછી તેમાંથી અધ્યાત્મદેવની મૂર્તિ ઉપસાવવાના યત્કિંચિત્ પ્રયાસ નથી થતા ને પરિણામે એ સંયમવિહોણી સંપત્તિમાંથી પશુતાનું સામ્રાજ્ય વ્યાપશે ને જગતના રહ્યાસહ્યા ઇષ્ટ તત્ત્વને પણ અલોપ કરી દેશે, એવી આગાહી ઉચ્ચારે છે. પછીનો પ્રવેશ 'માહિષ્મતીમાં શાસ્ત્રમંથન' કવિનો અભ્યાસ દર્શાવે છે. સાથે કવિ હિંદુધર્મનું હાર્દ સમજાવવામાં અદ્ભુત રીતે સફળ છે એનું દૃષ્ટાંત પૂરું પાડે છે. કવિ વિશિષ્ટ તાત્ત્વિક દૃષ્ટિએ અહીં ગંભીર ભૂલ ઊભી કરે છે ને તેથી મૂળનો કેવલાદ્વૈતવાદી શંકરાચાર્ય, અને મૂળના કર્મઠ મંડનમિશ્રનાં પાત્રો આપણને મળતાં નથી. પરિણામે યુગદર્શનને પાત્રદર્શન

વશીભૂત બની ગયું અસુખ. આ દોષ સાથે અને જ્ઞાનમૂર્તિઓ ઉદ્દેશીય Hypotheis બાંધીને શાસ્ત્રચર્ચા કરે છે તેથી તત્ત્વજ્ઞાનને સુયોગ્ય એકસૂત્રતા કે સંવાદિતા અહીં આવતી નથી. વળી શંકરાચાર્યની 'પરકાયાપ્રવેશ'ની ઘટના કવિશ્રીની પોતાની સ્નેહલગ્નની ભાવનાથી વિસંવાદ છે તો બીજી બાજુ અત્યંત મોહક કવિત્વમયને ગૌરવપૂર્ણ બાનીમાં સરસ્વતી દ્વારા દાંપત્યનું પ્રતિષ્ઠાપન કરવાની કલા અને 'શંકરદિગ્વિજય'માંની શરૂઆતની પ્રશ્નોની લઘુતાદર્શક ટપાટપીનું નિવારણ કરીને મુદ્દાના પ્રશ્નથી શરૂ થતી યોગ્ય ભૂમિકા ઉઠાવવાની શક્તિ આ પ્રવેશમાં વૃદ્ધિ કરનાર વસ્તુ છે. જેમ પ્રવેશ બીજામાં શંકર જેવા સંન્યાસીથી ઉચ્છેદાતા ગૃહસ્થાશ્રમ સામે ભારતી જેહાદ પોકારે છે, તેમ પ્રવેશ ત્રીજામાં નિષાદથી ઉચ્છેદાતા દાંપત્યથી મહર્ષિ વાલ્મિકીના હૃદયે શોકની પરાકાષ્ઠા ચિતરાય છે. આ ખૂબ ટૂંકા ભવ્ય પ્રવેશમાં ગાલવના પ્રશ્નમાં કાવ્યોન્મુખ થતી આદિકવિની પરિણતપ્રજ્ઞાનું મનોમંથન ખૂબ સૂચક રીતે રજૂ કરાયું છે. "દામ્પત્ય છે સંસારનું સનાતન સિંહાસન" જેવું મંથનનવનીત તારવી કવિ સમાધાન તરફ જતા લાગે છે, જે વિષયવ્યવસ્થાની દૃષ્ટિએ અનુચિત હોવા છતાં કૌતુકપ્રિય કવિને એવાં બંધન શાં ! એ પ્રશ્નમાં જ લૂલાંપાંગળો બચાવ રજૂ કરી શકાય એમ છે !

'વહેવરાવીશ જગત્પાવનકારી એ કાવ્યગંગાને'નો નિશ્ચય આવો ને આમ ઉચ્છેદ થયો ન હોત તો શક્ય હતો ? બીજી રીતે કહીએ તો, આ નિષ્કારણ વધના અનિષ્ટમાંથી જ કરુણરસરસિત સરિતા શાશ્વત વહી ત્રિલોકને રસપ્લાવિત કરી શકી ને ! 'દાંપત્યપ્રતિષ્ઠાના વિશ્વસમારંભ' આમજ મંડાય છે એ જગતની માંગલ્યતા જ ગણવી ને ? બીજા પ્રવેશની જેમ 'અંભાતીરના દેવપાટે'ની પસંદગી કવિએ હિન્દુધર્મનું રહસ્ય પચાવ્યું છે તેની સાબિતી છે. આ પ્રવેશનું મંથન સ્પષ્ટ નથી. પેલા રસિકરાજના ખૂબ સાચા શબ્દોને મંથન ગણી શકાય, કે શ્રી. રા. વિ. પાઠક કહે છે તેમ પેલા 'અનંતના ઉડ્ડયનની તૃષાનું ગીત' મંથનરૂપે મૂકી શકાય. અપ્સરાના સૌન્દર્ય સામે મનનું એક પણ રૂવાડું અલ્પાલ્પ સમય માટે પણ ન ફરકવું એવો ગર્ગજોગીનો કામવિજયનો આદર્શ જેટલો સંપૂર્ણ છે તેટલો ભવ્ય છે. પ્રશ્નનાં મંથન કર્યા વિના જ માત્ર અપ્સરાઓના વાર્તાલાપમાંથી 'પાપ શું'ને 'અંધકાર કેમ'ના પ્રશ્નો ઉપજાવી આપે છે એ કવિની શક્તિ દર્શાવે છે. તે સાથે વ્યવહારના શાશ્વન સ્વરૂપને ગૌરવવિહીન બનાવતો મેનકાવિશ્વામિત્રનો પ્રસંગ (કે મૂળમાં જ પ્રક્ષેપ હશે એમ શ્રી. રા. વિ. પા. કહે છે) યોગીને અને વ્યાસજીનું દશ્ય ઉપજાવી પ્રવેશના વક્તવ્યને લાભ કર્યો નથી જ. છતાં પ્રવેશાંતે આવતું ગીત ખૂબ ખૂબ કહી નાખે છેઃ વિશ્વનાં પાર્થિવજાળ ચૂથ્યાં-ચાખ્યા વિના જ આત્મદર્શના ઉચ્ચતમ ધ્યેયને હાંસલ કરવા ઊર્ધ્વલોકની યાત્રાએ ઉંચે ને ઉંચે ઊડ્યા કરવું એ જગતના પાર્થિવ રોગમાંથી બચવાનો સુભગ ને સુંદર ઉપાય છેઃ આથી જ આ ગીતને શ્રી. પાઠક આ પ્રવેશનું મંથન-બિંદુ કહે છે. ગીતાકથિત સ્વધર્મની મર્યાદામાં સ્વપુરુષાર્થમાં શ્રદ્ધા રાખી કલ્યાણકાર્યો કરવાથી જ પાંચમા પ્રવેશમાં મંથન દ્વારા તારવ્યું છે તેમ, સંકુચિતતાને સ્થાને સહિષ્ણુતા, ને ધર્માંધતાને બદલે મતાંતરક્ષમતાના સંસ્કારો પ્રવેશશે. ને પરિણામે ધર્મ જગતના પ્રાણીમાત્ર તરફ આપણી 'આત્મવત્ સર્વભૂતેષુ'ની ભાવનાને પાશ્ચાત્ય Brotherhood of menની ભાવનાથી પ્રેરાયેલી વિરાટ શક્તિ બની રહેશે, ને શાશ્વન ઘરકરી બેઠેલ તામસ્યલોકને સ્થાને ચેતનામય પ્રકાશલોકના દિવ્ય સૂર્ય ઊગશે. જગતમાં અનિષ્ટ છે તો અનિષ્ટના ઉપાયો શોધનાર

સંતો પણ છે. પયગંબરોનાં કાર્યોની નિષ્ફળતા સ્વીકારવામાં ને શ્રદ્ધા પૃથ્વીની શાશ્વત સતાવતી ફરિયાદમાં મંથનનું બીજ છે. આમ 'પરાપૂર્વનાં મંથન'ના અંકમાં મંથનોત્પન્ન અમૃત દર્શાવ્યાં છે તો ત્યાંથી જ નિષ્પન્ન થયેલા વિષને પચાવવાના મંગલકારી ઉપાયો–ધર્મસંસ્થાપન, આર્યત્વની પ્રતિષ્ઠા ને વર્ણાશ્રમધર્મનું પાલનાદિ–પણ બતાવ્યાં છે. શકુન્તલાનો જન્મ (ચોથા પ્રવેશમાં), શુકદેવ જેવા અમૃત આયુષ્યવંતા યોગીન્દ્રનું અસ્તિત્વ, વાલ્મિકીનો નિશ્ચય આદિ ઇષ્ટ તત્ત્વો અનિષ્ટમાંથી જ ઉદ્‌ભવ્યાં છે એ વસ્તુ અને દુઃખપાપનું પણ જગતના સંચાલનમાં જેવું તેવું પણ સ્થાન છે એવો ભાવ વ્યક્ત કરે છે.

ત્રીજા ગુચ્છમાં 'ત્રિકાલપરની સનાતનતા'થી સોહાતાં સત્યોનું દર્શન કરાવ્યું છે. શ્રી. મનસુખલાલ કહે છે તેમ, 'પહેલા બે અંકો દ્વારા પડતી વાસ્તવિકતાની છાપ આ ત્રીજા અંકમાં પડતી નથી, પણ અહીં કેટલુંક સુંદરમાં સુંદર ચિંતન, કલ્પનાનો અનેરો સર્વોત્તમ વૈભવ, ને ભાષાપરનું અદ્‌ભુતસ્વામિત્વ મળી આવે છે' જે 'વિશ્વગીતા' ને કલાકૃતિ ઠરાવવા જ પૂરતાં છે. કવિકુલગુરુ કાલિદાસની જેમ કવિશ્રીએ હંમેશાં સૌન્દર્ય ઉપર તપનો વિજય બતાવ્યો છે. ત્રિનેત્રી શંકર જેવા ગર્ભ જોગી રતિનાથનાં સર્વ કામણચેષ્ટા શરો ફેંકતી રંભાના અનવદ્ય સૌન્દર્ય આગળ અણનમ રહી કામવિજયી બને છે ને તપોબળની અનુપમ શક્તિમત્તા સાબિત કરી દે છે એ પ્રથમ સત્ય છે. હિંદુધર્મમાં જેટલાં સન્માન ગર્ભજોગીના અખંડ બ્રહ્મચર્યવ્રતનાં થાય છે તેટલાં જ 'સનાતન અશ્વત્થ'માં મનુ મહારાજ સન્માનિત ગૃહસ્થાશ્રમમાં પણ કરાય છેઃ એ જ હિંદુધર્મની ખૂબી છે. નરયુગની નવ સ્મૃતિ રચનાર મનુમહારાજે સમન્વયવાદી નવમનુનો આદર્શ સ્વીકારવો યોગ્ય છે એમ કહી અહીં સૂચવતા લાગે છે. અમે તેમ, પણ વિષમ રોગોની ચિકિત્સા માટે સંસારનો મહિમા ને ઉદાત્તતા સમજવી આવશ્યક છે જ. સાથે કવિને કોડ છે કે, આ દાંપત્યશીલને સતીત્વથી સોહામણું બની સંસારધારે જીવંત ધર્મમંદિર રચે; જે આદર્શને પહોંચી વળવા અવધૂતોને આત્મોત્કર્ષેચ્છામાં પ્રેરતાં 'યોગઃ કર્મસુ કૌશલમ્' અને 'કર્મણૈવ હિ સંસિદ્ધિ' જેવાં જ્ઞાનગર્ભિત પ્રેરણાવાહી પયગંબરીમંત્રો જીવનમાં ઉતારવા કવિ નિમંત્રે છે ને એ નિમંત્રણના આધારે રાજહંસના રૂપમાં મુમુક્ષુજીવ 'બ્રહ્માંડની અનંત યાત્રા' એ વિશ્વને વધાવા ઊપડે છે. આ ચોથા પ્રવેશના આછા અને ટૂંકા વસ્તુમાં કવિએ આત્મોન્નતિની દિશા ચીંધી છે. રાજહંસોની પેઠે આગે ને આગે ઊડવા જ કરવામાં અતુલ આત્મિક બળ ને ધ્યેયમાં ઊંડી શ્રદ્ધા ને ચિત્તની સ્વસ્થતા પણ જરૂરી છે એમ કવિ કહે છે. પછી આવે છે જીવનનું અંતિમ સત્ય શું તેનું ભાન કરાવતો, વિરાટની ઊછળતી છોળોનાં નર્તન મૂર્ત કરતો, કલ્પના અને આલેખનની સર્વોત્તમતા દર્શાવતો, નાટ્યતત્ત્વને રંજકતાથી સોહતો 'બ્રહ્માંડમંડળનો મહારાસ' નામક પાંચમો અંતિમ પ્રવેશ. સત્યને રસચક્ષુઓ દ્વારા જ આ પ્રવેશની કલ્પનાને મૂર્તિમંત થતી કલ્પાય. સૃષ્ટિની ઉત્પત્તિ ને વિલયના નિયમો અનુસાર જયદેવની ખંજરીને તાલ આપતાં આપતાં કૃષ્ણરાધાના ઇન્દ્રિય ઇન્દ્રિયને ચેતના અર્પતા વિરાટવિભૂતિના રાસના દશ્યથી માંડીને યોગી શુકદેવજીના એકતારાના ગૂંજારવ સાથે તાલ દેતો પરબ્રહ્મ બ્રહ્માનો આત્મબ્રાહ્મમાં બ્રહ્મપડછંદ જગાડતો બ્રહ્માંડ–પરબ્રહ્મનો રાસ સુધીનું દશ્ય સમગ્ર ગુર્જરવાઙ્મયમાં અભૂતપૂર્વ ને અનન્ય છે. અહીં કવિની કલા અમૃતામાત્મનઃ કલા બની છે. આ બ્રહ્માંડના મહારાસમાં રાધા–લક્ષ્મી–પ્રકૃતિ સુરપ્રભા રૂપે માયાને મૂકીને કવિએ અનેક પ્રશ્નોનો સંક્ષેપમાં ઉકેલ લાવી મૂક્યો છેઃ

આત્માને જંજીરો ઝકડનારી પેલી ચંડાલિણી-પ્રારબ્ધવિધાતા—જ લક્ષ્મીજીના સ્વાંગમાં બ્રહ્મ-રાસ ખેલે છે. એ માયા જે પરબ્રહ્મનું અંગ છે તેને સમજ્યા, તો પછી ચિંતા, દુઃખ રહેવાનુંજ ક્યાં છે ? અને તેમ ન થતાં યે દુઃખની વિસ્તીર્ણ લીલા એ માયા-બ્રહ્મના જ અંગનું જ કાર્ય છે તો પછી તેમાં શોક શો ? રાજતેજ ને યોગતેજના સંસાર, ને સંન્યસ્તના તેજસંગમથી સોહતા જનકવિદેહીનાં રાસમંડળને દર્શન કરાવીને રાસમંડળના સીધા ભોક્તા નરસિંહ, સુરદાસ-આદિને અને આડકતરા ભોક્તા વાચકવર્ગને કવિ સૂચવે છે કે, જનકશા સ્થિતપ્રજ્ઞ બનવાથી જ પાપપુણ્યાદિના મુંઝવતા પ્રશ્નો તો મટી જશે ને તે ઉપરાંત એ દુઃખદ દ્વંદ્વોથી પર—શુકદેવની સ્થિતિના આત્મમગ્નની કોટિના થવાશે. આ સૂચન, કેટલું સુભગ ને ક્રાન્તદર્શી છે ? તેથી જ શ્રીઃ ઇન્દુમતી મહેતાએ એકવખત મેડમ બ્લેવેટસ્કીના The Secret Doctine માંના Cosmogenesis ને Anthropreganisis નાં ભવ્ય ઉદ્દયનોમાંની નિર્ભેળ દાર્શનિકતા ને રહસ્યમયતાથી મુંઝાતા વાંચકોને એવા જ આકાશજાત ને પૃથ્વીવિશાળ ઉડ્ડયનો માણવા સાથે, જેની પંક્તિપંક્તિએ આત્મા અણુ મટીને વિભુ બને છે—વામન મટી વિરાટ બને છે, તેવી શુભવિદ્યાના અભ્યાસને પોષતી કવિત્વમય સૃષ્ટિગીતાશી 'વિશ્વગીતા' વાંચવા ભલામણ કરેલી.

કવિશ્રીનો અનન્ય વિજય તેમનાં સંગીત-મય ગીતોમાં છે. એમાં શબ્દ, અર્થ, સંગીત ને કાવ્યત્વનો મનભર મનોહર સમન્વય; લોલ વિલોલ કલ્પનાની ચારુતા, મૃદુભાવ મધુરતા, પ્રાણભૂત વ્યંજના અને માનવ હૃદયની મૂળગત ઊર્મિઓનાં તલસ્પર્શી નર્તન ગુર્જરગિરાના આયુષ્ય સમોવડ એ ગીતોનું આયુષ્ય ચિરંજીવી છે. કવિશ્રીનાં અન્ય નાટકોનાં ગીતોની જેમ અહીં પણ નાટકોનાં ગીતોની મોહિની વાચકને કામણ કરે છે.

અર્પણકાવ્યમાં 'સપ્તર્ષિમંડળને રસ-વંદના' કહી 'વિશ્વગીતા'નો ઉદ્દઘોષ કરવા પહેલાં સપરિવાર નટીના સ્વાંગમાં કવિશ્રી 'જયતિ જય જય પ્રભો' નું ગીત આપ પરબ્રહ્મનો ને પરબ્રહ્મ પ્રાપ્તિમાં જ જય છે એવું મનોહર સૂચન કરી, મંગલાચરણનું કાર્ય પતાવી લે છે. પછી સમગ્ર કાવ્ય-ગીતાનાં ઉલ્લાસ, મંથન, ભવ્યતા આદિને મૂર્ત કરતું 'વિરાટ હિન્ડોળાનું ગીત' એની નાજુકાઇથી ધ્વનિપૂર્ણતાથી ને ઊર્મિ-પ્રધાનતાથી કવિને ગૌરવ અપાવે એવું છે. 'આભને આંગણે પ્રભાત'ના સુવર્ણરંગી પ્રકાશના સાથિયા પુરાયા તે પહેલાં તો ઉષાના કુંકુમરંગી રંગોની અપૂર્વ રમ્યતા સારા આભ પ્રદેશમાં રેલાઈ ગઈ છે. પરિણામે અરસપરસ સંઘ ગાજી ઊઠે છે કેઃ

" આજ કુંકુમ ઢોળાયેલ આભમાં
ઉગ્યાં સૃષ્ટિનાં સૌભાગ્ય
રૂડા સૂર્યના સોહાગ
આજ કુંકુમ ઢોળાયેલ આભમાં. "

કવિશ્રીનાં ગીતો નાટકના ઘડતરમાં અનેક પ્રકારનો ફાળો આપે છે. કવિચિત્ તે શ્રી અનંતરાય રાવળના શબ્દોમાં કહીએ તો 'પરિ-સ્થિતિની જરૂરત ને અનુકૂળતા પ્રમાણે આવી કોઇ પાત્રમાનસ, મુખ્ય ભાવના કે પ્રસંગ આદિને સમજાવી, અજવાળી, પોષી સમગ્ર વાતાવરણની જમાવટ કરે છે," 'સજન તારે નયનન નાચે મોર' એ ઉલ્લાસપૂર્ણ યૌવનાના હૃદયભાવોને મૂર્ત કરતું ચંદાનનાનું કોમળ ગીત અને 'અંધારી રાતના કુંઅર ડોલે રે' એ પેલી ગર્ભજોગીની ગુહાવાળી યૌવનપૂર્ણ સુંદરીની હૃદયમંથનને રજુ કરતું ગીત એક જ ઊર્મિનું સુરેખ આલેખન કરવાની સાથે આજુ-બાજુના વાતાવરણને ઉઠાવ આપવામાં સહાય કરે છે. તો સિદ્ધાંગનાઓનું અભંગ ધ્વનિ-ગર્ભગીત 'નેણુંની ફિરણ ફેરી ફૂંચીએ દેશાં

ઉઘાડજો,' 'આજ આયુષ્યનાં પર્વનું ટુંકું છતાં અત્યંત ઋજુ ગીત અને 'સખિ આવે આવે ને ઓસરે, પાણીડાં કેમ ભરીએ' એ માહિષ્મતીની કોડીલી પનિહારીઓનું ગીત ખૂબ સૂચકતાથી આગામી બનાવોનું કલાત્મક આછેરું ગુંજન કરી એક મનોહર નિર્મળ ભૂમિકા તૈયાર કરી દે છે. અને પેલું રંભાનું 'નેણુ બે પધરાવી ચન્દ્ર! પૂજું પૂજાવું' અને વિશ્વ અવધૂતોનું 'જંગલના જોગી વ્હાલા બ્રહ્માનંદ-ઘેલા' ગીત પાત્રમાનસપદ્મની સર્વ પાંખડી-ઓને ખીલવે છે ને તેમના હૃદયે નિવસતા ભાવોને કેવી સરસ રીતે મુખરિત કરે છે! 'કાળજૂના પ્રશ્નો'ની ટીક એવી દીર્ઘ ચર્ચા પછી યુગયુગ દુઃખિણી, વૃદ્ધા પૃથ્વીની ફરિયાદઃ

હરિ! નેહને નેણુએ ઝૂલાવી
ને દેવનાં દાન દીધાં;
પછી ભવને ભૂલામણે ભૂલાવી,
કે પારકાં કેમ કીધાં?

નું ગીત પ્રથમ એકના સઘળા પ્રશ્નોના તારતમ્યને સમારતું, દુઃખજર્જરિત દિલની વ્યથા મૂર્તકરતું, શ્રી. ઝવેરી કહે છે તેમ, ભાષાની સુકુમારતા, ભાવની ચમત્કારકતા ને અર્થની ગભીરતાને લીધે આ નાટકમાં જો ખરા પણ કવિશ્રીનાં ઇતર સુંદરતમ ગીતોમાંનું એક બની રહે છે.

'તરસ્યા એ વાદળીને તીર,
વિહંગરાજ તરસ્યા ઉડે રે'

નું ગીત જેટલું વર્ષપ્રદેશના ઉદ્દિષ્ટભાવને પોષક છે તેટલું જ બની ગયેલા બનાવ ઉપર કવિત્વમય પ્રકાશ ફેંકે છે. 'બ્રહ્મતીર્થની યાત્રાએ' સંચરતા રાજહંસોનું ગીત પણ સારાયે પ્રદેશને ભાવપ્રકાશથી ચેતનવંતો ને સમગ્ર કૃતિને રસસમૃદ્ધિથી પરિપ્લાવિત બનાવે છે. વિશ્વગીતાની યશઃપતાકાશા બ્રહ્માંડમંડળના મહારાસની તો શું પ્રશંસા કરીએ! કવિનું શબ્દપ્રભુત્વ, ગર્ભજોગીનું વર્ણનચાતુર્ય, બ્રહ્મના વિવિધસ્વરૂપોનો રાસ. જયદેવની ખંજરી, નરસિંહના કરતાલો, મીરાંનું ઢોલક, સુરદાસજીની સારંગી ને શુકદેવજીના એકતારાના તાલ પ્રલા-દિનું જ્યાં સુભગ સંમિશ્રણ થયું હોય ત્યાં ચર્ચરીછંદની મોહકતા જાદુ કરે છે.

"વરસે છે મંદ-મંદ, અમીનાં કંઇ બુન્દ બુન્દ,
ઝમકે પડછન્દછન્દ, દિગ્દિગ્ના ડોલે;
ઉરના અણમોલભાવ, રૂપના અણમોલ લ્હાવ,
છાંટે રસરંગ ધાવ, નયનની છોળે;
અને
ઢમકે કંઈ કાળઢોલ, ધમકે કંઇ બ્રહ્મગોલ,
પ્રગટે ગહરા ખગોલ, દુંદુભિ વિશ્વ બાજે;
વિલસે રસના વિલાસ, બ્રહ્માંડ પરબ્રહ્મરાસ
ઉછળે આનન્દહાસ, પ્રભુતા ગાજે;
હો સન્ત! પ્રભુતા ગાજે."

વાંચક! તને પ્રભુતાની ગર્જના સંભળાતી નથી લાગતી? પછી તો શાંતરસપૂર્ણ સ્વભાવે એવા જ સત્કારગીતથી શુકદેવજી બ્રહ્મભૂખ્યા-ઓને આમંત્રે છેઃ

"આવો-આવો, તીરથવાસી સન્તો હો!
બ્રહ્મના બ્રહ્મ મહેલે;

શુકદેવજીનાં ભાવભર્યાં આમંત્રણ આવ્યાં તો ગયા વિના કેમ ચાલે? ભક્તિભર્યા દેહ બ્રહ્મ-મહેલે જાય છે. રત્નદીપના પ્રકાશો જોઇ સુરદાસની જેમ બોલી ઉઠે છેઃ

આંખ ભરી, મ્હારાં હૈયાં ભરાયાં,
ભરિયા સલૂણા સોહાગ રે;
એક ભરાય હવે આતમ માહરો,
યુગનાં ભરાય તો તો ભાગ્ય;

ખરી વાત છે, એનો આતમ તો બ્રહ્મપ્રકાશે ભરાશે પણ અખિલ વિશ્વનો અનંત આત્મા એ પ્રકાશથી ભરાઇ જાય એવી ખુશનસીબી અન્ય શું હોઇ શકે? આવાં સુંદર, મનોહર, હૃદયંગમ, ધ્વનિ ગીતો દ્વારા

"વિરાટની દિવ્યલસંત એ પ્રભા:
એનાં તમે અંજન આંજી લોચને.
રહસ્ય ચારુ સૃષ્ટિ કેરાં.
જોયાં બતાવ્યાં અમને અબુધને." તેથી

કવિશ્રી કોટિ કોટિ ધન્યવંદનને પાત્ર બને છે.



# ફકીર બાદશાહ

શ્રી. શંકરદત્ત શાસ્ત્રી

*

ન્હાનાભાઈના સમસ્ત જીવનમાં પ્રેમ-ભક્તિની ઝલક છાઈ રહી હતી. આથી એમનામાં સત્યનિષ્ઠા, ત્યાગ, વાત્સલ્ય, વીરતા, તપશ્ચર્યા અને માંગલ્ય અનેક કલાએ વિલસતાં હતાં. એમનાં કાવ્યોમાં 'હું એકલો ઊડું' એવો એકલવિહાર પ્રકટ્યો છે, તો તેની સાથેસાથે 'દૂરથકી પણ દૂર' અને 'પ્રાણ થકી પણ પાસ' એવા 'અવધૂત'ની મસ્તી ઊછળી છે. અને, સાચે જ, ન્હાનાભાઈ એકલવિહારી અવધૂત હતા. કદીક એ રોપ કરતા, કદીક એ રિસામણાં લેતા, અને કદીક એ જિદ્દે ચડતા. આવી વિષમતાને કારણે કોઈ એમને અસહિષ્ણુ માની લેતા, કોઈ એમને અનુદાર ગણી કાઢતા, અને મનની કૃપણતાનો ય એમના ઉપર આરોપ ઢોળવામાં આવતો. છતાં, એ બધાંથી ન્હાનાભાઈ પર હતા. એમનાં હૃદય અને ચિત્તનો થોડોક પણ અંતઃસ્પર્શી પરિચય થતો, તો તુરત જ એમનામાં કોઈ લોકોત્તર વિભૂતિનાં મંગલદર્શન લાધતાં. ત્યારે સહજતાએ પ્રતીતિ થતી કે ન્હાનાભાઈ ભોળા; ઓલિયા—ફકીરબાદશાહ છે, અને આ થોડાંક ચિહ્નો તો માત્ર ઉપરની સપાટીનાં છે—એમનું રસસાગર શું અંતરતલ તો શાંત, ગભીર, પ્રસન્ન અને નિતાન્ત-રમણીય છે.

છેક બચપણથી ન્હાનાભાઈને ભક્તિનાં રસાંજન મળ્યાં હતાં. એથી તો, તંબૂરો અને એકતારો એમનાં નિત્યનાં સંગાથી હતાં. સાંજે કે રાતે, કે વ્હેલી સવારે ન્હાનાભાઈને તંબૂરાના તાર રણઝણાવતા જોવા, એ એક પુનિત દૃશ્ય હતું. પોતે વિલાયત જવાની તૈયારી કરતા હતા. મુંબઈના એક લક્ષ્મીનંદન સાથી હતા. જરૂરી વસ્તુઓ ભેગી કરવાની યોજનાઓ થતી હતી. ન્હાનાભાઈ કહે: 'મારે બીજાં વિના ચાલશે. પણ મારો તંબૂરો પહેલો. એ તો લેવાનો જ.' પછી તો, એ સફર મુલતવી રહી, પણ ત્યારનો તૈયાર કરાવેલો તંબૂર તો હજી આ વાતનું સ્મરણ આપ્યાં કરે છે. એકવાર કોઈ રાવણહથ્થો બજાવવાવાળો આવ્યો હતો, બા તેનાં ભજનો સાંભળતાં હતાં. ન્હાનાભાઈ ત્યારે સરકારી નોકરીમાં હતા. બાએ એમને ઑફિસે કહેવરાવ્યું: 'ભજન ગાનારો આવ્યો છે. સરસ ગાય છે.' અને, ન્હાનાભાઈ તરત ઘેર આવ્યા. 'માથે મોતનાં ઘડિયાળાં વાગે' એ ભજન ચાલી રહ્યું હતું: કપડાં પણ બદલ્યા વિના ન્હાનાભાઈ એ ભજનોનો અમૃતાનુભવ લઈ રહ્યા. પોતે આંટા મારતા જાય, કંઈ ગુંજતા જાય, અને પછી બુલંદ અવાજે કોઈ ભજનકડી લલકારતા જાય, ત્યારે પાસે બેઠેલા પણ ભક્તિરસમાં તરબોળ થઈ જાય એવું વાતાવરણ જામતું. 'પ્રેમભક્તિ-ભજનાવલિ'માં ન્હાનાભાઈએ જે થાળ પીરસ્યો છે, તે એમની ભક્તિસુધાની પ્રસાદી છે. અને, એમનાં અંતરંગ મિત્રો જુઓ: અમૃતલાલ પઢિયાર ને બાવા મોહનદાસ બંને અવધૂત જેવા!

પણ, એ ભક્તિ વીરની હતી, અને સંસારનાં 'જુદ્ધોમાં ય તે રસભરી હતી. એજન્સીમાં ન્હાનાભાઈ શિક્ષણ અધિકારી હતા. પોતે પોતાની રીતે રાષ્ટ્રીય ચળવળમાં હિસ્સો પુરાવતા હતા. ઉપરી અધિકારીને આ વસમું લાગ્યું. તેણે માત્ર ઇસારો જ કર્યો,

અને ન્હાનાભાઈએ રાષ્ટ્રસેવાની ખાતર રાજીનામું ઘડી મોકલ્યું. પેલો ઉપરી તો આથી આભો થઈ ગયો: કહેઃ 'મારું કહેવું આ માટે નહોતું.' છતાં, ન્હાનાભાઈએ રાજીનામાની વાત પડતી જ ન મેલી. ત્રણવાર રાજીનામું પાછું આવ્યું, અને ચોથીવાર તે સ્વીકારાયું. વચમાં એક સ્નેહીએ કહ્યુંઃ 'ન્હાનાભાઈ તમે આમ રાજીનામું આપો છો તે ઠીક થતું નથી. આના કરતાં તમે પેનશન ઉપર ઊતરી જાઓ. સ્વમાન સચવાશે, રાષ્ટ્રસેવા થશે, અને આર્થિક સગવડ પણ રહેશે.' પણ ન્હાનાભાઈ એવા સમાધાનના સખત વિરોધી રહ્યા હતા. એમને સત્ય સાથે બાંધછોડ કરવાનું ગમ્યું નથી. એમની નિખાલસતા ગર્જી ઊઠીઃ 'ભાઈ એવી વાત મારી પાસે ન હોય. સત્યમાં આવું સમાધાન ન થાય. મારે તો પૂરો સત્યાગ્રહી થવું છે—અધૂરી વાત મને ન ફાવે.' અને જીવનના એક પણ પ્રસંગે ન્હાનાભાઈએ સમાધાન કરી મન મનાવ્યું નથી એ સાચના જ સિપાઈ રહ્યા છે.

પણ અમલદારી ઊતરી, ભેખનો અંચળો આવ્યોઃ છતાં, ન્હાનાભાઈ એવા ને એવા જ હૃદયવૈભવી હતા. એક રાજાએ કહ્યુંઃ 'કવિ સાહેબ! મારે ત્યાં નોકરીએ આવો. હું તમારું માન સાચવીશ, મરતબો જાળવીશ, અને પગાર પણ સારો આપીશ.' ન્હાનાભાઈ કહેઃ 'ના, ભાઈ! મારે નોકરી કોઈની કરવી નથી. હું તો નોકર છું ગુજરાતનો અને ગુજરાતીનો.' ત્યારે, એ જ રાજાએ ન્હાનાભાઈને વરસાસન આપવા કહ્યુંઃ છતાં આ અટંકી વીરે ઉત્તર આપ્યોઃ 'હું તો ભાવનો ભૂખ્યો છું. મારે તમારું વરસાસન જોઈતું નથી.' આવેલી લક્ષ્મીને એમણે પોતે જ કાઢી હતી, અને આવતી લક્ષ્મીને એમણે પેસવા દીધી નહોતી. એમને તો સત્ય હતું અને સત્યનિષ્ઠા હતી; ફકીરની બાદશાહી હતી અને પ્રેમનાં પરમ ધન હતાં. આથી તો, વીર, સત્ય, ને રસિક ટેકીપણું એમના વિરોધીઓને પણ ઉરથી ગાવાં પડે એમ છે.

એક પ્રસંગ હતો. ન્હાનાભાઈ મોરબીમાં 'શંકરાશ્રમ'માં ગયા હતા—મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રીને અંજલિ આપવા. મોરબી ઠાકોરસાહેબને એમના આગમનની ખબર પડી. તરત સંદેશો મોકલ્યોઃ 'આપ રાજગૃહે પધારો.' પણ ન્હાનાભાઈએ કહેવડાવ્યુંઃ 'ના. આજે તો હું શંકરાશ્રમનો મહેમાન છું.' વળી, એમણે ઉમેર્યુંઃ 'આપ અહીં ન આવશો, હું જ આપને મળવા આવીશ.' પોતે ગયા, તો ઠાકોરસાહેબે ન્હાનાભાઈને આપવા માટે અનેક કીમતી વસ્તુઓ ત્યાં મૂકી રાખી હતી. ઠાકોરસાહેબે આવકાર આપીને કહ્યુંઃ 'કવિસાહેબ! આ ગુરુદક્ષિણા.' તરત ન્હાનાભાઈએ ઉત્તર આપ્યોઃ 'આ ન લેવાય. તમે ભાવ રાખશો, એ જ બસ છે.' પણ ઠાકોરસાહેબે અત્યંત આગ્રહ કર્યો અને ન્હાનાભાઈએ એક નાની ઘડિયાળ સ્વીકારી. પછી તો, બીજી અનેક વાતો થઈ. ઠાકોરસાહેબ કહેઃ 'આપને મૂકવા માટે મારું સલૂન ઠેઠ વિરમગામ સુધી મોકલું છું.' એટલે ફકીરબાદશાહ કહેઃ 'ના, ના. મારી હદ તો એથી ય આગળ જાય છે. તમે સલૂન મોકલવાનું માંડી વાળો. હું તો ગુજરાતનો અદનો સેવક છું. મારે એ ન જોઈએ.' છેવટે ઠાકોરસાહેબે વઢવાણ સુધી સલૂન મોકલ્યું જ, અને ન્હાનાભાઈ વઢવાણ સ્ટેશને ઊતરી તરત જ ત્રીજા વર્ગની ટિકિટ લઈ પોતાના ડબ્બામાં બેઠા!

બીજા એક રાજાને ત્યાં ન્હાનાભાઈ મહેમાન થયા હતા. તેમણે એમને એક પુસ્તક આપ્યું અને કહ્યું: 'કવિસાહેબ! આ મારું લખેલું પુસ્તક છે, આપ એમાં પ્રસ્તાવના લખી આપો.' ન્હાનાભાઈ પુસ્તક ઉથલાવી ગયા, અને એકદમ તડૂકી ઊઠ્યાઃ 'આ પુસ્તકની પ્રસ્તાવના મારી પાસે જોઈએ છીએ? નહિ બને. આમાં તો અમર્યાદ શૃંગાર છે.' પછી પાસે ઊભેલા એક સ્નેહીને ધમકાવી નાંખી બોલ્યા, 'તમે અહીં છો અને આવું લખવા દો છો?'

ન્હાનાભાઇ કોઇની શેહમાં તણાતા નહોતા; બાળક જેવી સરલતા રાખતા અને નિષ્કપટભાવે ગમે તેને રોકડું પરખાવી દેતા. ક્યારેક કોઇ કોઇ માણસો ન્હાનાભાઇની આ ખાસિયતનો અવળો લાભ લેતા, એમને ચીડવતા અને હિતશત્રુનું કામ કરતા. એક પ્રસંગે એક ઓળખીતાએ આવીને ન્હાનાભાઇને કહ્યું: 'આ તમારો દોસ્તદાર છે તે તો તમારાં વહાલાંમાં વેર પડાવે છે. આથી જ તેણે આવું કામ કર્યું છે.' બસ ન્હાનાભાઈ! એમનું ભોળપણ મેલી રમતોને જોઇ શકતું ન હોતું, પોતાના જેવા જ સામેના લોકો પણ દરિયાવદિલ છે એવું એ માનતા. આથી પેલા મિત્ર જ્યારે મળવા આવ્યા, ત્યારે ન્હાનાભાઇએ તેમને ઊધડા લેવા માંડ્યાં. મિત્રને વર્ષોનો સબંધ હતો. મૈત્રી પ્રેમના કાચે તાંતણે હતી. એમણે ખુલાસો કર્યો, અને ન્હાનાભાઈ તરત બોલી ઊઠ્યા; 'પેલો મને બનાવી ગયો ખેર.'

વજ્રથીય કઠોર થતા ન્હાનાભાઇ કુસુમથીયે કોમળ વર્તાયા છે. એમના હૃદયમાં નિરંતર પ્રેમનો મીઠો મહેરામણ ઊછળતો. આથી તો કાઠિયાવાડમાં ભયંકર દુકાળ પડ્યો હતો તે વખતે રાહત આપવા આવેલા મંડળની કચેરી મહિનાઓ સુધી ન્હાનાભાઇને ત્યાં રાજકોટમાં રહી હતી. જે કોઇ આવે, તેને બા અને ન્હાનાભાઇ મોકળે હાથે ને મોકળે દિલે આપતાં. અને, એ જ દિલની ધારા છેક અંતકાળ સુધી ન્હાનાભાઇએ વહાવી છે. કોઈ માગણ એમને ત્યાંથી વિમુખ ગયો નથી, કોઇને કડવો શબ્દ સાંભળી પાછું જવું પડ્યું નથી. ઘરમાં ખૂટી પડશે, એવી અશ્રદ્ધા એમણે કદી સેવી નથી. શ્રીહરિ સંભાળશે એવી એમને હૃદયે નિરાંત રહેતી.

એવું જ વાત્સલ્ય ન્હાનાભાઈ પોતાને ઘેર આવનાં અન્યો ઉપર વરસાવતા. એમની પુત્રી ચિ. ઉષાની એક સખી ન્હાનાભાઇની અને બાની દીકરી થઈ ગઈ છે. ગાંધીજીએ આગાખાનના મહેલમાં ઉપવાસ કર્યો, ત્યારે એ દીકરી પૂના ગઈ અને જેલમાં ગઈ. ન્હાનાભાઈ કહેઃ 'આ ગાંડી રજા લઇને ગઈ છે કે?' તરત તેમને હાનો જવાબ મળ્યો, એટલે કાગળ લઈ એ 'દીકરી'ને જેલમાં વાત્સલ્યરેલતો પત્ર લખી આશીર્વાદ આપ્યા. પછી દોઢેક મહિને એ જેલમાંથી છૂટીને આવી, તો બા હસતાં હસતાં કહેઃ 'દીકરી! જોજે હવે, તારા ઉપર કેવા તડૂકે છે તે!' પણ ન્હાનાભાઇ તો મીઠો ઉપદેશ આપી એકદમ 'કોયલ'ના ટહુકાની વાતો ઉપર ચડી ગયા. ગુજરાત જાણતું નથી કે, ન્હાનાભાઇએ ૧૯૩૦ ની સાલમાં એમના એક પુત્ર ચિ. આનંદને ધારાસણાની લડતમાં જવાની રજા આપી હતી, અને એના નખશિખ ખાદીના પોશાકની કદી એમણે સૂગ અનુભવી નથી. ન્હાનાભાઈ પ્રસંગે તડૂકતા ને તરત જ પાછા મુલાયમ થઈ જતા, એ તો અનુભવની વાત છે.

પણ, આવો વજ્ર જેવો માણસ એક બાજુ સિંહની છાતીએ કામ કરે, અને બીજી બાજુ એક નાના સરખા પ્રસંગે ફૂલની કોમળતા ધારી આંખે ભીનો થઇ જાય — એ જોવું એક સ્વર્ગીય લહાવો હતો. આગળ જે 'ગાંડી'નો ઉલ્લેખ કર્યો છે, તે દૂર દૂર હજાર માઇલ આઘે, સાસરે જતી હતી. બાને અને ન્હાનાભાઇને તે મુંબાઇમાં પગે લાગવા ગઇ. વિદાયની વેળા આવી અને બા તથા ન્હાનાભાઇની આંખોમાં આંસુ છલકાઇ રહ્યા. દીકરી કેટલે બધી દૂર જાય છે—એટલું જ એ બોલી શક્યાં.

પણ આ પ્રેમનો પટ અત્યંત વિશાલ હતો. મકાનની પાસે એક નાનકડો બાગ હતો. તેમાં મોગરા વાવ્યા હતા. એક બકરી આવીને રોજ એ કલમનાં પાંદડાં ચાવી જાય. છોકરાંને થયું: અમે આટઆટલી મહેનત કરીએ છીએ, અને બકરી અમારી મહેનત ઊગવા દેતી નથી. એક દિવસ છોકરાંએ એ બકરીને ડબ્બામાં

પુરાવી. ઘાસચારો પણ ત્યાં અપાવ્યો. ત્યાં બીજી સવાર થઇ, અને ન્હાનાભાઇ કહે: 'બાઇ!. આજે બકરી કેમ દેખાતી નથી?' આ બધું સમજાવે છે, એટલે ન્હાનાભાઇ તરત જ આદેશ આપે છે: 'જાઓ, અત્યારે ને અત્યારે બકરીને છોડાવી લાવો. અને બાઇ! બાકરીના માલિક પાસે પૈસા નહિ હોય, એટલે તો એ બિચારો એને આમ બાગોમાં રઝળવા દે છે. એને બાઇ! બાર રૂપિયા આપજો—મહિને હો.'

વળી એકવાર એક જણે તોફાનમાં એક બિલાડીને ઘા કરી દીધો હતો. બિલાડી ત્રાસી રહી હતી. ન્હાનાભાઇ કહે: 'આને અત્યારે ને અત્યારે ઇસ્પિતાલમાં લઈ જાઓ.' ઇસ્પિતાલમાંથી એને આણવામાં આવી, અને ન્હાનાભાઇ બીજાઓની સાથે તેને શેક કરવા માંડયા. પણ એ બિલાડી થોડેક દિવસે મરી ગઈ, અને ન્હાનાભાઇએ પોતાના પૌત્રને મોકલી તેને ભૂમિદાહ અપાવ્યો. એક સાંજે છોકરાં ફરવા ગયાં હતાં, ત્યાંથી વળતાં એક ગલૂડિયાને લેતા આવ્યાં. ન્હાનાભાઇએ આ જોયું. પોતે જ તેને ખવરાવવા લાગ્યા અને પૂછપરછ કરી ગલૂડિયાને એની માતા પાસે પહોંચતું કરાવ્યું, ત્યારપછી જ સૂતા.

આવાં બાળકોને પોતે ભેગાં કરી તંબૂરાના રણકાર સંભળાવે, અને તેમની સાથે ગિલ્લી-દંડા પણ રમે. ક્યારેક કહે: 'અરે! આ કામ કરો તો.' ત્યારે એક પૌત્રી સામેથી કહે: 'દાદાજી! આ નહિ થાય.' અને દાદાજી ખુશ ખુશ થતા તેને થાબડે: 'દીકરી! તું બહાદુર છે!'

સંતાનોમાં ને સંતાનનાં મિત્રોમાં એમણે ભેદ રાખ્યો નથી, તો ગમે તે આવી ચડે તેને ય એમણે તુચ્છકાર્યો નથી. એક છોકરો ન્હાના-ભાઇને બારણે આવી ચડ્યો. ન્હાનાભાઇએ તેને ચકાસ્યો. ભણવાની તેને ઘણી હોંશ હતી, પણ ગરીબાઈ તેનો ગજ વાગવા દેતી નહોતી. ન્હાનાભાઇએ તેને પોતાનાં બાળકો ભેગો ભેળવી દીધો—તે ભણ્યો.

આટલેથી જ ન્હાનાભાઈની સેવા અટકી નહોતી. રાજકોટમાં પોતે રહેતા હતા, ત્યારે ગામમાં આગ લાગી અને પોતે તરત જ તે સ્થળે ગયા. બંબાવાળાઓ ઓછા હતા, અને ન્હાનાભાઈ પંપ ચલાવવા મંડી પડયા: પાણીમાં તરબોળ થઈ ગયા. બાને ખબર પડી, એટલે કપડાં મોકલ્યાં. પણ છેક બીજી પરોઢે આગ કાબૂમાં આવી ત્યારે જ ન્હાનાભાઇએ કોરાં કપડાં બદલ્યાં.

પડોશીઓ નાના હોય કે મોટા, ન્હાનાભાઇ એમના ભીડના પ્રસંગે ઊભા જ હોય. એકની પત્નીએ ગાંડપણમાં કૂવામાં પડતું મેલ્યું, તો પોતે અને બા તેની મદદે ગયાં, અને તેને અંતિમ સંસ્કારની સર્વ સગવડ કરી આપી: ભીડમાં આવેલો માણસ પોતાનો વિરોધી હોય, તો ય ન્હાનાભાઇ હાથ પાછો ખેંચતા નહિ.

કોઇ રખે માને કે ન્હાનાભાઇને ત્યાં લક્ષ્મીની છોળો ઊડતી હતી. ન્હાનાભાઇ તો સુદામા હતા. એમની રંક ઝૂપડીમાં રાયને લજવે એવો ત્યાગનો વૈભવ હતો, તપશ્ચર્યાનું માંગલ્ય હતું, ઇશ્વરશ્રદ્ધાનો ઝળહળતો પ્રકાશ હતો. અને, એ ગરીબાઇ છતાં ન્હાનાભાઇએ હજારો રૂપિયાની થેલીઓ જતી કરી છે, મહા-મૂલી ભેટો પાછી કાઢી છે, મોટી મોટી જગાઓની ના પાડી છે, અને લેખનનો આવેલો પુરસ્કાર પાછો મોકલ્યો છે.

પોતે ડાકોરજીના મંદિરમાં દર વર્ષે જે અનન્ય ભક્તિમયતાથી 'હરિસંહિતા'ના કડો વાંચતા, તે જ ભક્તિમયતાએ એમના સમગ્ર જીવનને રસસિદ્ધ કર્યું હતું. 'આવ્યો કનૈયો'ના ગુંજન કરતાં કરતાં એમણે કનૈયાના દર્શનની પ્રસાદી લીધી, અને પછી હસતાં હસતાં એ 'કાલની કુંજન'માં રમવા ઊપડી ગયા. પેલે આરે તેમણે 'પ્રેમમંદિર' જોયું છે, અને એમનો માછીડો એમને આ આરેથી લઈ ગયો છે. એ વ્રતધારી રસર્ષિને 'નમું આત્મા હાળી, નમન લળતી દેહ નમજો.'

# કવિનાં સંસ્મરણો

શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસ. સી.

**ન્હાનાલાલ** કવિની અપદાગદ્ય કૃતિઓ ડોલનશૈલી, ભાષાંતરોની સરળતા, રાસસંગ્રહોનું શબ્દ લાલિત્ય, નાટકોનું સમર્થ પાત્રાલેખન, વિશ્વગીતા જેવાં કાવ્યોમાં ગાયેલી ફિલસૂફી, એ સર્વેનું વિવેચન સાક્ષરો અને વિદ્વાનોએ કરેલું છે અને કરશે. મારો એવો ઊંડો અભ્યાસ પણ નથી અને લાયકાત પણ નથી. પરન્તુ, કવિનો પરિચય મને છેક બાલપણથી હતો તેથી તેમનાં થોડાં સંસ્મરણો લખું તો વાંચનાર વર્ગને વધારે રસપ્રદ થઇ પડશે એમ ધારું છું.

તેમની વત્સલતા અને આનન્દી સ્વભાવ, અને તેમનું બાળક જેવું મુક્ત હાસ્ય યાદ આવે છે, ત્યારે મનમાં ગ્લાનિ છવાઇ જાય છે કે, એ મહાન વિભૂતિનું હવે નામ માત્ર રહ્યું!

હું છેક નાની આઠનવ વર્ષની હતી ત્યારે કવિનું નામ મેં પહેલવહેલું સાંભળેલું. મારાં માનાં મા (નાની) શ્રી. બાળાબહેન એક દિવસ કવિનું 'અમૃત અંજલિમાં નહિ. ઝીલું રે બહેન,' ગણગણતાં હતાં. મેં થોડા શબ્દો સાંભળ્યા ને મને ખૂબ ગમી ગયા એટલે મેં એ આખું ગીત સંભળાવવાનું એમને કહ્યું. એમને માત્ર બે જ લીંટી મોઢે આવડતી હતી. તેથી તેમણે મારી પાસે 'જ્ઞાનસુધા' નામના એક માસિકની જૂની ફાઇલો શોધાવી, અને તેના એક અંકમાંથી આખું ગીત લખાવ્યું.

મને યાદ છે કે તે વખતે હું અંગ્રેજી પ્રાઇમર ભણતી હતી, અને તે પછીનાં બે ત્રણ વરસ દરમ્યાન મને એકલો એ જ રાસ આવડતો હતો. અને જ્યારે પણ કોઇ મને ગરબો ગાવાનું કહેતું ત્યારે હું એ જ ગાતી. એ રાસના લેખક તે મારે મનથી જગતમાં એકના એક કવિ હતા. આજે આટલે વરસે પણ એકના એક તો નહિ, પણ ગુજરાતી ભાષાના શ્રેષ્ઠ કવિ તો મારા મનથી છે જ.

પણ ત્યારે મેં કવિને જોયેલા નહિ. ૧૯૧૮ ની સાલમાં મારા પિતાજી સાથે અમે ત્રણ ભાંડુ કાઠિયાવાડને પ્રવાસે ગયેલાં ત્યારે રાજકોટમાં કવિને ઘેર ઊતરેલાં. તે મારો પહેલો પરિચય હતો. રાજકોટમાં કવિને ત્યાં ઊતરવાનું હતું તેથી જાણે જિંદગી સાર્થક થઇ જવાની હોય એટલી બધી ખુશાલી મારા બાળક મનમાં થતી હતી. અને સ્ટેશન ઉપર એમની પ્રચંડ કાયા પહેલવહેલી નજરે પડી અને મુક્ત હાસ્ય કાને પડ્યું ત્યારે જાણે જીવન ધન્ય બન્યું।

કવિને ઘેર પહોંચ્યાં ત્યારે આંગણામાંથી જ એમણે 'બાઇ' કરીને કોઇને બૂમ પાડી. વડોદરામાં અમે રહેલાં એટલે અમારા મનમાં કે બાઈ એટલે કોઈ વણ્ણી બાઇ હશે; તેને બદલે તો કવિપત્ની શ્રી. માણેકબા આવી પહોંચ્યાં અને પછી તો કવિએ અને કવિપત્નીએ અમારૂં જે વહાલભર્યું સ્વાગત કર્યું હતું તે લખતાં પાર આવે એમ નથી.

રાજકોટથી અમે અમરેલી, ધારી વગેરે સ્થળે થઇને દરબાર ગોપાળદાસના તાલુકદારી ગામ ઢસા ગયાં હતાં. કવિ ત્યાં અગાઉથી જઇ પહોંચેલા. અને અડધું મસ્તકમાં હોય કે પછી કાઠિયાવાડનાં ગરાસી ગામડાંના રિવાજ અમને બતાવવા ખાતર હોય, પણ ગામને પાદર અમે પહોંચ્યાં ત્યાં વાજતુંગાજતું સામૈયું અમને લેવા એમણે મોકલાવેલું. અમને તો બહુ જ મૂંઝવણ થઇ ગઇ. અને દરબારને ઘેર અમારૂં સરઘસ પહોંચ્યું ત્યારે અમારાં મૂંઝવાયેલાં મોં જોઇને કવિ જોરથી હસી પડેલા તે હજી મને બરોબર યાદ છે.

રાત્રે વાળુ કર્યાં પછી ચોગાનમાં ગામલોકોના રાસડા હતા. પુરુષોને રાસડા લેતા ત્યારે મેં પહેલી જ વાર જોયા. અને એમના પદલાલિત્યથી હું છક થઇ ગઇ હતી. થોડી વારમાં

તો કવિએ અમને ત્રણે છોકરાંને રાસમાં જોડાવાનો આગ્રહ કર્યો. કાઠિયાવાડમાં રાસડામાં પગની જે ઠેસ લે છે તે એ વખતે તો અમારે મન તદ્દન નવી હતી; એટલે અમે ઘણી આનાકાની કરી. પણ કવિ માને જ નહીં. છેવટે દરબારસાહેબ અને શ્રી. ભક્તિબા પણ જોડાયાં ત્યારે અમે પણ જોડાયાં અને બાળક એટલે થોડી જ વારમાં ટેવાઇ ગયાં.

કવિએ ત્યાં ડસામાં અમને પોતાનું એક નવું કાવ્ય

'ઊઠ ઓ ભરતગોત્ર ! તુજ વાટ,
જુએ જો જગત કાલને ઘાટ.'

એ વાંચી સંભળાવેલું. ઘણે ભાગે ૧૯૧૯માં દુકાળસંકટ નિવારણ માટે અમે અમદાવાદમાં એક જલસો કરેલો તેમાં એ ગીત અમે ગાયેલું.

૧૯૨૦ની સાલમાં મારે મોસાળ ગરબા રાખ્યા હતા, ત્યાં સ્વ. શ્રી. ઇન્દિરાબહેન રમાકાન્ત ધારેખાને 'રૂપલા રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં' એ કવિનો રાસ ગાયો હતો. અને મને એ એટલો બધો ગમી ગયો કે મેં બીજે જ દિવસથી હરતે ને ફરતે એ ગાવા માંડ્યો. અને પછી 'ન્હાના ન્હાના રાસ'ની ચોપડી લઇને એમાંથી જેટલા રાસના રાગ બેઠા તે રાસ મ્હોંઢે કરવા માંડ્યા. ત્યારપછીનાં આઠદસ વર્ષ વડોદરા, અમદાવાદ, સુરત, તેમજ રાજકોટમાં શરદુત્સવો, વસન્તોત્સવો, જલસા અને ગરબા સમારંભોમાં મુખ્યત્વે કવિ ન્હાનાલાલનાં જ કાવ્યો હું ગાતી.

કાવ્યદેવીની મારી એ આરાધનાની પ્રસાદી મને અણધારી ૧૯૨૫ની સાલમાં મળી. એક દિવસ એકાએક મારા ઉપર પુસ્તકોનું એક પારસલ આવ્યું. અને ઉઘાડીને જોયું તો કવિનાં ત્યા સુધીમાં પ્રકટ થયેલાં સર્વે પુસ્તકો તેમાં હતાં અને દરેકના આગલા પાના ઉપર કવિએ પોતાના હસ્તાક્ષરમાં લખેલુંઃ 'ચિ. બહેન લીલાને' અને નીચે પોતાની સહી.

કવિની આ ઓચિંતી વત્સલતાથી હું તો સ્તબ્ધ થઈ ગઈ. ૧૯૧૮ પછી હું એમને ખાસ મળી નહોતી. જાણતી પણ નહોતી કે મારી હિલચાલ પર એમની દૂર દૂરથી નજર છે. કવિ તે વખતે ક્યાં રહેતા તે પણ હું જાણતી નહિ. મને તો તેમનાં કાવ્યો પ્રિય હતાં એટલે મુગ્ધભાવે હું એ ગાયા કરતી હતી, ત્યાં તો આ પ્રસાદી અજાણતાં આવી મળી. વિદ્યાર્થીઅવસ્થામાં અને તે પછી પણ ઇનામ, ભેટ, બક્ષિસ તો બધાં બાળકો અને કિશોરોની માફક મને પણ આજસુધી કેટલાં યે મળ્યાં હશે, પણ આ ભેટ જેટલી કિંમત મને બીજી એકકેની લાગી નથી. કવિના વત્સલ હૃદયની નિશાનીરૂપ એ મહામોંઘી ભેટ મેં જીવ પેઠે જાળવીને રાખી મૂકી છે.

વચમાં થોડાં વરસ ગુજરાતની બહાર મારે ગાળવાનાં થયાં, પણ કવિની સુવર્ણ જયન્તીની ઉજવણી વખતે હું વડોદરામાં હતી એટલે કવિનું 'વિરાટનો હિંડોળો' એ કાવ્ય મેં સમારંભમાં ગાયું હતું. સમારંભ પૂરો થયા પછી કવિએ મને પાસે બોલાવીને માથે હાથ મૂકીને આશિષ આપી હતી.

૧૯૪૦માં મુંબાઇની ભગિની સમાજ તરફથી 'ન્હાનાલાલ રસદર્શન' ઉજવવું હતું ત્યારે સમાજની બે બહેનો સાથે હું જુહુમાં કવિને મળવા ગઇ હતી. અને છેલ્લાં કવિ દલપતરામ-ન્હાનાલાલની ૧૧૧ વર્ષની સરસ્વતીસેવાનો સમારંભ અમદાવાદમાં ઉજવાયો ત્યારે માત્ર તેમનાં દર્શનનો તેમજ તેમને વંદન કરવાનો લાભ મળ્યો હતો.

એમના જેવી મહાન વિભૂતિનું ધ્યાન જીવનમાં એકાદ વાર મારા જેવી સામાન્ય વ્યક્તિ તરફ દોરવાયું એટલાથી હું તો મારી જાતને ધન્ય માનું છું અને સંતોષ પામું છું. તેમના પ્રતિભાશાળી પુણ્યાત્માને અંજલિ આપવાની આ તક લઉં છું.

## કવિશ્રી ન્હાનાલાલનાં



# જીવન-પ્રસંગો

### શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

*

સાગરકાંઠાની એ રાતો અને એ રાતોમાં જામેલી કાવ્યોની રમઝટ આજે ત્રીસ ત્રીસ વર્ષે પણ હજુ કાનમાં ગાજે છે. આ પ્રવાસમાં ઘણી વખત મુંબાઇ જતાં ટ્રેનમાંથી જોયેલો પારનેરાનો ડુંગર જોવાનું નક્કી થયું. ઉમળિયાં જત્યાં, ઘુઘરમાળ ધમકી, રમણીય વન ઉપવનોના પવન જેવો મીઠો પવન વાયો અને અમે પારડીના પાદરમાં આવી પહોંચ્યા. ત્યાં એક રાત રોકાઇ પારનેરાને પંથે ચડયા. પારનેરાની તળેટી સુધી વાહનો સાથે હતાં. અને પછી પગપાળા ચડયા. કવિવરનું શરીર કસેલું અને મજબુત હોવાથી લેશ પણ હાંફ વિના એ ડુંગર ચડતા હતા. ચડતા ચડતા પણ પારનેરા અને એની આસપાસના પ્રદેશનો ઇતિહાસ અમને સહુને કહે જતા હતા. અમારામાંના કેટલાક હાંફયે જતા હતા અને કવિ કહેતા એમાં હાંફતા હાંફતાં હોંકારો આપ્યે જતા હતા. ઇતિહાસ અને ભૂગોળનાં દર્શન કવિએ જેવી રીતે કર્યાં છે તેવા ગુજરાતના કોઇ પણ વિદ્વાન-સ્કૉલરે

કવિશ્રી ન્હાનાલાલની એક વિશિષ્ટતા હતી કે એ જ્યાં જતા ત્યાં કવિની મંડળી જામતી. એ મંડળીનાં કેટલાંક પાત્રો નોંધવા જેવાં છે. અમૃતલાલ સુંદરજી પઢિઆર એ કવિનું એક પ્રિય પાત્ર હતું. પઢિયારની સાધુતાએ કવિ પર બહુ અસર કરી હતી અને કવિએ એનાં વિશિષ્ટ કાવ્યોથી સાધુચરિત પઢિયારજીને પોતાના બનાવ્યા હતા. રાજકોટના કવિશ્રીના અખાડામાં પઢિયારજી ઉપરાંત પ્રસંગે પ્રસંગે બાવાજી—મોહનદાસ બાવા ચડી આવતા. ત્યારે ભજનોની રમઝટ જામતી. મોઢામાં એક પણ દાંત નહિ એવા એ બાવાજી જ્યારે ઊંચે સાદે લલકારેઃ

> મોરલો મૃત્યુલોકમાં આવ્યો,
> એવડાં તે રૂપ કયાંથી લાવ્યો રેઃ
> મોરલો મૃત્યુલોકમાં આવ્યો.

એ ભજન જમાવતા ત્યારે કવિ—ગુજરાતનો મહાકવિ—એ ભજનની ધૂને ઘેલો બનતો, અને એ વખતે કવિને સાચે સ્વરૂપે જોવાની મને અનેક તકો મળેલી છે તે આજે પણ ભૂલી શકાતી નથી. કવિ પર કાઠિયાવાડના ભજન-સાહિત્યની બહુ ભારે અસર હતી અને એ અસર એમનાં ભજનો પર સ્પષ્ટ દેખાય છે. દાખલા તરીકેઃ

> તુજ શરણું એ મમ પરમ ક્ષેમ
> હરિ ૐ હરિ ૐ

*

> મારાં નયણાંની આળસ રે
> ન નિરખ્યા હરિને જરી.

વગેરે અનેક કાવ્યો છે જેમાં ભજનના ભાવ ઠેર ઠેર સ્પષ્ટ દેખાય છે.

(૨)

મિત્રો સહિત કવિવર પારનેરાનો ડુંગર જોવા ગયા. હું પણ એ વખતે એ મિત્રમંડળીમાં સાથે હતો. અમે સહુ ધોલવડથી નીકળી વલસાડ આવ્યા, અને વલસાડથી તિથલ ગયા.

કર્યો નથી એમ કહું તો એમાં લેશ પણ અતિશયોક્તિ નથી. દેશની ઐતિહાસિક અને ભૌગોલિક સ્થિતિનાં રસભર્યાં વર્ણન કરવામાં કવિ એક અને અજોડ હતા. પારનેરાને પથ્થરે પથ્થરે ઇતિહાસ બોલ સંભળાવતા, ગુજરાતના એ મહાન કવિવરે મરાઠાઓનો યશસ્વી ઇતિહાસ આખે રસ્તે સંભળાવ્યો. ઉપર પહોંચ્યા—સહુ હાંફતા હતા, એવે વખતે કવિએ મારા વાંસામાં પ્રેમથી ઠેંસો માર્યો: 'રાયચુરા! તમે ક્રીકેટર લાગો છો?'

મેં કહ્યું: 'શાથી જાણ્યું?'

એમણે તુરત જવાબ આપ્યો: 'આ બધા હાંફે છે; એક તમે અને હું હાંફતા નથી. હું તો ક્રીકેટર છું અને તમે જરૂર હોવા જોઇએ!'

(૩)

કવિવરે રાજકોટના એજન્સી ઓફીસર તરીકે રાજીનામું આપ્યું એ વખતે રાજકોટના મોટાસાહેબ—હું ભૂલતો ન હોઉં તો એ વખતે મેકોનોકી સાહેબ હતા—તરફથી કવિને સમજાવતો પત્ર આવ્યો હતો. એ ખાનગી પત્ર કવિએ મને વંચાવ્યો. પત્ર ખરેખર છાપવા જેવો છે. કવિવર જેવા પુરુષને ખોવા એ અંગ્રેજ અમલદાર તૈયાર નહોતો. કવિને દરેક રીતે સગવડ આપવાની વાત એ પત્રમાં તરી આવતી હતી. એજન્સીના મોટામાં મોટા અમલદાર હોવા છતાં એ પત્રમાં કવિ તરફનાં પ્રેમભાવ, મમતા અને સમભાવ શબ્દે શબ્દે ડોકિયાં કરતો હતો. એ પત્ર વાંચી મને ક્ષણભર થયેલું કે, કવિ એજન્સીના કેળવણી અમલદાર તરીકે કાયમ રહે તો સારું. પત્ર વાંચી મેં કવિ સામે જોયું. પણ એમની આંખમાં ચમક હતી. દેશસેવાના ઊમના યુગે કવિવર પર અજબ અસર કરી હતી અને કવિએ જ પ્રમાનિયું લખતાં ગાયું હતું કે:

'ગુજરાતના સદ્ગુણની વાતો પડીઓ'

એ ગુજરાત પરદેશીની કડીઓની કડી વધુ વખત બની શકે નહિ એવું તેજ કવિની આંખોમાં જોઇ, મેં પણ કવિની 'હા'માં 'હા' ભણી. અને: કાગળ સારો છે. પણ હવે તો એક જ નિશ્ચય છે કે એ નોકરી છોડી દેવી. કવિજીવનનો આ ખાનગી પ્રસંગ બહુ જ ઓછા મિત્રો જાણે છે.

(૪)

શ્રી. મંજુલાલ દવે અને સૌ. કૃષ્ણબ્હેન દવે સાહિત્યમાં રસ લેતા દંપતી કવિવરનાં ભક્ત હતાં. કવિ એ કાવ્યભક્ત દંપતીને ઘેર ગોકુળ ગલીમાં પ્રસંગે પ્રસંગે આવતા અને એ વખતે કવિ પોતાનાં નાટકો એ દંપતી સમક્ષ વાંચતા ત્યારે અજબ રસ જામતો. કવિનાં નાટકો કવિને મુખે સાંભળવાં એ જીવનનો એક પરમમાં પરમ લહાવો હતો. અપ્યાગતની ખરી લિજ્જત કવિ વાંચતા ત્યારે અજબ આવતી. એ સાહિત્યપ્રિય દંપતી સાથે કવિનો એક અતિ ખાનગીમાં ખાનગી સામાજિક પ્રશ્ન મને સોંપવામાં આવ્યો હતો. શ્રી. મંજુલાલ દવે અને સૌ. કૃષ્ણબ્હેન દવે સૂરત રહેતાં, કવિએ મને એમની પાસે મોકલ્યો હતો. અને એ પ્રસંગ જે રીતે બન્યો એમાં કવિ એક વ્યવહારુ પુરુષ હતા એવું એ પ્રસંગના પરીણામે સિદ્ધ થયું હતું. પ્રસંગમાં કવિભક્તદંપતી અને ગુરુ સરીખા કવિ વચ્ચે મતભેદ હતો, છતાં કવિએ એ દંપતી સાથે એ પછી જેવો હતો તેવો જ વર્તાવ ચાલુ રાખ્યો, તે જોઇ કવિ માટે મને અત્યંત માન ઉત્પન્ન થયું હતું. કવિવર કવિ હતા સાથે ગુજરાત અને ગુજરાતીઓના સમાજશાસ્ત્રી પણ હતા. અનેક ગુજરાતીઓ અને ગુજરાતણોને એમણે 'નવા સંસાર'ની દીક્ષા આપી હતી.

(૫)

વીસમી સદી બંધ પડ્યું. એ વખતે હું શેરબજારમાં દલાલ હતો. કવિ શેરબજાર આગળની મરીન સ્ટ્રીટની મારી ઑફિસમાં એક દિવસ આવ્યા આવ્યા અને મારા હાથમાં પોતે તૈયાર કરેલી એક યોજના મૂકી. 'રાયચુરા! વીસમી સદી તમારે લઈ લેવાનું છે. એના

## કવિસમ્રાટનાં



# સ્મરણ-સંભાર

### શ્રી. 'અનામી'

*

પ્રથમ કોકિલકૂજન સુણાય ને પછી તેનાં દર્શન થાય. ગુર્જર સાહિત્યકુંજે ભરી ભરી કમનીય કંઠે કૂજતા કવિકોકિલ સ્વ. મહાકવિ ન્હાનાલાલને તેમની સાહિત્યકૃતિઓ દ્વારા—પરોક્ષ રીતે તો હું ઓળખતો થયેલો. અંગ્રેજી ધોરણ પહેલામાં હતો ત્યારથી. 'બ્રહ્મ વીંઝે બ્રહ્મ વીંઝણો રે લોલ,' 'પરમ પ્રેમ પરબ્રહ્મ,' 'વનનાં આમંત્રણ આવ્યાં સાહેલડી', 'જાહ્નવી જગની ઘૂમે રે', 'માનસ સરોવરે આવો હો રાજહંસ...', વગેરે કાવ્યોનું ત્યારે આકંઠ પાન કરેલું. વયમર્યાદા—સમજમર્યાદાને કારણે પૂર્ણ અર્થદ્યુતિ ન થાય તો યે લલકારવામાં ગમે એવાં એ ગીતો મેં ઘડીએ બેઘડીએ કે ચોઘડિયે મુક્તકંઠે ને મોકળે મને લલકાર્યાં છે. અંગ્રેજી ધોરણ બીજામાં આવ્યો ત્યારે 'જયા-જયંત' વાંચવા મળ્યું. ફાર્બસ સભાના મંત્રી શ્રી. શંકરપ્રસાદ રાવળે અંગ્રેજી બીજા ધોરણમાં 'જયા જયંત' ને 'રાઇનો પર્વત' નો પરિચય કરાવેલો. ત્યારપછી તો કવિના સાહિત્યનો મને છંદ લાગેલો. 'જયા જયંત' એકવાર નહીં, બે વાર નહીં, પણ બાવીસવાર વાંચ્યું—મેટ્રીક થતાં સુધીમાં તો અજ્ઞાત રીતે તેની અસર ઝીલી, અર્જુનના ગાંડીવધન્વા જેવી કવિની ડોલનશૈલીમાં ત્યાર પછી તો "અજિત" નામે મેં પણ એક નાટક લખ્યું. પ્રીવિયસમાં પ્રો. રાવળને એ બતાવ્યું. કવિની ઘણીખરી અસર એમાં વરતાઇ આવે છે. આમ કવિની કવિતાનાં ધાવણ ધાવી ધાવી મેં પોષણ મેળવ્યું છે. એ પછી તો કવિનું લગભગ બધું જ સાહિત્ય વાંચી નાખ્યું. માત્ર કૂજનશ્રવણથી સંતોષ નહોતો. એ કવિકોકિલને પ્રત્યક્ષ જોવાની તીવ્ર ઉત્કંઠા થઇ, પણ અધિકાર વિના મહાકવિ સમક્ષ શી રીતે જવાય? પાંચેક વર્ષ પહેલાં પ્રો. રાવળે મને કવિનો પ્રત્યક્ષ પરિચય કરાવ્યો. ત્યાર પછી તો હું દિનપ્રતિદિન કવિની વધુ નજીક આવી ગયો—એટલો બધો કે બી. એ. થી

---

સાહિત્ય વિભાગના તંત્રી તરીકે તમે, અને કલાવિભાગના તંત્રી તરીકે રવિશંકર રાવળ એ માસિક ચલાવવાનું છે.' કવિવરની આખી યોજના હું વાંચી ગયો. યોજના સરસ હતી—પણ એ વખતે મારાથી એ યોજના અમલમાં મેલી શકાય તેમ નહોતું. મેં કવિવરને કહ્યું: 'બત્રીસ વર્ષની ઉંમર સુધી મારે ધંધો કરવાનો છે અને એ પછી ધંધો છોડી બધો સમય સાહિત્યની જ સેવા કરવાની છે. એટલે હાલ મારાથી 'વીસમી સદી' નહિ કાઢી શકાય. કવિ મારા સંકલ્પને સમજતા હતા એટલે એમણે મને વધુ આગ્રહ ન કર્યો, અને ૧૯૨૪માં જ્યારે મેં 'શારદા' શરૂ કર્યું. ત્યારે એમણે 'વીસમી સદી'ની એ યોજના ફરીવાર મને સમજાવી અને મેં એ મુજબ 'શારદા'ને ખીલવવાના પ્રયત્ન કર્યા. 'શારદા'ની શરૂઆતમાં મિત્રભાવે કવિવરે જે સાથ આપ્યો હતો એમાં સાચા મિત્રની ઊંચી ભાવના તરી આવતી હતી.

એમ. એ. નાં બે વર્ષ દરમ્યાન અમદાવાદમાં રહેવાનું થયું. તે અરસામાં, જો અઠવાડિયે બે ત્રણ કલાક કવિ પાસે ન ગાળું તો મને જરા પણ ચેન પડે નહીં; અને કવિ પણ બોલાવવા માણસ મોકલે.

કવિના સાહિત્ય દ્વારા, મળ્યો નહોતો ત્યારે કવિની જે અંતઃછબી માનસફલક ઉપર ચીતરાઈ હતી, તેમાં મળ્યા પછીનાં પાંચ વર્ષ બાદ રજમાત્ર ઘટાડો થયો નથી—બલ્કે એ અનુરાગમાં પ્રતિવર્ષે વધારો જ થતો રહ્યો છે, શિષ્યભાવે ગમે ત્યારે મળવા જાઉં-સવારે-બપોરે કે સાંજે-એ તો એક જ અદાથી આવકારે. સવારે-સાંજે બંગલાના કંપાઉંડમાં ટહેલતા હોય તો મને પણ સાથમાં લે ને અલકમલકની વાતો કરે. બપોરે કાં તો લખતા હોય-વાંચતા હોય-વા પલંગ પર પડી શરીરને આરામ આપતા હોય પણ મનના સંચા તો સહજ પોતાની પ્રવૃત્તિઓ કરતા જ હોય. જતાંવેંત, લેખનવાંચનની પ્રવૃત્તિમાં ગુંથાયેલા ન હોય તો 'આવો પટેલ' કહી આવકારે ને કંઈ કામ ન હોય તો પણ 'બાઈ...' કહી માણેકબાને સાદ દે ને પ્રેમપૂર્વક વધામણી આપેઃ 'અનામી આવ્યા છે.' આપણે પરાયા છીએ એવો ખ્યાલ જ આવવા દે નહીં. જાણે ખૂબ જૂની ઓળખાણ હોય એમ જ વર્તે. કવિલેખન પ્રવૃત્તિમાં મશગૂલ હોય તો તેમને ડખલ કરવાનું સાહસ હું કરતો નહીં. ચોરપગલે પલંગ પર સામે-પાસે બેસી જાઉં. કોઈ કોઈવાર તો પાકલાક સુધી આમ ચાલ્યા કરે ને જુએ એટલે ઠપકો આપેઃ 'ક્યારના આવ્યા? ભલા માણસ! બોલતા પણ નથી?' કહી ટોકે-રોકે. પછી તો આરોગ્યની વાતો કરે, ઘરના સમાચાર પૂછે, કંઈક પ્રગતિ વર્તમાન જાણે ને બાલસહજ ભાવે પોતાની વાતો કહી કલાકોના કલાકો સુધી, પ્રેમપૂર્વક તેઓ વાતો કર્યે જ જાય. ને મને પણ કવિની સાથે વાતો વાતો કરવામાં ઓર મઝા આવતી. કવિના સર્જનસમયનું હું ખૂન કરી રહ્યો છું એવું ઘણીવાર લાગે ને લાગે ત્યારે કહું પણ ખરો-ત્યારે કહેઃ 'પુસ્તકો વાંચવા લખવા કરતાં જીવતાં જાગતાં માનવીઓને વાંચવાનો રસ—આનંદ શું કમ છે? આ લખવા વાંચવાનું તો છે જ—ને એ તો ચાલે છે એમ ને એમ.' અને પછી તો આખી દુનિયાની વાતો માંડે. એમાં સાહિત્યની ને સંસારની, ધર્મની ને રાજકારણની, શિક્ષણશાસ્ત્રની ને રસસાહિત્યની વાતો હોય. જગતસાહિત્યની ચર્ચા કરતા કવિને સાંભળવાનું સદાય મન થયા કરતું. પ્રાચીન ગુજરાતી કવિઓ સંબંધે પણ ખૂબ ખૂબ વાતો કરે-તેમાં નરસિંહ, મીરાં ને દયારામ માટેનો તેમનો ખાસ ભાવ જણાઇ આવે. એમાં પણ દયારામ માટે તો કવિને ખાસ પક્ષપાત. વાત દરમ્યાન ઘણી યે વાર દયારામને કવિ ટાંકે. પ્રતિકૂળ પરિસ્થિતિ ઉપસ્થિત થતાં કવિ લલકારેઃ '

ચિત્ત! તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.'

'ગુજરાતણોની શરીર સંપત્તિ' હું લખતો હતો ત્યારે એક બે વાર કવિ જોડે ચર્ચા કરવાનો પ્રસંગ પાડેલો. મેં એમના 'પ્રજાજીવનનો ઘસારો ને નવપલ્લવતા' લેખથી ચર્ચા ઉપાડી. કવિ કહેઃ 'પ્રજા વિલાસને છંદે ચડી છે. વૈરાગ્ય વજ્ર જેવો લાગે છે પણ *વિલાસની વાટ એટલે* વિનાશની વાટ' એ જગત ક્યારે જાણશે? ઉલ્લાસને નામે વિલાસના રાસ રચાય છે ને રમાય છે. આજે તો વૈરાગ્ય એટલે વિરાટપૂજા, વિલાસ એટલે વામનપૂજા. પ્રજા આ મન્ત્ર નહીં સ્વીકારે ત્યાં સુધી જયવારો જ નથી—પૂરી પાયમાલી જ છે.'

કવિના એ પુણ્યપ્રકોપમાં (Moral indignation) 'રસ ને રૂપની વહતી સેર'ના સનાતન સંગ્રામની અસર જણાઇ આવતી

હતી. લાંબા ઝભ્ભાની બાંયો ચઢાવી કહેઃ 'જો આ મસલ–દબાવ–દબાવ–૬૪ વર્ષે હાં! ને પચ્ચીસે તો તમે પેળિયાંવાળા થયા! નવી પેઢીને મસલ જ ક્યાં છે?'

એકવાર કવિની કૃતિઓ સંબંધે હું મારો અભિપ્રાય આપતો હતો. સ્વસ્થચિત્તે કવિ સાંભળતા હતા. કોઇ કોઇ વાર બિનપાયાદાર કરેલી ટીકાનું કવિ પ્રત્યક્ષ પ્રમાણ માગે–શક્ય હોય ત્યાં હું આપું–ન હોય ત્યાં અદ્ધર ટીકા કરું. પણ કવિ ખિજાય જ નહિ. મેં કારણ પૂછ્યું.. કવિએ શુદ્ધ તર્કશાસ્ત્રની અદાથી પ્રત્યુત્તર પાઠવ્યોઃ 'જુઓ પટેલ, ઇતિહાસ–હકીકતો ઉચ્ચારવાનો મારો પ્રથમ અધિકાર. ૭૬ કૃતિઓ મેં રચી છે એવું હું નિઃશંક કહી શકું; પણ એ બધી સારી જ છે એમ હું શી રીતે કહું? એ પ્રશ્ન–પ્રદેશ વિવેચકોનો. મારે એમાં માથું મારવાનું ન હોય. કોઇ ખરાબ કહે તો માઠું પણ લગાડવાનું ન હોય–સમજ્યા?' કવિની આ વિચારસરણી મને ખૂબ ગમી છે. સાહિત્યના કલેવર અને આત્મા એને અંગે વાક્યુદ્ધ ખેલ્યાં નથી. ચર્ચાત્મક, વિવાદાસ્પદ મુદ્દા ઉપજાવી ચર્ચાને વેગ આપ્યો છે, પણ વ્યર્થ વિતંડાવાદને પોષ્યો નથી, તેમ જ નક્કી વલણ પણ અખત્યાર કર્યું નથી. જીવનમાં આ એક કેળવવા યોગ્ય ગુણ છે. આ ગુણને લીધે, કવિએ અનેક વાર સ્વ. નરસિંહરાવ અને બબરદારની સુજનતા ને ભક્તિને મારી સમક્ષ મુક્તકંઠે વખાણી છે. શ્રી. બ. ક. ઠાકોરનાં 'આરોહણ' ને 'ખેતી' કાવ્યની ધરાઇ ધરાઇને પ્રશંસા કરી છે. વ્યક્તિગત રીતે પૂ. ગાંધીજીની સાત્ત્વિક જીવનવિભૂતિને વખાણી છે ને રા. મુનશીને પણ યોગ્ય અંજલિ આપી છે. મને તો આમાં કવિના મહાનુભાવતાનાં અને ઇતિહાસ–વફાદારીનાં સચોટ દર્શન થાય છે. જીવનમાં તેમજ સાહિત્યમાં Fidelity to facts એ કવિનો મહાન ગુણ, એથી તો એ દુશ્મનના ગુણનાં પણ મુક્તકંઠે વખાણ કરતા થાકે નહીં.

એકવાર સહેજ પૂછ્યું: 'કવિરાજ! તમોને તમારી કૃતિઓમાંથી શ્રેષ્ઠ કઇ લાગે છે?' સહસા કહેઃ' હાથની આ ગમે તે આંગળી પર કાપ મૂકું તો કઇમાંથી લોહી નહીં નીકળે? પિતા તરીકે બધાં જ બાળકો પર મને સરખો સ્નેહ છે. એ જ સત્ય સાહિત્યસૃષ્ટિ માટે ય છે.'

એકવાર મેં કહ્યું: 'આ ધૂમકેતુ અને શ્રી. રમણલાલનાં 'ઝાકળનાં બિંદુ' અને 'રજકણ'ની માફક આપની કૃતિઓમાંથી સૂત્રાત્મક અર્થાન્તરન્યાસી ઉક્તિઓનાં એક બે ગ્રંથ તૈયાર કરી આપું, જો રજા હોય તો.' કવિએ સાવ ઘસીને ના પાડી. કેટલાક દિવસે ફરી એકવાર મોકો મળતાં મેં કહ્યું: 'કવિરાજ, તમારું આટલું બધું વિપુલ સાહિત્ય ને તેમાં યે અધિકારી વાચકો વિના તો કોઇનો ગજ ખાય નહીં તેવું સાહિત્ય. જો એમાંથી એક બે પુસ્તકો જેટલી ઉત્તમમાં ઉત્તમ સાહિત્ય-વાનગી પ્રજાને પીરસી શકાય તો? પશ્ચિમમાં તો આવું ઘણું થાય છે, વગેરે.' મેં માન્યું કે કવિ ખિજાશે. પણ કવિ તો સ્વસ્થ ચિત્તે કહેઃ 'જે છે તે બરાબર છે મારે એમાંનું કશું જ કરવું નથી. બધું જ સારું આપ્યા પછી બાકી રહેલાં ઓછા સારાને કોણ વાંચશે? ને આપણને સારું લાગે છે તે બધાને જ સારું લાગશે એની ખાતરી શી? સૌ સૌની મર્યાદામાં જ બધું સારું છે વગેરે.'

છેલ્લે છેલ્લે, કવિને કૃતિઓની સંખ્યાનો કંઇક મોહ લાગ્યો છે એવું મને લાગ્યું ત્યારે સહજ મેં ટીકા કરી. તમે તો સત્ત્વના ઉપાસક. સત્ત્વ જ તમારે મન સર્વસ્વ, સંખ્યા તો ગૌણ. ઉત્તર મળ્યો. 'હા, તમારી વાત તદ્દન સાચી છે–પણ એ સાત્ત્વિક લોભને હું જતો કરી શકતો નથી. જતાં પહેલાં ત્રણ આંકડા જોવાં ઇચ્છું છું. બાકી 'હરિદર્શન', 'વેણુ વિહાર' સ્વતંત્ર વિષય તરીકે સંખ્યાના અધિકારી ખરાં કે નહીં? અને સત્ત્વખોટ તો વિવેચકો જાણે!

બાકી મને તો ૬૦ પછી બુદ્ધિ વધુ પ્રફુલ્લ લાગે છે. વાંચો ગ્રંથસ્થ સમીક્ષા ને કાઢો પ્રતિભાઆંક, નપાસ નહીં થાઉં.'

પરિચય ગાઢ થતાં કવિ એમની પ્રસિદ્ધ થતી નવી કૃતિઓ મને ભેટ આપે. કિંમત આપ્યા સિવાય ઉપહારવત ન સ્વીકારવાનો મેં આગ્રહ રાખેલો. અતિ આગ્રહપૂર્વક કિંમત આપું ત્યારે કહેઃ 'અરે ભલા માણસ, એ રહેવા દો. પટેલ થયા પણ રહ્યા અધૂરા. પગેળ લેવાનાં તમારે ખેતરે કોઇ આવી ચઢે ને સૂપડું કણ દો તેના દામ લ્યો છો? આ પણ મારા ખળાનો પાક છે. એના પૈસા હોય!'

અઠવાડિયે-પખવાડિયે ઘરે જાઉં ને પૂછું: 'કેમ લખ્યું કંઇ નવું?' કહેઃ 'આ લખાઈ ગયું છે.' પછી ગાઈ કે વાંચી સંભળાવે. આજે એ કવિમોરલો દેવકુંજોમાં ચાલ્યો ગયો છે પણ 'મધરાતનો પેલો મોરલો' કવિએ પાંચ સાતવાર ગાયેલ. એ ગીતના મોરલાની કેકા હૃદય-ની કુંજોમાં હજી યે ગાજી રહી છે. એ પહાડી શરીર,એ બુલંદ અવાજ ને એ પૌરુષભર્યો લહેકો! આજે યે સ્મૃતિમાં એટલાં જ તાજાં છે.

કવિતાના તત્ત્વવિચારની ચર્ચા ચાલતી હતી. સ્વ. રમણભાઇને અનુસરી હું કહેતો: 'કવિતા એ તો અંતઃક્ષોભનું પરિણામ.' કવિએ ઘરમાંથી સારંગી મંગાવી કહ્યુંઃ કવિતા એ અંતઃક્ષોભનું પરિણામ નહીં, પણ આત્મન-સારંગીનું લયોચિત-સુસંબદ્ધ સંગીત. કવિતા એ તો આત્માનો ઉલ્લાસ-વ્યાપાર-ઓડકાર. આનંદ વિના, ઉલ્લાસ વિના કવિતા નહીં. કવિતા એ તો આત્માની કલા. આત્માને વળી ક્ષોભ કેવો? એ તો આનંદમય સ્વરૂપ. ક્ષોભને ટાળે, આત્માને આનંદાવે, જીવનમાં ચેતનની ભરતી આણે, એ સાચી કવિતા. સાચી કવિતા તો સૌંદર્યના, ધીરજના, ભવ્યતાના, આનંદના અદૃશ્યશક્તિના અગમ્ય સંદેશ આપે, પ્રાણવંતી પ્રેરણા પાય, પ્રેરણામાંથી પુરુષાર્થ પ્રગટાવે. પુરુષોત્તમની કવિતા-પ્રેરણાએ પાર્થને પ્રેર્યો હતો તેમ. સાચી કવિતા તો અર્જુનવિષાદ ટાળી જીવનનાં કુરુક્ષેત્ર જિતાવે. આવી કવિતા તો આત્માના કેવળ આનંદમાંથી આવે. કવિતા તો કુંદન જેવી, એમાંથી એકકેયને કાટ કેવા! આભ ને અગ્નિને ઉધઇ કેવી? કવિતા એ તો અમૃતકુવારા-અમૃતવાદળી વગેરે.'

સંબંધની શરૂઆતમાં હું ઘરે જતો ત્યારે કહેઃ 'જુઓ પટેલ, ઘરના આ દરવાજા આભ જેવા સાવ ખુલ્લા છે. ખડકીને સાંકળી પણ વાસતો નથી. અહીં આવવું સહેલું છે પણ સત્ય સાંભળવું ને જીરવવું ભારે કપરું છે.' હું કહેતોઃ 'કવિરાજ, સત્ય પણ સાપેક્ષ હોઇ શકે ને?' મને લાગે છે કે કવિએ એનો પ્રત્યુત્તર પાંચ વર્ષના શીળા સંબંધથી જ આપી દીધો.

કવિની સરળતાએ મને મુગ્ધ કર્યો છે. 'જગત્પ્રેરણા'ની પ્રેસ કોપી મને વાંચવા આપી. ઘરે જઇ બે ત્રણવાર વાંચી. પાંચેક ન્હાનામોટા સુધારા સૂચવી પ્રેસ કોપી કવિને પરત કરી. એ સૂચનો પ્રત્યક્ષ ચર્ચા કર્યા બાદ કવિએ સહર્ષ સ્વીકારી લીધાં. તે દિવસે મારા આનંદની માત્રા ઓર વધી ગઈ. એક મહાકવિ તુચ્છ શિષ્યનાં સૂચનોને સ્વીકારી લે, એ કેટલી નિર્દંભ સ્થિતિ. કેવી સ્વભાવની સરળતા!

કવિ વિનોદી પણ ગજબના. કોઇવાર પાળેલી બિલાડી સાથે પણ આત્મીયભાવે વાતો કરે. અને નાનાં ભૂલકાં હોય તો તો જોઇ લ્યો મઝા! કવિ ખરેખર ચગે. એકવાર શ્રી. જીવણલાલ દીવાન કવિને મળવા માટે સાંજના આવેલા. હું પણ ત્યાં જ હતો. ઘરનાં ત્રણચાર ફૂલ આવી દીવાનદાદાને વળગી પડ્યાં ને કવિએ એ ભૂલકાંને ખીલાવી,'દાદાનો ડંગોરો' ગવરાવ્યો. માણેકબા પણ પડખે ઊભાં હસે. બાળકો સાથે બાળકો બની આનંદતાં એ ત્રણે વૃદ્ધોને જોયાં ત્યારે કવિઓ-જ્ઞાનીઓ વૃદ્ધાવસ્થાને બીજી બાલ્યાવસ્થા કેમ કહેતા હશે તેની પ્રતીતિ થઇ.

હું ભૂલતો ન હોઉં તો ઓળખાણ થયાં પછી બીજી કે ત્રીજીવાર કવિને મળવા ગયો ત્યારે વિવેકપૂર્વક મ્હેં કહ્યું: 'આપને દર્શને આવ્યો છું.' કવિ કહેઃ 'આવો, આવો, જરૂર આવો–પણ એ રખે ભૂલતા કે દર્શન પણ ઉભયપદી છે. એ પરસ્મૈપદી કે આત્મનેપદી નથી. 'Give and take ઉપર તો સારો સંસાર ચાલે છે.'

ઇતિહાસની સરાણે ચઢેલી એમની સ્મૃતિ એટલી બધી તેજ કે ગુજરાત–કાઠિયાવાડનો પ્રત્યેક પથ્થર કઇ દિશામાં આવ્યો–તે બધું જ કવિ કહે. એની પાકી ખાત્રી તો 'ધૂમકેતુ' એમની સાથે ચર્ચા કરતા હોય ત્યારે થાય. કવિ ગુજરાત–કાઠિયાવાડ આખો ખૂંદી વળેલા. યુરોપ; અમેરિકાની વાતો કરનાર ને ગુજરાતની ભૂગોળ ભૂલનારને કવિ લઈજ નાખે.

કવિની શ્રદ્ધા–ભક્તિ માટે તો એમત હોય શકે જ નહીં. પૂ. માણેકમાને અને પોતાને કૃષ્ણનો સાક્ષાત્કાર થયેલો એનો અનુભવ મારી સમક્ષ ત્રણચાર વાર વર્ણવેલો. 'હરિદર્શન'ને 'વેણુવિહાર'માં એ અનુભવ કવિતારૂપે ગાયો છે. પિતાની કે પઢિયારની કે તેમના ગુરુ પ્રો. દવેની વાત કરતાં ઘણીવાર કવિ ગળગળા થઇ જાય ને એ બધાંનું ભક્તિપૂર્વક ઋણ સ્વીકારે.

એમની વાતચીતમાં બાળકોની સરળતા ડગલે ને પગલે દેખા દેતી. એમની શૈલી બે પ્રકારનીઃ એક વાતચીતની શૈલી ને બીજી લેખનશૈલી. વાત કરનાર ન્હાનાલાલ કવિ અને ડોલનશૈલીમાં કવિતા લખનાર કવિની શૈલીની તુલના કરતાં કોઇને બે ન્હાનાલાલ હોવાનો ભાસ જરૂર થાય.

સાચું લાગે તેને મરતાં સુધી પણ છોડે નહીં. એને અંગે બધું જ સહન કરી છૂટે. ને એ સહન કર્યાનો કચવાટ પણ નહીં—બલ્કે ધ્યેયને અંગે કસોટીએ ચડવામાં ગૌરવ અનુભવે. ડોલનશૈલી માટે સાચું લાગ્યું ત્યારે કહી દીધુંઃ 'શોધવા ગયો મહાછંદ ને જઇ ચઢયો ડોલન-શૈલીના શબ્દભંડારમાં. વગેરે...' છેલ્લે છેલ્લે આત્મપરીક્ષા કરી ઉચ્ચાર્યું—'માનાપમાનને અળગાં કર્યાં હોત તો સાધુપેઠે પૂજાતો હોત.' સાંભળ્યા પ્રમાણે કવિને કોઇએ કહ્યું: 'તમે ગાંધીજીને ભાંડો છો, પણ ધારો કે એ તમારા ઘરે આવે, તો તમે શું કરો?' કવિ કહેઃ 'એમનો ખરડો ને મારો આ ડંગોળો.' "ને છતાં યે એ કંઇ ન કહે તો?" વિચાર કરી કવિ કહેઃ 'હાં, એમ કરે એવો માણસ તો છે, તો તો આ શિર એના ચરણોમાં.' જો આ વાત સાચી હોય તો બંને મહાનુભાવોના સ્વભાવની ઉદાત્તતા સાથે લાગી જોવા મળે છે.

હા, એમનામાં ક્રોધ ખરો—એમના દાદા શ્રી ડાહ્યાભાઇએ વારસામાં આપેલો-પણ ઘણી-વાર એ ક્રોધ Moral Indignatiના જેવો કોઇ માણસ હકીકતનું ખૂન કરે કે તેને મરડી મચોડીને મૂકે ત્યારે કવિનો પિત્તો ખસે. સામાન્ય રીતે સાચા માણસો સહજ ક્રોધાન્વિત થાય છે. જો આ વ્યાપ્તિ દોષિત હોય, તેમાંથી કેટલાક દાખલાઓ અપવાદ રૂપ લેખીએ અને કવિના પુણ્યપ્રકોપને સ્વભાવની મર્યાદા ગણીએ તો પણ કવિના રાગદ્વેષ કરતાં સાહિત્યને ઉચ્ચ આદર્શ સ્થાને રાખેલ; એટલે તો હાલાહાલ પીના નીલકંઠની માફક, જીવનનાં ઝેર પી, એ ચંદ્રમૌલિની માફક કવિએ પણ સાહિત્યમાં તો અમૃત જ ધરવ્યાં છે. મારી દૃષ્ટિએ કવિ-જીવનનો આ મોટામાં મોટો યોગ છે—વિજય છે. વ્યક્તિગત સુખદુઃખ રાગદ્વેષ કરતાં પણ સમાજધર્મ એ મહાન વસ્તુ છે. સ્ફૂર્તિ, આશા, આનંદ, ચેતન આ વિચારસરણીનાં સીધાં પરિણામ છે. કવિના સાહિત્યમાં લૌકિક વિષય, નિરાશા, મનુષ્ય તિરસ્કાર, સમાનદોષ–કશું જ જોવા નહીં મળે. જીવનમાં ઘુંટેલા આદર્શ સિવાય આ સિદ્ધિ સહજ નથી, અને ભવ્ય આત્માઓ જ આવા આદર્શને જીવનભર સેવી શકે છે.

અંતમાં એક પ્રસંગ આપી આ સંસ્મ-

બાકી મને તો ૬૦ પછી બુદ્ધિ વધુ પ્રફુલ્લ લાગે છે. વાંચો ગ્રંથસ્થ સમીક્ષા ને કાઢો પ્રતિભાઆંક, નપાસ નહીં થાઉં.'

પરિચય ગાઢ થતાં કવિ એમની પ્રસિદ્ધ થતી નવી કૃતિઓ મને ભેટ આપે. કિંમત આપ્યા સિવાય ઉપહારવત ન સ્વીકારવાનો મેં આગ્રહ રાખેલો. અતિ આગ્રહપૂર્વક કિંમત આપું ત્યારે કહે: 'અરે ભલા માણસ, એ રહેવા દો. પટેલ થયા પણ રહ્યા અધૂરા. પગોળ લેવાતાં તમારે ખેતરે કોઈ આવી ચઢે ને પ્રૂપડું ડણુ દો તેના દામ લ્યો છો.? આ પણ મારા ખળાનો પાક છે. એના પૈસા હોય!'

અઠવાડિયે-પખવાડિયે ઘરે જાઉં ને પૂછું: 'કેમ લખ્યું કંઇ નવું?' કહે: 'આ લખાઈ ગયું છે.' પછી ગાઈ કે વાંચી સંભળાવે. આજે એ કવિમોરલો દેવકુંજોમાં ચાલ્યો ગયો છે પણ 'મધરાતનો પેલો મોરલો' કવિએ પાંચ સાતવાર ગાયેલ. એ ગીતના મોરલાની કેકા હૃદયની કુંજોમાં હજી યે ગાજી રહી છે. એ પહાડી શરીર, એ બુલંદ અવાજ ને એ પૌરુષભર્યો લહેકો! આજે યે સ્મૃતિમાં એટલાં જ તાજાં છે.

કવિતાના તત્ત્વવિચારની ચર્ચા ચાલતી હતી. સ્વ. રમણભાઇને અનુસરી હું કહેતો: 'કવિતા એ તો અંતઃક્ષોભનું પરિણામ.' કવિએ ઘરમાંથી સારંગી મંગાવી કહ્યું: કવિતા એ અંતઃક્ષોભનું પરિણામ નહીં, પણ આત્મન્-સારંગીનું લયોચિત-સુસંબદ્ધ સંગીત. કવિતા એ તો આત્માનો ઉલ્લાસ-વ્યાપાર-ઓઙ્કાર. આનંદ વિના, ઉલ્લાસ વિના કવિતા નહીં. કવિતા એ તો આત્માની કલા. આત્માને વળી ક્ષોભ કેવો? એ તો આનંદમય સ્વરૂપ. ક્ષોભને ટાળે, આત્માને આનંદાવે, જીવનમાં ચેતનની ભરતી આણે, એ સાચી કવિતા. સાચી કવિતા તો સૌંદર્યના, ધીરજના, ભવ્યતાના, આનંદના અદમ્યશક્તિના અગમ્ય સંદેશ આપે, પ્રાણવંતી પ્રેરણા પાય, પ્રેરણામાંથી પુરુષાર્થ પ્રગટાવે. પુરુષોત્તમની કવિતા-પ્રેરણાએ પાર્થને પ્રેર્યો હતો તેમ. સાચી કવિતા તો અર્જુનવિષાદ ટાળી જીવનનાં કુરુક્ષેત્ર જિતાવે. આવી કવિતા તો આત્માના કેવળ આનંદમાંથી આવે. કવિતા તો કુંદન જેવી, એમાંથી એકેયને કાટ કેવા? આભ ને અગ્નિને ઉધઈ કેવી! કવિતા એ તો અમૃતફુવારા-અમૃતવાદળી વગેરે.'

સંબંધની શરૂઆતમાં હું ઘરે જતો ત્યારે કહે: 'જુઓ પટેલ, ઘરના આ દરવાજા આભ જેવા સાવ ખુલ્લા છે. ખડકીને સાંકળી પણ વાસતો નથી. અહીં આવવું સહેલું છે પણ સત્ય સાંભળવું ને જીરવવું ભારે કપરું છે.' હું કહેતો: 'કવિરાજ, સત્ય પણ સાપેક્ષ હોઇ શકે ને?' મને લાગે છે કે કવિએ એનો પ્રત્યુત્તર પાંચ વર્ષના શીળા સંબંધથી જ આપી દીધો.

કવિની સરળતાએ મને મુગ્ધ કર્યો છે. 'જગતપ્રેરણા'ની પ્રેસ કોપી મને વાંચવા આપી. ઘરે જઇ બે ત્રણવાર વાંચી. પાંચેક ન્હાનામોટા સુધારા સૂચવી પ્રેસ કોપી કવિને પરત કરી. એ સૂચનો પ્રત્યક્ષ ચર્ચા કર્યા બાદ કવિએ સહર્ષ સ્વીકારી લીધાં. તે દિવસે મારા આનંદની માત્રા ઓર વધી ગઈ. એક મહાકવિ તુચ્છ શિષ્યનાં સૂચનોને સ્વીકારી લે, એ કેટલી નિર્દંભ સ્થિતિ. કેવી સ્વભાવની સરળતા!

કવિ વિનોદી પણ ગજબના. કોઈવાર પાળેલી બિલાડી સાથે પણ આત્મીયભાવે વાતો કરે. અને નાનાં ભૂલકાં હોય તો તો જોઇ લ્યો મઝા! કવિ ખરેખર ચગે. એકવાર શ્રી. જીવણલાલ દીવાન કવિને મળવા માટે સાંજના આવેલા. હું પણ ત્યાં જ હતો. ઘરનાં ત્રણચાર ફૂલ આવી દીવાનદાદાને વળગી પડ્યાં ને કવિએ એ ભૂલકાંને ખીલાવી, 'દાદાનો ડંગોરો' ગવરાવ્યો. માણેકબા પણ પડખે ઊભાં હશે. બાળકો સાથે બાળકો બની આનંદતાં એ ત્રણ વૃદ્ધોને જોયાં ત્યારે કવિઓ-જ્ઞાનીઓ વૃદ્ધાવસ્થાને બીજી બાલ્યાવસ્થા કેમ કહેતા હશે તેની પ્રતીતિ થઇ.

હું ભૂલતો ન હોઉં તો ઓળખાણ થયા પછી બીજી કે ત્રીજીવાર કવિને મળવા ગયો ત્યારે વિવેકપૂર્વક મ્હેં કહ્યું: 'આપને દર્શને આવ્યો છું.' કવિ કહેઃ 'આવો, આવો, જરૂર આવો–પણ એ રખે ભૂલતા કે દર્શન પણ ઉભયપદી છે. એ પરસ્મૈપદી કે આત્મનેપદી નથી. 'Give and take ઉપર તો સારો સંસાર ચાલે છે.'

ઇતિહાસની સરાણે ચઢેલી એમની સ્મૃતિ એટલી બધી તેજ કે ગુજરાત–કાઠિયાવાડનો પ્રત્યેક પથ્થર કઇ દિશામાં આવ્યો–તે બધું જ કવિ કહે. એની પાકી ખાત્રી તો 'ધૂમકેતુ' એમની સાથે ચર્ચા કરતા હોય ત્યારે થાય. કવિ ગુજરાત–કાઠિયાવાડ આખો ખૂંદી વળેલા. યુરોપ, અમેરિકાની વાતો કરનાર ને ગુજરાતની ભૂગોળ ભૂલનારને કવિ લઇજ નાખે.

કવિની શ્રદ્ધા–ભક્તિ માટે તો બેમત હોઇ શકે જ નહીં. પૂ. માણેકબાને અને પોતાને કૃષ્ણનો સાક્ષાત્કાર થયેલો એનો અનુભવ મારી સમક્ષ ત્રણચાર વાર વર્ણવેલો. 'હરિદર્શન' ને 'વેણુવિહાર'માં એ અનુભવ કવિતારૂપે ગાયો છે. પિતાની કે પઢિયારની કે તેમના ગુરુ પ્રો. દવેની વાત કરતાં ઘણીવાર કવિ ગળગળા થઇ જાય ને એ બધાંનું ભક્તિપૂર્વક ઋણ સ્વીકારે.

એમની વાતચીતમાં બાળકોની સરળતા ડગલે ને પગલે દેખા દેતી. એમની શૈલી બે પ્રકારનીઃ એક વાતચીતની શૈલી ને બીજી લેખનશૈલી. વાત કરનાર ન્હાનાલાલ કવિ અને ડોલનશૈલીમાં કવિતા લખનાર કવિની શૈલીની તુલના કરતાં કોઇને બે ન્હાનાલાલ હોવાનો ભાસ જરૂર થાય.

સાચું લાગે તેને મરતાં સુધી પણ છોડે નહીં. એને અંગે બધું જ સહન કરી છૂટે. ને એ સહન કર્યાનો કચવાટ પણ નહીં—બલ્કે ધ્યેયને અંગે કસોટીએ ચઢવામાં ગૌરવ અનુભવે. ડોલનશૈલી માટે સાચું લાગ્યું ત્યારે કહી દીધુંઃ 'શોધવા ગયો મહાછંદ ને જઇ ચઢયો ડોલનશૈલીના શબ્દબંધારમાં. વગેરે...' છેલ્લે છેલ્લે આત્મપરીક્ષા કરી ઉચ્ચાર્યું—'માનાપમાનને અળગાં કર્યાં હોત તો સાધુપેઠે પૂજાતો હોત.' સાંભળ્યા પ્રમાણે કવિને કોઇએ કહ્યું: 'તમે ગાંધીજીને ભાંડો છો, પણ ધારો કે એ તમારા ઘરે આવે, તો તમે શું કરો ?' કવિ કહેઃ 'એમનો બરડો ને મારો આ ડંગોળો.' 'ને છતાં યે એ કંઇ ન કહે તો ?' વિચાર કરી કવિ કહેઃ 'હાં, એમ કરે એવો માણસ તો છે, તો તો આ શિર એના ચરણોમાં.' જો આ વાત સાચી હોય તો બંને મહાનુભાવોના સ્વભાવની ઉદાત્તતા સાથે લાગી જોવા મળે છે.

હા, એમનામાં ક્રોધ ખરો—એમના દાદા શ્રી ડાહ્યાભાઇએ વારસામાં આપેલો–પણ ઘણીવાર એ ક્રોધ Moral Indignationના જેવો. કોઇ માણસ હકીકતનું ખૂન કરે કે તેને મરડી મચકોડીને મૂકે ત્યારે કવિનો પિત્તો ખસે. સામાન્ય રીતે સાચા માણસો સહજ ક્રોધાન્વિત થાય છે. જો આ વ્યાપ્તિ દોષિત હોય, તેમાંથી કેટલાક દાખલાઓ અપવાદ રૂપ લેખીએ અને કવિના પુણ્યપ્રકોપને સ્વભાવની મર્યાદા ગણીએ તો પણ કવિના રાગદ્વેષ કરતાં સાહિત્યને ઉચ્ચ આદર્શ સ્થાને રાખેલ; એટલે તો હલાહલ પીના નીલકંઠની માફક, જીવનનાં ઝેર પી, એ ચંદ્રમૌલિની માફક કવિએ પણ સાહિત્યમાં તો અમૃત જ ધરવ્યાં છે. મારી દૃષ્ટિએ કવિજીવનનો આ મોટામાં મોટો યોગ છે—વિજય છે. વ્યક્તિગત સુખદુઃખ રાગદ્વેષ કરતાં પણ સમાજધર્મ એ મહાન વસ્તુ છે. સ્ફૂર્તિ, આશા, આનંદ, ચેતન આ વિચારસરણીનાં સીધાં પરિણામ છે. કવિના સાહિત્યમાં લૌકિક વિષય, નિરાશા, મનુષ્ય તિરસ્કાર, સમાનદ્રોહ–કશું જ જોવા નહીં મળે. જીવનમાં ઘુટેલા આદર્શ સિવાય આ સિદ્ધિ સહજ નથી, અને ભવ્ય આત્માઓ જ આવા આદર્શને જીવનભર સેવી શકે છે.

અંતમાં એક પ્રસંગ આપી આ સંસ્મ-



કવિશ્રી ન્હાનાલાલ

## બિલિપત્ર

**રાજકવિ માવદાનજી ભીમજીભાઈ**

ગુજરાતના ગુણજહાજ, મહાકવિરાજ ગુરુજી રાજના
ગંભીર જેની ગર્જના, શિરતાજ કવિસમાજના.
એ અસ્ત થાતાં આજ સહુ નારાજ થઇ આંસુ ઝરે,
કવિપુત્ર કવિસમ્રાટ ન્હાનાલાલ કવિ ના વીસરે.

ભૂતકાળમાં કવિ માઘ. કાળીદાસ ભવભૂતિ હતા,
વ્યાસ, વાલ્મીકિ, બાણુ, દંડી, શીઘ્ર કવિઓ શોભતા,
એના સુઅંશી બ્રહ્મવંશી કાવ્યબંસી અધીશ રે,
કવિપુત્ર કવિસમ્રાટ, ન્હાનાલાલ કવિ ના વીસરે.

અમરવેલી કાવ્યની અર્પી ગયા ગુંજરાતને,
અમર આત્મા ધામ અક્ષર મળિયા જઈ નિજ તાતને,
કવિ માવદાન કહે સુશાન્તિ સમર્પે જગદીશરે.
કવિપુત્ર, કવિસમ્રાટ ન્હાનાલાલ કદી ના વીસરે.

રચેોને સંકેલી લઉં. પાંચ વર્ષ દરમ્યાન મેં કવિને આર્થિક સ્થિતિ માટે ક્યારે ય તે કચવાટ કરતા જોયા નથી. હું જ મારી મેળે કવિને કહેતો કે 'તમોએ નોકરી ચાલુ રાખી હોત તો ઠીક રહેત.' ટેક તેજ બની કવિ કહે: 'ભલા માણસ, જે થયું છે તે જ બરાબર છે. મારી વાત ના કરો. ગુજરાતની વાત કરો. મેં નોકરી ચાલુ રાખી હોત તો તેથી ગુજરાતને શો લાભ થયો હોત? બોલો, મેં નોકરી હતી તે દરમ્યાન ગુજરાતને કેટલાં પુસ્તકો આપ્યાં? અર્ધો ડોડી. ને નોકરી છોડયા પછી છ ડઝન. ગુજરાતે શું ગુમાવ્યું?' વગેરે. ત્યારે મને વિચાર આવ્યો. સાહિત્યકારોમાં આવા કેટલા? ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં મને તો માત્ર ત્રણ જ નામ નજરે ચઢે છે: એક વીર નર્મદ, બીજા પંડિતયુગનું 'મહાકાવ્ય' લખનાર સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી અને ત્રીજા કવિસમ્રાટ સ્વ. ન્હાનાલાલ દલપતરામ કવિ. જન્મે, કર્મે ધર્મે ત્રણે યે સાચા અર્થમાં બ્રાહ્મણો. વિશ્વમાં રહી, જીવી, વામનમાંથી બૃહદ બનતાં બનતાં એ બ્રહ્મમાં ભળ્યા ને જીવનયાત્રા પૂરી થઇ. વિશ્વ નિયંતા સ્વર્ગસ્થના આત્મા શાંતિને આપે.

'મોતીબાના મોતી જેવી,
પિતાની પુષ્પપાંખડી;
કોડીલા ને ભર્યા ઘરની,
હતી તું કુલઆંખડી.'

**આ** અને આવાં અનેક કાવ્યોમાં ન્હાનાભાઇએ બાને ઉજ્જવળ, પ્રેમભરી અને રસવંતી અંજલિઓ આપી છે. બાનું પિયર વઢવાણમાં. પિતાનું નામ મહાશંકર અને માતાનું નામ મોતીબા. બા સૌથી મોટાં સંતાન. દશેક વર્ષનાં થયાં હશે, અને વૈશાખ સુદ પાંચમે, શંકર જયંતીએ, માણેકબાઇ સંકડો જોજનથી આવીને કવિકુળનાં કુળયોગિની બન્યાં.

'જગતે જયમ મર્ત્યને સુધા, પતિની સંજીવની સુપત્ની છે,' એમ ન્હાનાભાઇએ લખ્યું છે. એ સંજીવની સમા બાએ ન્હાનાભાઇને સંસારવ્યવહારના એક પણ કામમાં કદીય નાંખ્યા નથી. એવા સર્વ પ્રસંગોથી બાએ એમને નિશ્ચિન્ત રાખ્યા હતા. બાને માટે નિઃસંશય કહી શકાય છે કે એમણે ન્હાનાભાઈ આગળ ક્યરાનું એક તણખલું સરખું આવવા દીધું નહોતું. વસિષ્ઠગોત્રી ન્હાનાભાઇની એમણે અરુન્ધતી શાં રહીને અવિભક્ત આત્માએ સેવાઓ કરી છે. સાચે જ, બા ન્હાનાભાઇની કવિતાની પ્રેરણા રહ્યાં છે.

આ સેવા કાંઇ ફૂલસેજ નહોતી. ન્હાનાભાઇનું ઘર એટલે અવધૂતનો અખાડો. એમને ત્યાં જાતજાતનાં અને ઠામઠામનાં માણસો આવે. સૌને પ્રેમભર્યું આતિથ્ય મળે. ખોબલે આપતા બાને તાંબિયા ગણવાના આવ્યા, તોયે આ જહોજલાલી એવી ને એવી જ ઝળહળતી રહી. બારણે માગણ આવ્યો, તો બા આપવા આવ્યાં જ છે. ન્હાનાભાઇએ ઋતુઋતુનાં ફળફળાદિ માગ્યાં અને બાએ તે આણી જ આપ્યાં છે. ન્હાનાભાઇ રાત્રે બે બે વાગે ઊઠી પડે અને કાવ્ય લખવા માંડે; બા ત્યારે સાથે જ હોય. પાંચ વાગ્યે ન્હાનાભાઇ નાસ્તો માગે, અને બા



# બા અને ન્હાનાભાઇ

**શ્રી જયપ્રભા શાસ્ત્રી બી. એ.**

*

રકાબી સાથે હાજર થઇ જ જાય. આમ, ખડે પગે બાએ ન્હાનાભાઇની અને એમ ગુજરાતની સેવા કરી છે. ગુજરાત એ દંપતીનું કેટલું બધું ઋણી છે, તે તો હવે સમજાશે.

છેવટે છેવટે ન્હાનાભાઇની તબિયત બહુ લથડવા માંડી, ત્યારે બા કોઇ કોઇ વેળા એમને વારે કે હમણાં થોડો વખત આરામ લો. પણ ન્હાનાભાઈ કહેઃ 'બાઇ, હમણાં હમણાં જુવાળ બહુ આવે છે. ભરતી એટલી બધી આવે છે કે એને રોકાય શી રીતે? આ ઉપરવાળા શેઠને પૂછો, આવકનો હિસાબ રખાય છે? જાવકનો રખાય. આવક તો આવ્યા જ કરે અને ઊભરાયાં જ કરે. એનો હિસાબ શી રીતે રખાય?' વળી, ન્હાનાભાઈ નહાવા જાય, તોપણું ઘણી વખત જઇને તરત બહાર નીકળી આવે અને કવિતા લખવા બેસી જાય. નહાવા માટે કરેલી તૈયારીઓ પણ એમ ને એમ રહે અને એ પોતાના કામમાં મસ્ત રહે. એમની 'હરિસંહિતા'નો ઘણો ભાગ આવી રીતે લખાયો છે.

ન્હાનાભાઇ તો રહ્યા મસ્ત, લખવામાં આપવિહારી. એટલે કાંઈકનું શરૂઆતનું લખાણ

હોય તો વળી તરત પાછો પાછળનો ભાગ લખવા માંડે. પણ આ બધુંયે વ્યવસ્થિત રાખવાનું કામ બા કરતાં, અને આવું જ બધું વ્યવસ્થિત બા આખા ઘરમાં રાખતાં. ન્હાનાભાઈનો પણ વ્યવસ્થિત રાખવાનો, શિસ્ત જાળવવાનો આગ્રહ એટલો જ. એમના ટેબલ પરથી એક ચોપડી લીધી હોય તો એ પાછી એ ઠેકાણે જ મૂકવાની–બીજી જગાએ નહિ. રસ્તે ચાલવામાં પણ આવું. એમની સાથે હોઈએ તો અમુક બાજુ જ ચાલવું પડે. ગમે એમ બાધાની માફક ચલાય જ નહિ. રસ્તે ચાલતા ચાલતા પણ એમનું ધ્યાન તો કોઈ સૌંદર્ય જોવામાં જ હોય. એક વખત અમે સાથે ચાલતાં હતાં. વચમાં એ ઊભા રહી ગયા. લાકડીથી હાથ કરીને બતાવે: 'જો દેખાય છે પેલું. આકાશમાં સૂર્યનાં કિરણ કેવાં ફેલાયેલાં છે. અને તળાવમાં જો. કિરણ કેવાં કૂદે છે!' વળી પૂછે: 'રાતે કોઈ વખત આ બત્તીનું તેજ પાણીમાં જોયું છે?'

જેટલી ઉદારતા ન્હાનાભાઈમાં એટલી જ બામાં પણ છે. ગમે એટલા ઝંઝાવાતો આવ્યા હશે પણ બાએ પારકાને પોતાના ગણી એમને મદદ કરી છે. સારે પ્રસંગે બા કદાચ ન જાય, પણ દુઃખ વખતે, મુશ્કેલી વખતે બા દોડતાં જાય. કેટલાકને ત્યાં તો બાએ શબને પોતાના હાથે સુવાડ્યાં છે. આવા પ્રસંગોએ કંઈ પણ ભેદભાવ વિના બાએ યથાશક્તિ મદદ કરી છે. આવા એમના ઉપકાર તો કેટલાયે પર હશે. એ ઉપકારો ભૂલનારા પણ છે. છતાં આવી કોઈની પણ સેવા કરવામાં બાએ પાછું ફરી જોયું નથી ઉપકારના બદલાની સ્વપ્ને પણ આશા સેવી નથી. ન્હાનાભાઈએ જ કહ્યું છે તેમ 'ઉલ્લાસિની આગન્તુકની, દાઝયાં માંદાંની ઓષધિ, દિલાસો દુઃખી આર્તોનો, સૌનો વિશ્રામઘાટ તું.' જ્યારે એમને ઘેર જઈએ ત્યારે કેટલાયે બાના વિશ્રામઘાટે વિશ્રામ લેવા આવેલા મળે. પારકાંને પોતાનાં કરી રાખનારાં બા, પોતાની પુત્રવધૂઓને માતાની ખોટ કર્યાથી સાલવા દે? પોતાના પુત્રપુત્રીનાં મિત્રોને પણ પોતાનાં પુત્રપુત્રી જેવાં જ ગણે. વાંક લાગે તો બે શબ્દ કહે પણ ખરાં. પણ એજ પ્રેમાળ બા કદી કદી ન્હાનાભાઈના ઠપકામાંથી પણ તેમને બચાવી લે. ન્હાનાભાઈ આગળ તેમનું ઉપરાણું લે. એમના તરફથી ન્હાનાભાઈ સાથે લડી પણ લે. અને આટલી વૃદ્ધાવસ્થામાં પણ આવા કોઈની સહેજ માંદગીના સમાચાર સાંભળે તો બા અને ન્હાનાભાઈ ત્યાં દોડતાં જાય. આ એમની મોટાઈ હતી.

બાની સાદાઈ તો સર્વદા જાણીતી છે. પોતાના નિશ્ચયમાંથી એ કદી ડગ્યાં નથી. ન્હાનાભાઈના આદર્શોનું જેટલું લાલનપાલન કર્યું છે એટલો જ એમણે વ્યવહાર પણ સાચવ્યો છે. એમના સંસારના ખારા સાથે કેટલાંયે મોજાં અથડાયાં છે. ચડતી આવી હશે, પડતી આવી હશે. એમની સાદાઈ તો સંન્યાસિની જેવી જ રહી છે. એટલી જ એમની પવિત્રતા. શાન્તિથી એમણે સંજોગવશાત્ મૂક રહી કામ કર્યું છે. અને

'વ્રતના જેવી નિત્યની નિશ્ચલા તું
રિદ્ધિમાં, રંકતામાં ને સંન્યાસિની સદાની તું.'

આ દંપતીનાં ક્ષણેકનાં દર્શને પણ ભવતરણનાં ભાથાં મળે છે. એ શિરચ્છત્ર, તીર્થસ્વરૂપ, બ્રાહ્મણત્વ ઋષિદંપતીનાં નિજનાં સંતાન થવાની અમને ધન્યતા મળી છે, તે ઈશ્વરનો અનુગ્રહ છે. એ ઋષિદંપતીને અમારાં કોટિકોટી વંદન છે. અમને થાય છે કે બાના જીવનમાં કેવું જાદુ છે કે, પોતે લગભગ નિરક્ષર છતાં ઉચ્ચ શિક્ષણ પામેલા અને રસર્ષિ એવા ન્હાનાભાઈની કવિતાના પ્રેરણાદાત્રી થયાં. આમાં બાની ભક્તિ, તપશ્ચર્યા, અને હેમાનળ જેવી જીવનદીપ્તિ જ છે. તેથી જ, જાણે ન્હાનાભાઈએ ગાયું છેઃ

'ખરું કહું : મુજ કલ્પના કવિતા
નથી તુજ જીવનના કવિત્વ તોલે.'

ઈ.સ ૧૯૨૦-૨૧ની સાલ ચાલતી હતી અને અસહકારના નવા જુવાળ સાથે પાંત્રીસ વર્ષ પર મરણ પામેલો સૂરતનો દેશાભિમાની પનોતો પુત્ર નર્મદ સૂરતીઓને યાદ આવ્યો. એના સુધારક વિચારોને લીધે એક જમાનો પસાર થઇ ગયો ત્યાં સુધી એને યાદ કરવાની કોઈ હિંમત કરી શકયું નહોતું. હવે ભેવડા જુસ્સાથી લોકોને એની યાદ આવી. એ માટે સમિતિ નિમાઇ.

તેણે નર્મદ કવિની એક મોટી છબી તૈયાર કરાવી જાહેર હોલમાં મુકાવવા ઠેરવ્યું પરંતુ તે ખુલ્લી મૂકવા કયા સાક્ષરને બોલાવવા એ ચર્ચા ચાલી. છેવટે ન્હાનાલાલભાઇને બોલાવવાનું ઠર્યું.

નર્મદને ન્હાનાલાલ અને ટીકીલા તથા દેશાભિમાની. સૂરત બોલાવનાર સમિતિ વિચાર કરતી હતી કે દલપત-નર્મદ વચ્ચેના અંતરાયોને સ્મરણમાં રાખી દલપતપુત્ર છબી ખુલ્લી મૂકવા આવશે? પરંતુ તેઓ આવ્યા અને બહુ જ સુંદર ભાષણ તે સમયે આપી ગયા. એ જ વખતે મેં એમને પહેલવહેલા જોયા. સાદા કપડામાં પણ અસાધારણ બળવાળું એમનું વ્યક્તિત્વ તરત પકડાઇ આવ્યું હતું. એ ભાષણમાંના બે વાકયો મને આજે ત્રેવીસ વર્ષ પછી પણ યાદ છે (૧) કૌરવવંશ નિર્મૂલ થતાં પાંડુપુત્રે તેનું શ્રાદ્ધ કર્યું હતું, આજે નર્મદવંશ નિર્મૂળ થતાં દલપતપુત્ર તેનું શ્રાદ્ધ સારે છે. (૨) જીવતે જીવત મુંબઇને ડોલાવનાર—નર્મદ, પ્રેમચંદ રાયચંદ, અને ગાંધીજી. નર્મદની એમણે ખુલ્લી મૂકેલી એ છબી સૂરતના પ્રસિદ્ધ ઐતિહાસીક કિલ્લાની સામે તાપીના કિનારા પર આવેલા નગીનદાસ હોલમાં હજી આજે પણ નજરે પડે છે.

મહાકવિનું સૂરતમાં ઊતરવાનું હંમેશનું સ્થાન મારી પોતાની બહેનના સસરા એટલે

## સ્નેહાળ મહાકવિનાં



# સંસ્મરણો

**પ્રોફેસર મંગેશરાય જનાર્દન પાઠકજી**

*

અમારા વેવાઇ સ્વ. ત્ર્યંબકભટ્ટ પંડ્યાનું ઘર હતું. કવિશ્રી અને સ્વ. ત્ર્યંબકભટ્ટ વર્ષો પર સાદરામાં શિક્ષકો તરીકે કામ કરતા હતા; ત્યારનો આ ગાઢો સંબંધ છેક છેવટ સુધી ચાલ્યો. સુવર્ણ જયંતી પ્રસંગે સૂરત સ્ટેશને તેઓ ઊતર્યા ત્યારે અનેક જણ એમને તેડવા ગયા હતા. તે સમયે કોઇએ ન્હાનાલાલભાઇને પૂછ્યું કે 'કયાં ઊતરશો?' એમણે કહ્યું: 'જુઓ ભાઈ, મારા જૂના મિત્ર ત્ર્યંબકભટ્ટ માસ્તરને ત્યાં. નહિ તો પછી માસ્તરના વેવાઇ સરદાર જનાર્દન પાઠકજીને ત્યાં. નહિ તો પછી સરદારના વેવાઇ રાવબહાદુર પાર્વતીશંકર દવેને ત્યાં. ને તે નહિ તો છેવટે પાર્વતીશંકરના વેવાઇ ને સંસ્કૃત પંડિત રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકરને ત્યાં! મને કયાં રાખવો તે આ બધા એકબીજાના વેવાઇઓ માંહોમાંહે નક્કી કરી લે.' આ તો એમણે આનંદ ખાતર કહ્યું હતું બાકી એ ઊતર્યા હતા તો એમના વર્ષોજૂના મિત્ર સ્વ. ત્ર્યંબકભટ્ટને ત્યાં.

આ બાબતમાં તેઓ પોતાનો કોઈ મિત્ર કે સ્નેહી સાક્ષર છે કે પંડિત છે કે વિદ્વાન છે કે નહિ તે જોતા જ નહિ. વ્યવહારના મૈત્રી-સંબંધને તેઓ ખૂબ ગણતા. વર્ષો પછી આ સૂરતમાં ઊતરવાની વાત મારી સાથે એમને થયેલી ત્યારે તેમણે કહ્યું હતું કે ' ભાઈ, મારી સુવર્ણજયંતી કે એવા કોઈ ખાસ વખતે તો સમિતિમાંથી કોઈપણ મને પોતાને ત્યાં ઉતારે, પણ પછી બીજી વખત સૂરત આવું ત્યારે મારે તો પાછું ત્ર્યંબકભઈ માસ્તરને ત્યાં જ જવું ને ? ' આ પ્રમાણે તેઓ આવી નાની બાબતમાં પણ અસલ સંબંધ ટકાવી રાખનાર હતા અને પોતાની મિત્રતાનો આધાર મિત્રના હૃદયના સ્નેહ પર રાખતા. મહાસાક્ષર તરીકે ફક્ત વિદ્વાન સાક્ષરો સાથે જ સંબંધ રાખવો એવું એમને જરા નહોતું. મને યાદ છે કે કવિ સૂરત આવતા તે વખતે ઓચિંતા અમારે ત્યાં મારા સ્વ. પિતાશ્રીને મળવા અચૂક આવતા ને ખૂબખૂબ વાતો કરી જતા. મારા પિતાશ્રીએ એવા એક પ્રસંગે સૂરદાસ, તુળસીદાસનાં હિંદી ભજનો ગાઇ સંભળાવ્યાં હતાં. ત્યારે તેઓએ એમની સાથે આવેલાને કહેલું કે 'અમદાવાદમાં કે ગુજરાતમાં બીજે સ્થળે આટલી વૃદ્ધ ઉમરે ભજનો સરસ રીતે ગાનાર કોણ નીકળી આવે? જોઇ ' સૂરતની રસિકતા! ' સૂરતનાં ' રસરસીલાં નરનાર 'ને ' સૂરતની યોજનગંધાઓ' એ કવિશ્રીએ ચાલુ કરી દીધેલા શબ્દપ્રયોગો છે.

કવિશ્રીએ કલાપી જયંતીને દિવસે લાઠીમાં ' કલાપીનો સાહિત્ય દરબાર ' એ વિષે માહિતીઓથી ભરપૂર સુંદર ભાષણ આપ્યું હતું.

ઉપરાંત લાઠી રહ્યા તે દરમ્યાન નામદાર ઠાકોર સાહેબ તથા રાજ્ય-કુટુંબ મંડળ તેમજ બહારથી આવેલા અન્ય સજ્જનો સમક્ષ એમણે એમનું 'ગોપિકા' નાટક પણ એમની લાક્ષણિક શૈલીથી વાંચી સંભળાવ્યું હતું.

કલાપી જયંતીને પ્રસંગે સભામાં મેં તથા મોસીસ પાઠકજીએ કવિશ્રીનું જ રચેલું પ્રસિદ્ધ ' એક જ્વાળા જળે તુજ નૈનનમાં, રસજ્યોત નિહાળી નમું હું નમું ' સાથે ગાયું હતું. અમે બંનેએ એ ગીત જાહેરમાં ઘણી વખત ગાયું છે પણ એ રચનાર મહાકવિ સમક્ષ તો પહેલી અને હવે છેલ્લી વખત ગાયું.

લાઠીમાંના અમારા સહવાસ દરમ્યાન નાની મોટી કેટલીક અંગત બાબતોમાં એમના તરફથી મને સાચી સંગીન સલાહ પણ મળી હતી. જેના પર કવિશ્રીને સ્નેહ હોય તેની સાથે એઓ કેવી નિઃસ્વાર્થ નિખાલસતાથી વર્તતા તે બતાવવા પૂરતી બાબત ગણાવી છે.

લાઠીમાંથી છૂટા પડ્યા બાદ થોડા સમય પછી કવિશ્રી માણેકબહેન સાથે જૂનાગઢ રહેવા આવ્યા હતા. એમનો મુકામ જૂનાગઢના ગાર્ડન ખાતાના ઉપરી એમના મિત્ર મદ્રાસી ગૃહસ્થ મિ. આયંગરને ત્યાં હતો. કવિશ્રીને તે વખતે અમે વારંવાર મળ્યા હતા ને એમની પાસેથી સાહિત્ય વાર્તાઓ સાંભળી હતી. તે વખતનો પણ એક ન ભૂલાય એવો પ્રસંગ તો જુદો જ હતો. એક દિવસ મહાકવિ અને જૂનાગઢના જ વતની કવિશ્રી લલિતજી મિ. આયંગરને મકાને ભેગા થઇ ગયા હતા તે વખતે ઇ. સ. ૧૮૭૭માં જન્મેલા અને તેથી સમવયસ્ક ગુજરાતના એ બે વૃદ્ધ પ્રસિદ્ધ કવિઓની સાહિત્યચર્ચા ખૂબ રસપ્રદ થઈ હતી.

પિતાપુત્ર લેખક હોય પણ બંને કવિ હોય ને તેમાં પિતા કવીશ્વર કહેવા જેવા અને પુત્ર મહાકવિ ગણાવા જેવા એ પણ ગુજરાતી સાહિત્યમાં અજોડ ને અસાધારણ બાબત છે. હિંદુસ્તાનના અન્ય સાહિત્યોમાં કે જગતમાં બીજે એવું પિતા-પુત્રનું એકસો વર્ષ સાહિત્ય સેવા કરતું દંદ મળી આવવું અશક્ય નહિ તો ઘણું મુશ્કેલ છે.



# કવિ અને કવિપત્ની

અ. સૌ. શ્રીવિદ્યા પાઠકજી

*

ન્હાનાલાલભાઈનું નામ એક મોટા કવિ તરીકે સાંભળ્યું હતું પરંતુ કવિશ્રી તથા એમનાં પત્ની માણેકબ્હેનને, સુરતમાં કવિની સુવર્ણ જયંતી ઉજવાઈ ત્યારે પહેલી વખત મેં જોયાં.

કલાપી જયંતી પ્રસંગે એમની સાથે લાઠીમાં એક ઉતારામાં અમે રહ્યાં હતાં, ત્યારે અમે પ્રત્યક્ષ એમ પણ જોયું કે, કવિ તથા એમનાં પત્ની બંને એક બીજાની ખૂબ સંભાળ લેતાં. કવિની તબિયત તે વખતે સારી નહોતી, છતાં માણેકબ્હેનને લાઠીથી વીસ પચીસ માઈલ દૂર સ્વામિનારાયણ સંપ્રદાયના મંદિરે ગઢડા જવું હતું, ત્યારે કવિશ્રી એમની સાથે ગયા હતા. મોટરમાં જવાનો રસ્તો ઘણો ખાડા ટેકરાવાળો હતો, છતાં કવિએ આ પ્રકારનો શ્રમ માણેકબ્હેનને સાથ આપવા જ લીધો હતો. તેમજ માણેકબ્હેન પણ કવિની સેવા ખડે પગે કરતાં. વળી અમને એમના જીવનથી બહુ પરિચિત એવી વ્યક્તિઓએ એમ પણ કહ્યું કે, માણેકબ્હેન આખી જિંદગી દરમ્યાન કવિની એકે એક સગવડ સાચવતાં આવ્યાં છે. કવિને, એ લોકોના કહેવા પ્રમાણે એક એવી ઉદારતાભરી ટેવ હતી કે ગમે તે સમયે પોતાની સાથે ગોડાક મહેમાનો જમવા તેડી લાવે. એવે વખતે ગમે તેટલી મુશ્કેલી તથા પ્રતિકૂળતા હોય તો પણ માણેકબ્હેન બહુ સ્નેહથી મહેમાનોની બધી આગતાસ્વાગતા કરતાં.

બહોળા કુટુંબ સાથે માણેકબ્હેને કવિનો ઘરસંસાર આઠમી સદી સુધી આ સુજ્ઞ સારી રીતે દિપાવ્યો. એમણે એ સુજ્ઞ ન કર્યું હોત તો કવિ જેટલું લખી શક્યા એટલું લખી શકત નહિ, એમ માનવું ખોટું નહિ.

એક સરખામણી અપ્રયોગ્ય નહિ લેખાય એમ ધારું છું.

ગુજરાતના આદિ મહાકવિ નરસિંહ મહેતાનાં પત્નીનું નામ પણ માણેકમહેતી ને ગુજરાતના ઉચ્ચ આ મહાકવિનાં પત્ની પણ માણેકબ્હેન (નરસિંહ ને ન્હાનાલાલ એ બંને નામ પણ 'ન'થી શરૂ થાય છે તે પણ નોંધવા જેવું છે). એ બંને વચ્ચે આમ પાંચસો વર્ષનો ફેર ખરો, પરંતુ સ્વભાવ, રહેણીકરણી, પતિસેવા વગેરેમાં કંઈ પણ તફાવત એ બે માણેક નામ ધરાવનારી ગુજરાતણ કવિપત્નીઓમાં જણાતો નથી. બંનેએ પતિસેવા અખંડપણે બજાવી, પતિ જે કરે તેમાં બંનેએ કોઈ રીતની દખલગીરી ન કરી, બંનેએ આર્થિક દૃષ્ટિથી મુશ્કેલીવાળું છતાં વ્યાવહારિક તેમજ સાંસ્કારિક દૃષ્ટિએ સુખી તથા સંતોષી જીવન પસાર કર્યું. ટૂંકામાં બંનેએ સ્ત્રી તરીકે આદર્શ જીવન ગાળ્યું. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આ બંને રત્ન સમી સ્ત્રી 'માણેક'નું વિશિષ્ટ સ્થાન છે



# કવિશ્રીના સહવાસમાં

શ્રી. ઉછરંગરાય ઓઝા

*

હું હજી કોલેજમાં હતો. 'અમૃત-મણિ" નામના માસિકમાં મારો "પ્રજાજીવનમાં કલમ, કડછી અને બરછીની ઉપયોગિતા" એ નામનો નિબંધ છપાયો હતો. રાજકોટ સદરના પંચનાથના રસ્તા પર તે ઐતિહાસિક દેવાયતનથી થોડે દૂર સ્વ. શ્રી. અમૃતલાલ બક્ષીના મકાનમાં શ્રી. ન્હાનાલાલ કવિ રહેતા હતા. હું મારા પિતા સાથે તે મકાન પાસેથી નીકળ્યો. કવિએ અમને જોયા. અમને ઉદ્દેશી ગર્જના કરી: 'કેશવરામભાઇ આ અમૃત-મણિમાં ઝળકેલો નાગર કે?– તમે ને મેં પહેરી હાથકડી એના હાથમાં ન નાંખતા!'

ત્રણ વર્ષ પછી હું કોલેજમાંથી બહાર નીકળ્યો.

"ઉછરંગરાય!" કવિએ પરીક્ષામાં પાસ થવા માટે મને અભિનંદન આપતાં કહ્યું: 'આદર્શ અનુશીલન જ સાચો અભ્યાસ છે. આદર્શની સાધના યુવાવસ્થાની કૃતાર્થતા છે. તેની સિદ્ધિ આપણા પરિવારને માટે પંથ દર્શાવતી જીવતી જાગતી જ્યોતિ છે. હવે શું કરશો? કોઈ પણ રાજ્ય જ પસંદ કરો. જો નોકરી કરવી હોય તો. ચરતાવાર હો કે અસરકારક કારકુની કરતા હશો—તમે, ઉછરંગરાય, તમારા જીવનમાં તમારાંની જ સેવા કરતા રહી શકશો. એજન્સીની કે સરકારની નોકરી કરવા જશો તો આપણાંની સેવા તો ફક્ત આડકતરી, ન છૂટકે થશે. બાકી તો અંગ્રેજોની ને સામ્રાજ્યની જ સેવા તમે જિંદગીભર કરતા રહેશો. રજવાડાંમાં આપણે હાર્યા હાર્યા તોયે હિન્દીઓ છિયે." એવી કવિશ્રીની શિખામણે મેં વાંકાનેરનું કેળવણીખાતું પસંદ કર્યું.

બળવંતરાય ઠાકોર પાસે સ્વતંત્ર એવી એક નિશાળનું સંચાલન માગ્યું. લખતરનું કેળવણીખાતું તેની નીચે હતું, બળવંતરાય કેળવણીકાર, કાવ્યકાર, ભણકારકાર તરીકે તો આદર્શો પ્રેરતા–પૂરતા–પૂરા કરતા હશે ને? 'હજી બહુ બાળક છો–સ્વતંત્ર સંચાલન માટે–અનુભવ લ્યો!' બળવંતરાયે કહ્યું. મેં અનુભવીઓ જોવા માંડયા હતા, આ અનુભવના નવા પૂજારીને જોઇ; સાંભળી મને હસવું આવ્યું. બળવંતરાયને મળ્યા પછી લગભગ બે ત્રણ કલાકે કવિ મળ્યા. મેં હસીને કહ્યું: "અનુભવના દેવાયતનના પૂજારીને મળી આવ્યો." સ્પષ્ટતા થતાં જ કવિ ગર્જ્યા: 'આદર્શનાં તપ તપો–તેની રૂઢિ અને તાબેદારીના અનુભવોના ચોકાળ માથે મ ઓઢો. ગોટપોટ થઇ ન ગૂંગળાઓ. રાજકોટ આવવું છે?'

*

૧૯૧૪-૧૮ નું યુદ્ધ શરૂ થઇ ચૂક્યું હતું. ગાંધીજી અને બીજા ઘણાની માફક એ યુદ્ધના પરિણામમાં હું પણ સ્વાતંત્ર્યસિદ્ધિ આદર્શસિદ્ધિ જોવા માંડ્યો હતો. મેં જિલ્લાના બટુકસમુદાય અને યુવકગણની કેળવણીના ક્ષેત્રમાં પ્રવેશવા નિર્ણય કર્યો હતો.

હું જિલ્લાના કેળવણીખાતામાં ગયો. મને યુદ્ધના આદર્શોમાં અને જે રીતે ડિરેક્ટર સાથે

જિલ્લાની કેળવણી ખીલવતાં હતા તેમાં રસ પડતા માંડયો. યુદ્ધ આદર્શો વિષે મેં થોડાં વ્યાખ્યાનો યોજ્યાં. રાજકોટની વિદ્યાર્થીજનતા સમક્ષ મારા એક વ્યાખ્યાન પ્રસંગે કવિશ્રી પ્રમુખપદે હતા. વ્યાખ્યાનનો વિષય 'યુરોપનાં ઐતિહાસિક યુદ્ધો અને બ્રિટનની દરેક લડાઇમાં પરિણમતા વિજયનાં આદર્શગત અને આધ્યાત્મિક કારણો' એ હતો. આજે એ વિષયની ચર્ચા હું નહીં કરું, પરંતુ કવિએ કહ્યું: "હું વ્યાખ્યાનકારનાં અનુમાનો સાથે સંમત નથી; પણ ઇતિહાસ વાંચવાની તેની રીત તો તદ્દન સચોટ અને સાચી છે. હું પણ ઇતિહાસ એમજ વાંચું છું. અને આજે મને એમ થાય છે કે ઇતિહાસની આરસી સ્હામે રાખી તેમાં હિન્દનું ભાવિ વાંચતાં અમે બન્ને રખેને આજે સાચું ભાવિ ન વાંચતા હોઇએ !"

•

દરમ્યાનમાં પૂનામાં હું લો. મા. ટિલકના ચરણમાં બેઠો હતો. ૧૯૧૮-૧૯ અને ૨૦ના એપ્રિલ સુધીનો ઇતિહાસ રચાઇ ચૂકયો હતો. સ્વ. લોકમાન્ય ટિળકની પ્રેરણાથી મેં સરકારની નોકરીથી પરાઙ્મુખ થવા નિર્ણય કર્યો હતો. એટલામાં સપ્ટેમ્બરની ચોથી તારીખે કલકત્તામાં ગાંધીજીએ હાકલ કરી. રાજીનામું દઇ હું રાજકોટ આવ્યો. કવિ આ વખતે રાજકોટમાં લાખાજીરાજની બાવળા મઢીમાં રહેતા હતા.

'હાથકડી તોડીને?' મને સ્વ. લક્ષ્મીદાસ રવજી તેરશી ઉપર પરિચય પત્ર આપતાં તેમણે કહ્યું: 'હું પણ તોડું છું. ગુજરાતની મુક્તિને માટે વિરાટ વિનયયજ્ઞ મંડાય છે. એ યજ્ઞની વરણિમાં વરશું. સ્વત્વના શિખરપર રાષ્ટ્ર વિરાજશે. આપણે આપણા સ્વત્વનાં શિખરેશિખર ખૂંદશું' વધારે નહિ લખું. સંજોગોએ કવિને સ્વત્વનાં શિખરેશિખર એકલા અટૂલા ખૂંદાવ્યા.

*



# સ્મરણ-માધુરી

**શ્રી. લલિત**

*

કવિવર ન્હાનાલાલ દલપતરામના અનુગ્રહે હું કેટલે અંશે કેવોક કવિ નીવડયો તેની સ્મિતાક્ષરી 'લલિતનાં કાવ્યો'ના બન્ને ભાગની પ્રસ્તાવના પોતે જ સ્વહસ્તે આલેખેલી છે. તેમનો પ્રથમ પરિચય મને સને ૧૯૦૪માં ગોંડળમાં અને છેલ્લો સત્સમાગમ લાઠીમાં સને ૧૯૪૩માં થયો હતો. પ્રથમ ગોંડળમાં અમે મળ્યા ત્યારે મટૂકીનું ગીત મેં તેમને ગાઇને ધર્યું હતું. છેલ્લા અમે મળ્યા ત્યારે નામદાર લાઠીના ઠાકોર સાહેબ શ્રી. પ્રહલાદસિંહજીને તેમણે મારું ઘડપણ પાળવાની ભલામણ કરી હતી. તેમજ હવે લાઠીમાં રહું છું. તે દરમિયાન વારંવાર અમે, ગોંડળ, રાજકોટ, જુનાગઢ, અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ, મુંબાઇ, પૂના, માથેરાન વગેરે સ્થળોએ મળતા અને હૃદયનાં અદિલેનો પરસ્પર ધરતા. સને ૧૮૭૭માં માર્ચમાં તેમનો જન્મ થયેલો હતો તેમ તે જ વર્ષે મારો જન્મ થયો હતો. એમ અમે બન્ને જન્મે સમકાલીન હતા તેવા સ્વર્ગવાસે ન રહ્યા

આજે તેઓ સ્વર્ગે વિજયવંત બની સંચરી ગયા ને હું હજી વ્યર્થ જીવું છું.

પણ એ મહાકવિ ક્યાં ને હું અલ્પ ક્યાં ? એ મહાન રસાત્મા ચિરંજીવ છે ને હું તો લગીર જ છું ને ? છતાં લગીરની બંકુલના નાના ફૂલ સમી સ્વયંસુગંધી છે, તે એમના જ પ્રતાપે. "સ્વ. ગો. મા. ત્રિ"એ 'લીલાવતી જીવનકલા'માં, પત્રાંતરે, તથા કૈસરવમાં 'એક બાલક કવિને' નામના કાવ્યમાં કલાપીજીએ મારા પ્રતિ જે ગુણગ્રહતા દર્શાવી છે તેમજ પ્રત્યક્ષ અને પરોક્ષ તેમણે મારા પ્રતિ દર્શાવી છે. એવા એ મહાનુભાવ હતા.

છતાં અમે લ્હડતા તેમજ લાડતા પણ હતા. એમને મેં પણ ઘણી પ્રશસ્તિઓ ધરી હતી.

અમને બન્નેને સમાધાન તરફ એમનાં ધર્મપત્ની શ્રી. માણેકમા વાળતાં. એવાં તેઓ કવિશ્રીનાં ધાત્રી હતાં. તેમના મોટા સત્પુત્ર ડૉ. મનહર, સકુટુંબ વારંવાર લાડી પધારતા ત્યારે કવિશ્રીના પૌત્ર 'વસંત' વધામણાનું ગીત મેં ધર્યું હતું. તેમને કવિત્વનો તો વારસો હતો તેથી મંદવાડમાંથી કાવ્યસર્જન તેમને ઉગારી લેતું. છેલા મંદવાડમાંથી પણ તેના છેલા મહાકાવ્યે તેમને ઉગાર્યા, પરંતુ ઓપરેશનપરંપરાથી તેમનો દેહ અચાનક પડી ગયો. હૃદય બંધ પડ્યું ત્યારે પણ હરિજીનો જપ તેમનો ચાલુ રહેલો. એવા તેઓ પ્રભુના પ્રેમભક્ત હતા ને પ્રભુ તેમના પરચા પૂરતા.

સાહિત્યનાં અંગો જેવી વિવિધ કલા તેઓ પૂરતા, છતાં ગુજરાતમાં, પણ પ્રેમભક્તિના કવિ પ્રકટે છે કારણ કે તેઓ ભગવાનના ભક્ત પ્રથમ નીવડે છે એટલે એવા કવિઓનું જીવન ચરિત્ર પારદર્શક હોય છે.

તેમના કવિત્વની કે કાવ્યત્વની મીમાંસા અપૂર્વ છે તેથી વિશેષ મહાકવિનું ભક્તત્વ હૃદયંગમ છે.

ગુર્જરીસંગીતકાવ્યોનો હું તો લગીર કવિ છું, છતાં મને તેમની ગેયતા વિશેષ પૂજ્ય છે. અગેય કાવ્યત્વને હજી હું ઝીલી શકતો નથી. કવિશ્રીની અગેયતા તેમની ડોલન શૈલીમાં હતી, છતાં તેમનું પણ અનુકરણ હું નથી કરી શક્યો. તેથી જ આજે સિત્તેર વર્ષે પણ ગેય કાવ્યો ગુંજું છું. રસકંઠ હજી મ્હારો આબાદ છે તેથી મહાકવિનાં કાવ્યો હું તેમને ગાઈ સંભળાવતો ત્યારે પોતે ગાઈ ન શકતાં છતાં તેથી પણ રાજી થતા. છતાં, તેઓ પોતાનાં ગીત સરસ ઢાળે ઉતારતા.

ગુજરાત આજે પણ ગર્જનાપ્રિય ગુર્જરસુરાષ્ટ્ર છેઃ તેના સાગરસરિતા, ગિરિવન, સિંહ કોકિલા–મયૂર; આજેયે મુક્તકંઠે ગર્જે છે. તો પછી કાઠિયાવાડ–કચ્છ–ગુજરાતના ગુજરાતીઓ જ્યાં હોય ત્યાં સંગીત કેમ ન ઉડે ? એમ મહાકવિએ ગુર્જરી સંગીતને પ્રબળ બનાવ્યું છેઃ પ્રભુની પ્રેમભક્તિને લીધે તે અમર છે. જૂનાગઢમાં અમે એએક વાર મળેલા ત્યારે અમે બન્નેયે પોતપોતાનાં જૂના નવાં ગીત ગાઈ સંભળાવ્યાં હતાં. ત્યારે પણ અમારા રસકંઠ રણક્યા હતા.

મહાકવિ સ્વર્ગવાસી થતાં ગુજરાતને ખોટ તો પડી છે, પરંતુ તેમણે પરોક્ષ પ્રેરણા પાઈ છે ને આજના નવીન કવિઓએ ઝીલી પણ છે. તેથી ગુર્જરીની ગર્જના અમર ને અખંડ જ રહેશે.

તેઓ મહાકવિ હતા તેવા જ અનુભવી માનવી પણ હતા. તેમનાં કાવ્યો–ગીતોની–સાહિત્ય સુકૃતિઓની ખૂબીઓ સર્વકાલીન ગુર્જરીને ગર્જવશે તેવી જ રીતે માનવતાની ખૂબીઓ પણ આપણને સતેજ ને સચેત રાખશે. તેમની ત્રુટિઓ ખરી પડશે ને વસંત મંજરીમાંથી કેરીના અમૃતફળે બૃહદ્ ગુજરાત સદૈવ આરોગશે.

काव्ये निरंकुशा कवयः।

[૨]

અગ્નિહોત્રી ડાહ્યાભાઈની યજ્ઞશિખાને કાવ્યવેદિકાથી જાજવલ્યમાન રાખનાર કવિશ્વર દલપતરામનું સાચા અર્થમાં શ્રાદ્ધ સારનાર કવિકુલશિરોમણિ ન્હાનાભાઈનાં સંસ્મરણો તો અનંત છે. એકવાર મહાકવિ હૃદયરોગ, બ્લડપ્રેશર, ઉપરાંત આખા શરીરે સખત ભયંકર ખરજવાથી ભિજરાઇ રહ્યા હતા. મસાજ કરતાં કરતાં મેં કહ્યું: 'ન્હાનાભાઈ! દલપતકથા તો આપે લખી—ન્હાનિલકથા કોણ લખશે?' ન્હાનાભાઇએ તરતજ કહ્યું: 'ભાઇ! દલપત તો ડુંગર હતો અને ન્હાનાલાલ તો કણ છે.' એ એમના હૃદયની છાની વાત. કાર્લાઇલનું વાક્ય મને યાદ આવ્યું, Greatness is always unconcious."

કુલપતિ ગાંધીજી અને કુલનાયક ઉપરાંત મારાં ઉપર હૃદયપૂર્વકનો પ્રેમ કરનાર 'વલ્લભભાઇ'ના સંબંધમાં શરૂશરૂમાં પ્રહાર થતા સાંભળી મને ભારે વેદના થતી પરંતુ સારંગી સમા મંજુલ, અનુકંપનશીલ કવિહૃદયમાંથી ઊઠતા બેસૂરા સ્વરનું બારીક નિરીક્ષણ કરતાં મને એ સ્વર અંતરમાંથી ઉઠતા જણાવાને બદલે બાહ્ય અસરોના ક્ષણિક પડઘા જ માત્ર જણાયા. વર્તમાન ગુજરાતની સમકાલીન એ મહાન વિભૂતિઓ—ન્હાનાભાઈ અને ગાંધીજીના મિલનની ભૂમિકા માટેનો ભગીરથ પ્રયાસ મેં શરૂ કર્યો.

આ ભોળાનાથ મહાકવિનું ભોળું અંતર પ્રેમનો યોગ્ય પડઘો મેળવી શક્યું નહોતું અને ધખધખી ઊઠયું હતું. એકવાર મેં હિંમતથી કહ્યું: 'ન્હાનાભાઇ! આ અંતર સંધાય તો સારું. ધારો કે મોહનદાસ (પૂ. મહાત્માજી) આપની પાસે શ્રીણાને ઘેર ગયા તેમ કદાચ આવે, તો તમે તેમને ભેટો કે નહિ?'

મહાકવિનું હૃદય ઊછળી પડયું, "ચોક્કસ! પણ એ મારે ત્યાં આવે ત્યારેને?" એ કેટલું દુઃખદ કે પ્રસંગ આવે એવી પરિસ્થિતિ જના ગોઠવાઇ–ગોઠવાઇ તે પહેલાં મહાકાળ વચ્ચે આવી ઊભો. એકવાર કહે "ભાઇ! મારી પુત્રી મરવા પડી ત્યારે બાપ પહેલાં બેઠીને મારનાર તું મુવો છે કોણ? કહી ભગવાનને પણ મેં ગાળ દીધી હતી. અને મારી પુત્રી એક વરસ વધારે જીવી હતી. બીજીવાર મારા નુકસાન સમયે પણ મેં તેને કહ્યું હતું કે, મારુ ધન શું પાપનું ધન છે? તું મારું પરસેવાનું ધન પડાવી લેનાર કોણ? અને શ્રીહરિએ મને ચારગણું આપ્યું. ભગવાનને લાડ પણ કર્યાં છે અને ગાળ પણ દીધી છે, તો ગાંધી તો કોણ?"

પ્રેમથી વશ કર્યા તો બાળકની જેમ વહાલથી તમારી છાતીએ વળગી રહેનાર અને એકાદવાર પણ તેમના તરફ અણગમતું વર્તન થઇ ગયું તો બાળકની જેમ રિસાઇને છણછણાટ કરનાર આ આશુતોષ મહાકવિનું હૃદય કુસુમથી પણ વધુ કોમળ લાગેલાર તો કોકવાર વજ્રથી પણ કઠોર થઇ જતું. કોકવાર ગભરાઇ જવાનું કે આ તો બાળહઠ કે યોગીહઠ? સ્વભાવે બાળક જેવા આ યોગસ્થ મહાકવિ. સર્વ સહકારી, અસહકારી, હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, યહુદી, સૌમાં મિત્રો, પ્રશંસકો વિદ્યાર્થીઓ અંતેવાસીઓ હજારોની સંખ્યામાં ધરાવતા હતા. અને સૌના સમારંભ તન મન ધનના ભોગે લેતા હતા. મારા પૂ. પિતાજીના અવસાન સમયે મને કહે કે, "વિષ્ણુ! તને શોક તો તારા શોક ઉતરાવશેને?" મેં કહ્યું: "જૂના જમાનાના શેઠિયા તો ન્હાનાભાઇ, મરી પરવાર્યા." મહાકવિએ પૂ. માણેકબાને મારા પિતાજીના તેરમાને દિવસે લાલચટક પાઘડી લઇ મારા ઘેર...ઘર શોધતાં મોકલ્યાં ને મારો શોક ઉતરાવ્યો.

ભગવાન પરશુરામ અને ભૃગુનો ક્રોધ, મહાકવિ શીરદોસીની ખુમારી, દેવાનંદનો ટંકારવ, સહજાનંદનો 'નીતિધર્મ', હેમચંદ્રાચાર્યની ગુજરાતપ્રીતિ, અશોક ને અકબરશાહનાં દિલ

અને જહાંગીર–નૂરજહાનના દાંપત્યપ્રેમ, મીરાં, નરસિંહ ને દયારામની ભક્તિની ઝલકના ઢાળો–લાટ, આનંતને સૌરાષ્ટ્રના અગસ્ત્ય મહાકવિ ન્હાનાલાલના સ્વભાવમાં રાસ રમતાં હતાં. કોક કહેતા, 'કવિદેહે વિરાટ છતાં મનોદેહે ન્હાનાલાલ વામન છે.' પરંતુ યોગેશ્વર શ્રી. અરવિન્દની નીચેની પંક્તિઓ એ પ્રકૃતિવૈમનસ્યનો આબેહુબ ખ્યાલ આપે છે.

"He who would bring the heavens here.
Must descend himself into clay.
And the burden of earthly nature bear,
And tread the dolorous way"

— વિષ્ણુભાઈ મ. ભટ્ટ.

[૩]

ગુજરાત મહાકવિનો મણિ–મહોત્સવ ઊજવતું હતું ત્યારે સ્વાધ્યાય મંડળના આશ્રયે નવસારીએ એ મહોત્સવ ઊજવી તાંબા–પતરા પર મહાકવિને સન્માનપત્ર આપેલું. કવિશ્રી અને શ્રી માણેકબહેન ત્યારે નવસારી આવેલાં. એ વખતના બે એક પ્રસંગો મને ખાસ યાદ રહી ગયા છે.

તે દિવસનો એમનો વાર્તાલાપ સાંભળીને મને તો એમ થયું કે, ગુજરાતની ધરતીનો કોઈપણ ખૂણો આ આર્ષદષ્ટિસંપન્ન મનીષિને અપરિચિત નથી.

સ્વાધ્યાય મંડળના આશ્રયે ત્યારે મેં કવિશ્રીની હાજરીમાં 'તારંગા' વિષે નિબંધ વાંચ્યો અને કવિએ તારંગાનો મહિમા સંભળાવ્યો. મારા નિબંધમાંના ઈડરના વેણીવત્સરાજના સમયથી માંડી શિવના ત્રિશૂલ સમી તારંગાની ટટાર ટેકરીઓની વનવિથિઓ એ વિકટ ભાગોના ભમરાળ ચઢાણો પરથી મીરખાં બહારવટીઆના અવરજવરના પ્રસંગો, ગુજરાત અને મેવાડને સાંધતાં "પોળ"ના પ્રદેશમાં થતા સિંહો સુધાંની વાત ત્યારે કવિશ્રીએ કરી.

નવસારીનો બીજો પ્રસંગ તે મહાકવિ પ્રેમાનંદના ઉતારાના દર્શનનો. મહાકવિ પ્રેમાનંદ નંદરબાર જતાં માર્ગમાં નવસારીમાં મોતીરામ મહેતાજીની હવેલીએ થોડા દિવસ વિસામો કરતા. મહા ગુજરાતના મહાકવિશ્રી નાનાલાલને આ સ્થળ જોવું હતું. એમને તો જે ધરતી સૈકાઓ પહેલાં અડગ પ્રતિજ્ઞાધારી મહાકવિના ચરણથી ધન્ય થઈ હતી એ સ્થળનાં દર્શન કરવાં હતાં; અને એમને ચટપટી લાગી હતી; એટલે સવારની બીજી મુલાકાતો (કોઈને લાગે કે કવિ ઔપચારિક રીતે જ આટોપે છે) આટોપી મોતીરામ મહેતાજીની જૂની ડહેલીએ આવી વિરાજ્યા. એ સમયની કવિના મુખની પ્રસન્નતા કોઈ અનેરી જ હતી. કુતુહલપ્રિય બાળકને તેની ઇચ્છિત વસ્તુ મળી જતાં જેવો આનંદ થાય એવો આનંદ કવિને થતો જણાયો. તે વખતે તેમણે મહાકવિ પ્રેમાનંદનાં ગુણગાન કરતાં એક દર્દભર્યું વાક્ય ઉચ્ચાર્યું: "પણ મણિભાઈ, ગુજરાતમાં ઘેર ઘેર ગવાતો મહાકવિ ક્યારે પાકશે?" અને ત્યારે એમણે મહાભારત અને શ્રીમદ્ ભાગવતના પ્રસંગને લઈ મહાકાવ્ય લખવાની પોતાની ઇચ્છા જણાવેલી. એ બીનાને આજે દસ વરસ વીતી ગયાં.

ત્રીજો પ્રસંગ રાતના વાળુ વખતનો છે. ગુજરાતના જાણીતા નવલકથાકાર શ્રી. રમણલાલ વ. દેસાઈને સંબોધી તેમણે કહ્યું: "રમણલાલભાઈ, આપણે બધા કવિઓ ખરા, પણ શહેનશાહ અકબરના દરબારમાં એક કવિ આવ્યો. પોતાના પ્રદેશની પ્રજા દુકાળમાં સપડાઈ હતી એનું ગાન એણે કવિતામાં કર્યું અને શહેનશાહના હૃદયને હલાવી મૂક્યું. દેશનું મહેસુલ એક જ ગાને માફ થયું."

આ પ્રસંગોમાંથી કવિના દિલનો પરિચય મળે છે અને એથી તે અહીં ટાંકવા પ્રેરાયો છું. મહાકવિ ન્હાનાલાલના અવસાન સાથે ગુજરાતના એક પ્રાસાદિક કવિની વાણી અલોપ

થઇ છે; એનું સ્મરણ થતાં બીજી પણ એક વાત યાદ આવે છે અને તે એ કે, ગુજરાતની ધરતીએ જગત્ સાહિત્યમાં પ્રાચીન કાળમાં જેમ પોતાનું દાન આપ્યું છે તેમ મધ્યયુગ કે ચાલુ સદીઓમાં પણ ગુજરાત ચિન્તનશીલ વિભૂતિઓ સિવાયનું નથી રહ્યું. અને એમાં, પાટનગરોએ મહાકવિઓ સર્જ્યા છે.

લાટના પાટનગરોથી સોઢલ, શ્રી., ભિન્નમાલના માઘ, અને બ્રહ્મગુપ્ત, પાટણના કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય, શ્રીપાલ વગેરે, મરાઠાઓની ગુજરાતની સત્તા સમયે વડોદરામાં પ્રેમાનંદ અને હાલના મહાગુજરાતના પાટનગર અમદાવાદમાં મહાકવિ ન્હાનાલાલ: આમ ગુજરાતનાં પાટનગરોની એક વિશેષતા જણાય છે. એ જ રીતે બીજી પણ એક વિશેષતા મને લાગે છે અને તે એ કે, 'કલમને ખોળે માથું' મૂકી ભગવતી સરસ્વતીની ભક્તિભરી ઉપાસના ત્રણ સદીના ગાળામાં ત્રણ ત્રણ મહાકવિઓ કરવાની પ્રતિજ્ઞા લે એવા દાખલા મળવા પણ મુશ્કેલ છે. આસ્વાદિક વાણી, અડગ ટેક, પ્રેમભક્તિની અંજલિ એ બધું ત્રણ સૈકામાં ગુજરાતે જોયું, જાણ્યું, અને માણ્યું છે. મહાકવિ પ્રેમાનંદ, નર્મદ અને ન્હાનાલાલની શારદાસ્તુતિઓ ગુજરાતી ભાષા ધરતી પર હશે ત્યાં સુધી રહેવાની અને યશ પામવાની. સદેહે આજે કવિ આપણી પાસે નથી, અક્ષરદેહે મહાકવિની હિમમાળની ટેકરીઓમાં કૂદતી જાહ્નવી જમના જેવી નિર્મળ વાણી સદાએ ઉન્નતિ પ્રેરણા આપતી રહેશે.

— મણિભાઈ દ્વિવેદી.

[૪]

**અ**મદાવાદે કલ્પેલું પણ નહિ એવું મનોરમ કલાપ્રદર્શન કવિશ્રીએ યોજ્યું. ગુજરાતભરમાંથી નમૂનાઓના થોકેથોક ખડકાયા, વ્યવસ્થિત ગોઠવાયા. નડિયાદના કવિચિત્રકાર ફૂલચંદ ઝવેરદાસ શાહના 'ગાંધીજીના અક્ષરદેહે' સારી યે જનતાનું ધ્યાન ખેંચ્યું. 'નવજીવન'ના ગાંધીજીના લેખો લખીને જ ગાંધીજીની આબેહૂબ ઉપજાવી કાઢેલી. એ પ્રતિકૃતિ હજી યે નડિયાદમાં એમનાં દીવાનખાનામાં મોજુદ છે. અર્વાચીન યુગના એકે ય ચિત્રકારે એવો અખતરો કર્યાનું જાણવામાં નથી. એ જ પ્રદર્શનમાં ભાઇ મનુભાઇ જોધાણીએ કાઠિયાવાડી બનાવટની માટીની બદામ, ઇલાયચી, ખારેક વગેરે મોકલેલાં તે એવાં તો આબેહૂબ હતાં કે ન્હાનાભાઇએ એક મોંમાં મૂકી દીધેલી. એ રીતે મનુભાઇનો કવિસાહેબ સાથેનો સંબંધ તો આ પહેલાંનો ઘણો જૂનો ગણી શકાય તેમ છે.

પછી કવિએ આદરી યુવક પ્રવૃત્તિ ને કરી સ્થાપના અમદાવાદ વિદ્યાર્થી સંઘની. અમદાવાદની વિદ્યાર્થીચળવળના શ્રીગણેશ એ દિવસે જ મંડાયા. એની જાહેરાતના પહેલા ચોપાનિયાથી તે બંધારણના છેલ્લા અક્ષર સુધી શબ્દેશબ્દની યોજના કવિની પોતાની. પોતાનાં લખાણોની જેવી તે હાથે નકલો કરતા તેવી જ નાનામાં નાના ચોપાનિયાંની પણ જાતે જ નકલ કરતા ને લખવાથી માંડી છપાઇને તે વહેંચાઇ રહે ત્યાં સુધીની પ્રત્યેક ક્રિયા પર તેમની જાતિ દેખરેખ રહેતી. તે વખતે ન્હાનાભાઇને પડખે અમદાવાદના વિદ્યાર્થીઓનો સાગર ઉલટતો. એ બે ત્રણ વર્ષ વિદ્યાર્થી સંમેલનો ભરાયાં અને ઉજવાયાં એવાં હજી અમદાવાદમાં જોયાં નથી. ભાષણોની ત્યાં ઝડીઓ વરસતી, એટલું જ નહિ, પણ બેત્રણ દિવસના રંજનકાર્યક્રમો પણ યોજતા.

જીવનભરની એમની ચોકસાઇ કેટલી બધી? અમે વિદ્યાર્થીઓ ઇસ્વીસન ૧૯૨૨ માં દિલ્હી આગ્રાના પ્રવાસે ગયેલા ત્યાંના કેટલાક શિલાલેખો ઉતારી લાવેલા. કવિએ 'બાદશાહનામું' લખવાનો નિર્ધાર કર્યો કે મારી એ નાનકડી ડાયરીઓ પણ ઉપાડી ગયા ને એમાંનું પણ કશું ય નોંધવાનું પોતાનાં પુસ્તકોમાં રહી ન જાય તેવી તકેદારી રાખી.

ને અંતિમ પળે વાડીલાલ હૉસ્પિટલમાં

વિદાય લેતાં પહેલાં એમના નિવાસસ્થાને મારું નામ કાને પડતાં જ 'મેં તમને 'સારથિ' ભેટ આપ્યું છે ને ? એ કાલે લઇ આવજો. એની પ્રસ્તાવનામાં મારે બે અક્ષર સુધારવાના છે.' છેલ્લી ઘડી સુધી સાહિત્યોપાસનાની શુદ્ધિ માટે કેટલી કાળજી ?

—રમણિકલાલ જે. દલાલ

[૫]

કવિશ્રી ન્હાનાલાલ સંગ્રહોને માટે પોતાનાં કાવ્યો કોઇને આપતા નહિ. 'સાહિત્યદર્શન' માટે મેં એમની રજા માગી. ત્યારે તેમણે જણાવ્યું હતું: "હું તેવી પરવાનગી કોઇને ય કયાં આપું છું ?"

"હું તે જાણું છું અને છતાં મારા સંગ્રહ માટે આ માગણી મૂકું છું."

"તેના કરતાં મારાં પુસ્તકોમાંથી ગમે તેને પાઠયપુસ્તક તરીકે શાળા ચલાવે તો તેમાં શી હરકત છે ?"

"માધ્યમિક ધોરણ માટે આ પ્રથા બરાબર એટલા માટે છે કે, વિદ્યાર્થીઓને તમામ કવિઓનું સામાન્ય જ્ઞાન મળી રહે. એ દષ્ટિએ જ મેં આ માગણી મંજૂરી માટે મૂકેલી છે. સ્વીકારશો તો સારું !"

"તમને હું પરવાનગી આપું એથી જેમને મેં ઇન્કાર કર્યો છે તેમને અન્યાય ન થાય કે ?"

"તમે આવી રજા એક સંગ્રહને માટે આપેલી છે; જો કે હું પોતે તો સ્વતંત્રપણે આ માગણી મૂકું છું."

"તે હું સમજી શકું છું. જે દિવસે હું આવા કોઇ નિશ્ચય ઉપર નહિ આવેલો, ત્યારે એ રજા અપાઇ ગયેલી છે. હવે હું એમને ના કહી શકું નહિ."

"તો હું તમારી રજા મળી ગઇ છે, એમ માનીને અમુક કાવ્યો મારા સંગ્રહમાં લઉં તો તમે..."

વચમાં જ મને કહ્યું: "હું તમને નોટિસ નહિ આપું. તેને માટે હું તમને કોર્ટમાં પણ નહિ ઘસડું. તમે એ રીતે લઇ શકો છો."

હું ખડખડાટ હસી પડયો. !

—અંબાલાલ ન. શાહ

[૬]

સને ૧૯૨૩ના ગુજરાત કોલેજના ઇન્ટર આર્ટસના વિદ્યાર્થી તરીકે પૂ. ન્હાનાભાઇને મળવાનો પ્રથમ યોગ મળેલો. તે જ વખતે તેમના નિર્દંભ સૌજન્યની છાપ પડી હતી. પછી, એમના તખલ્લુસ—પ્રેમભક્તિ—ઉપરથી ગુજરાત કોલેજમાં 'પ્રેમભક્તિ મંડળ' સ્થાપવામાં આવ્યું, તેનું સુકાન મારા હાથમાં આવ્યું, અને એ અંગે પૂ. ન્હાનાભાઇના વિશેષ પરિચયમાં આવવાના પ્રસંગો મળ્યા. 'કવિશ્રી નાનકડી સભાઓમાં તેમજ જ્યાં પોતે પ્રમુખ ન હોય ત્યાં જતા નહોતા, એવા અભિમાની હતા—' એવો ભ્રામક ખ્યાલ ઘણાઓને રહ્યો હશે. પણ અમારા મંડળની એક સભામાં માત્ર દશબાર જ વિદ્યાર્થીઓ હતા, છતાં ન્હાનાભાઇએ દોઢેક કલાક સુધી 'કલાપીનો વિરહ'નું કાવ્યવાચન કર્યું હતું; બીજી એક સભામાં એમને પ્રમુખસ્થાન લેવાની મેં દરખાસ્ત મૂકી, તો એમણે વિરોધ કર્યો અને કહ્યું: 'આખા વર્ષ દરમ્યાન મંડળના જે પ્રમુખ હોય, તે વાર્ષિક સભામાં પ્રમુખસ્થાન લે.' અને બી.એ. માં ભણતા મને-વિદ્યાર્થીને પ્રમુખપદે બેસાડી દીધો હતો !

પૂ. ન્હાનાભાઇ અને પૂ. માણેકબાનું વાત્સલ્ય —તેમની છત્રછાયા અવિસ્મરણીય છે. ખડાલ નામના એક નાનકડા ગામમાં મારાં લગ્ન હતાં; તે વખતે ન્હાનાભાઇ પથારીવશ હતા. તેમને ખોરાકની બંધી હતી, કેવળ ફળો ઉપર હતા. ઘરનો ઓટલો ય ઊતરવાની દાક્તરી મનાઇ હતી, છતાં ન્હાનાભાઇ અમારે ગામ આવ્યા અને ગામલોકોને હાકોરના બંધથી મુક્ત કર્યો.

—ધીરજલાલ પરીખ

[૭]

કવિશ્રી જ્યારે ગાંધીવિચારણાનો જ નહિ, પણ ખુદ ગાંધીજીના વ્યક્તિગત જીવનનો પણ

ખુલ્લેખુલ્લો વિરોધ કરવા માંડ્યા, ત્યારે મેં તેમનો એ બાબતમાં ખુલાસો માગ્યો હતો. ત્યારે તેમણે મને ખુલ્લા દિલે કહ્યું હતું: 'રાજકારણમાં પડેલા ગાંધી અને હિન્દને સંત તરીકે દોરનાર રાષ્ટ્રવિધાતા એવા ગાંધીજીનાં બે સ્વરૂપ છે: સાદાઈ, સત્યપ્રિયતા, નિખાલસતા. બીજાના દુઃખે દુખી થવાની તમન્ના. અને બીજાની સેવા કરવાની તત્પરતા જોતાં ખરેખર ગાંધીજી એક સંત પુરુષ તરીકે માનને યોગ્ય છે. પણ રાજકારણની ખટપટમાં ઊતરી જ્યારે તે દેશ, વેશ કે પક્ષને–પક્ષના મંતવ્યને સત્ય કરતાં ય પ્રધાનપદ આપે છે, ત્યારે મારો સત્યનિષ્ઠ આત્મા ડકળી ઊઠે છે અને મારી ઇચ્છા નહિ હોવા છતાં પણ મારે કડવાં કથન ઉચ્ચારવાં પડ્યાં છે અને પડે છે.'

"દ્વારકા જઈ 'હરિદર્શન' લાવી, શ્રીપ્રભુને ભેટ ધરી આવ્યા પછી કવિશ્રીને હું મળ્યો હતો. ત્યારે તેમણે 'ડેરા તૂટ્યો'નો પ્રસંગ કહી જણાવી કહ્યું: 'આપણે ભક્તો પ્રભુનાં દર્શન કરવાને જેટલી આકાંક્ષા રાખીએ છીએ તેટલી બલકે તેથી પણ વધારે આતુરતા પ્રભુ આપણને તેમનાં દર્શન આપવા માટે ધરાવે છે. આપણે લખવા કે રચવા માગીએ છીએ, તે કરતાં પણ પ્રભુ આપણી દ્વારા વિશેષ લખાવવા–રચાવવા માગે છે. અને છપાવવા મોકલે છે.

કવિશ્રીએ તેમનું બ્રહ્મચર્યત્વ અને ક્ષાત્રતેજ મરણ પર્યંત ટકાવી રાખ્યાં છે. તેનું કારણ તેમની પ્રેમભક્તિ–માનવઆતિથ્ય અને પ્રભુપૂજન છે. અંતર્યામીનું દર્શન તેમને તેમના પિતાશ્રીની માફક સ્પષ્ટ હતું. તેથી જ તેઓ 'વિશ્વગીતા' અને નવાં ઉપનિષદો લખી શક્યા હતા. મિસ લિલિયન એડગર અને ડૉ. એની બેસન્ટ જેવા આંગ્લ બ્રહ્મજ્ઞાનીઓને તેમણે પોતાને આંગણે સત્કાર્યાં હતાં. સન ૧૯૩૧માં 'સર્વમત-સંમત મંડળ સ્થાપવામાં તેમની જ દોરવણી હતી. ૧૯૨૩ માં આયરિશ કવિ જેમ્સ કઝીન્સને પોતાને ત્યાં નોતરી 'સ્નેહસંમેલન' તથા કલાપ્રદર્શન ગોઠવ્યાં હતાં. રાજકોટમાં આજે રામકૃષ્ણ મિશન છે, તેનું સ્થાપન થવામાં કવિશ્રીનો ફાળો ઘણો મોટો છે. વળી, સન ૧૯૦૮ માં મિસ લિલિયન એડગરને જમણ આપ્યું હતું, તે આંતરરાષ્ટ્રીય હતું. અને સુધારકોના 'આર્યન ડીનર' પહેલાંનું હતું. રાજકોટમાં અંત્યજ શાળા, ઓવગી અને છેવટે વનિતાવિશ્રામ એ બધી પ્રવૃત્તિઓમાં કવિશ્રીનો ફાળો ખાસ નોંધપાત્ર છે.

—મૂળચંદ ચુનીલાલ ભગત

[૮]

કવિરાજના સુવર્ણ મહોત્સવ પ્રસંગે વડોદરાના દાજીભાઈ છાત્રાલયે એમને સંમાન આપ્યું હતું. સ્વ. મહુભાઈ કાંટાવાળાએ તે વખતે કહ્યું હતું: 'કવિસાહેબ! આ દેવીપુત્રોનો ફુલહાર છે. એ સૂચવે છે કે આપની હાર છે. 'તરત જ કવિશ્રીએ કહ્યું: જ્યાં સુધી 'પૃથ્વીરાજ રાસા' પછી કોઈ વીરરસનું કાવ્ય ગુજરાતને સાંપડ્યું નથી, ત્યાં સુધી એક નહિ પણ સાત વાર હાર છે.'

ઉપર સુવર્ણ મહોત્સવનો ઉલ્લેખ કર્યો છે, તે પ્રસંગે બ્રહ્મભટ્ટોએ કવિશ્રીને ઢાલ અને કટાર ભેટ આપ્યાં હતાં. કવિશ્રીએ ત્યારે કહ્યું: 'તમારી કટાર મને ન ખપે; ખપની તમારી ઢાલ છે.'

કવિશ્રીએ કોઈદી 'પગાર કે મનીઑર્ડર હાથમાં લઈ ગણ્યો નહોતો. એમના વડીલ પુત્રના લગ્નનો સમારંભ પૂરો થયો, અને કવિશ્રીએ મને પૂછ્યું: 'કેમ કાંઈ ખૂટે છે કે?' મેં કહ્યું: 'ના, ઊલટું બસો રૂપિયા વધે છે.' એટલે પોતે કહે: 'તો બાઈને કહો કે એ રૂપિયા વાપરી નાંખે!'

સંસારરંજન કે રાજરમતોના જ નહિ, પણ મરદાનગી રમતોના પણ કવિશ્રી ઉમદા ખેલાડી હતા. કોઈકે પૂછ્યું: 'કવિસાહેબ! આ રમત તમે જાણો છો?' એટલે તેમણે કહ્યું: 'ભલા! આમ શું પૂછો છો? મને કઈ રમત નથી આવડતી એ જ પૂછો.'

—છોટાલાલ મો. બારોટ

## મલ્લિનાથ ક્યાં છે?

**શ્રી. રણછોડલાલ વાઘેલા**

"વિરાટને વધાવીને વિરાટ પૂજન કીધાં" નો સાચો આનંદ ગુજરાતમાં કોઈએ અનુભવ્યો હોય તો તે કદાચ કવિવર ન્હાનાલાલે જ છે. એમની અર્ધશતાબ્દીથીયે વધુ ચારસો પાસાનાનાં મુખ્ય લક્ષણો કવિવરે પોતે જ ગણાવ્યાં છે તેમ એ છેઃ " નવવસંતની ટહેલ" અને "જગતવેધ".

અલ્પ, વિરાટ અને રસ એમની કવિતાના દેશો છે અને એમાં સૃષ્ટિ માત્રનો સમાવેશ થઈ જતો એમણે અનુભવ્યો છે. કેવળ કાવ્યોપજીવી રહીને કવિતા ક્ષેત્રના આવા મંજાવર અને ભવ્ય ક્ષેત્રો ખેડનાર તરીકે કવિવર ન્હાનાલાલ આપણા યુગનો કદાચ મોટો ચમત્કાર બની રહે છે. આજનો આપણો લેખક વર્ગ આર્થિક વિમાસણની ભીંસ અનુભવી રહ્યો છે. કવિવર ન્હાનાલાલે પણ એ ભીંસ એના તમામ રૂદ્ર સ્વરૂપમાં દીઠી અને અનુભવી છે. પણ એમની કવિતામાં કે એમના સર્જનના કોઈપણ પ્રકારમાં એવી આર્થિક દરિદ્રતાનો એક હરફ સુદ્ધાં ઉચ્ચારાયેલો જોવા મળતો નથી. એટલુ જ નહીં, પણ મનભર ઉલ્લાસમાં તેઓ હંમેશ રહ્યા છે. વિરાટની પકડ કદાચ એમને જેટલી હતી તેટલી વર્તમાન યુગીય સાહિત્યકારોમાં તો શું પણ જગતના શ્રેષ્ઠ સાહિત્યસ્વામીઓમાં પણ અમુક ગણતર સ્થાનોમાં નજરે પડે છે.

આપણા યાંત્રિક યુગમાં આવો આત્મસંતોષ, આવો પૌરુષસભર આત્મત્યાગ, અને આવી પ્રફુલ્લ ઉલ્લાસપ્રિયતાનો જોટો કવિતાસાહિત્યમાં મળવો મુશ્કેલ છે.

કવિતા જે જમાનામાં ઓસરતી જતી હતી, જે વખતે પ્રજાના દિલને સિનેમા અને રેડિયોએ છેક જ પરવશ બનાવી દીધાં હતાં તે વખતે પણ સામાન્ય ગુજરાતી વર્ગે એમનાં આદર અને સન્માન કર્યે રાખ્યાં હતાં. ફક્ત, એક જ અફસોસ એમના પોતા માટે કરવાનો હોય તો તે ગુજરાતમાં "મલ્લીનાથ"ની અછત અંગેનો છે.

એમને ન્યાય આપવામાં એમણે પોતે જે શરતો પોતા માટે ઊભી કરી છે તે જે મુખ્યત્વે કરીને લક્ષમાં લેવાવી જોઈએ. કવિતા એમનો જીવનપ્રદેશ હતો.. અને એ કવિતા-ઊર્મિ કવિતા એમણે મનભર ગાઈ છે. કદાચ સાચાં કાવ્યો શીખવા માટે આપણે ન્હાનાલાલ પાસે જ જવું જોઈએ. એમની કવિતામાં પ્રેરણાના અઢળક ભંડારો ભર્યાં પડ્યા છે. એ વાત હવે લગભગ સર્વ સ્વીકૃત બને છે.

કવિતાની આત્યંતિક અસર આધ્યાત્મિક છે. કવિતાનું સર્જન અને એનું પરિશીલન આપણામાં ઈશ્વરભક્તિ પ્રેરે છે. આ ક્રમ એમના જીવન અને કવનમાં કેટલી બધી યથાર્થતાથી પ્રતિબિંબિત થએલો જોવા મળે છે? છેવટનાં વર્ષોમાં "હરિસંહિતા"નું સર્જન આ ઉત્કટ આધ્યાત્મિક મનોદશાનું નિદર્શક છે.

ઊર્મિ કવિતા અને જીવનનાં પ્રફુલ દર્શનની બાબતમાં એમણે યુગાવતારી કવિસમ્રાટની ગરજ સારી છે. પ્રેરણાનો આવડો પ્રચંડ પ્રવાહ, ઊર્મિનો આટલો અખંડ ઊભરો અને કલ્પનાની આવડી વિરાટ પકડ એમને વિશ્વકવિ બનાવવા માટે પૂરતા છે.

આમ છતાંય-ગુજરાતી મલ્લિનાથોના દુકાળની વચ્ચે એમણે ભવભૂતીય શ્રદ્ધાથી ભાખ્યું છે કે "હિમાલયને શિખરે પહોંચાય તે પહોંચશે, ને નહીં પહોંચાય તે નહિ પહોંચેઃ 'ખેડુત મંડળ હિમાલય શિખરે ચ્હડી ખેતી કરશે કે નહિ કરે' પણ તેથી...ગગન-ચૂમતી શિખરાવલિવન્તો હિમાદ્રિ ખોટો યે નહિ ઠરે કે પૃથ્વીને પાણી પાતો યે નહિ વિરમે."

# કવિનાં સંસ્મરણો

શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસ. સી.

*

ન્હાનાલાલ કવિની અપદ્યાગદ્ય કૃતિઓ ડોલનશૈલી, ભાષાંતરોની સરળતા, રાસસ અહોનું સુંન્દર લાલિત્ય, નાટકોનું સમર્થ પાત્રાલેખન, વિશ્વગીતા જેવાં કાવ્યોમાં ગાયેલી ફિલસૂફી, એ સર્વેનું વિવેચન સાક્ષરો અને વિદ્વાનોએ કરેલું છે અને કરશે. મારો એવો ઊંડો અભ્યાસ પણ નથી અને લાયકાત પણ નથી. પરન્તુ, કવિનો પરિચય મને છેક બાલપણથી હતો તેથી તેમનાં થોડાં સંસ્મરણો લખું તો વાંચનાર વર્ગને વધારે રસપ્રદ થઇ પડશે એમ ધારું છું.

તેમની વત્સલતા અને આનન્દી સ્વભાવ, અને તેમનું બાળક જેવું મુક્ત હાસ્ય યાદ આવે છે, ત્યારે મનમાં ગ્લાનિ છવાઇ જાય છે કે, એ મહાન વિભૂતિનું હવે નામ માત્ર રહ્યું!

હું છેક નાની આઠનવ વર્ષની હતી ત્યારે કવિનું નામ મેં પહેલવહેલું સાંભળેલું. મારાં (માનાં માઈ ઞાની) શ્રી. બાળાબહેને એક દિવસ કવિનું 'અમૃત' અંજલિમાં નહિ. ઝીલ્યું રે બહેન,' ગણગણતાં હતાં. મેં થોડા શબ્દો સાંભળ્યા ને મને ખૂબ ગમી ગયા એટલે મેં એ આખું ગીત સંભળાવવાનું એમને કહ્યું. એમને માત્ર બે જ લીટી મોઢે આવડતી હતી. તેથી તેમણે મારી પાસે 'જ્ઞાનસુધા' નામના એક માસિકની જૂની ફાઇલો શોધાવી; અને તેના એક અંકમાંથી આખું ગીત લખાવ્યું.

મને યાદ છે કે તે વખતે હું અંગ્રેજી પ્રાઇમર ભણતી હતી, અને તે પછીનાં બે ત્રણ વરસ દરમ્યાન મને એકલો એ જ રાસ આવડતો હતો. અને જ્યારે પણ કોઇ મને ગરબો ગાવાનું કહેતું ત્યારે હું એ જ ગાતી. એ રાસના લેખક તે મારે મનથી જગતમાં એકના એક કવિ હતા. આજે આટલે વરસે પણ એકના એક તો નહિ, પણ ગુજરાતી ભાષાના એક કવિ તો મારા મનથી છે જ.

પણ ત્યારે મેં કવિને જોયેલા નહિ. ૧૯૧૨ ની સાલમાં મારા પિતાજી સાથે અમે ત્રણ ભાંડુ કાઠિયાવાડને પ્રવાસે ગયેલાં ત્યારે રાજકોટમાં કવિને ઘેર ઊતરેલાં. તે મારો પહેલો પરિચય હતો. રાજકોટમાં કવિને ત્યાં ઊતરવાનું હતું તેથી જાણે જિંદગી સાર્થક થઇ જવાની હોય એટલી બધી ખુશાલી મારા બાળક મનમાં થતી હતી. અને સ્ટેશન ઉપર એમની પ્રચંડ કાયા પહેલવહેલી નજરે પડી અને મુક્ત હાસ્ય કાને પડ્યું ત્યારે જાણે જીવન ધન્ય બન્યું!

કવિને ઘેર પહોંચ્યાં ત્યારે આંગણાંમાંથી જ એમણે 'બાઇ' કરીને કોઇને બૂમ પાડી. વડોદરામાં અમે રહેલાં એટલે અમારા મનમાં કે બાઈ એટલે કોઈ દક્ષણી બાઇ હશે; તેને બદલે તો કવિપત્ની શ્રી. માણેકબા આવી પહોંચ્યાં અને પછી તો કવિએ અને કવિપત્નીએ અમારું જે વહાલભર્યું સ્વાગત કર્યું હતું તે લખતાં પાર આવે એમ નથી.

રાજકોટથી અમે અમરેલી, ધારી વગેરે સ્થળે થઇને દરબાર ગોપાળદાસના તાલુકદારી ગામ ઢસા ગયાં હતાં. કવિ ત્યાં અગાઉથી જઇ પહોંચેલા. અને અડધું મજાકમાં હોય કે પછી કાઠિયાવાડનાં ગરાસી ગામડાંના રિવાજ અમને બનાવવા ખાતર હોય; પણ ગામને પાદરે, અમે પહોંચ્યાં ત્યાં વાજતુંગાજતું સામૈયું અમને લેવા એમણે મોકલાવેલું. અમને તો બહુ જ મૂંઝવણ થઇ ગઇ. અને દરબારને ઘેર અમારું સરઘસ પહોંચ્યું ત્યારે અમારાં મૂંઝવાયેલાં મોં જોઇને કવિ જોરથી હસી પડેલા તે હજી મને બરોબર યાદ છે.

રાત્રે વાળુ કર્યા પછી ચોગાનમાં બામ-ણોના રાસડા હતા. પુરુષોને રાસડા લેતા ત્યારે મેં પહેલી જ વાર જોયા. અને એમના પદલાલિત્યથી હું છક થઇ ગઇ હતી. થોડી વારમાં

તો કવિએ અમને ત્રણે છોકરાંને રાસમાં જોડાવાનો આગ્રહ કર્યો. કાઠિયાવાડમાં રાસડામાં પગની જે ઠેસ લે છે તે એ વખતે તો અમારે મન તદ્દન નવી હતી; એટલે અમે ઘણી આનાકાની કરી. પણ કવિ માને જ નહીં. છેવટે દરબારસાહેબ અને શ્રી. ભક્તિબા પણ જોડાયાં ત્યારે અમે પણ જોડાયાં અને બાળક એટલે થોડી જ વારમાં ટેવાઇ ગયાં.

કવિએ ત્યાં હસામાં અમને પોતાનું એક નવું કાવ્ય

'ઊઠ ઓ ભરતગોત્ર! તુજ વાટ,
જુએ જો જગત કાલને ઘાટ.'

એ વાંચી સંભળાવેલું. ઘણે ભાગે ૧૯૧૯માં દુકાળસંકટ નિવારણ માટે અમે અમદાવાદમાં એક જલસો કરેલો તેમાં એ ગીત અમે ગાયેલું.

૧૯૨૦ની સાલમાં મારે મોસાળ ગરબા રાખ્યા હતા, ત્યાં સ્વ. શ્રી. ઇન્દિરાબહેન રમાકાન્ત ઘારેખાને 'રૂપલા રાતલડીમાં ઊઘડે ઉરનાં બારણાં' એ કવિનો રાસ ગાયો હતો. અને મને એ એટલો બધો ગમી ગયો કે મેં બીજે જ દિવસથી હરતે ને ફરતે એ ગાવા માંડ્યો. અને પછી 'ન્હાના ન્હાના રાસ'ની ચોપડી લઇને એમાંથી જેટલા રાસના રાગ બેઠા તે રાસ મ્હોંડે કરવા માંડ્યા. ત્યારપછીનાં આઠદસ વર્ષ વડોદરા, અમદાવાદ, સૂરત, તેમજ રાજકોટમાં શરદુત્સવો, વસન્તોત્સવો, જલસા અને ગરબા સમારંભોમાં મુખ્યત્વે કવિ ન્હાનાલાલનાં જ કાવ્યો હું ગાતી.

કાવ્યદેવીની મારી એ આરાધનાની પ્રસાદી મને અણધારી ૧૯૨૫ની સાલમાં મળી. એક દિવસ એકાએક મારા ઉપર પુસ્તકોનું એક પારસલ આવ્યું. અને ઉઘાડીને જોયું તો કવિનાં ત્યા સુધીમાં પ્રકટ થયેલાં સર્વે પુસ્તકો તેમાં હતાં અને દરેકના આગલા પાના ઉપર કવિએ પોતાના હસ્તાક્ષરમાં લખેલું: 'ચિ. બહેન લીલાને' અને નીચે પોતાની સહી.

કવિની આ ઓચિંતી વત્સલતાથી હું તો સ્તબ્ધ થઈ ગઈ. ૧૯૧૮ પછી હું એમને ખાસ મળી નહોતી. જાણતી પણ નહોતી કે મારી હિલચાલ પર એમની દૂર દૂરથી નજર છે. કવિ તે વખતે ક્યાં રહેતા તે પણ હું જાણતી નહિ. મને તો તેમનાં કાવ્યો પ્રિય હતાં એટલે મુગ્ધભાવે હું એ ગાયા કરતી હતી, ત્યાં તો આ પ્રસાદી અજાણતાં આવી મળી. વિદ્યાર્થીઅવસ્થામાં અને તે પછી પણ ઇનામ, ભેટ, બક્ષિસ તો બધાં બાળકો અને કિશોરોની માફક મને પણ આજસુધી કેટલાં યે મળ્યાં હશે, પણ આ ભેટ જેટલી કિંમત મને બીજી એકકેની લાગી નથી. કવિના વત્સલ હૃદયની નિશાનીરૂપ એ મહામોંઘી ભેટ મેં જીવ પેઠે જાળવીને રાખી મૂકી છે.

વચમાં થોડાં વરસ ગુજરાતની બહાર મારે ગાળવાનાં થયાં; પણ કવિની સુવર્ણ જયન્તીની ઉજવણી વખતે હું વડોદરામાં હતી એટલે કવિનું 'વિરાટનો હિંડોળો' એ કાવ્ય મેં સમારંભમાં ગાયું હતું. સમારંભ પૂરો થયા પછી કવિએ મને પાસે બોલાવીને માથે હાથ મૂકીને આશિષ આપી હતી.

૧૯૪૦માં મુંબાઇની ભગિની સમાજ તરફથી 'ન્હાનાલાલ રસદર્શન' ઉજવવું હતું ત્યારે સમાજની બે બહેનો સાથે હું જાતે કવિને મળવા ગઇ હતી. અને છેલ્લાં કવિ દલપતરામ-ન્હાનાલાલની ૧૧૧ વર્ષની સરસ્વતીસેવાનો સમારંભ અમદાવાદમાં ઉજવાયો ત્યારે માત્ર તેમનાં દર્શનનો તેમજ તેમને વંદન કરવાનો લાભ મળ્યો હતો.

એમના જેવી મહાન વિભૂતિનું ધ્યાન જીવનમાં એકાદ વાર મારા જેવી સામાન્ય વ્યક્તિ તરફ દોરવાયું એટલાથી હું તો મારી જાતને ધન્ય માનું છું અને સંતોષ પામું છું. તેમના પ્રતિભાશાળી પુણ્યાત્માને અંજલિ આપવાની આ તક લઉં છું.

કવિશ્રી ન્હાનાલાલનાં



# જીવન-પ્રસંગો

શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

*

કવિશ્રી ન્હાનાલાલની એક વિશિષ્ટતા હતી કે એ જ્યાં જતા ત્યાં કવિની મંડળી જામતી. એ મંડળીનાં કેટલાંક પાત્રો નોંધવા જેવાં છે. અમૃતલાલ સુંદરજી. પઢિયાર એ કવિનું એક પ્રિય પાત્ર હતું. પઢિયારની સાધુતાએ કવિ પર બહુ અસર કરી હતી અને કવિએ એનાં વિશિષ્ટ કાવ્યોથી સાધુચરિત પઢિયારજીને પોતાના બનાવ્યા હતા. રાજકોટના કવિશ્રીના અખાડામાં પઢિયારજી ઉપરાંત પ્રસંગે પ્રસંગે બાવાજી—મોહનદાસ બાવા ચડી આવતા. ત્યારે ભજનોની રમઝટ જામતી. મોઢામાં એક પણ દાંત નહિ એવા એ બાવાજી જ્યારે ઊંચે સાદે લલકારેઃ

મોરલો મૃત્યુલોકમાં આવ્યો,
એવડાં તે રૂપ ક્યાંથી લાવ્યો રેઃ
મોરલો મૃત્યુલોકમાં આવ્યો.

એ ભજન જમાવતા ત્યારે કવિ—ગુજરાતનો મહાકવિ—એ ભજનની ધૂને ઘેલો બનતો, અને એ વખતે કવિને સાચે સ્વરૂપે જોવાની મને અનેક તકો મળેલી છે તે આજે પણ ભૂલી શકાતી નથી. કવિ પર કાઠિયાવાડના ભજન-સાહિત્યની બહુ ભારે અસર હતી અને એ અસર એમનાં ભજનો પર સ્પષ્ટ દેખાય છે. દાખલા તરીકેઃ

વ્રજ શરણું એ મમ પરમ નેમ
હરિ ૐ હરિ ૐ

*

મારા નયણાંની આળસ રે
ન નિરખ્યા હરિને જરી.

વગેરે અનેક કાવ્યો છે જેમાં ભજનના ભાવ ઠેર ઠેર સ્પષ્ટ દેખાય છે.

(૨)

મિત્રો સહિત કવિવર પારનેરાનો ડુંગર જોવા ગયા. હું પણ એ વખતે એ મિત્રમંડળીમાં સાથે હતો. અમે સહુ ધોલવડથી નીકળી વલસાડ આવ્યા, અને વલસાડથી તિથલ ગયા. સાગરકાંઠાની એ રાતો અને એ રાતોમાં જામેલી કાવ્યોની રમઝટ આજે ત્રીસ ત્રીસ વર્ષે પણ હજુ કાનમાં ગાજે છે. આ પ્રવાસમાં ઘણી વખત મુંબાઈ જતાં ટ્રેનમાંથી જોયેલો પારનેરાનો ડુંગર જોવાનું નક્કી થયું. ઉમળિયા જરત્યાં, ઘુઘરમાળ ઘમકી, રમણીય વન ઉપવનોના પવન જેવો મીઠો પવન વાયો અને અમે પારડીના પાદરમાં આવી પહોંચ્યા. ત્યાં એક રાત રોકાઈ પારનેરાને પંથે ચડ્યા. પારનેરાની તળેટી સુધી વાહનો સાથે હતાં. અને પછી પગપાળા ચડ્યા. કવિવરનું શરીર કસેલું અને મજબુત હોવાથી લેશ પણ હાંફ વિના એ ડુંગર ચડતા હતા. ચડતા ચડતા પણ પારનેરા અને એની આસપાસના પ્રદેશનો ઇતિહાસ અમને સહુને કહે જતા હતા. અમારામાંના કેટલાક હાંફચે જતા હતા અને કવિ કહેતા એમાં હાંફતા હાંફતાં હોંકારો આપ્યે જતા હતા. ઇતિહાસ અને ભૂગોળનાં દર્શન કવિએ જેવી રીતે કર્યાં છે તેવા ગુજરાતના કોઈ પણ વિદ્વાને—પ્રોફેસરે

કર્યો નથી એમ કહું તો એમાં લેશ પણ અતિશયોક્તિ નથી. દેશની ઐતિહાસિક અને ભૌગોલિક સ્થિતિનાં રસભર્યાં વર્ણન કરવામાં કવિ એક અને અજોડ હતા. પાણેપાણે, પથ્થરે પથ્થરે ઇતિહાસ બોલ સંભળાવતા, ગુજરાતના એ મહાન કવિવરે મરાઠાઓનો યશસ્વી ઇતિહાસ આખે રસ્તે સંભળાવ્યો. ઉપર પહોંચ્યા—સહુ હાંફતા હતા, એવે વખતે કવિએ મારા વાંસામાં પ્રેમથી ઠોંસો માર્યો: ' રાયચુરા! તમે ક્રીકેટર લાગો છો?'

મેં કહ્યું: ' શાથી જાણ્યું?'

એમણે તુરત જવાબ આપ્યો: ' આ બધા હાંફે છે; એક તમે અને હું હાંફતા નથી. હું તો ક્રીકેટર છું અને તમે જરૂર હોવા જોઈએ!'

( ૩ )

કવિવરે રાજકોટના એજન્સી ઑફીસર તરીકે રાજીનામું આપ્યું એ વખતે રાજકોટના મોટાસાહેબ—હું ભૂલતો ન હોઉં તો એ વખતે મૅકોનોકી સાહેબ હતા—તરફથી કવિને સમજાવતો પત્ર આવ્યો હતો. એ ખાનગી પત્ર કવિએ મને વંચાવ્યો. પત્ર ખરેખર છાપવા જેવો છે. કવિવર જેવા પુરુષને ખોવા એ અંગ્રેજ અમલદાર તૈયાર નહોતો. કવિને દરેક રીતે સગવડ આપવાની વાત એ પત્રમાં તરી આવતી હતી. એજન્સીના મોટામાં મોટા અમલદાર હોવા છતાં એ પત્રમાં કવિ તરફનાં પ્રેમભાવ, મમતા અને સમભાવ શબ્દે શબ્દે ડોકિયાં કરતો હતો. એ પત્ર વાંચી મને ક્ષણભર થયેલું કે, કવિ એજન્સીના કેળવણી અમલદાર તરીકે કાયમ રહે તો સારું. પત્ર વાંચી મેં કવિ સામે જોયું પણ એમની આંખમાં ચમક હતી. દેશસેવાના ઊગતા યુગે કવિવર પર અજબ અસર કરી હતી અને કવિએ જ પ્રભાતિયું લખતાં ગાયું હતું કે:

'સુભટના સહુનની વાગી ઘડીઓ'

એ સુભટ પરદેશીની કડીઓની કડી વધુ વખત બની શકે નહિ એવું તેજ કવિની આંખોમાં જોઈ મેં પણ કવિની 'હા'માં 'હા' ભણી. અને કાગળ સારો છે. પણ હવે તો એક જ નિશ્ચય છે કે એ નોકરી છોડી દેવી. કવિજીવનનો આ ખાનગી પ્રસંગ બહુ જ ઓછા મિત્રો જાણે છે.

( ૪ )

શ્રી. મંજુલાલ દવે અને સૌ. કનુબહેન દવે સાહિત્યમાં રસ લેતા દંપતી કવિવરનાં ભક્ત હતાં. કવિ એ કાવ્યભક્ત દંપતીને ઘેર ગોકુળ ગલીમાં પ્રસંગે પ્રસંગે આવતા અને એ વખતે કવિ પોતાનાં નાટકો એ દંપતી સમક્ષ વાંચતા ત્યારે અજબ રસ જામતો. કવિનાં નાટકો કવિને મુખે સાંભળવાં એ જીવનનો એક પરમમાં પરમ લહાવો હતો. અપદ્યાગદ્યની ખરી લિજ્જત કવિ વાંચતા ત્યારે અનુભવમાં આવતી. એ સાહિત્યપ્રિય દંપતી સાથે કવિનો એક અતિ ખાનગીમાં ખાનગી સામાજિક પ્રશ્ન મને સોંપવામાં આવ્યો હતો. શ્રી. મંજુલાલ દવે અને સૌ. કનુબહેન દવે સૂરત રહેતાં, કવિએ મને એમની પાસે મોકલ્યો હતો. અને એ પ્રસંગ જે રીતે બન્યો એમાં કવિ એક વ્યવહારુ પુરુષ હતા એવું એ પ્રસંગના પરીણામે સિદ્ધ થયું હતું. પ્રસંગમાં કવિભક્તદંપતી અને ગુરુ સરીખા કવિ વચ્ચે મતભેદ હતો, છતાં કવિએ એ દંપતી સાથે, એ પછી જેવો હતો તેવો જ વર્તાવ ચાલુ રાખ્યો, તે જોઈ કવિ માટે મને અત્યંત માન ઉત્પન્ન થયું હતું. કવિવર કવિ હતા સાથે ગુજરાત અને ગુજરાતીઓના સમાજશાસ્ત્રી પણ હતા. અનેક ગુજરાતીઓ અને ગુજરાતણોને એમણે 'નવા સંસાર'ની દીક્ષા આપી હતી.

( ૫ )

વીસમી સદી બંધ પડયું. એ વખતે હું ગિરગામરમાં દલાલ હતો. કવિ ગોરેગામર ... ની મરીન સ્ટ્રીટની મારી ઑફિસમાં એક ... દિવસ ... ચિંતા આવ્યા અને મારા હાથમાં ... પોતે તૈયાર કરેલી એક યોજના મૂકી. 'રાયચુરા! વીસમી સદી તમારે લઈ લેવાનું છે. એના

એમ. એ. નાં બે વર્ષ દરમ્યાન અમદાવાદમાં રહેવાનું થયું તે અરસામાં, જો અઠવાડિયે બે ત્રણ કલાક કવિ પાસે ન ગાળું તો મને જરા પણ ચેન પડે નહીં; અને કવિ પણ બોલાવવા માણસ મોકલે.

કવિના સાહિત્ય દ્વારા, મળ્યો નહોતો ત્યારે કવિની જે અંતઃછબી માનસફલક ઉપર ચીતરાઈ હતી, તેમાં મળ્યા પછીનાં પાંચ વર્ષ બાદ રજમાત્ર ઘટાડો થયો નથી—બલ્કે એ અનુરાગમાં પ્રતિવર્ષે વધારો જ થતો રહ્યો છે, શિષ્યભાવે અમે ત્યારે મળવા જાઉં-સવારે-બપોરે કે સાંજે-એ તો એક જ અદાથી આવકારે. સવારે-સાંજે બંગલાના કંપાઉંડમાં ટહેલતા હોય તો મને પણ સાથમાં લે ને અલકમલકની વાતો કરે. બપોરે કાં તો લખતા હોય-વાંચતા હોય-વા પલંગ પર પડી શરીરને આરામ આપતા હોય પણ મનના સંચા તો સહજ પોતાની પ્રવૃત્તિઓ કરતા જ હોય. જતાંવેંત, લેખનવાંચનની પ્રવૃત્તિમાં ગુંથાયેલા ન હોય તો 'આવો પટેલ' કહી આવકારે ને કંઈ કામ ન હોય તો પણ 'બાઈ...' કહી માણેકબાને સાદ દે ને પ્રેમપૂર્વક વધામણી આપે: 'અનામી આવ્યા છે.' આપણે પરાયા છીએ, એવો ખ્યાલ જ આવવા દે નહીં. જાણે ખૂબ જૂની ઓળખાણ હોય એમ જ વર્તે. કવિ લેખન પ્રવૃત્તિમાં મશગૂલ હોય તો તેમને ડખલ કરવાનું સાહસ હું કરતો નહીં. ચોરપગલે પલંગ પર સામે-પાસે બેસી જાઉં કોઈ કોઈવાર તો પાકલાક સુધી આમ ચાલ્યા કરે ને જુએ એટલે ઠપકો આપે: 'ક્યારના આવ્યા? ભલા માણસ! બોલતા પણ નથી?' કહી ટોકે-ટોકે. પછી તો આરોગ્યની વાતો કરે, ઘરના સમાચાર પૂછે, કૈંક પ્રગતિ વર્તમાન જાણે ને બાલસહજ ભાવે પોતાની વાતો કહી કલાકોના કલાકો સુધી, પ્રેમપૂર્વક તેઓ વાતો કર્યે જ જાય. ને મને પણ કવિની સાથે વાતો વાતો કરવામાં ઓર મજા આવતી. કવિતા સંર્જનસમયનું હું ખૂન કરી રહ્યો છું એવું ઘણીવાર લાગે ને લાગે ત્યારે કહું પણ ખરો-ત્યારે કહે: 'પુસ્તકો વાંચવા લખવા કરતાં જીવતાં જાગતાં માનવીઓને વાંચવાનો રસ-આનંદ શું કમ છે? આ લખવા વાંચવાનું તો છે જ—ને એ તો ચાલે છે એમ ને એમ.' અને પછી તો આખી દુનિયાની વાતો થી. એમાં સાહિત્યની ને સંસારની, ધર્મની ને રાજકારણની, શિક્ષણશાસ્ત્રની ને રસસાહિત્યની વાતો હોય. જગતસાહિત્યની ચર્ચા કરતાં કવિને સાંભળવાનું સદાય મન થયા કરતું. પ્રાચીન ગુજરાતી કવિઓ સંબંધે પણ ખૂબ ખૂબ વાતો કરે-તેમાં નરસિંહ, મીરાં ને દયારામ માટેનો તેમનો ખાસ ભાવ જણાઈ આવે. એમાં પણ દયારામ માટે તો કવિને ખાસ પક્ષપાત. વાત દરમ્યાન ઘણી યે વાર દયારામને કવિ ટાંકે. પ્રતિકૂળ પરિસ્થિતિ ઉપસ્થિત થતાં કવિ લલકારે:

'ચિત્ત! તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.'

'ગુજરાતણોની શરીર સંપત્તિ' હું લખતો હતો ત્યારે એક બે વાર કવિ જોડે ચર્ચા કરવાનો પ્રસંગ પાડેલો. મેં એમના 'પ્રજાજીવનનો ઘસારો ને નવપલ્લવતા' લેખથી ચર્ચા ઉપાડી. કવિ કહે: 'પ્રજા વિલાસને છંદે ચડી છે. વૈરાગ્ય વખ જેવો લાગે છે પણ વિલાસની વાટ એટલે વિનાશની વાટ એ જગત ક્યારે જાણશે? ઉલ્લાસને નામે વિલાસના રાસ રચાય છે ને રમાય છે. આજે તો વૈરાગ્ય એટલે વિરાટપૂજા, વિલાસ એટલે વામનપૂજા. પ્રજા આ સૂત્ર નહીં સ્વીકારે ત્યાં સુધી જયવારો જ નથી—પૂરી પાયમાલી જ છે.'

કવિના એ પુણ્યપ્રકોપમાં ( Moral indignation ) 'રસ ને રૂપની વહતી સેર'ના સનાતન સંગ્રામની અસર જણાઈ આવતી

હતી. લાંબા ઝભ્ભાની બાંયો ચઢાવી. કહેઃ 'જો આ મસલ-દમાવ-દમાવ-૬૮ વર્ષે હાં ! ને પચ્ચીસે તો તમે પળિયાંવાળા થયા ! નવી પેઢીને મસલ જ ક્યાં છે ?'

એકવાર કવિની કૃતિઓ સંબંધે હું મારો અભિપ્રાય આપતો હતો: સ્વસ્થચિત્તે કવિ સાંભળતા હતા. કોઈ કોઈ વાર બિનપાયાદાર કરેલી ટીકાનું કવિ પ્રત્યક્ષ પ્રમાણ માગે-શક્ય હોય ત્યાં હું આપું-ન હોય ત્યાં અદ્ધર ટીકા કરું. પણ કવિ ખિજાય જ નહિ. મેં કારણ પૂછ્યું. કવિએ શુદ્ધ તર્કશાસ્ત્રની અદાથી પ્રત્યુત્તર પાઠવ્યો: 'જુઓ પટેલ, ઇતિહાસ-હકીકતો ઉચ્ચારવાનો મારો પ્રથમ અધિકાર. ૭૬ કૃતિઓ મેં રચી છે એવું હું નિઃશંક કહી શકું; પણ એ બધી સારી જ છે એમ હું શી રીતે કહું ? એ પ્રશ્ન-પ્રદેશ વિવેચકોનો. મારે એમાં માથું મારવાનું ન હોય. કોઇ ખરાબ કહે તો માઠું પણ લગાડવાનું ન હોય-સમજ્યા !' કવિની આ વિચારસરણી મને ખૂબ ગમી છે. સાહિત્યના કલેવર અને આત્મા એને અંગે વાક્યુદ્ધ ખેલ્યાં નથી. ચર્ચાત્મક, વિવાદાસ્પદ મુદ્દા ઉપજાવી ચર્ચાને વેગ આપ્યો છે, પણ વ્યર્થ વિતંડા-વાદને પોષ્યો નથી, તેમ જ નક્કી વલણ પણ અખત્યાર કર્યું નથી. જીવનમાં આ એક કેળવવા યોગ્ય ગુણ છે. આ ગુણને લીધે, કવિએ અનેક વાર સ્વ. નરસિંહરાવ અને ખબરદારની સુજનતા ને ભક્તિને મારી સમક્ષ મુક્તકંઠે વખાણી છે. શ્રી. બ. ક. ઠાકોરનાં 'આરોહણ' ને 'ખેતી' કાવ્યની ધરાઇ ધરાઇને પ્રશંસા કરી છે. વ્યક્તિગત રીતે પૂ. ગાંધીજીની સાત્ત્વિક જીવનવિભૂતિને વખાણી છે ને રા. મુનશીને પણ યોગ્ય અંજલિ આપી છે. મને તો આમાં કવિના મહાનુભાવતાનાં અને ઇતિહાસ-વફાદારીનાં સચોટ દર્શન થાય છે. જીવનમાં તેમજ સાહિત્યમાં Fidelity to facts એ કવિનો મહાન ગુણ, એથી તો એ દુશ્મનના ગુણનાં પણ મુક્તકંઠે વખાણ કરતા થાકે નહીં.

એકવાર સ્હેજ પૂછ્યું: 'કવિરાજ ! તમોને તમારી કૃતિઓમાંથી શ્રેષ્ઠ કઇ લાગે છે ? સહસા કહે:' હાથની આ ગમે તે આંગળી પર કાપ મૂકું તો કઇમાંથી લોહી નહીં નીકળે ? પિતા તરીકે બધાં જ બાળકો પર મને સરખો સ્નેહ છે. એ જ સત્ય સાહિત્યસૃષ્ટિ માટે ય છે.'

એક્વાર મેં કહ્યું: 'આ ધૂમકેતુ અને શ્રી. રમણલાલનાં 'ઝાકળનાં બિંદુ' અને 'રજકણ'ની માફક આપની કૃતિઓમાંથી સૂત્રાત્મક અર્થાન્તરન્યાસી ઉક્તિઓના એક બે ગ્રંથ તૈયાર કરી આપું, જો રજા હોય તો.' કવિએ સાવ હસીને ના પાડી. કેટલાક દિવસે ફરી એકવાર મોકો મળતાં મેં કહ્યું: 'કવિરાજ, તમારું આટલું બધું વિપુલ સાહિત્ય ને તેમાં યે અધિકારી વાચકો વિના તો કોઇનો ગજ ખાય નહીં તેવું સાહિત્ય. જો એમાંથી એક બે પુસ્તકો જેટલી ઉત્તમમાં ઉત્તમ સાહિત્ય ખાનગી પ્રજાને પીરસી શકાય તો ? પશ્ચિમમાં તો આવું ઘણું થાય છે, વગેરે.' મેં માન્યું કે કવિ ખિજાશે. પણ કવિ તો સ્વસ્થ ચિત્તે કહેઃ 'જે છે તે બરાબર છે. મારે એમાંનું કશું જ કરવું નથી. બધું જ સારું આપ્યા પછી બાકી રહેલા ઓછા સારાને કોણ વાંચશે ? ને આપણને સારું લાગે છે તે બધાને જ સારું લાગશે એની ખાતરી શી ? સૌ સૌની મર્યાદામાં જ બધું સારું છે વગેરે.'

છેલ્લે છેલ્લે, કવિને કૃતિઓની સંખ્યાનો કૈંક મોહ લાગ્યો છે એવું મને લાગ્યું ત્યારે સહજ મેં ટીકા કરી. તમે તો સત્ત્વના ઉપાસક. સત્ત્વ જ તમારે મન સર્વસ્વ, સંખ્યા તો ગૌણ. ઉત્તર મળ્યો. 'હા, તમારી વાત તદ્દન સાચી છે-પણ એ સાત્ત્વિક લોભને હું જતો કરી શકતો નથી. જતાં પહેલાં ત્રણ આંકડા જોવા ઇચ્છું છું. બાકી 'હરિદર્શન', 'વેણુ વિહાર' સ્વતંત્ર વિષય તરીકે સંખ્યાના અધિકારી ખરાં કે નહીં ! અને સત્ત્વઓટ તો વિવેચકો જાણે !

